# Achārānga Sutra



## ( TEXT WITH GUJARATI TRANSLATION )


BY

Professor Ravjibhai Devraj

*Cutch—Koday*

And

Jain Scholars

*Morvi—(Kathiawar)*.





AHMEDABAD

Jain Printing Press.

1902

# श्री आचाराङ्ग सूत्र.

( भाषान्तर. )

પ્રયોજક અને પ્રવર્તક,

## પ્રોફેસર રવજીભાઈ દેવરાજ.

કચ્છ—કોડાય.

તથા

## જૈન સ્કૉલર્સ.

મોરબી—( કાઠિયાવાડ )

અમદાવાદ.

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં શા. જેહાલાલ
દલસુખભાઇએ છાપ્યું.

સવત ૧૯૫૮. સને ૧૯૦૨.

# અર્પણ.



आचार शास्त्रं सुविनिश्चितं यथा जगाद वीरो जगते हिताय यः
तथैव किंचिद् गदतःसएव मे पुनातु धीमान् विनयार्पिता गिरः

( ટીકાકાર. )

જે વીર જે રીતે આ ચોકસાઇ ભરેલું આચાર શાસ્ત્ર જગત્-જનોના રૂબરૂ તેમના કલ્યાણ માટે બોલ્યા છે, તેજ મહા બુદ્ધિમાન્ વીર તેજ રીતે કંઇક બોલવા ચહાતા સેવકની વિનયપૂર્ંક તેમણ પ્રતે અર્પણ કરવામા આવતી વાણીને પવિત્ર કરો.



આ પ્રમાણે.

આચારાંગ ટીકાકાર શીળાચાર્યે ઘણા સાદા પણ હૃદયભેદક શબ્દોમા પોતાની તમામ કૃતિને શ્રીમાન્ વીર પ્રભુ પ્રતે અર્પણ કરીને તેમની સાહ્યતા માગી છે, અને તે વાજબી જ છે, કારણ કે જે ઉત્તમ ચીજ આપણને જેના પાસેથી મળેલી હોય તે ઉત્તમ ચીજ પાછી તેને જ અર્પણ કરવામા આવે તો તેથી આપણે જાણે ઋણમુક્ત થતા હોઇએ તેમ આપણુ અંતકરણ કંઇક અપૂર્વ શાંતિ મેળવીને પ્રફુલ્લિત થાય છે.

માટે

અમે પણ એજ ઉત્તમ પદ્ધતિ સ્વીકારીને તેમની જ વાણીને ગુર્જર ભાષામાં અનુવાદિત કરવાનો અમારો આ અલ્પ પ્રયાસ વિનયનમ્ર થઇને તેજ મહાત્મા શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર પ્રભુ પ્રતે અર્પણ કરીયે છીયે.

( तथास्तु )



# ભાવના.



જગતમાં રહેલા તમામ જીવો સુખ પામો, તેમના તમામ દુઃખ દરદ દૂર થાઓ, અને તેઓમાં સત્ય જ્ઞાનનો પ્રકાશ થાઓ, એ અમારી પહેલી ભાવના છે

ધર્મ શાસ્ત્ર અને સાયન્સ (સિદ્ધ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર) નો જ્યા પરસ્પર વિરોધ પડતો હોય, તેવા સ્થળે ધર્મ શાસ્ત્રોમાં વપરાયલી ગુપ્ત (સાંકેતિક) ભાષા લક્ષમાં લઇ તેના સમ્યક્ અર્થ કરવા માટે ખરેખરા બુદ્ધિમાન્ મહા પુરૂષો આ ભૂમંડળ પર અવતરો, તેઓ આંધળી શ્રદ્ધાએ ન દોરાતાં ખરૂ સત્ય શોધીને સત્યને જ કાયમ રાખવા દરેક ધર્મશાસ્ત્રની ગુપ્ત વાણીના તે તે દેશકાળને અનુસરતા ઘટિત અર્થ બતાવીને જનમંડળમાં વ્યાપી રહેલા મિથ્યાત્વ (જૂઠ અને વ્હેમ) નો ઉચ્છેદન કરો,-એ અમારી બીજી ભાવના છે.

ધર્મ વિરોધ દૂર થાઓ. સઘળા ધર્મોમાં દયાનો મહિમા દૃઢમૂળ થાઓ, સઘળા ધર્મોમા સત્યનાં મૂળ શોધાઓ, અને એ રીતે સઘળા ધર્મો દયા અને સત્યના મજબૂત પાયાપર સ્થાપિત થઇ ધર્મૈક્યતા કાયમ થાઓ-એ અમારી ત્રીજી ભાવના છે.

જૂદા જૂદા ધર્માનુયાયિઓમાં અરસપરસ દેખાતો ધર્મદ્વેષ દૂર થાઓ, ભ્રાતૃભાવ સ્થાપિત થાઓ, સલાહ સંપ કાયમ રહો, અને દુર્ગુણો દૂર થઇ સદ્‌ગુણોનો સંચાર થાઓ-એ અમારી ચોથી ભાવના છે.

દુનિયાભરમાં આલસ્યનો નાશ થાઓ, ઉદ્યમની વૃદ્ધિ થાઓ, વિદ્યાનો વિકાશ થાઓ, સત્યને પ્રકાશ થાઓ, અને એ રીતે ધર્મનો જય થાઓ-એ અમારી પાંચમી ભાવના છે.

ભવિષ્યની પ્રજા આપણા કરતાં આગળ વધો, આપણા કરતાં વધુ જ્ઞાન મેળવો, આપણા કરતા વધુ સત્ય શોધન કરો, કિં બહુના, આપણા કરતાં બળ-બુદ્ધિ, વિદ્યા-કળા, વિજ્ઞાન-વૈભવ, સુખ-સંપત્તિ, રંગ-રૂપ, હોસ-હિમ્મત વગેરે તમામ રૂડી બાબતોમાં આગળ આગળ વધીને આપણાં કરતાં વધુ આયુષ્ય ભોગવો, અને આપણા મૂકેલાં અધુરા કામોને પરિપૂર્ણ કરો તથા આપણે સ્વપ્ને પણ નહિ જોયેલી અજબ શોધો કરીને જગદ્-વિખ્યાત થાઓ એ અમારી છઠ્ઠી અથવા છેલ્લી ભાવના છે.

**વીર ! વીર ! વીર !**

(ભાષાંતરકારના ઉદ્‌ગાર.)



# વિજ્ઞાપના.

## અથવા

## ( વાંચનારને ભલામણ— )

વાંચનાર ' હું આજે તારા હસ્તકમળમાં આવું છું, મને યત્ન પૂર્વક વાંચજે, મારાં કહેલાં તત્વને હૃદયમાં ધારણ કરજે, હું જેજે વાત કહું તે તે વિવેકથી વિચારજે; એમ કરશો તો તમે જ્ઞાન, ધ્યાન, નીતિ, વિવેક, સદ્‌ગુણ અને આત્મશાન્તિ પામી શકશો

તમો જાણતા હશો કે કેટલાક અજ્ઞાન મનુષ્યો નહિં વાંચવા યોગ્ય પુસ્તકો વાંચીને પોતાનો વખત ખોઇદે છે અને અવળે રસ્તે ચડી જાય છે, આ લોકમા અપકીર્તિ પામે છે તેમજ પરલોકમાં નીચી ગતીએ જાય છે.

તમે જે પુસ્તકો ભણ્યા છો અને હજુ ભણો છો તે પુસ્તકો માત્ર સંસારનાં છે; પરન્તુ આ પુસ્તક તો આ ભવ અને પરભવ બન્નેમા તમારૂં હિત કરશે. ભગવાનનાં કહેલા વચનોનો એમાં ઉપદેશ કરેલો છે.

તમો કોઈ પ્રકારે આ પુસ્તકની આશાતના કરશો નહિ ' તેને ફાડશો નહિ. ડાઘ પાડશો નહિ, કે બીજી કોઇ પણ રીતે બગાડશો નહિ. વિવેકથી સઘળુ કામ લેજો. વિચક્ષણ પુરૂષોએ કહ્યુ છે કે-વિવેક ત્યાંજ ધર્મ છે.

તમને એક એ પણ ભલામણ છે કે જેઓને વાંચતા નહિ આવડતું હોય અને તેની ઇચ્છા હોય તો આ પુસ્તક અનુક્રમે તેને વાચી સંભળાવવુ.

તમે જે વાતની ગમ પામો નહિ તે ડાહ્યા પુરૂષ પાસેથી સમજી લેજો. સમજવામાં આળસ કે મનમાં શંકા કરશો નહિ. તમારા આત્માનુ આથી હિત થાય, તમને જ્ઞાન, શાન્તિ, આનંદ મળે, તમો પરોપકારી, દયાળુ, ક્ષમાવાન વિવેકી અને બુદ્ધિશાળી થાઓ એવી શુભ યાચના અર્હંત ભગવાન્ કને કરી આ પાઠ પૂર્ણ કરૂં છું.

"મોક્ષ માળા."

# અનુક્રમણિકા.

## શ્રુતસ્કંધ પહેલો.

## શ્રુતસ્કંધ બીજો.

(પહેલી ચૂલિકા.)

## બીજી ચૂલિકા.



## ત્રીજી ચૂલિકા.

# પ્રસ્તાવના.



કાળની ગહન ગતિ છે, પૂર્વે એક સમય એવો પણ હતો કે જે વખતે પુસ્તક-પાનાની જરા પણ જરૂર ન પડતી, સ્મરણ શક્તિનુંજ સામ્રાજ્ય હતું, એક વખત શ્રવણ કરેલું "પુનઃ પુનઃ" યાદ લાવનારા મનુષ્યો વિશેષ હતા. આવા સુવર્ણ-યુગને વિષે જ્ઞાની પુરૂષો વિદ્યમાન હતા, જે ઉચ્ચ સ્થિતિ સંપાદન કરવાથી સર્વત્ર દિગ્વિજય મેળવતા ઈતિહાસની તવારીખ ઉપરથી જણાય છે કે એવા સમયમાં જૈન માર્ગ સર્વોત્તમતાને શિખરે બિરાજતો હતો. જેમ દિવસને વિષે સૂર્યના, અને રાત્રિને વિષે ચન્દ્રના તેજથી, સર્વત્ર પ્રકાશ થઇ રહે છે તેમ ચરમ-ઉક્ત તીર્થંકર શ્રી મહાવીર પ્રભુની હયાતી વખતે અજ્ઞાનરૂપી અંધકાર દૂર થઇ સર્વત્ર જ્ઞાનરૂપી પ્રકાશ છવાઈ ગયો હતો. તે ભગવતના નિર્વાણ પછી ધીમે ધીમે મનુષ્યોની સ્મરણશક્તિ ઘટતી ગઇ, તે એટલે સુધી કે પૂર્વનું જ્ઞાન જાળવી રાખવા માટે પુસ્તકો લખાવવાની જરૂર પડી. આનું પરિણામ એ થયું કે પુસ્તકો લખાવાથી મનુષ્યો બેદરકાર બનતા ગયા અને તેઓએ સ્મરણશક્તિને તે બાબતમાં શ્રમ આપવો બંધ કર્યો. જે વખતે પુસ્તકો લખાયાં તે વખત શ્રમણ ભગવત શ્રીમહાવીર પ્રભુના નિર્વાણ પછીના કેટલાએક સૈકા પછીનો હતો

આ પ્રમાણે સ્મરણશક્તિની ન્યૂનતા-અને દિનપ્રતિદિન હાનિ થતી જોઇ તે વખતના પુરૂષો, જેના આપણે ઘણાજ આભારી છીએ, તેઓએ જે કાંઇ જોએલું, સાંભળેલું, અનુભવેલું હતુ તે બધુ પોતાની જ્ઞાનશક્તિ અને સ્મરણશક્તિ અનુસાર લખાવવું શરૂ કર્યું. (તે પુરૂષોનું જ્ઞાન આજના જમાના કરતાં ઘણુંજ ચઢીઆતું હતું) હાલની પેઠે કાગળો વીગેરે ઉપર નહિ, પણ તાડપત્રોપર તે સૂત્રો લખાયાં હતા તે ઉપકારી પુરૂષોને એવી બીતિ લાગી કે જો આ પ્રમાણે સ્મરણશક્તિ ઘટતી જશે તો જ્ઞાનનો લય થવાનો સમય નજદીક આવશે શ્રમણ ભગવત શ્રીમહાવીરસ્વામીના નિર્વાણ પછી ૯૮૦-૯૯૩ વર્ષે એટલે ઇસ્વીસન ૪૫૪-૪૬૭ ની સાલના અરસામાં, આવે આણીને સમયે શ્રીવલ્લભીપુર નગરને વિષે શ્રમણ ભગવત શ્રી દેવર્દ્ધિગણિની દેખરેખ નીચે જૈન સંપ્રદાયના વિદ્વાન્ આચાર્યોએ એકઠા મળી જૈન આગમો લખી લેવાનો નિશ્ચય કર્યો. મોટા મોટા શ્રીમતો તે સમયે જૈન ધર્માનુરાગી હોવાથી જૈન આચાર્યો પોતાની ધારણામાં ફતેહ પામ્યા અને પુષ્કળ શ્રમ લઈ પુસ્તકો લખી તેની જૂદી જૂદી પ્રતો જૂદા જૂદા શહેરોના જૈન ભંડારોમાં દાખલ કરાવી.

આ સૂત્રો નિષ્પક્ષપાતી વિદ્વાનોની કસાએલી કલમથી લખાએલાં છે એમ પુરવાર કરવાને એટલું જ બસ થશે કે આ સૂત્રો વિદ્વાન્ પુરૂષોના મંડળે એકઠા મળીને એકત્ર અભિપ્રાયથી લખાવેલાં છે જેથી કોઇ પણ મતમતાંતર કે કદાગ્રહનો પક્ષ તેમાં હોય તે ધારવું ભૂલ ભરેલું છે. વળી આ સૂત્રો લખવામાં કોઇ પણ જાતની વિભગતા યાને (પાછળની પ્રજામાં દેખાતી) સ્વાર્થપરાયણ દૃષ્ટિ હોવાનું કશું પણ કારણ નહોતું. જેથી આ સૂત્રો નિષ્પક્ષપાત શૈલીથી લખાયા છે એમ કબુલ કર્યા વિના ચાલતું નથી. કારણ કે તે સર્વે વિદ્વાન આચાર્યોના મગજમાં જે હકીકત બરોબર યાદ આવી અને સર્વે માન્ય થઇ તેજ સૂત્રોમાં ગુંથાએ' હતી

જ્ઞાનીના વાક્યો સંક્ષિપ્ત જ હોય છે–તેના ટુંક શબ્દોમાં ઘણો ભાવાર્થ સમાયેલો હોય છે. આપણા આગમો વાચતા આવા વાક્યો સ્થળે સ્થળે નજરે પડે છે, જેથી વાચકવર્ગ પોતાની સ્થૂળ બુદ્ધિને લઇને રહસ્ય સમજી ન શકે તો તેના મૂળ લેખકોને કશો દોષ દેવાનો નથી. આ વાતની સત્યતાની ખાત્રી એટલા ઉપરથીજ થશે કે જૈન આગમો લખાયા પછી કેટલાએક વિદ્વાનોએ તે ઉપર નિર્યુક્તિ, ભાષ્ય ચૂર્ણિ, ટીકા વીગેરે કરેલા છે તે એવા હેતુથી કે આજના દુર્લભ બોધી જીવને તે વાક્યો સમજવા સુગમ પડે.

મૂળ જૈન આગમો ૮૪ હતા તેમાંથી ભયંકર દુષ્કાળો તથા રાજ્ય વિપ્લવોના સમયમાં, કેટલાંક, ગામ, નગર, શેહેરો વીગેરે ઉજ્જડ થઈ નાશ પામ્યા તે સાથે આપણાં ઘણાં સૂત્રો પણ લય પામ્યાં. તોપણ સુભાગ્યે હાલમાં તેમાંના ૩૨ થી ૪૫ આગમો વિધમાન રહ્યા છે.

અર્વાચીન સમયમાં માગધી–પ્રાકૃત અને સંસ્કૃતનો અભ્યાસ ઘટતો ગયો અને તેથી સૂત્રોની શૈલી સમજનારાઓની ખોટ પડવા લાગી જો કે મુદ્રણકળાની સાહાયતાથી સગવડતા વધતી ગઇ છે પરંતુ દુર્ભાગ્યે તે વાંચી સમજવાનો લાભ લેનારાઓની ખામી છે. સૂત્રોની શૈલી અને તેમા રહેલા દિવ્ય રહસ્ય સમજવા માટે પ્રાકૃત અને સંસ્કૃત જ્ઞાનની મુખ્ય જરૂર છે, પરન્તુ તેટલુ જ્ઞાન ધરાવનારા સુભાગ્યે હાલ એક હજ્જાર જૈનમાંથી એકાદ માત્ર મળે, આવી દયામણી સ્થિતિને લઇને જૈન ફિલોસોફીનુ ઉત્તમ જ્ઞાન ઘટતુ ગયુ અને હજુ પણ ઘટતુ જાય તેમા આશ્ચર્ય થવા જેવુ નથી આવા બારીક સમયે સુભાગ્યે માજી પ્રોફેસર મૅક્ષમુલરના શિષ્યો મિ. હરમન જેકોબી, ડૉક્ટર હૉર્નલ. મિ. ઓલ્ડનબર્ગ, મિ. વેબર ડૉ લ્યુમૅન વીગેરે પાશ્ચિમાત્ય વિદ્વાનો–જર્મન ઓરીએન્ટલ સ્કૉલરોએ જૈન ફિલોસોફીનું મહત્વ સમજવા માટે મથન કરી કેટલાક આગમોના ભાષાન્તર અંગ્રેજી ભાષામા પ્રસિદ્ધ કર્યા, જે જોતા તેઓની વિદ્વત્તા એક અવાજે કબૂલ રાખ્યા વિના ચાલતુ નથી. અર્વાચીન જમાનાને જૈન ફિલોસોફી સમજવાનો મુખ્ય આધાર આ વિદેશી વિદ્વાનોના ભાષાન્તર ઉપરજ છે, કારણ કે સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષામા નિપુણતા ધરાવનારાઓની સંખ્યા જુજ માત્ર–નજીવી સરખી છે. પ્રચલિત–દેશી ભાષાના સારાં ભાષાન્તરના તેમજ સંસ્કૃત જ્ઞાનના અભાવે પૂર્વોક્ત પુસ્તકો વાચવા, હાલનો કેળવાયેલો વર્ગ દોરાય અને તે ઉપરથી જૈન ફિલોસોફી માટે મતબાંધવા પ્રેરાય એ કોઈ પણ રીતે અનુચિત નથી. હવે પ્રશ્ન એ થાય છે કે એ જર્મન વિદ્વાનોએ જે પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે અને તેમાં જે વિચારો દર્શાવ્યા છે તે જૈન આગમો અનુસાર યથાતથ્ય છે કે નહિ ? આ હવે તપાસવાનુ છે.

ઇસ્વીસન ૧૮૮૪ ની સાલમાં જ્યારે મિ જેકોબીએ આચારાંગ તથા કલ્પસૂત્રના ભાષાંતરો પ્રસિદ્ધ કર્યા, તે વખતે જૈન ફિલોસોફી માટે તેમજ જૈન ધર્મની પ્રાચીનતા માટેના તેના તથા બીજા વિદ્વાનોના જે વિચારો હતા તે વિચારો દશ વર્ષ પછી એટલે ઇસ્વીસન ૧૮૯૫ ની સાલમાં જ્યારે શ્રી સૂત્રકૃતાંગ તથા ઉત્તરાધ્યયન સૂત્રોના ઇંગ્રેજી ભાષાંતર પ્રસિદ્ધ કરવામાં આવ્યા તે વખતે ઘણાજ બદલાએલા જોવામા આવે છે. પ્રથમ ઓરીયેન્ટલ સ્કૉલરો–તે વિદ્વાનોનો એવો અભિપ્રાય હતો કે જૈન **એ બૌદ્ધની એક શાખાછે,** અને બૌદ્ધના મૂળતત્વોનુ અનુકરણ જૈનોએ કરેલુ છે હાલના કેળવણી ખાતામાં જે ઇતિહાસો ચાલે છે તેમા આજ ભાવાર્થનુ શિક્ષણ અપાતુ હોવાથી આપણા જૈન બાળકોને પણ તેવી શ્રદ્ધા થાય એ સંભવિત છે. તે બાબત મિ. જેકોબીએ આચારાંગ સૂત્રની પ્રસ્તાવનામાં લબાણથી વિવેચન કરેલું છે. આ વિવેચન તેના પોતાના બીજા પુસ્તકની પ્રસ્તાવનાના પ્રથમ વાક્યથીજ બદલાએલું આપણી નજરે પડે છે કે–

Ten years have elapsed since the first part of my translation of Jaina Sutras appeared. During that decennium many and very important additions to our knowledge of Jainisum and its history have been made by a small number of excellent scholars.

જૈન સૂત્રોનાં મારાં ભાષાન્તરનો પ્રથમ ભાગ બહાર પડ્યાને આજે દશ વર્ષ થયા છે. જે અરસામા જૈન ફિલોસોફી તેમજ ઇતિહાસ સબંધી થોડાએક વિદ્વાન સ્કોલરોની સહાયતાથી અમારા જ્ઞાનમા ઘણો અગત્યનો વધારો થયો છે.

અને જૈનની પ્રાચીનતા સબંધે પણ તેજ વિદ્વાન તેજ પ્રસ્તાવનામાં લખે છે કે,–

It is now admitted by all that Nataputta (Gnatriputra), who is commonly called Mahavira or Vardhamana, was a contemporary of Budha; and that the Niganthas (Nirgranthas) now better known under the name of Jains or Arhatas, already existed as an important sect at the time when the Buddhist church was being founded.

શ્રમણ ભગવત શ્રીમહાવીર પ્રભુને નામે ઓળખાતા જ્ઞાતપુત્ર-વર્ધમાન સ્વામી જે વખતે બુદ્ધ વિચરતા તે વખતેજ તેના (contemporary) પ્રતિસ્પર્ધી તરીકે વિદ્યમાન હતા અને જે વખતે બૌદ્ધધર્મ હજી સ્થપાતો હતો તે વખતે અર્હતના નામે ઓળખાતા નિર્ગ્રંથો એક અગત્યના પ્રસિદ્ધ-પંથ તરીકે ક્યારનાએ સ્થાપિત થયેલ માર્ગમાં વિચરતા હતા એમ હવે સર્વ કોઇ કબૂલ કરે છે.

જૈન ધર્મની પ્રાચીનતા જૈન પુસ્તકો ઉપરથીજ તેમને સાબીત થઇ નથી પરંતુ બૌદ્ધ વગેરે બીજા ધર્મના પુસ્તકો ઉપરથી પણ જૈન ધર્મની પ્રાચીનતાની સાબીતી માટે તે વિદ્વાન કહે છે કે—

I therefore look on this blunder of the Budhists as a proof for the correctness of the Jain tradition, that followers of Parsva actually existed at the time of Mahavira. Before following up this line of inquiry, I have to call attention to another significant blunder of the Budhists they call Nataputta an Aggivesana i. e Agnivaisyayana, according to the Jainas, however he was a Kasyapa, and we may credit them in such particulars about their own Tirthankara.

But Sudharman his chief disciple, who in the Sutras is made the expounder of his creed, was an Agnivaisyayana, and as he played a prominent part in the propagations of the Jain religion, the disciple may often have been confounded by outsiders with the master, so that the Gotra of the former was erroneously assigned to the latter. Thus by a double blunder the Budhists attach the existance of Mahavira's predecessor Parsva and of his chief disciple Sudharman.

શ્રમણ ભગવંત શ્રીમહાવીરના વખતમાં શ્રી પાર્શ્વનાથજીના અનુયાયી-સંતાનિયા ચોક્કસપણે વિચરતા, એ જૈનના ઇતિહાસની ખરી સાબીતી હોવાથી બુદ્ધિષ્ટ લોકોની અ-ગંભીર-ભૂલ (જૈન એ બુદ્ધની શાખા છે) ની મને ખાત્રી થાય છે. આ બાબતની તપાસનો નિર્ણય કરતા પહેલાં બુદ્ધીષ્ટ લોકોની બીજી દેખીતી-ગંભીર મોટી ભૂલ માટે વાંચનારનું ધ્યાન ખેંચવાની જરૂર પડે છે કે' તેઓ-બૌદ્ધ લોકો જ્ઞાતપુત્ર શ્રીમહાવીરને અગ્નિવૈશ્યાયન ગોત્રી કહે છે જ્યારે જૈનો તેને કાશ્યપ ગોત્રી કહે છે અને પોતાના તીર્થંકરો પ્રત્યે જૈનોના આ મતને માટે અમે તેને વ્યાજબી-ખરા માનીએ છીએ પરન્તુ શ્રીમહાવીરના મુખ્ય શિષ્ય શ્રી સુધર્માસ્વામી જે અગ્નિ વૈશ્યાયન ગોત્રી હતા અને જેણે સૂત્રોનાં તત્વનો પ્રકાશ કરેલો છે અને જૈન માર્ગના પ્રચાર પ્રયત્નમાં જેણે મુખ્ય ભાગ લીધો છે, તેથી ગુરૂ શિષ્યનાં ગોત્રનો પરસપરસ બીજાઓએ ગુચવાડો કરેલો છે, તેથી કરી શ્રીમહાવીર જે કાશ્યપ ગોત્રી હતા તેને અગ્નિવૈશ્યાયન ગોત્રી ઠરાવ્યા. બુધીષ્ટ લોકોની આ બેવડી મોટી ભૂલ છે કે-

૧ શ્રમણ ભગવંત મહાવીરસ્વામી વિચરતા તે વખતે ત્રેવીશમા પ્રભુ શ્રીપાર્શ્વનાથજીના અનુયાયી-સંતાનીઆ ન હતા તે અને.

૨ શ્રીમહાવીરસ્વામી કાશ્યપ ગોત્રી હતા તેમને અગ્નિવૈસ્યાયન ગોત્રી ઠરાવ્યા (એટલે કે પાર્શ્વનાથ પ્રભુના સંતાનીઆ વિચરતા (જે જૈનનું પ્રાચીનપણું સાબીત કરે છે) અને શ્રીમહાવીર સ્વામી અગ્નિવૈસ્યાયન ગોત્રી નહિ પણ કાશ્યપ ગોત્રી હતા અગ્નિવૈશ્યાયન ગોત્રી તો તેમના શિષ્ય સુધર્માસ્વામિ હતા.

આ સિવાય જૈનની પ્રાચીનતા સંબંધે ખાસ એક જુદુંજ પુસ્તક નામે (Mahavira and his predecessors) "મહાવીર અને તેના અગ્રગામિ" એ નામનું મિ. જેકોબીએ પ્રસિદ્ધ કરેલું છે; જેમાં જૈન માર્ગની પ્રાચીનતા સંબંધે પુરાવા સહીત આબેહુબ વર્ણન કરેલું છે તે સીવાય. મિ૦ લુઇશિઇસ, ડોક્ટર હ્યુર મિ. કલોટ અને ડોક્ટર બુલર જેવા વિદ્વાનોએ પણ જૈન-ફિલોસોફીને માટે બહુજ ઉત્તમ અભિપ્રાય દર્શાવેલા છે. માત્ર તેઓ આવી વાણીથીજ અટક્યા નથી, પરંતુ કર્તવ્યમા આગળ વધી જૈન-પુસ્તકોના ભાષાંતર પ્રસિદ્ધ કરતા જાય છે. સૂત્રોની ભાષા તેઓને વિદેશી હોવા છતાં અથાગ શ્રમ લઇ તેનું રહસ્ય સમજવા માટે તેઓ જે મથન કરે છે તે આ દેશના જૈનોને શરમમાં નાખે છે અને જાગૃત થવાને આડકતરી રીતે ટકો મારે છે.

ડોક્ટર હૉરનલે ઉપાસકદશાંગ સૂત્રનું જે ભાષાંતર પ્રસિદ્ધ કર્યું છે અને તેમાં જે ધોરણ અંગીકાર કર્યું છે તે દરેક ભાષાંતરકર્તાએ આજના જમાના માટે અનુસરવું એ ઉત્તમ છે. જૈન સૂત્રોના ભાષાંતર કરતાં પાશ્ચિમાત્ય વિદ્વાનો વ્યાકરણના દોષો ઉપર ખાસ ધ્યાન આપતા જણાયા છે. આમ થવાથી મૂળ આશય છુટમાં સમજવામાં કોઈ પ્રસંગે કદાચ તેઓ પછાત રહેલા જોવામાં આવે તો તેથી તેમની વિદ્વત્તા સંબંધે કશી ન્યૂનતા માનવાની નથી કારણ કે અર્વાચીન સમયમાં જૈનના સૂત્રોની જે હસ્તલિખિત પ્રતો છે તેમાં લેખકના હસ્ત દોષથી અથવા તો પરંપરાથી કાંઇક ન્યૂનાધિક લખવાથી, શબ્દોની વિભક્તિ આઘીપાછી થઇ જવાના દોષો લાગવા સંભવ છે અને તેથી ભાષાંતરમાં વખતે ફેર પડી જવા સંભવ છે. દ્રષ્ટાંત તરીકે ડોક્ટર હૉર્નલ પોતાના ઉપાસકદશાંગ સૂત્રના ભાષાંતરમાં છત્રીસમે પાને તેમજ જે જગોએ તે વાક્ય આવે છે તે જગોએ "अहासुहं देवाणुप्पिया मा पडि-

ધંધં ફરેહ" એ, વાક્યનું ભાષાંતર એવી રીતે કરે છે કે May it so please you O! beloved of the Devas do not deny me, આ ભાષાંતર સાધારણ જૈન વાચકવર્ગને પણ અમાન્ય થઇ પડે, જો કે ડૉક્ટર હૉર્નેલ પોતાના પુસ્તકની પાછળની Criticle notes—પૂરવણીમા, આ વાક્યના ખરા અર્થ સબંધે સંશયમા પડી જુદા જુદા જર્મન વિદ્વાનોના અભિપ્રાયો તથા વ્યાકરણના પુરાવાઓ ટાકે છે. ડૉક્ટર લ્યુમેન એજ વાક્યનો અર્થ આ પ્રમાણે કરે છે કે –Well then beloved of the Devas do not cause any obstruction આ વાક્યનો શુ ખરો અર્થ હોવો ઘટે છે તેના નિર્ણયપર આવવા માટે નીચેની હકીકત પ્રાસંગિક ગણાશે "જે વખતે શ્રી ગૌતમસ્વામી વાણિજ્ય ગામ નામના નગરમાં ઉચ્ચ નીચ ને મધ્યમ કુળને વિષે ગોચરી કરવા માટે ઉત્સુક થયા તે વખતે તેણે ઉપલા શબ્દોમાં શ્રમણ ભગવંત શ્રીમહાવીર પાસે અરજ કરી છે. એમ અંગ્રેજી ભાષાંતરનો ભાવાર્થ છે પણ ખરી રીતે તો તે શબ્દો શ્રમણ ભગવંત શ્રી મહાવીર પ્રભુના ઉત્તરરૂપે છે કેઃ–'જેમ તમને સુખ ઉપજે તેમ કરો વિલંબ કરતા ના' વળી ડૉક્ટર હૉર્નેલ તે પછીના ૭૮ મા જ વાક્યમાં કબુલ કરે છે કે શ્રી ગૌતમ ગણધર ઉપરના શબ્દો સાંભળીને વાણિજ્ય ગામ નગરમાં ગૌચરી વીગેરે કાર્યને માટે પ્રવર્ત્યાછે. આ ઉપરથી વાચક વર્ગ કબુલ કરશે કે, ડૉક્ટર હૉર્નેલની તે વાક્યને પ્રશ્ન રૂપે ગણવામા (જે વ્યાજબી રીતે ઉત્તર રૂપજ છે) વિભક્તિના દોષને લીધે ભૂલ થઇ જણાય છે, આવીજ રીતે મી. જેકોબીથી પણ પોતાના આચારાગ સૂત્રમા આપણી ભાષા તેને વિદેશી હોવાથી વિપરીત અર્થ થએલો છે. આપણા સૂત્રોમા વનસ્પતિવિગેરેના જે જે જુદા જુદા ખાસ નામો આવે છે તે ખાસ નામો વિષેની તેઓની ઓછી માહેતીથી ભાષાંતરમાં દેખીતા વિપરીત અર્થ થવા પામે એ સ્વાભાવિક છે, જો કે અમે આ તેની વિદ્વત્તાની ખામી બતાવતા નથી પણ આપણી ભાષાના શબ્દોનો તેઓનો ઓછો અનુભવજ આનું કારણભૂત છે.

આ રીતે આ આચારાંગ સૂત્રના ઇંગ્રેજી ભાષાંતરમાં કેટલીક જગોએ તેવા વિપરીત અર્થ થવા પામ્યા હોય તો તે પણ ઉપરનાજ કારણોનેલઇનેજ ગણાય. આપણો જૈન સંપ્રદાય આવા ખાસ શબ્દોના અર્થ અંગ્રેજ વિદ્વાનોને જણાવવા કોશીશ કરે તો તેઓ પોતાના ભાષાંતરોમાં સુધારો કરે અને જૈન ફિલૉસૉફીને તેઓ વધારે દેદીપ્યમાન કરે. જૈન ધર્મની નબળી સ્થિતિ આવવાનું ખાસ કારણ મતભિન્નતા છે. જૈન ધર્મના જુદા જુદા સંપ્રદાયવાળાઓ પોતાની સત્યતા સાબીત કરવાના પ્રવાહમાં તણાઇ જઇ જુદા જુદા શબ્દોના અર્થ પોતાની મરજી મુજબ કરે છે, જેથી તેની ખરી ખુબી અદૃશ્ય થાય છે. જૈન ધર્મને ઉચ્ચ સ્થિતિએ લાવવા એકત્ર થઇ જ્ઞાનની વૃદ્ધિ કરવાની વાત તો એક બાજુએ રહી, પણ આમ શબ્દાર્થ ફેરવી માંહો માંહે કલેશ કરી વિવાદ ઉપજાવી જૈનના કાનુનોથી વિપરીત વર્તી જૈન નામને કલંકિત કરે છે. અર્વાચીન સમયમા આવી સ્થિતિમાં કેળવાયલો વર્ગ ક્યા ફાંટાના પુસ્તકો વાચવા તેના ગુંચવાડામા પડે છે અને છેવટે સ્વધર્મનો ત્યાગ કરી પરધર્મ અંગીકાર કરે છે. આવી કઢંગી સ્થિતિમત ભિન્નતાથી દિન પરદિન વૃદ્ધિ પામે છે અને પરિણામે દુનિયાપર દિગ્વિજય મેળવેલ જૈન ધર્મની પડતીમાં વૃદ્ધિ કરે છે, પરન્તુ તેમાં સુભાગ્યે હાલના વિદેશી વિદ્વાનોએ–ઓરીએન્ટલ સ્કોલરોએ–જૈન ફિલૉસૉફી પ્રકાશમાં લાવવાને જે સ્તુત્ય પ્રયાસ માડ્યો છે તે જૈન ધર્મની પુનઃપ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની આશાના કિરણરૂપ છે. કારણ કે તેઓનાં ભાષાન્તર કોઇ પણ રીતે પક્ષપાતી તેમજ મતભિન્નતાના પોષણરૂપ નથી; પરન્તુ 'જે સ્વદેશી

વિદ્વાનોએ આવી રીતે ભાષાન્તર કર્યા હોત તો નક્કીતેઓ શબ્દાર્થ કરવામા પોતાના ખાસ સપ્રદાય તરફ દોરાયા હોત

જ્ઞાનીનો માર્ગ સ્યાદ્વાદ છે તેથી તેમા મતભિન્નતા હોવી અસભવિત છે તેમજ તે માર્ગને આચરનારા ખરા વિદ્વાનોએ પણ તેવા કદાગ્રહથી કટાળી જગલમ જઈ આત્મ સાધન કરેલુ છે એવુ જૈન તવારીખ ઉપરથી સાબીત થઇ શકે છે. આનદઘનજી જેવા મહાત્માએ. " षट्दरिशण जिन अंग भणीजे. " વીગેરે શબ્દોમા શ્રી નમીશ્વર ભગવાનની સ્તુતિ કરતાં જ્ઞાનીના સ્યાદ્વાદ માર્ગનેજ અક્ષરશ કબુલ કરેલ છે.

શ્વેતાબરી ( દેરાવાસી–સ્થાનકવાસી ) અને દિગબરી સર્વ મતવાળાએ એકત્ર થવું જોઇએ જ્ઞાનીના વાક્યોના વિપરીત અર્થ કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બધાય છે, તેથી મત ભિન્નતા દૂર કરી સર્વ એકત્ર બનો અને સ્વધર્મની થતી પાયમાલીનો ઉદ્ધાર કરો અને પૂર્વે જેમ તે સર્વોત્તમ ગણાતો તેવીજ રીતે પુન સર્વોત્તમ ગણાય તેવા એકત્ર થઇને પ્રયાસ કરો એકજ માબાપના જુદા જુદા પુત્રો કુસપી થાય તો તે કુલનો ક્ષય નજીક છે એમ સમજીને આપણા સ્યાદ્વાદ માર્ગમાં ભવિષ્યના શ્રેય માટે સર્વેએ એકત્ર થવુ આવશ્યક છે.

'બેની લડાઇમાં ત્રીજો ફાવી જાય ' એ ન્યાયે આપણા જુદા જુદા સપ્રદાયવાળાઓ લડે છે તેથી ત્રીજા ફાવી જાય છે. વસ્તીપત્રના આંકડાઓ ઉપરથી જણાય છે કે ખ્રિસ્તી ધર્મમાં ભળેલાઓની સખ્યા જેટલી દશ વર્શ પહેલા હતી તે કરતાં હાલ બહુજ વધી ગઇ છે. આવી રીતે છેલ્લા સૈકામાં નીકળેલા નવા સપ્રદાયોની સખ્યામા ઘણા માણસો ભળતા જાય છે અને જૈનધર્મિઓ ઘટતા જાય છે.

દેશની પ્રચલિત ભાષામાં આપણાં સૂત્રોના ભાષાન્તર હજુ સુધી પ્રસિદ્ધ ન થવાનાં ઘણાં કારણ છે. આપણા લોકોમાં પૂરતુ ઉત્તેજન નથી બડારવાળાઓ પુસ્તકો પડતર રાખી તેમાં સડાવે છે ને ઉધઇને ખવરાવે છે, પણ ઉપયોગ માટે કોઇને આપતા નથી, તેમજ આમ કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બધાયછે તેનુ લેશ પણ ભાન તેમનેરહેતું નથી. ને સબળ કારણ તો એ છે કે તેવા વિદ્વાનોની આપણામા બહુ ખોટ છે. જ્ઞાનનુ કોઇ પણ રીતે બહુ માનપણું નથી. પુસ્તક સડી જાય–બગડી જાય તે ભલે પણ જ્ઞાનનો પ્રચાર કરવો તે આંધળી શ્રધવાળા Orthodox જૈનો જેનુ સપ્રદાયમા વિશેષ પ્રાબલ્ય છે તેમને પસંદ નથી, આવા રૂઢ વિચારો સ્થળે સ્થળે મફત લાભ આપતાં પુસ્તકાલયો સ્થપાય તોજ દૂર થઇ શકે તેવો સભવ છે ને તેથી કેળવાયેલા વર્ગને બહુજ લાભ થવા સભવ છે. આવા ઉચ્ચ આશયવાળુ મફત લાભ આપનું એક પુસ્તકાલય મોરબીમા બે વર્ષ થયાં સ્થાપવામાં આવ્યું છે, જેનો લાભ ઘણા લોકો છૂટથી લે છે, આવાં પુસ્તકાલયો જુદે જુદે સ્થળે સ્થપાય અને તેથી યુવાનવર્ગને વાચવાના સાધનો મળે તો જૈન માર્ગની ઉન્નતિની આશા રાખી શકાય.

જે ધોરણ અંગ્રેજ વિદ્વાનોએ અંગીકાર કરેલું છે તે નિષ્પક્ષપાત ધોરણ અનુસાર આ ભાષાન્તર કરેલું છે. અને તેમાં કોઈ પણ જાતનાં મત મતાતરમાં ન તણાતાં સ્યાદ્વાદ આશય અગીકાર કરેલો છે. જો કે આવા ભાષાન્તરો સમર્થ વિદ્વાનોની કસાયેલી કલમથી ભૂષિત થયાં હોય તો તે વધારે સારાં થાય પરન્તુ અમોએ અમારી અલ્પ શક્તિ અને અલ્પાનુભવ વડે જેમ બને તેમ નિષ્પક્ષપાત અને શુદ્ધ ભાષાન્તર કરવા પ્રયાસ કરેલો છે.

આ ભાષાંતર તૈયાર કરતાં જો કે પૂર્ણ કાળજી રાખવામાં આવી છે, છતાં પણ-પૂર્વે બાંધેલા જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી, કોઇ પણ દોષ રહેલો દૃષ્ટિગોચર થાય તો તે માટે બીજી આવૃત્તિમાં સુધારો થવા સૂચના કરવા સુજ્ઞ વાચકવર્ગને સવિનય સપ્રેમ વિજ્ઞપ્તિ છે આવા ભાષાન્તરોથી આચાર વિચારમાનીચી ગતિ લેતા જૈનો પોતાની ભૂલો સમજતા થશે એમ અમને ખાત્રી છે.

કોઇ પણ પુસ્તકનુ ભાષાન્તર કરતી વખતે તેને લગતી ઐતિહાસિક બિનાનો વિચાર કરવો જોઇએ આપણા સૂત્રોને જ્ઞાનીઓએ રચેલાં છે, તેઓ આપ્ત પુરૂષો હોવાથી, કાર્યપરત્વે અધિકારી હતા, તેથી હાલના ભાષાન્તરના વાંચકોને તેઓના ઐતિહાસિક વૃત્તાતો જાણવાની આવશ્ય કતા છે પણ જેઓ જૈન કહેવાય છે તેઓ માહેનો ભાગ્યેજ કોઈ આ મહાત્માઓનાં વૃત્તાંતથી અજ્ઞાન હશે. તેમજ આ ભાષાન્તરના છેવટના ભાગમાં પણ શ્રમણ ભગવત શ્રીમહાવીર તીર્થંકરનુ ઐતિહાસિક વૃત્તાત આવી જતું હોવાથી અત્રે જુદું આપવા પ્રયાસ કરેલો નથી. તે જ્ઞાની પુરૂષોના, જ્ઞાન, દર્શન, ચારિત્રનું આબેહુબ વર્ણન કરવું તે પોતાની અક્કલની કસોટી કરાવવાની સાથ મૂર્ખ બનવા જેવું છે. આવા જ્ઞાનસપન્ન મહાત્માઓનાં રચેલાં સૂત્રો ઉપર પૂર્વે થયેલા વિદ્વાન્ આચાર્યોએ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા વીગેરે કરીને તેનો સપૂર્ણ આશય સમજાવવા મથન કરેલુ છે તેમાં પણ ઠેકાણે ઠેકાણે " तत्वं केवलिगम्यं " એવા શબ્દો દૃષ્ટિગોચર થાય છે; જે શબ્દો કાંઇ ઓછા અર્થસૂચક નથી.

આપણે આપણી પરપરાએ સાંભળેલુ છે કે જ્ઞાનીના જ્ઞાનનો અનંતમો ભાગ ગણધર મહારાજ સમજી શકે તેનો પણ બહુ થોડો ભાગ આચાર્યજી સમજી શકે વીગેરે. આ ઉપરથી વાચક વર્ગને ખાત્રી થશે કે સૂત્રોના ભાષાન્તર કરી તેનું રહસ્ય સમજાવવું એ ઓછું મુશ્કેલ કામ નથી. સૂત્રોમાં ઠામ ઠામ કેટલાએક એવા શબ્દો આવે છે કે તેના શબ્દાર્થ અને ભાવાર્થ તરફ વિચાર કરતાં બધ બેસતો આશય મળી શકતો નથી. તેમાં વનસ્પતિ વીગેરેના કેટલાએક એવા નામો આવે છે કે આજના જમાનાના વિદ્વાનો-ડૉકટરો, રસાયણીઓ અને બૉટેનિસ્ટો પણ ભાગ્યેજ જાણતા હોય; કેટલાએક એવા શબ્દો આવે છે કે જેના ઘણા અર્થ થતા હોય-આવે પ્રસગે નિષ્પક્ષપાતપણે કયો અર્થ ગોઠવવો તે માટે અમોને જે મુશ્કેલી પડી છે તેનો ખ્યાલ માત્ર વિદ્વાન્ વર્ગજ કરી શકશે.

જૈનોમાં જે જુદા જુદા સપ્રદાય પડેલ છે તેનુ કારણ પણ પૂર્વોક્ત શબ્દોના મનગમતા જુદા જુદા અર્થ કરવાનુ છે આવે પ્રસગે તમામ સપ્રદાયોને અનુકૂળ, તેમજ સૂત્ર શૈલી અનુસાર અર્થ ગોઠવવો તેમાં દ્રવ્ય, ક્ષેત્ર. કાળ, ભાવ અને વિદ્વાન્ વર્ગના અભિપ્રાયોનો આશ્રય લેવો પડયો છે

જે વખતે સૂત્રો લખાયાં અને હાલ જે વખતે આપણે તે વાંચીએ છીએ તેમાં સંખ્યાબધ વર્ષોનો આતરો છે, જે દરમ્યાન જમાનો વિદ્યા, કળા, કૌશલ્ય અને હુન્નરમાં બહુ આગળ વધેલો છે અને વર્તમાન વિદેશી વિદ્વાનોની દર્શનીક શક્તિ આગળ સૂત્રજ્ઞાનને વિષે પણ પૂર્ણ માહીતી ધરાવનાર પુરૂષોની પુરતી ખોટ છે, તેનુ કારણ આપણા રૂઢ વિચારોને વળગી રહેવાની આપણી ટેવ છે. એક કહેવત છે કે " Bo a Roman in Rome " એટલે કે દેશ કાળને માન આપીને વર્તવાથી સ્વધર્મ તેમજ વ્યવહાર પક્ષમાં સુગમતા રહેછે.

આ સૂત્રના ભાષાન્તર સબધે " મુબઇ સમાચાર " માં જે કડવી ટીકાઓ ચર્ચાપત્ર તરીકે પ્રસિદ્ધ થયેલી છે અને જેમાં માત્ર આંધળી શ્રદ્ધાપર દોરાઈ નિષ્પક્ષપાત દૃષ્ટિથી દૂર

રહી, લખાણ કરવામા આવ્યુ છે, તે અમારી સમજ બહાર હતુ એમ કોઇએ ધારવાનુ નથી, અમે પોતે પણ કબૂલ કરીએ છીએ કે પવિત્ર સૂત્રોના ભાષાન્તર કરવા અને તેમનું રહસ્ય બહાર લાવવુ એ બહુજ મુશ્કેલ અને મહાભારત કામ છે, પરન્તુ હાલના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસરી, કેળવાએલો વર્ગ જેનાપર ભવિષ્યની પ્રજા અને સ્વધર્મના ઉદયનો આધાર છે તેઓ, આવા મૂળ સૂત્રો ભંડારોમા સડતા પડેલાં હોવાથી, સમજવાને, ભાષાના અજાણપણાને લીધે, પ્રયત્ન કરતા નથી, તે અટકાવવાની ખાતર "Something is better than nothing" એ ન્યાયને અનુસારે અમોએ આ ભાષાન્તર એક વિદ્વાન્ સાધુમુનિરાજની કાળજીભરી દેખરેખ નીચે તૈયાર કરેલુ છે. જો કે જ્ઞાનાવરણીય કર્મની બાહુલ્યતાને લઇને અમો નિર્દોષ હોવાનો દાવો કરી શકતા નથી છતાં અમોએ સર્વે સંપ્રદાયવાળાઓને અનુકૂળ પડે તેમ સાદી અને સરળ ભાષામાં ભાષાન્તર કરવા યથાશક્તિ પ્રયત્ન કરેલો છે-જ્યારે સઘળી કોમો ધર્મ જ્ઞાનમા ઉંડી ઉતરતી જઈ પોત પોતાની ભાષામાં પોતાના ધર્મ પુસ્તકો પ્રસિદ્ધ કરે છે ત્યારે જૈન સૂત્રો કે જે માગધી ભાષામાં લખાયેલા છે, તે ભાષા દેશના કોઈ પણ ભાગમાં પ્રચલિત નહીં હોવાથી, તે વાચવા અને સમજવા હાલનો કેટલો જૈન વર્ગ શ્રમ લે છે તેના આંકડા અમો બહાર લાવીએ તો પોતાના પગપરજ કુહાડો મારવા જેવું થાય.

આ સૂત્રનુ ભાષાન્તર બહુજ સંભાળથી કરવામાં આવ્યુ છે અને વળી વધારે ખુશી થવા જેવું એ છે કે જૈન સંપ્રદાય માંહેનાં એક કરતાં વધારે પક્ષવાળાઓએ સાથે મળીને આ ભાષાન્તર તૈયાર કરેલુ હોવાથી તે નિષ્પક્ષપાત થાય તેમાં નવાઈ જેવું નથી અને તેથી સર્વેને તે રૂચીકર થવા સંભવ છે

આ ભાષાંન્તર અમોએ લાંબો વખત થયાં તૈયાર કરેલું પરન્તુ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના સારા સંજોગ વચ્ચે આ મહાન્ પવિત્ર પુસ્તક પ્રસિદ્ધ થાય એવી અમારી ઇચ્છા હતી. છેલ્લાં ત્રણ ચાર વર્ષથી આપણા આર્ય દેશને અનાવૃષ્ટિ અને દુષ્કાળથી બહુ પીડાવું પડે છે તેથી અમો સારા વખતની વાટ જોતા હતા, છતા કેટલાક સુજ્ઞ મિત્રોના આગ્રહથી આવા સંજોગો વચ્ચે પણ આ પુસ્તક પ્રસિદ્ધ કરવું પડ્યુ છે; આ પુસ્તકનો બ્હોળો ફેલાવો થઇ સદુપયોગ થાય એવુ અમે ઇચ્છીએ છીએ.

આ ભાષાંન્તર કરવામા જે વિદ્વાન્ સાધુ મુનિરાજજીએ અમોને નિષ્પક્ષપાત અને નિઃસ્વાર્થ સાહ્યતા આપેલી છે અને જે પોતાનુ નામ પ્રસિદ્ધિમાં લાવવા ખુશી નથી તેનો અમો અમારા જીગરથી ઉપકાર માનીએ છીએ.

આ સૂત્રમાં જે હકીકત આવેલી છે તેનુ સંક્ષિપ્ત વિવેચન "**પ્રવેશ**" વિભાગમાં આપવામાં આવનાર છે તે વાંચવાથી ઉદ્દેશ સમજી શકાશે.

આ ભાષાન્તર કરતા ભૂલથી, દૃષ્ટિદોષથી, હસ્તદોષથી કે વિચાર દોષથી જે કંઇ મૂળ સૂત્રકારના અભિપ્રાયથી કાંઈ વિપરીત થયું હોય તેને માટે શ્રી અરિહંત, સિદ્ધ, કેવળી, તથા શ્રી ચતુર્વિધ સંઘની સાક્ષીએ અમે અંતઃકરણ પૂર્વક માફી માગીએ છીએ,

અશાડ પૂર્ણિમા

પ્રો. રવજીભાઈ દેવરાજ.
અને
જૈન સ્કોલર્સ.

# સમાલોચના.

શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરસ્વામિ પાસેથી અર્થ સાંભળીને તેમના શિષ્ય શ્રી સુધર્મસ્વામિએ "द्वादशांगी" એટલે બાર અંગવાળું જિનપ્રવચન અથવા નિર્ગ્રંથપ્રવચન રચ્યું. બાર અંગમાનું છેલ્લું અંગ જે દૃષ્ટિવાદ તે વિચ્છિન્ન થતાં બાકી નીચે મુજબ અગીયાર અંગો રહેલાં છે—

| | | |
|---|---|---|
| ૧ આચારાંગ | ૫ ભગવતી | ૯ અનુત્તરોપપાતિક |
| ૨ સૂત્રકૃતાંગ. | ૬ જ્ઞાતધર્મકથા | ૧૦ પ્રશ્નવ્યાકરણ. |
| ૩ સ્થાનાંગ | ૭ ઉપાસકદશા | ૧૧ વિપાક |
| ૪ સમવાયાંગ. | ૮ અંતકૃદ્દશા | |

આ અગીયાર અંગોમાં સૌથી પહેલું જે અંગ તે આચાર અથવા આચારાંગ છે. માટે આ આચારાંગ સૂત્ર જૈનધર્મનું સૌથી પહેલું સ્થાપકનું અને મુખ્ય સૂત્ર છે

એના નામ ઉપરથીજ આપણને માલમ પડી શકે છે કે એમાં આચારની વાત હોવી જોઇએ અને તેમજ છે એમાં સાધુનો સંપૂર્ણ આચાર પ્રતિપાદિત કર્યો છે, અને તેવા પવિત્ર આચારને જે પાળે તેજ સાધુ કહેવાય એમ સૂચવ્યું છે

એ સૂત્રના બે શ્રુતસ્કંધ અથવા ભાગ છે પહેલા ભાગનું નામ આચાર અને બીજા ભાગનું નામ आचाराग्र છે. એ સૂત્ર ઉપર શ્રીભદ્રબાહુસ્વામિએ "निर्युक्ति" કરી છે તેમાં તેઓએ જણાવ્યું છે કે બીજું શ્રુતસ્કંધ સ્થવિર મુનિઓનું રચેલ છે. વળી બીજા શ્રુતસ્કંધના નામ ઉપરથી પણ એમ જણાય છે કે તે आचाराग्र એટલે આચાર સૂત્રનો અગ્રભાગ (વધારો) છે. એટલુંજ નહિ, પણ એ બીજું શ્રુતસ્કંધ ચાર ચૂળિકાના રૂપે ગણાય છે પહેલા સાત અધ્યયનની પહેલી ચૂળિકા. તે પછીના સાત અધ્યયનની બીજી ચૂળિકા, ત્યાર પછીના એક અધ્યયનની ત્રીજી ચૂળિકા અને તે પછીના છેલ્લા એક અધ્યયનની ચોથી ચૂળિકા, એમ અનુક્રમે ચાર ચૂળિકાના રૂપે બીજું શ્રુતસ્કંધ રચાયું છે. વળી પહેલા શ્રુતસ્કંધ અને બીજા શ્રુતસ્કંધની રચનાપ્રણાલીમાં પણ વિલક્ષણતા દેખાય છે. પહેલામાં ઉદ્ગાર પ્રધાન અને ગહન રચના છે, ત્યારે બીજામાં સાદી અને સરળ રચના છે. આ અવલોકન ઉપરથી એટલું અનુમાન થાય છે કે પહેલું શ્રુતસ્કંધ અસલમાં સુધર્મસ્વામિએ રચ્યું છે, અને તેના પછી તેના વધારા રૂપે બીજા સ્થવિર મુનિઓએ બીજું શ્રુતસ્કંધ રચ્યું છે. છતાં તે પણ શ્રીભદ્રબાહુસ્વામિથી પૂર્વે રચાયું હોવાથી અર્વાચીન નહિ પણ પ્રાચીન તરીકેજ ગણી શકાય, માટે પૂર્ણ પ્રમાણભૂત છે.

આ સૂત્ર ઉપર નીચે મુજબ વ્યાખ્યાઓ છે—

૧ નિર્યુક્તિ—શ્રીભદ્રબાહુસ્વામિએ કરેલી છે, તે પ્રાકૃત ભાષામાં ગાથાબદ્ધ છે.

૨ ચૂર્ણિ—શ્રીજિનદાસ મહત્તરાચાર્યે કરેલી છે, તે પ્રાકૃતમાં વ્યાખ્યારૂપ છે.

૩ ટીકા—પ્રથમમાં શ્રીગંધહસ્તિસૂરિએ કરેલી તે કઠિન પડવાથી વિક્રમ સંવત ૮૩૩ માં નિર્વૃત્તિ કુળના શ્રીશીલાચાર્યે બીજી ટીકા કરી તેથી પહેલી ટીકા દુર્લભ થઇને હાલ શીલાચાર્યની ટીકા વર્તે છે. તે સંસ્કૃતમાં છે, અને તેમાં નિર્યુક્તિનું વ્યાખ્યાન પણ આપેલું છે.

આ ત્રણ મુખ્ય વ્યાખ્યાઓ છે. શિવાય ટીકા ઉપરથી ફરી વ્યાખ્યાનો સંગ્રહ કરીને ખરતરગચ્છના શ્રીજિનહંસસૂરિએ દીપિકા નામની વ્યાખ્યા લખી છે તે કંઇ જૂદી વ્યાખ્યા ગણાય નહિ, કેમકે તેમાં કંઇ નવી વ્યાખ્યા કરી નથી, કિંતુ ટીકામાંથીજ સંગ્રહ કરેલ છે.

આ ત્રણ વ્યાખ્યાઓ કાયમ હોવાથી આ સૂત્રના કેટલાએક અતિ ગહન પદોના અર્થ આપણે જાણી શકીયે છીયે, માટે એ મહાન્ પુરૂષોનો આપણે ખરો ઉપકાર માનવો ઘટે છે.

આ રીતે પ્રાકૃત અને સંસ્કૃતમાં વ્યાખ્યાઓ છે તે તે ભાષાના અભ્યાસીથી સમજી શકાય છે, પણ તેવા અભ્યાસીઓ થોડા રહેવાથી સંવત્ સોલના સૈકામાં શ્રીપાર્શ્વચંદ્રસૂરિ નામના આચાર્યે આ સૂત્ર ઉપર પેહેલવેલા ગુજરાતી ભાષામાં બાળાવબોધરૂપે વ્યાખ્યા લખી છે, પરંતુ વખતના વહેવા સાથે ભાષાનું રૂપ બદલાતું હોવાથી તે પણ આજે સાધારણ વાચનારાઓને વાંચતાં કંટાળા ભરેલ લાગે છે, અને તેમાંથી વાચવાની સાથે તાબડતોબ અર્થ સમજી શકાતો નથી,

આ કારણથી અમે ચાલુ દેશકાળને અનુસરી બને–તેટલી સરળ ગુજરાતી ભાષામાં આ ભાષાંતર તૈયાર કર્યું છે આ ભાષાંતર ટીકાકારના આશયને અનુસરીને કરવામાં આવ્યું છે, અને તેમાં મૂળ સૂત્રપાઠના ભાષાંતરની સાથે ખાસ સંબંધ રાખતો જે જે જરૂરી ઉમેરો કરવામાં આવ્યો છે તે ટીકા ઉપરથી લીધેલો છે અને તે જૂદો જણાઇ રહે તેટલા ખાતર તેને કૈંસમાં લખવામાં આવ્યું છે. ઉપરાંત નીચે કોઇ કોઇ સ્થળે ટીકા ઉપરથી પ્રસંગોપયોગી નોટ પણ આપવામાં આવી છે.

ભાષાંતરની બે રીતો છે. શબ્દે શબ્દને વળગી રહીને કરેલું ભાષાંતર તે શબ્દાર્થપ્રધાન ભાષાંતર કહેવાય, અને વાક્યાર્થને લક્ષ્યમાં લઇ કરેલું ભાષાંતર વાક્યાર્થ પ્રધાન ભાષાંતર કહેવાય શબ્દાર્થપ્રધાન ભાષાંતરમાં શબ્દાર્થ સ્પષ્ટ રીતે જણાય પણ વાક્યાર્થ એટલે મતલબ સમજવામાં બહુ વિલંબ થયા કરે છે, જ્યારે વાક્યાર્થપ્રધાન ભાષાંતરથી વાક્ય વાચવાની સાથેજ વાચનાર મતલબ સમજતો રહે છે; કારણ કે વાક્યાર્થપ્રધાન ભાષાંતરમાં ચાલુ ભાષાની શૈલી જાળવવા ખાતર તથા મતલબને સરળતાથી ગળે ઉતારવા ખાતર ભાષાંતરની અંદર અમુક શબ્દોનો ઘટાડો વધારો કરવાની ભાષાંતરકારને છૂટ રહે છે. આવા ભાષાંતરને ઇંગ્રેજીમાં "Free translation" (ફ્રી ટ્રાન્સલેશન) કહે છે.

અમારૂં આ ભાષાંતર વાક્યાર્થપ્રધાન છે, ને તેમ કરવાનો અમારો હેતુ એજ છે કે આ ભાષાંતર પ્રાકૃતભાષાને નહિ જાણનાર સામાન્ય વાચકવર્ગને ઉદ્દેશીને કરવામાં આવેલ હોવાથી તેઓને સેહેલાઇથી મતલબ સમજાવવી જોઇયે. આપરથી કોઇએ એમ ધારવું નહિ કે અમે મૂળના આશયને કાંઇ પણ મચડ્યું છે મૂળાશયને વળગી રહીનેજ અમે તેને સરલ રીતે પ્રતિપાદન કરવા આ યત્ન કર્યો છે. [illegible] અમારે જણાવવું જોઇએ કે મૂળ પાઠમાં રહેલા આલાપક (આલાવા) અલગ અલગ પેરેગ્રાફમાં લખીને તેના અંતમાં નંબરબંધ કલમો પાડવામાં આવી છે, તે એટલાજ ખાતર છે કે તેથી અર્થસંપદ બરોબર સચવાઇ શકે છે અને મૂળ પાઠ સાથે ભાષાંતરનો સંબંધ પાડવામાં તે વિશેષ મદદગાર થાય છે, એટલુંજ નહિ પણ એથી વાચકવર્ગને સૂત્રાર્થસંબંધી વાચન, પૃચ્છન, પરિવર્તન, ચિંતન, સંભાષણ, તથા પૂર્વાપર અવલોકન કરતાં વિશેષ સરળતા રહે છે.

વાક્યાર્થપ્રધાન ભાષાંતર કરવાનો અમારો બીજો ( ગૌણ ) હેતુ એ પણ છે કે કેટલાએક (Orthodox) લોકોની હજુલગણ એવી માન્યતા છે કે શ્રાવકથી મૂળ પાઠ વાંચી શકાયજ નહિ. આ રીતે તેઓ એકાંત પક્ષ ખેંચે છે, પણ તેમણે જાણવુ જોઇયે છીયે કે જિનાજ્ઞા સ્યાદ્વાદમય હોય છે. એકાંતવાદ જિનાજ્ઞામા હોતો જ નથી. શાસ્ત્રમાં અમુક વાતનો નિષેધ કરેલ હોય અથવા અમુક વાતની હા પાડેલી હોય છે તેનો અમલ અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગેરે પ્રસંગોને અનુસરીને જ કરાય છે. મહાનિસીથ સૂત્રમાં લખ્યુ છે કે અમુક ઉપધાન તપ કર્યા શિવાય જો કોઈ નવકાર મંત્ર ભણે કે ભણાવે તો તે અનંત સંસારી થાય છે–હવે આ વાતને પકડીને શુ આપણે આપણા નાના બાળકોને નમસ્કાર મંત્ર ભણાવવુ બંધ પાડીશુ કે ? અલબત જે વખતે સેંકડો અને હજારો બુદ્ધિશાળી પુરૂષો શુદ્ધ સંયમ ધારણ કરીને આ ભૂમંડળપર જગે જગે અપ્રતિબદ્ધપણે વિહાર કરતા થકા રાજા અને રંકની ઊપર સમાન દૃષ્ટિ રાખીને શુદ્ધ ધર્મોપદેશ કરતા હતા બલ્કે જ્ઞાન, દર્શન ( સત્ય શ્રદ્ધા ), અને ચારિત્ર ( સદાચાર ) નો ફેલાવો કરવા માટે કમર કસીને તૈયાર રહેતા હતા, તે વખતે શ્રાવકોને સૂત્રો વાંચવાની તો શુ પણ લખાવવાની પણ જરૂર રહેતી ન હતી,–પણ આજનો વખત જૂદો આવ્યો છે આજકાલ બુદ્ધિશાળી પુરૂષો તો ઘણા થોડાજ હોય છે, અને તેવા લોકોમાંથી દીક્ષા લેવા તો થોડાજ તૈયાર થાય છે, દીક્ષા લેનારાઓમા શુદ્ધ સંયમ પાળનારા વળી થોડાજ નીકળે છે, અને તેઓ પણ અપ્રતિબદ્ધપણે દરેક દેશ અને દરેક જગે વિહાર કરતા નથી પણ જ્યાં વધુ માનપાન મળે ત્યાંજ ભરાઈ બેસે છે, વળી તેવાઓમા પણ સમાન–દૃષ્ટિ રાખનાર તો કોઈ ભાગ્યેજ મળી શકે છે, બાકી મોટો ભાગ તો પોતપોતાનીજ બડાઇ ગાનાર દેખાય છે. વળી વ્યાખ્યાન સભામાં પણ શેઠીઆ લોકોનુ માન વિશેષ જાળવવામા આવે છે, તેઓ સૌથી આગળ બેસવાનો હક ધરાવતા હોય તેમ તેઓ મોડા આવે તોપણ કેટલાક વ્યાખ્યાનકર્ત્તા મુનિઓ તેમના તરફ નજર નાખીને તેમને પોતાની નજીક ખેંચાવે છે. વળી આજકાલના સાધુઓમાના ઘણા એક તો દેશી ભાષાને પણ શી રીતે શુદ્ધ બોલવી લખવી તે પણ જાણતા નથી, તો પછી તેઓ સભ્યજનોપર ભાષાની છટાથી તે શી અસર કરી શકે ? આ રીતે વર્ત્તમાન સાધુ વર્ગમાના અમુક મહાપુરૂષો બાદ કરતા બાકીના મોટા ભાગ ઉપર આવી સખ્ત ટીકા કરવાનો અમારો મુખ્ય હેતુ એટલોજ છે કે વાચકવર્ગને યથાર્થ વસ્તુ દર્શન કરાવીને તેને પૂર્વકાળ તથા વર્ત્તમાન કાળની સ્થિતિનો સ્પષ્ટ ભેદ બતાવી આપવાનો છે માટે આવા સમયમા શ્રાવકોની ખાસ ફરજ રહેલી છે કે તેમણે કોઈ પણ રીતે સૂત્રોના અર્થનુ જ્ઞાન દુનિયામાં જેમ વધુ ફેલાય તેમ યત્ન કરવો જોઇયે. સૂત્રોમા રહેલી પવિત્ર વાતો દુનિયાભરમા જાહેર કરવાથી આપણે આપણા ભગવાન્ શ્રી મહાવીરસ્વામિના વિશેષ વિશેષ આરાધક થઇશુ એ વાતમા લગારે સંશય લાવવા જેવુ નથી કેમકે તે ભગવાન્ જૈનધર્મને જગતમાં ફેલાવવા ખાતર અને દેશ વિદેશમા જિનવાણીનો ઉદ્દઘોષ મચાવવા ખાતર અથાગ મહેનત કરતા હતા એમ તેમના વર્ત્તનપરથી સૌ કોઈ જાણી શકે છે માટે ભગવાનની પવિત્ર વાણીનો દુનિયાભરમા પ્રચાર થવા ખાતર જૈનના તમામ સૂત્રોના દુનિયામાં ચાલતી જાણવામાં આવેલા લગભગ ૩૬૦૦ ભાષાઓમાં ભાષાંતરો કરાવીને હિંદુસ્તાન તો શુ પણ એશિયા, યૂરોપ, આફ્રિકા, અમેરિકા, આસ્ટ્રેલિયા, અને પાસિફિક મહાસાગરમાંના તમામ બેટો સુધીમા રહેલા કોડ અબજ માણસોમાથી જેમને જેમને પોત પોતાની લિપિ અને ભાષા વાંચતા આવડતી હોય, તેમને તેમનો

ફરજ્યાત પૂરા પાડવાં જોઇયે જો આ વખતે શ્રેણિક-ચેટક-સંપ્રતિ-કે કુમારપાળ જેવાઓ-માંનો કોઇ ધર્મ પ્રિય મહારાજા વિદ્યમાન હોય અને તેને સમજાવનાર તરીકે અભયકુમાર, ઉદયન, વાગ્ભટ્ટ, વિમળ, વસ્તુપાળ અને તેજપાળ જેવા બુદ્ધિમાન્ અને અવસરજ્ઞ મંત્રિ-ઓમાંનો એકાદ મંત્રી હયાત હોય અને ખુદ શ્રી મહાવીર પ્રભુ અથવા આર્ય સુહસ્તિ સૂરિ કે હેમાચાર્ય જેવા મહાપુરૂષોમાના એકાદ મહાપુરૂષ ઉપદેશ તરીકે બિરાજતા હોય અને તે સાથે તેવા જૈન મહારાજાઓનું આખા ભૂમંડળપર આધિપત્ય હોય તો સૌથી પેહેલા તેઓ આ કામ હાથ ધરીને પૃથ્વીભરમા તેઓ જૈન વાણીનું ઉદ્ઘોષણ કરાવે. પણ આપણા કમનશીબે એવા મહાપુરૂષો આજ રહેલા નથી, તોપણ હજુ આપણાં એટલાં સુભાગ્ય ગણાય કે આપણના હાથે તેમની થોડી ઘણી વાણીના પ્રતિપાદક પુસ્તકો મોજુદ છે તથા હૃદયમા તેમના સચ્ચરિત્રનો થોડો ઘણો ભાગ સ્મરણમાં રહેલ છે. માટે તેને આપણી શ-ક્તિના અનુસારે પ્રસારમા લાવવા ખાતર આપણે સદા યત્નવાન્ રહેવું જોઇયે, આ કારણની ઉપસ્થિતિથી અમે આ પવિત્ર સૂત્રનું ભાષાંતર કરવામા પ્રવૃત્ત થયા છીએ તેમાં અમે નિર્દોષ જ છીયે, છતાં આવા પરિણામે પ્રવર્તતા પણ જો દોષપાત્ર થવાતું હોય તો તેવી દોષપાત્ર-તાને ધિક્કારમાં લાવવા કરતાં અમે અમારા મસ્તકપર ચડાવીને વધાવી લેવા તૈયાર જ છું.

આટલું પ્રાસંગિક વિવેચન કરી આ લાંબા પેરેગ્રાફની શરૂઆતમા પ્રતિજ્ઞાત કરેલા વાક્યાર્થ પ્રધાન ભાષાંતર કરવાનો અમારો બીજો હેતુ શો છે તે જણાવીયે છીયે કે અમારા જૈન બંધુઓમાંના ઘણા બધુઓ જેઓ હજુ સુધી રૂઢિબદ્ધ રહીને કંઈ પણ નવા ફેરફાર કે સુધારા વધારા તરફ સખત અણગમો ધરાવતા રહે છે અને સાંકડા વિચારમાં દોરવાઈને ઉદાર વિચારવાળાઓ તરફ વક્રદૃષ્ટિ રાખે છે, તેવા બધુઓ "શ્રાવકથી સૂત્ર વંચાયજ નહિ" એ જૂની પુરાણી વાતને વળગી રહીને મૂળ સૂત્રપાઠ તો વાંચનારજ નથી, બાકી જિનાજ્ઞાના ભાર્યા અથવા તો અમારી ભૂલચૂક શોધવા ખાતર ભાષાંતર વાંચે તો વાંચે માટે એવા ફક્ત ભાષાંતર વાંચનાર બંધુઓને આવું વાક્યાર્થપ્રધાન ભાષાંતર વાંચતાં વધુ સહેલું પડે અને તેઓની નામરજી છતા એ આવા ભાષાંતરથી તેઓના હૃદયમાં જિનવાણીના ઉત્તમ અર્થોનો પ્રવેશ થાય તો એ પણ એક સફળતા પ્રાપ્ત થઈ ગણાય, આ અમારો બીજો ઉદ્દેશ છે.

કેટલાએક તરફથી ભાષાંતરની વિરૂદ્ધમાં એવી દલીલ લાવવામાં આવે છે કે પ્રાકૃત ભાષામાં રહેલ નમસ્કાર મંત્ર બોલવાને બદલે સિદ્ધસેન દીવાકર "नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः" એમ સસ્કૃત વાક્ય બોલ્યા તેથી તમને તેમના ગુરૂએ ભારે પ્રાયશ્ચિત્ત આપેલ છે, માટે ભાષાંતર ન કરવું જોઇયે આ દલીલ કરતાં તેઓ જે ભૂલ કરે છે તે એ જ છે કે सिद्धसेनदिवाकर ને પ્રાકૃત ભાષા બોલતાં શરમ લાગી તેથી ચૌદપૂર્વની આદિમાં રહેલ સસ્કૃત વાક્ય કે જે પ્રાકૃત કરતાં ઉલટો વધુ કઠિન છે તે બોલ્યા માટે ભગવાનની પવિત્ર વાણી બોલવામાં જે શરમ ખાધી તે હેતુએ ભારે પ્રાયશ્ચિત્ત મળ્યું, નહિ તો અર્થના ખુલાસા માટે તો તમામ ટીકાકારો સંસ્કૃતમાં તે તે વાક્ય બદલીને તે પર વ્યાખ્યાઓ કરે છે તો શું તેઓ પણ પ્રાયશ્ચિત્ત યોગ્ય ગણાય કે?

છેવટે અમે એટલુંજ કહીશું કે અને અમારા આ ભાષાંતરનું ભાષાંતર નામ નહિ રાખતાં "બાળાવબોધ" અથવા "ટબો" એવુ રૂઢ નામ રાખ્યું હોત તો અમે ધારિયે છીયે કે વિરૂદ્ધ પક્ષવાળા આટલી વિરૂદ્ધતા નહિ બતાવત. પણ અમે આ જમાનાને અનુસરીને

ફક્ત નામમાજ જરા સુધારો કર્યો એટલે વિરૂદ્ધ પક્ષવાળા છેડાઇ પડ્યા છે છતાં અમે તે-મનો એક રીતે ઉપકારજ માનીયે છીયે કે તેઓએ જાહેરમા હોહા મચાવીને અમારા આ બાબતને વધુ પ્રસિદ્ધિમા લાવવાનુ પરમાર્થ કામ કર્યું છે.

એક વખત એવો પણ હતો કે જે વખતે બ્રાહ્મણો એવું જણાવતા હતા કે વેદ વાચવાના માટે બ્રાહ્મણ શિવાય કોઇને અધિકારજ નથી, અને તેમ કહીને તેઓ તે વખતના બીજા જિજ્ઞાસુઓને વેદનુ પદ પણ સભળાવતા ન હતા અને એ રીતે સામાન્ય પ્રજાને અજ્ઞાનમા રાખી પોતે સ્વચ્છદપણે તેમનાપર હુકમ ચલાવતા હતા, પણ એ એક જાતનો અન્યાયજ હતો અને તેને તોડવા માટે શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરપ્રભુ તથા બૌદ્ધધર્મ સ્થાપક શાક્યસિંહ દેશ પ્રચલિત માગધી અને પાલી ભાષામા જાત નાતનો તફાવત રાખ્યા વગર સર્વ લોકને સરખી રીતે સમજાવવા ખાતર જાહેરમાં મોટી મોટી પર્ષદાઓની વચ્ચે અહિંસા ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા એ વખતે બ્રાહ્મણો રૂઢિબદ્ધ (Orthodox) હોવાથી તેમના સામે બહુ બખાર્યા હશે, પણ તેઓના પોકળો ઊઘાડા પાડીને જૈન તથા બૌદ્ધધર્મ આખા હિંદુસ્તાનભરમા એક છેડેથી બીજા છેડા સુધી પ્રસાર પામ્યો. આવો વિજય શાથી થયો તેના કારણો શોધીયે તો એક કારણ દેશી ભાષામા જ્ઞાન ફેલાવવુ એ પણ સાબીત થાય છે. અને ન્યાયશૈળીએ જોતા જ્ઞાનના દરવાજા તમામ જિજ્ઞાસુઓ માટે ખુલ્લાજ હોવા જોઇયે.

વળી એ પણ યાદ રાખવાનીવાત છે કે ખુદ કલ્પસૂત્ર માટે પ્રથમ એવી પદ્ધતિ હતી કે તે ગૃહસ્થોને સાધુઓએ સભળાવવો નહિ છતા દેશકાળાનુસારે તે રૂઢિ બદલાઇ અને આજે દરેક ઠેકાણે દરેક મુનિ પર્યુષણના વ્યાખ્યાનમા ગૃહસ્થોની મોટી સભા વચ્ચે વાચી સભળાવે છે માટે દેશકાળનો વિચાર અવશ્ય લેવો ઘટે છે આજનો દેશકાળ એવો છે કે આજે આપણા સૂત્રો જર્મનીમા પણ વચાય છે, તો પછી આવા દેશકાળમા એવો આગ્રહ ખેંચવો કે, " શ્રાવકોથી સૂત્રો વચાયજ નહિ " એ કેમ પ્રમાણ થઇ શકે, કેમકે બીજા ગૃહસ્થો સૂત્રો વાચે તે સાખી જવામાં આવે છે અથવા તો તે બાબતસર કોઇ જૈનમુનિ અથવા શ્રાવક પોકાર કરતા નથી, પણ જો કોઇ જૈન ગૃહસ્થ સૂત્ર હાથમા ધરીને વાચે વિચારે, તો જાણે તેણે કઈ ભારે ગુન્હો કર્યો હોય તેમ માનીને તેનાપર તરત કટાક્ષ કરવામાં આવે છે એ શું વ્યાજબી ન્યાય ગણાય કે ?

પૂર્વ કાળના જૈનો કેવા અવસરજ્ઞ અને ધર્મ પ્રસારના માટે ઉત્સાહી હતા તેના માટે અમે એક ઐતિહાસિક દૃષ્ટાત આપીશું કે સપ્રતિ રાજાએ પોતાના સિપાઇ સુભટોને જૈનના આચારથી વાકેફગાર કરી જૈનસાધુના વેષ પહેરાવી નકલી સાધુઓ બનાવીને અનાર્ય દેશમાં મોકલાવી ત્યાંના લોકોને જૈનના આચારથી વાકેફગાર કર્યા અને એ રીતે શ્રીમહાવીર પ્રભુના વખતે સાધુઓને વિહાર કરવા માટે જે ક્ષેત્ર–મર્યાદા બાધવામા આવી હતી તેમા વધારો કરાવવા મથન કરી આખરે તે કામમાં ફતેહમદ થયા છે જો આમ કરવામાં નહિ આવ્યું હોત અને આજના જૈનોની માફક તેઓએ સાંકડી નજર રાખીને છેદ સૂત્રોમા આપેલી મર્યાદા પ્રમાણેના ક્ષેત્રમાંજ સાધુઓને વિચરવાનુ કાયમ રખાવ્યુ હોત તો આ ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, તથા દખણ વગેરે સ્થળો કે જે તે મર્યાદાથી વેગળે આવેલા છે તેઓમા જૈન મુનિઓનો વિહાર બધ રહેવાથી ત્યા જૈનધર્મનો પ્રસાર થતો અટકી પડયોજ

હોત અને ત્યારે કુમારપાળ જેવા મહાન્ રાજાને જૈન ધર્મનો પ્રતિબોધ શી રીતે આપી શકાત એ વાત પણ બહુ વિચારવાની છે

આ સ્થળે અમોને એટલી બધી દલીલો લખવાનુ મન થાય છે કે એ બાબતનું અલગ પ્રકરણુ થઇ પડે તેમ છે, અને અહીં તો અમે ટુંકામાં સમાલોચના કરવી શરૂ કરી છે, તેથી તે જો બહુ લંબાય તો વાચકવર્ગને કંટાળો આવે તે ખાતર અમે આ બાબત હવે ટુંકામાં પતવીયે છીયે કે આજ કાલ જો એવો નિયમ પાડવામાં આવે કે "જે કોઇ પુરૂષ, પછી તે સાધુ હોય, કે શ્રાવક હોય, તેણે સત્ય ભાષા બોલવા મદદગાર થતા અને ખુદ આ આચારાંગ સૂત્રની કલમ ૭૬૯ મા વર્ણવેલા વ્યાકરણ સબધી સોલ પ્રકાર જાણ્યા વગર અને પ્રાકૃત ભાષાનુ જ્ઞાન મેળવ્યા વગર મૂળ સૂત્રપાઠ વાંચવો નહિ, અને સસ્કૃત ભાષા જાણ્યા શિવાય તેની ટીકા પણ વાંચવી નહિ" તો આ નિયમ ઘટિતજ ગણાય, કારણ કે અમુક ભાષા શુદ્ધ રીતે શીખ્યા શિવાય તે ભાષાનો ગ્રથ વાંચવો એ ખરેખર દોષીપાત્ર થવા જેવું છે, અથવા તો એ ખુદ તે ભાષાનું ખૂન કર્યા બરોબર છે, કેમકે જેમ ઇંગ્રેજી ભાષાનો અજાણ માણસ ઇંગ્રેજી બુક ઊપાડીને વાચવા માડે તો તે શબ્દે શબ્દમાં અશુદ્ધ ઉચ્ચાર કરીને તે ભાષાને એવી બગાડી મેલશે કે તેથી તે કર્ણકટુજ થઇ પડવાની, તેમ જેને પ્રાકૃત ભાષા આવડતી ન હોય તે માણસ સાધુ હોઇને પણ પ્રાકૃત ભાષામાં રહેલ સૂત્રપાઠ વાચે તો તે ઉચ્ચાર કરતાં જગે જગે સ્ખલના પામશે, એટલુંજ નહિ પણ તે એ સૂત્રના ખરા અર્થને પણ સમજી શકનાર નથી, ટુંકામા જે ભાષાનો જે અજાણ હશે તે તે ભાષાનો ગ્રથ વાચવા માડે તો ખોટા ઉચ્ચાર અને અર્થના ગોટાળા વાળશેજ, માટે જેઓ (સાધુ, સાધ્વી શ્રાવક કે શ્રાવિકા) પ્રાકૃત ભાષા નહિ જાણતા હોય તેમને અમે એજ ભલામણુ આપીયે છીયે કે તેમણે આચાગગ સૂત્રનો મૂળપાઠ નહિ વાચતાં તેમને આવડતી ગુજરાતી ભાષામાં નીચે ટાંકેલું એકલુ ભાષાતરજ વાંચતા રહેવું, એમ કરવાથી તેઓ પ્રાકૃત ભાષાના અજાણપણાથી મૂત્ર પાઠ વાંચતા ખોટા ઉચ્ચાર અને અર્થને બદલે અનર્થ કરીને જ્ઞાનની જે ભયકર આશાતના કરે છે તે કરતા અટકશે.

આ નિયમ યુક્તિયુક્ત અને શાસ્ત્રપ્રતિપાદિત છતા ખુદ જૈન મુનિઓ તરફથીજ તેનો ભગ થતો દેખાય તો તે બહુ ખેદની વાત છે? જો આ નિયમ બરોબર પાળવામાં આવે તો શ્રાવકોમાથી તો લાખે એકાદ શ્રાવકજ પ્રાકૃત ભાષાનો અભ્યાસી નીકળે માટે તે શ્રાવક ભલે સૂત્ર વાચે કે વિચારે અથવા તેનો અર્થ પ્રકાશમાં લાવી બીજાઓને સમજાવે, તેથી કશી હાનિ થનાર નથી. પણ ખુદ હાની કરનાર તો તેઓ છે કે જેઓ સાધુ થયા છતાં પણ પ્રાકૃત ભાષાના અજાણ હોઇ પોતાની ખાલી પડિતાઇ બતાવવા ખાતર સભા સમક્ષ આવા ગહન સૂત્ર વાચવા શરૂ કરીને અર્થના અનર્થ કર્યા કરે છે, છતાં તેવાઓને કોઇ પૂછતું નથી, ! ! !

આ કારણસર પ્રાકૃત અને સસ્કૃત નહિ જાણનાર માણસોને પણ યોગ્ય રીતે જ્ઞાન મળી શકે તેટલા ખાતર આપણા તમામ સૂત્રોના ચાલુ ગુજરાતી ભાષામાં ભાષાંતરો થવાની ખાસ જરૂર છે, તેને અનુસરીને અમે આ પ્રથમ પગલું ભર્યું છે, અને અમે એટલી આશા રાખિયે છીયે કે આ ભાષાતર વ્યાખ્યાનમા જનાર અને નહિ જનાર એ બન્નેને ઉપયોગી થઇ પડનાર છે, તે એમ કે જેઓ વ્યાખ્યાનમાં જતા હશે તેઓને પણ કંઇ ફક્ત એકવાર સાંભળવાથી

બધુ યાદ રહી જનાર નથી; માટે તેમને આ ભાષાંતર स्मरण पोथी તરીકે ઉપયોગી થઈ પડશે, અને જેઓ વ્યાખ્યાનમાં નહિ જઈ શકતા હોય તેમને આ ભાષાંતર ज्ञान पोथी તરીકે ઉપયોગમાં આવી શકશે.

નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામિ કહે છે કે–

**अंगाणं कि सारो, आयारो तस्स किं हवइ सारो ?**
**अणुओगत्थो सारो, तस्सविय परूवणा सारो.**

આ ગાથાનો ભાવાર્થ એ છે કે ઈગ્યારે અંગોમા આચારાંગ સાર ભૂત છે, પણ એ આચારાંગનો સાર શો ગણાય ? ( કેમકે પુસ્તક તો વખતે ભંડારની અંદર પડ્યુ રહી એમને એમ સડી જાય, એના ઉત્તરમા કહે છે કે ) આચારાંગનો સાર એ કે તેનો અનુયોગાર્થ–ખુલાસાપૂર્વક અર્થ પ્રકાશ થાય, અને તેનો પણ આખરે એજ સાર છે કે તેની પ્રરૂપણા ચાલતી રહે ( એટલે કે ચાલુ પ્રસાર થયા કરે ) આ ઉપરથી સિદ્ધ થાય છે કે સૂત્રની સફળતા અર્થ જાણવાથીજ થાય છે, એટલે કે અર્થથી વાકેફ થવું એજ સારભૂત છે, માટે શ્રાવકને સૂત્રોના અર્થ જાણવાની શાસ્ત્રમાં સર્વથા છૂટ આપેલી છે. શ્રાવકના વિશેષણોમાં તેમના એવાં વિશેષણો આવે છે કે लद्धट्ठा, गहीयट्ठा, पुच्छियट्ठा, विणिच्छियट्ठा એટલે કે જેઓ અર્થના મેળવનાર, અર્થના ગ્રાહક, અર્થના પૂછનાર, અને અર્થનો નિશ્ચય કરનારા હોય તેઓ ખરા શ્રાવક કહેવાય નહિ કે આજના જેમ અર્થ જ્ઞાનથી તદન બે ખબર, અને વાજબી કે ગેરવાજબીનો વિચાર કર્યા વગર પકડ્યુ તે પકડ્યુ કરીને ચાલનારા.

અર્થ જ્ઞાન મેળવવાના બે રસ્તા છે–લક્ષ્ય પૂર્વક શ્રવણ અને લક્ષ્ય પૂર્વક વાચન હવે જ્યારે એક વખત એવો પણ હતો કે જ્યારે જૈન સૂત્રોને પુસ્તકો પર લખવાની પણ મનાઇ હતી, અને જૈન મહર્ષિઓ સખ્ત અભ્યાસ કરીને તેમને પોતાને કંઠાગ્રેજ રાખતા હતા, તે વખતે તેમની પાસે શ્રવણ કરવાથીજ શ્રાવકો અર્થ જ્ઞાન મેળવી શકતા. પણ તે વખત બદલાઇને ફેર એવો વખત આવ્યો કે જે બાબત ભગવાને ના પાડેલી તેજ બાબત વખતને અનુસરીને ચાલુ કરવી પડી એટલે કે સાધુઓને સૂત્રો લખવાં પડ્યાં, એટલુંજ નહિ પણ તે લખીને શ્રાવકોને સોંપવાં પડ્યા કે તમે આ જ્ઞાનના પુસ્તકો સંભાળો, આનુ નામ તે દેશકાળનુ અનુસરણ કહેવાય ફેર વખત બદલાયો અને પ્રાકૃત ભાષાનો પ્રચાર ઓછો પડી સંસ્કૃતનો પ્રચાર કાયમ દેખાયો એટલે એ પ્રાકૃત સૂત્રોપર સંસ્કૃત ટીકાઓ રચાઈ અને લખાઇ, એથી મુનિ અથવા શ્રાવકમાંથી જે કોઈ સંસ્કૃત ભાષા જાણતો તેને સૂત્રોના અર્થ સમજવાની સહેલાઇ થઈ, પણ વખત તો હમેશ બદલાઇ જતો હોવાથી છેવટે એવો પણ વખત આવી લાગ્યો કે ઘણા જૈન પુસ્તકો જૈનોના હાથમાંથી અલગા થઇ યૂરોપ દેશમાંના ગૌર લોકોને હાથે જઇ ચડ્યા. તેઓએ તેમને વધાવી લઈ ભારે પરિશ્રમ કરીને વાંચી ઉકેલી તેમના અર્થ જગ જાહેર કરવા પ્રયત્ન આરંભ્યો છે અને તેમાં તેઓ ફતેહમંદ થતા દેખાય છે. હવે એક તરફ જ્યારે આમ છે ત્યારે બીજી તરફ વખતે શો તમાશો કર્યો છે તે જુવો ! જ્યારે વિદેશી વિદ્વાનો જૈન જ્ઞાનને ફેલાવવાનો યત્ન કરે છે ત્યારે અમારા જૈનબંધુઓ આ વખતે ઘોરનિદ્રામાં ઉંઘે છે, અને જગવ્યા પણ જાગતા નથી તેઓ પ્રાકૃત સંસ્કૃત તો દૂર રહો પણ ગુજરાતીએ પૂરૂ ભણતા નથી ! અને વખત બદલાતો જાય છે. તનાપર કશો વિચાર ન કરતાં પરંપરાને નામે વગર પ્રયોજનની રૂઢિઓ જોરથી પકડી રાખે છે અને

ખાસ ઉપયોગી પદ્ધતિથી દૂર નાસતા ફરે છે હવે વખત બદલાવાની વાત પૂરી કરીયે કે એટલુ છતા ઇલા પણ વખતે કેટલોક ફેરફાર કર્યો છે, પહેલા પુસ્તકો લખાતાજ નહિ, પછી તે તાડપત્રે પર લખાયાં, ફેર તે કાગલપર લખાયા, અને હવે મુદ્રિત થવા લાગ્યા છે, અને આ-જકાલ તેઓમાના ઘણા પુસ્તકો જો કે હલકા કાગલ ઉપર છાપવામા આવે છે, પણ ત્યા લગી તો વખત બદલાશે એટલે વિલાયતના જેમ ઉંચામા ઉંચા કાગળો ઉપર છપાતા શરૂ થશે હવે આટલા ફેરફાર જોયા પછી આપણે એવો સાર ખેંચીયે કે ભાઇઓ, દેશકાળને અનુસરીને વર્તવુ એજ ભગવાનની પ્રધાન આજ્ઞા છે તો તેમા શું ગેરવાજબી છે માટે હવે વખત એવો આવી લાગ્યો કે જ્યારે આપણા સુત્રોના ઇંગ્રેજી, જર્મન, વગેરે ભાષાઓમાં ભાષાન્તરો થતા ચાલુ છે, ત્યારે આપણા જૈન યુવાનોને સુત્રોના અર્થનુ જ્ઞાન આપવા ખાતર શામાટે ગુજરાતીમા ભાષાન્તરો બાહેર નહિ પાડવા. અલબત અમે એટલુ તો વાજબીની ગડ કબુલ કરી ચૂકયા છીયે કે તે ભષાન્તરો ભાષા અને શૈલીના અજાણ માણસોના હાથે તૈયાર કરાવવા નજ જોઇયે, પણ જેને સ્વપર સમયનું સારૂ જ્ઞાન હોય એવા સંસ્કૃત-પ્રાકૃત ભષાના અભિજ્ઞ પુરૂષના હાથે ભાષાન્તરો તૈયાર કરાવવામા આવે તો તેથી સાધારણ જૈન બન્ધુઓને આપણા પવિત્ર સૂત્રોમાં શી શી વાતો છે તેની માહિતી મેળવવામા તે અમૂલ્ય સાધન થઇ પડે

આવી દેશકાળની અસર નીચે અમે એક પ્રયોગ દાખલ અમારી અલ્પમતિના અનુ-સારે રચી તૈયાર કરેલુ આ આચારાંગ સૂત્રનુ ગૂજરાતી ભાષાંતર જૈન મુનિઓ, જૈન વિદ્વાનો અને સામાન્ય જૈન પ્રજાના હૃદય કમળની સામે તેમના હસ્તકમળમા રજુ કરીયે છીયે; અને એનો શો ઉપયોગ અથવા પરિણામ પ્રાપ્ત થાય છે તે જોઇને તદનુસાર અમે અમારા પ્રયત્નમા આગળ વધીશુ.

ભાષાન્તર થવાથી મૂળ સૂત્રની જરૂર ઓછી રહે અથવા તેનુ માન ઘટવા પામે એમ કોઇ તરફથી ભય બતાવવામાં આવતુ હોય તો તે સબંધે અમારે એટલોજ ખુલાસો આપ-વાનો છે કે જો મૂળમા અલૌકિક ચમત્કાર રહેલ છે તો તે ભાષાન્તરદ્વારા કિંચિન્માત્ર પણ દૃષ્ટિગમ્ય થવાથી મૂળ તરફ લોકો અતિશય ખેંચાશે અને એ રીતે જેમ शाकुंतल નાટકના અનેક ભાષાઓમાં અનેક ભાષાન્તરો થવાથી ખુદ મૂળ પણ વધુ પ્રસિદ્ધિ પામ્યુ છે અને વધુ જરૂરનુ થઇ પડ્યુ છે તેમ અલૌકિક ચમત્કારવાળા जैन सूत्रो પણ ભાષાન્તરના યોગે ઑર વધુ પ્રિય થયા વિના રહેનાર નથી એ વાત નિ:સંશય છે. માટે જેમ મંત્રિઓથી રાજાની સત્તા અને પ્રતાપમાં વધારોજ થાય છે, તેમ આ ભાષાન્તરથી मूळ सूत्र વધુ પ્રકા-શમાં આવો એમ અમો અંતઃકરણ પૂર્વક ઇચ્છીયે છીયે.

ભાષાંતરકાર.



# પ્રવેશ.



આ સકળ આગમોમા સારભૂત અને આદિભૂત શ્રીમાન્ આચારાંગ-સૂત્રના પહેલા શ્રુતસ્કંધમા નવ અધ્યયન છે, તેના નામ આ પ્રમાણે છે—

| | | |
|---|---|---|
| ૧ શસ્ત્ર પરિજ્ઞા. | ૪ સમ્યક્ત્વ | ૭ મહા પરિજ્ઞા. |
| ૨ લોક વિજય | ૫ લોકસાર | ૮ વિમોક્ષ |
| ૩ શીતોષ્ણીય. | ૬ ધૂત | ૯ ઉપધાન શ્રુત. |

આ નવે અધ્યયનોમા શા શા અર્થાધિકાર રહેલા છે તે સક્ષેપથી અત્રે જણાવવામાં આવે છે—

૧ શસ્ત્ર પરિજ્ઞા અધ્યયનમાં આત્માની અસ્તિતા, છકાયની પ્રરૂપણા, તેની હિંસાથી થતો કર્મ બંધ અને તેથી વિરમવાની જરૂર એ મુખ્યાર્થ છે,

૨ લોક વિજય અધ્યયનમા માતા પિતા વગેરે સ્નેહી લોકનો વિજય, આઠ કર્મ જે રીતે બધાય છે તે રીત, તથા તે શી રીતે છુટાય છે તે રીત એ મુખ્યાર્થ છે

૩ શીતોષ્ણીય અધ્યયનમા કષાય જીતી અનુકૂળ-પ્રતિકૂળ ઉપસર્ગ સહેવા એ મુખ્યાર્થ છે.

૪ સમ્યક્ત્વ અધ્યયનમા સમ્યક્ત્વની દઢતા કરવી એ મુખ્યાર્થ છે

૫ લોકસાર અધ્યયનમા લોકનો સાર જ્ઞાન દર્શન અને ચારિત્ર છે, માટે એ રત્નત્રયમા યત્ન કરવો એ મુખ્યાર્થ છે.

૬ ધૂત અધ્યયનમા મુનિએ નિઃસંગ અને અપ્રતિબદ્ધ થવુ એ મુખ્યાર્થ છે.

૭ મહાપરિજ્ઞા અધ્યયનમા સંયમ પાળતા સાધુને કદાચિત્ પરીષહો ઉપજે તો તે સમ્યક્ રીતે સહન કરવા એ મુખ્યાર્થ છે.

૮ વિમોક્ષ અધ્યયનમા સર્વ ગુણ-સંપન્ન મુનિએ મરવા ટાંકણે સમ્યક્ પ્રકારે અંત-ક્રિયા કરવી એ મુખ્યાર્થ છે.

૯ ઉપધાન શ્રુત અધ્યયનમાં ઊપરના આઠ અધ્યયનમાં જે અર્થ કહેવામાં આવ્યો છે તે શ્રીમહાવીર પ્રભુએ સમ્યક્ રીતે આચર્યો છે એમ જણાવી સમસ્ત. સાધુઓને સંય-મમા ઉત્સાહિત કર્યા છે એ મુખ્યાર્થ છે

આ રીતે નવ અધ્યયનમાં પરમાર્થ રહેલ છે. આ નવ અધ્યયનના નીચે મુજબ ૫૦ ઉદ્દેશ રહેલા છે—

| | | |
|---|---|---|
| પેહેલાના ૭ | ચોથાના ૪ | સાતમાના. ૭ |
| બીજાના ૬ | પાચમાના ૬ | આઠમાના. ૮ |
| ત્રીજાના ૪ | છઠ્ઠાના ૫ | નવમાના ૪ |

દરેક ઉદ્દેશ શી શી બાબતોનો છે તે અનુક્રમણિકા વાંચવાથી માલમ પડશે

હવે જે વિશેષ વાત જણાવવાની છે તે એ છે કે ઊપર જણાવેલા નવ અધ્યયનમાંથી સાતમું મહાપરિજ્ઞા નામે અધ્યયન કે જેમાં સાત ઉદ્દેશ હતા તે વિચ્છિન્ન થયુ છે, છતાં તેના સાત ઉદ્દેશમાં શી શી વાત હતી, તે નિર્યુક્તિકારે સક્ષેપમા નીચે મુજબ જણાવી છે.—

૧ પહેલા ઉદ્દેશમાં ગૃહસ્થના સાથે પરિચય ન રાખવો ને સાધ્વીઓ સાથે કુશીળ સેવા નહિ કરવી, એ બે બાબત તથા પરિજ્ઞાનો ખુલાસો એ મુખ્ય અધિકાર હતા.

૨ બીજા ઉદ્દેશમા માર્ગ ત્યાગ ન કરવો, શરીર શોભા ન કરવી. મૈથુન ન સેવવું, ગર્ભાધાન—ગર્ભપાત—તથા ગર્ભ—પોષણ ન કરવાં એ મુખ્ય અધિકાર હતા

૩ ત્રીજા ઉદ્દેશમાં ક્ષુલ્લક ( હલકા ) પરિણામ ન રાખવા, આમિષ ( માંસ ) ભક્ષણ ન કરવું, વગેરે બાબત, તથા ખરડુ પિશાળની વિધિ, વસ્ત્ર ધોવા—રગવાની રીતોનો ત્યાગ, મૈથુન વગેરેનો ત્યાગ, હસ્ત કર્મનો ત્યાગ, સ્ત્રી સાથે પરિચય ન રાખવો, શરીરની પરિકર્મા ન કરવી, એ મુખ્ય અધિકાર હતા.

ચોથા ઉદ્દેશમાં વસ્ત્ર ધોવાની, તથા રગવાની, પરઠવાની વિધિ, અવગ્રહ માગવની વિધિ, કટકાસન ( કટાસણુ ) નો પરિભોગ, શય્યાતર પિડનુ વર્જન, પરિગ્રહ પરિમાણુ, તથા સન્નિધિ ( સઘરી રાખવા ) નો નિષેધ એ મુખ્ય અધિકાર હતા.

પાચમા ઉદ્દેશમા ધર્મ ઉપાર્જન કરવાના આઠ પદ, સમુત્થાન ( ધર્મ કરવા તત્પર થવું), સ્થાવર કાયની દયા, આક્રોશ વધ તથા પીડા ઊપજાવીને ત્રસકાયનો સમારભ કરવામાં આવે છે તેનો ત્યાગ, તથા પરતીર્થિકોમાં ધરની ચિતાનુ વર્જન નથી દેખાતુ તે વગેરે મુખ્ય અધિકાર હતા.

છઠ્ઠા ઉદ્દેશમાં સંયમથી શી રીતે પ્રતિઘાત ( પતન ) થાય, દોષની આ સેવનાથી લાગતા અતિચાર, તથા સ્નાન અને સચિત્ત પાણી પીવાનુ વર્જન કરવુ એ મુખ્ય અધિકાર હતા

સાતમા ઉદ્દેશમાં શીત પરીષહનુ સહન કરવું, કેવે કારણે વસ્ત્ર ધોવાં, તથા જરૂરી ખપના માટે સૂઇ વગેરે સંઘરી રાખવી જોઇયે, અભિસધિનો ત્યાગ, ઉપદેશના પ્રકાર, સંલેખના, ભક્ત પરિજ્ઞા, તથા અતક્રિયા એ મુખ્ય અધિકાર હતા.

આ રીતે સાધુના ઉપયોગની અનેક બાબનો તથા વિચિત્ર વિજ્ઞાનથી ભરપૂર મહાપરિજ્ઞા નામનું સાતમુ અધ્યયન વિચ્છિન્ન થયું છે, છતા તેમાંથી સપ્તૈકક તરીકે પ્રખ્યાત સાત અધ્યયન તેના વધારા રૂપે ખેચીને બીજા શ્રુતસ્કંધમાં બીજી ચૂળિકા રૂપે લખાયાં છે.

આ રીતે પહેલા શ્રુતસ્કધની સામાન્ય હકીકત છે.

હવે બીજો શ્રુતસ્કધ જે ચાર ચૂલિકા રૂપે ગણાય છે તેમા શી શી વાત છે તે સક્ષેપમાં જણાવીયે છીએ.

બીજા શ્રુત સ્કધમાં કુલ સોલ અધ્યયન છે—

| | |
|---|---|
| ૧ પિંડૈષણા | ૯ નિષીધિકા |
| ૨ શય્યા | ૧૦ ઉચ્ચાર પ્રશ્રવણ |
| ૩ ઈર્યા | ૧૧ શબ્દ. |
| ૪ ભાષાજાત | ૧૨ રૂપ. |

| | |
|---|---|
| ૫ વસ્ત્રૈષણા. | ૧૩ પરક્રિયા. |
| ૬ પાત્રૈષણા. | ૧૪ અન્યોન્ય ક્રિયા. |
| ૭ અવગ્રહ પ્રતિમા. | ૧૫ ભાવના. |
| ૮ સ્થાન. | ૧૬ વિમુક્તિ. |

આ સોલ અધ્યયન ચાર ચૂળિકામાં નીચે મુજબ વેહેચાયલા છે'—

પહેલા સાત અધ્યયનની પહેલી ચૂળિકા, બીજા સાત અધ્યયનની બીજી ચૂળિકા, પંદરમા એક અધ્યયનની ત્રીજી ચૂળિકા, અને સોળમા એક અધ્યયનની ચોથી ચૂળિકા. ચોથી ચૂળિકા માટે એવુ કહેવાય છે કે તે ચૂળિકા શ્રીસ્થૂલિભદ્ર સ્વામિની બેન યક્ષા આર્યાએ પ્રાપ્ત કરી છે.

આ સોળ અધ્યયનમા નીચે મુજબ મુખ્ય બિના છે —

પિંડૈષણા અધ્યયનમા સાધુએ આહાર પાણી કેવા લેવા અને તે શી રીતે ગવેષવાં, તે સંબંધી કાયદાની માફક વિધિ નિષેધ બતાવ્યા છે. અને તેના ૧૧ ઉદ્દેશ છે.

શય્યા અધ્યયનમા શય્યા સંબધી વિધિ નિષેધ આપ્યા છે, અને તેના ૩ ઉદ્દેશ છે.

ઈર્યા અધ્યયનમા વિહાર કરવા સબધી વિધિ નિષેધના નિયમો છે, અને તેના ૩ ઉદ્દેશ છે.

ભાષાજાત અધ્યયનમાં મુનિએ કેવી ભાષા બોલવી તે સબધી ખુલાસો છે, તથા વ્યાકરણ સબધી સોળ વિભાગ જણાવ્યા છે; અને તેના બે ઉદ્દેશ છે.

વસ્ત્રૈષણામા વસ્ત્ર ગવેષવાની વિધિ છે, અને તેના બે ઉદ્દેશ છે.

પાત્રૈષણામા પાત્ર ગવેષવાની વિધિ છે, અને તેના બે ઉદ્દેશ છે.

અવગ્રહ પ્રતિમા અધ્યયનમા અવગ્રહ માગવાના નિયમ તથા પ્રતિજ્ઞાઓ બતાવી છે; અને એના પણ બે ઉદ્દેશ છે.

આ રીતે પચીશ ઉદ્દેશના સાત અધ્યયનની પહેલી ચૂળિકા છે.

બીજી ચૂળિકાના સાત અધ્યયન એકેક ઉદ્દેશાવાળા હોવાથી તે દરેક અધ્યયન સપ્તૈકકના ઉપનામથી બોલાય છે,-તેમાના—

સ્થાન સપ્તૈકકમાં કેવા સ્થાનમાં રહેવું તેની વિગત આપી છે.

નિષીથિકા સપ્તૈકકમાં સ્વાધ્યાય કરવા માટે કેવુ સ્થળ પસંદ કરવું તે બિના દર્શાવી છે.

ઉચ્ચાર શ્રવણ સપ્તૈકમાં સ્થંડિલ ભૂમિ કેવી પસંદ કરવી તે જણાવેલ છે.

શબ્દ સપ્તૈકકમા વિવિધ શબ્દો કાને પડતાં તેમા મોહિત ન થવું એ શિક્ષા આપી છે.

રૂપ સપ્તૈકકમા વિવિધ રૂપો જોવામા આવતાં તેમા મોહિત ન થવું એ શિક્ષા છે.

પરક્રિયા સપ્તૈકકમા સાધુના શરીરપર ગૃહસ્થ આવીને કંઈ ઉપચાર કરે તે સાધુએ તે ઉપચારને ચહાવું પણ નહિ અને તેને અટકાવવો પણ નહિ એ પદ્ધતિ જણાવી છે.

અન્યોન્ય ક્રિયા સપ્તૈકકમાં એક સાધુના શરીરપર બીજો સાધુ કંઈ ઉપચાર ક્રિયા કરે એમ અન્યોન્ય એટલે અરસપરસ જે ક્રિયા કરવામા આવે ત્યા પણ પરક્રિયા માફક ચહાવું પણ નહિ અને અટકાવવું પણ નહિ એ બિના જણાવી છે.

આ રીતે સાત સપ્તૈકકથી બીજી ચૂળિકા પૂર્ણ થાયછે આ સાત સપ્તૈકક તરીકે ઓળાતા અધ્યયનો પહેલા શ્રુતસ્કંધના મહાપરિજ્ઞા નામે સાતમા અધ્યયનથી નિર્યૂઢ કરેલા છે, જો કે તે મહાપરિજ્ઞા અધ્યયન તો વિચ્છિન્ન થયુ છે.

ત્રીજી ચૂળિકામા ભાવના નામે એક ઉદ્દેશનુ એક અધ્યયન છે, તેમાં વીર પ્રભુનુ ચરિત્ર તથા પાંચ મહાવ્રતોની પચીશ ભાવનાઓ આપી છે.

ચોથી ચૂળિકામાં વિમુક્તિ નામે એક ઉદ્દેશનુ એક અધ્યયન છે, તે ઉપજાતિ છંદોબદ્ધ છે, અને તેમાં મુનિએ સસાર જાળથી અલગા રહીને શુદ્ધપણે વર્ત્તવા માટે દષ્ટાંતોથી બોધ આપ્યો છે આ ચૂળિકા શ્રી સ્થૂળિભદ્રની બેન યક્ષા આર્યા તરફથી પ્રાપ્ત થઈ છે.

આ રીતે બીજા શ્રુતસ્કંધમાં સોળ અધ્યયન છે, અને તેના ચોત્રીશ ઉદ્દેશ છે.

એકદરે આખા આચારાંગમા પચીશ અધ્યયન અને પચાસી ઉદ્દેશ છે, જેમાથી સાત ઉદ્દેશનુ સાતમુ અધ્યયન વિચ્છિન્ન થયું છે.

પહેલો શ્રુતસ્કધ ગણધર રચિત છે અને "આચાર" અથવા "બ્રહ્મચર્ય" એવા નામે ઓળખાય છે

બીજો શ્રુતસ્કધ ચૌદ પૂર્વ ધારી સ્થવિર મુનિઓએ રચલો છે અને તે "આચારાગ્ર" એવા નામે ઓળખાય છે. આચારાગ્ર એટલે આચાર નામના પેહેલા ભાગનો વધારો.

આચારાગ્રની ચાર ચૂળિકા ઊપર વર્ણવી છે, તે શિવાય નિશીથ સૂત્ર તે પાંચમી ચૂળિકારૂપે છે, પણ તે સૂત્ર છેદ સૂત્રોમાં આવતું હોવાથી તેને અલગુ ગણી અહીં ચાર ચૂળિકાજ દર્શાવી છે.

આખા આચારાંગમાં એકદર અઢાર હજાર પદ છે; પણ તેનું સાતમું અધ્યયન વિચ્છેદ જવાથી હવે બાકી કેટલાં રહ્યાં છે તે ચોકસ જણાયલું નથી. બાકી ચાલુ સૂત્ર પાઠની ગ્રંથ સખ્યા આજકાલ આસરે શ્લોક ૨૫૦૦ ગણાય છે.

આટલી ઉપયુક્ત હકીકત ટાંકીને આ પ્રવેશ પૂરો કરવામાં આવે છે.

ભાષાંતરકાર.



# પરિહાર્ય મીમાંસા.

એટલે

## શક્તિ સૂત્રની વિચારણા.

(ઉપોદ્‌ઘાત)

આ આચારાગ સૂત્રના બીજા શ્રુતસ્કધમા આવેલુ "પિંડૈષણા" નામે પહેલુ અધ્યયન કે જે એકદર પચવીશ અધ્યયનના અનુક્રમમાં દશમુ અધ્યયન ગણાય છે, તેમાં કલમ ૫૬૨-૫૬૫-૬૦૭-૬૧૯-૬૩૦ અને ૬૩૧ મા જે સૂત્રપાઠ રહેલ છે, તે સૂત્રપાઠ વાચવાથી જૈનશૈલીના અજાણુ અથવા સામાન્ય બુદ્ધિવાળા વાચનારને કદાચ એવી શંકા ઊઠે કે પ્રાચીન વખતમાં શુ જૈન મુનિઓ માસ વગેરે અભક્ષ્ય ચીજોને પણ પોતાના આહારમાં વાપરતા હશે? માટે આ શકાના નિવારણ અર્થે યોગ્ય ખુલાસો આપવાની ખાસ જરૂર છે, અને તેટલા ખાતરજ અમે ભાષાંતર કરતા તે તે કલમોના સબધમાં સદરહુ સૂત્રની ટીકામાંથી જેટલો ખુલાસો મેળવી શક્યા છીયે તેટલો ખુલાસો તે તે કલમની સાથે કૌસમાં તથા નીચે ફુટનોટમા ટાકી બતાવેલ છે, છતા પણ તે સંબધે હજુ વિશેષ ખુલાસો થવાની જરૂર ઓછી રહેતી નથી, કેમકે એ કલમો ઊપરથી અગ્રેજી ભાષાંતરકાર ડૉ. હર્મન જેકોબિ જેવા એવી માન્યતાને પકડી બેઠા છે કે પ્રાચીન જૈનો માંસાહાર કરનાર હોવાજ જોઇયે, એટલુંજ નહિ પણ આ બાબતના સબધે થોડા વખતપર ચર્ચા ઊઠાડવામાં આવેલી તે વખતે કોઇ એકે પોતાને જૈન તરીકે ઓલખાવી "श्रमणोपासक" નામ ધરીને ડૉ. હર્મન જેકોબિની માન્યતાને ટેકો આપવા ખાતર એ બાબતનો લંબાણુ ભરેલો આર્ટિકલ મુંબઈ સમાચાર નામના ન્યુસમાં ઝાહેરમાં મેલ્યો હતો. આ ઊપરથી તેને ખડન કરવા તે વખતે અનેક ચર્ચાપત્રો છપાયાં હતા, છતાં તેમાનો સૌથી ઉપયોગી ખુલાસો આપણા શ્વેતાંબર પક્ષમાં આજકાલ ઉત્તમ વિદ્વાન્ તરીકે પકાયલા શ્રીમાન્ નેમિવિજયજી તથા આનંદસાગરજી મહારાજ એ બેઊ જણાએ મળીને સસ્કૃત ભાષામા ન્યાયમાં ચાલતી વાદપદ્ધતિને અનુસરીને લખીને તેને "परिहार्यमीमांसा" એવું નામ આપીને ડૉ. હર્મન જેકોબિ ઊપર મોકલાવેલ હતો, જો કે આ ખુલાસા ઊપરથી ડૉ. હર્મન જેકૉબી હજુલગણુ પોતાની માન્યતામાં ડગેલો નથી, એ વાત ચોકસ છે, તોપણુ એ ખુલાસો જૈન વર્ગને તો ઘણો પ્રિય અને રૂચિકર થઇ પડવા સાથે સર્વોત્તમ લાગ્યો છે એમાં લગારે શક નથી. માટે આ જગોએ અમે અમારા તરફનો ખુલાસો આપવા કરતા પહેલાં તેજ ખુલાસો રજુ કરીને એવી આશા રાખીયે છીયે કે અમારા જૈનબધુઓને તે ખુલાસો વધુ પ્રિય થઇ પડયા વિના રહેનાર નથી.

આ ખુલાસો સસ્કૃતભાષામા છે એટલે પહેલાં તે આપીને પછી વાચકોની જિજ્ઞાસા પૂર્ણ કરવા ખાતર તેનુ અમે અમારી અલ્પ મતિના અનુસારે કરેલુ ગુજરાતી ભાષાંતર આપવામા આવશે.

જો કે આ પ્રબધમાં ફક્ત કલમ ૬૩૦ મીના સબધમાંજ ખુલાસો આપવામાં આવેલ છે, છતાં તેને અનુસરીને બીજી શકા ભરેલી કલમોના ખુલાસા પણ વાચકવર્ગ પોતાની મેળે મેળવી લેશે એવી ખાતરી છે

ભાષાંતરકાર

પ્રખ્યાત તપાગચ્છના શૃંગાર અને સંસ્કૃત ભાષાના વ્યાકરણ અને ન્યાયના ઉત્તમ અભ્યાસી સંવિગ્ન જૈન મુનિ શ્રીમાન્ નેમિવિજયજી તથા શ્રીમાન્ આનંદસાગરજી મહારાજે રચેલી.

# परिहार्य मीमांसा.

॥ श्रीवीतरागाय नमः ॥

येनाक्षालि सुभव्यमानसतमोलेपः सुधासोदरैः
सूक्ताम्भोभिरदर्शि दर्शनमनुक्रोशाकरेणात्मना ॥
स्याद्वादाभिधमन्यपक्षदलनप्रौढं सुसिद्धिप्रदं
ध्यायावो जगतां हितं जिनवरं धर्मप्रदानोद्यतम् ।१।

हिमांशुकिरणप्रभामदविलासहासोद्यते
यदीययशसि श्रुते न मधुरा सुधा श्लाघ्यते ।
सुभव्यजनताज्ञतातमसि सूरचर्यापरः
स वृद्धिविजयो जयत्वतुलमुक्तियुक्तो मुनिः ।२।

श्रीमज्जन्मादिकल्याणकपवित्रीकृतवाराणसीक्षेत्रमिथ्यात्वतिमिरदूरीकरणसहस्रकिरणायमानभव्यजनविषमगदागदंकारासम्प्रसिद्धभव्यजनचेतश्चमत्कारकारिसंसारपारावारतरणिभूमिपालमालालंकरणचारुचरणारविन्दत्रिजगदवतसपरमानन्दनिधानसमकामासितरणाधरीकृतकल्पद्रुमश्रीमतस्तम्भनपार्श्वनाथसनाथीकृतात् स्तम्भतीर्थात् मुनिनेमिविजयानन्दसागराभ्यां मि० जेकोबीमेक्सम्युलरान् प्रति दत्तो धर्मलाभः समुल्लसतुतराम् —विशेषस्तु—समागतं वः पत्रं मुम्बईपुरवास्तव्यश्राद्धखीमजीहीरजीनामकं प्रति तच्च मुम्बईसमाचारद्वारा वाचयित्वा ज्ञातवृत्तान्तावावां तत्प्रत्युत्तरं निर्विवदयिषू पत्रमिदं लेखितुमुपक्रान्तवन्तौ स्वस्तथाहि —

यत्त्वाचाराङ्गीयार्थप्रकाशकाङ्ग्लदेशीयशब्दनिबद्धग्रन्थप्रपंचे भस्मादावस्थिप्रक्षेपपूर्वकमत्स्यमांसभोजनंकार्यमितिभवत्कृतद्वितीयश्रुतस्कन्धप्रथमाध्ययनदशमोद्देशकीयसूत्रतात्पर्यार्थवर्णनवाचनचकितकायानीप्रेषितपत्रोत्तरे मत्स्यशब्दप्रयोगस्य सर्वकोशासन्दर्शनबलेन मीनातिरिक्तार्थतात्पर्यविषयकत्वेन वक्तुमशक्यत्वादाचाराङ्गसूत्रस्य जिनकल्पिकमुनिमात्राचारप्रकाशकत्वेनाद्यतनजैनमुनिव्यवहाराविषयत्वेऽपि मांसादिभक्षणस्य प्राचीनजिनकल्पिकमुनिव्यवहारविषयत्वे बाधकाभावान् मांसमीनभक्षणमाचाराङ्गैतत्सूत्रसंमतमिति भवद्भिरभ्यधायि तत्सर्वमसमञ्जसम्

तिक्ता रिष्टा कटुर्मत्स्या चक्राङ्गी शकुलादनी

इति प्रसिद्धकलिकालसर्वज्ञश्रीमद्धेमचन्द्रकोशदर्शितया प्रज्ञापनादिसिद्धान्तकोशप्रतिपादितैरावणघूर्कीशिखण्डिन्यादिजीवसमानाभिधाननिरूपितवनस्पतिनिष्ठवाच्यतावत्सर्वकोशसंदर्शनप्रतिज्ञाऽनिवारणीयमत्स्यशब्दवाच्यताया निर्बाधतयोपलब्धेः

एवं मांससूत्रमपि नेयमस्य चोपादानं क्वचिल्लूत मुपशमार्थं सद्वैद्योपदेशा-तो बाह्यपरिभोगेन स्वेदादिना ज्ञानाद्युपकारकत्वात्फलवद्दृष्टं भुजिश्चात्र बा-ह्यपरिभोगार्थे न भ्यवहारार्थे पदातिभोगवदिति छेदसूत्रेष्वाभिप्रायो द्रष्टव्यः एवं गृहस्थामन्त्रणादिविधिपुद्गलसूत्रमपि सुगममित तदेवमादिना छेद-सूत्राभिप्रायेण ग्रहणे सत्यपि कण्टकादिप्रातष्ठापनविधिरपि सुगमः

इत्याचाराङ्गैतत्सूत्रटीकापाठोक्तपदातिभोगस्थलप्रसिद्धबाह्यपरिभोगरूप भुजिधात्वर्थोनाक-लनात्

जैनशास्त्रोपलभ्यमानायतनमुन्याचारप्रतिपालनप्रयत्नाधिकतरप्रयत्नसाध्यकेवलोत्सर्गमार्गो-वलम्बिजिनकल्पिकमुन्याचारसत्त्वेन मांसादिभक्षणसंवलित जिनकल्पिकमुन्याचारविषयकवर्णनस्या-त्यन्तानुचितत्वात्

जिनकप्पिया इत्थी न होइ

इत्यादिपाठसूचितजिनकल्पानधिकारभिक्षुन्याचारप्रदर्शकाचाराङ्गसूत्रस्य.

से भिक्खू वा भिक्खुणी वा

इत्याद्यजैनशास्त्रप्रसिद्धजिनकल्पिकल्पविरुद्धस्थविरकल्पिकमुन्याचारविषयकता ज्ञानतिमिरनिवारणस-न्मार्तण्डमण्डलायमानस्थविरकल्पिकाचारप्रतिपादकसूत्रविषयकार्थदेशानिवासाजायमान जैनगुरु-विनयप्रयोज्याबोधविलसिता वाच.

अथ च तदर्थविषयकशाब्दबोधे तदर्थविषयकबोधजनकताऽवच्छिन्नप्रकारतानिरूपितानु-पूर्व्यवच्छिन्नविशेष्यताकवाक्यैच्छाविषयकज्ञानत्वेन कारणत्वस्य भोजनसमयप्रयुक्तसैन्धवमानयेति-वाक्यार्थबोधविषयताया अश्वत्वावच्छिन्ने वारणाय स्वीकरणीयतया तादृशकारणीभूतज्ञानजनक-प्रकरणादिना लवणत्वावच्छिन्नविषयकबोधयन् मांसशब्दत. प्रकरणवशात्स्वयंस्वीकृतफलादिग-र्भबोधयोग्यस्थले तादृशान्यशब्दअन्यथार्थानिष्पत्तिस्वीकारे दोषाभावस्य प्रसिद्धत्वात्तद्विषयका-धिकवर्णनमपञ्चेनालम्

अपिच सदातनतीर्थकरसंचारादिपवित्रीकृतमहाविदेहक्षेत्रवर्तमानतीर्थकर श्रीसीमन्धरप्रणी-तदशवैकालिकद्वितीयचूलिकास्थसप्तमगाथायां मुनीनां मद्यमांसभक्षणं सर्वथा निषिद्धम तथ हि

अमज्जमंसासि अमच्छरीय अभिक्खणं निव्विगईगयाय

अर्थस्त्वमद्यमांसाशी अमद्यपोऽमांसाशी च न परसंपद्द्वेषी पुष्टकारणाभावे निर्गतविकृति-परिभोगश्चेति जैनसाधुरिति संबध्यते अत्रच परिभागोचितविकृतिनिषेधे अभीक्ष्णमिति विशे-षणोपादानवत् मद्यमांसभक्षणनिषेधे तदनुपादानादिना जैनसिद्धान्ते कीदृशी मद्यमांसभक्षण निषेधव्यवस्थास्ति तत् स्वयमेवोह्यम् येन कदाप्येतादृशानर्थाङ्कुरोद्भेदो न भविष्यतीत्या-शास्महे

एवमेव सूत्रकृताङ्गद्वितीय श्रुतस्कन्धद्वितीयाध्ययने मुन्याचारप्रस्तावे द्विचत्वारिंशद्दोषर-हिताहाराहारित्वादि प्रतिपाद्य

अमज्जमंसासिणो

इति पाठेनैव सर्वथा स्फुटतरकृत मद्यमांसभक्षणनिषेधमाकलय्य मांसाहारेण प्राचीन

मुनय आमन्निति निःशङ्कं वदतां स्वयकृताङ्गलभाषाविवरणपुस्तकीयनवाद्रिराममितपृष्टीयतया विधमद्यमांसभक्षणनिषेधविस्मरणशालिनां मनो विप्रतीमारमियात्

अपिच विवाहप्रज्ञप्त्याख्य ( भगवती ) सूत्राष्टमशतकनवमोद्देशके गौतमगणधरपृष्टनैरयिकायुःकार्मणशरीरप्रयोगबन्धकारणं भगवता श्रीमहावीरेण मांसाहार. स्फुट प्रतिपादितः तथाच तत्पाठः—

णेरइयाउयकम्मासरिरप्पओगवधेणंभंते ॥ पुच्छा ॥ गोयमा, महारम्भयाए महापरिग्गहयाए पचिंदियवहेणं कुणिमाहारेणं णेरइयाउयकम्मासरिरप्पओगगामाए कम्मस्सउदयेणं णेरइयाउयकम्मासरिरजावप्पओगवधे ॥

एवमेव स्थानाङ्गसूत्रस्यचतुः स्थानकाख्यचतुर्थाध्ययने मांसभोजन नरकफलककर्मतयोपवर्णितम् तथाच तत्पाठः—

' चउहिं ठाणेहिं जीवा णेरइयत्ताए कम्मं पकरेंति तंजहा महारम्भयाए महापरिग्गहयाए पंचिदियवहेणं कुणिमाहारेणं ' इति

कुणिमशब्दस्तु मांसार्थे प्रसिद्ध एव ॥

तथा औपपातिकसूत्रेपि मांसभक्षणकर्तुर्नरकावासिरुपवर्णिता. तथाच तत्पाठः
चउहिं ठाणेहिं जीवा णेरइयत्ताए कम्मं पकरेंति णेरइयत्ताए कम्मं पकरेत्ता णेरइएसु उववज्जंति तंजहा महारंभयाए महापरिग्गहयाए पंचिदियवहेणं कुणिमाहारेणं ॥ इति

प्रवचनसारोद्धारेऽपि मधुमद्यमांसनवनीतान्यभक्ष्यतयोल्लिख्य वर्जनीयतया प्रतिपादितानि. तथा च तत्पाठः—

पंचुंबरि चउविगइ, हिमविसकरगेयसव्वमट्टीय; रयणीभोयणगं चिय, बहुबीयमणंतसंधाण । घोलवडा वायगण, अमुणियनामाणिफुल्लफल्याणि, तुच्छफलंचलियरसं, वज्जहवज्जाणिबावीसं.

एवं मद्यमांसादिभक्षणनिषेधवचनामृतपरिपिक्तान्तःकरणनरकादिदुर्गत्यगामिमुमुक्षवस्तद्दूत एव मनः समादधते ये तु लालसादासास्तद्भक्षयन्तितेषामुभयतः कर्मबन्धनं नरकपतनमनेक श्रवणकटुपरमाधार्मिककृतदुःखोपभोगं चोपवर्णयन्त्युत्तराध्ययनसूत्राणि—

( अ ५ )

हिंसे बाले मुसावाई माइल्लेपिसुणे सढे । भुंजमाणे सुरं मंसं सेयमेयतिमन्नई ॥ ९ ॥ कायसा वयसा मत्ते चित्ते गिद्धेय इत्थिसु । दुहओ मलं संचिणइ सिसुनागुव्व मट्टियं ॥ १० ॥

( अ ७ )

इत्थीविसयगिद्धेय महारंभ परिग्गहे । भुंजमाणे सुर मंसं परिवूढे परंदमे ॥ ६ ॥
अयकक्कर भोईय तुंदिल्ले चियलोहिए । आउय नरएकंखे जहा एसं व गुलए ॥ ७ ॥

( अ १९ )

तत्ताइ तंबलोहाइं तउयाइं सीसगाणिय । पाइओ कलकलंताइं भारसंतो-सुभेरवं ॥ ६९ ॥

तुहं पियाइ मसाइं खंडाइं सोल्लगाणिय । खाविओमि समंसाइं अग्गिव-न्नाइंणेगसो ॥ ७० ॥

तुहंपिया सुराखीहू मेरओय महूणिय । पाइओमि जलंतीओ वसाओ रुहिराणिय ॥ ७१ ॥

अपिच सूत्रकृताङ्गेद्वितीयश्रुतस्कन्धषष्ठाध्ययनेऽनेनचत्वारिंशत्तमगाथाटीकायां—

मांसस्य हिंसामूलत्वानेध्यत्वरौद्रध्यानास्पदत्वाशिवायत्तरकगतिसाधनत्वाभिधानपुरः सरं तद्भक्षयितुः राक्षससमत्वसंकलितात्मद्रुहत्वमभिधाय मांसशब्दनिर्वचनप्रकाशनपूर्वकप्रेत्यवध्याग्रयतुल्लक्षणतृप्तिप्राणवियोगान्तरप्रदर्शनेन मांसादनस्य महादोषत्वं निरूप्य कुशला मांसादनाभिलाषरूपमन्तः करणं न कुर्वन्तीत्यवगमय्य मांसभक्षणे न दोष इति भारत्या अपि मिथ्यात्वमप्रतः कृत्य मांसादिनां दुर्गति तन्निवृत्तानां चेहैवानुत्तमश्लाघामुत्र च स्वर्गा पवर्गगमनं चेति प्रदर्शितम् तथा च तत्पाठः—

" हिंसामूलममेध्यमास्पदमलं ध्यानस्य रौद्रस्य यद्वीभत्सं रुधिराविलं कृमिगृहं दुर्गन्धि पूयाविलं शुक्रासृक्प्रभवं नितान्तमलिनं सद्भिः सदा निन्दितं को भुङ्क्ते नरकाय राक्षससमो मांसं तदात्मद्रुहः ॥ १ ॥ अपिच, मां स भक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥ २ ॥ तथा यं.ऽत्ति यस्य च तन्मांस मुभयोः पश्यतान्तरम् । एकस्य क्षणिका तृप्तिरन्यः प्राणैर्वियुज्यते । ३ । तदेवं महादोष मांसादनमिति मत्वा यद्विधेय तद्दर्शयति एतदेवंभूतं मांसादनाभिलाषरूप मनोन्तःकरण कुशला निपुणा मांसादित्वविपाकवेदिनस्तन्निवृत्तिगुणाभिज्ञाश्च न कुर्वन्ति तदभिलाषादात्मनो निवर्तयन्तीत्यर्थ आस्तां ताव द्भक्षण वागप्येषा यथा मांसभक्षणेऽदोष इत्यादिका भारत्यभिहितोक्ता मिथ्या तुशब्दान्मनोपि तदनुमत्यादी न विधेयमिति तन्निवृत्तौ चेहैवानुपमा श्लाघाऽमुत्र च स्वर्गापवर्गगमनमिति तथाचाक्त श्रुत्वा दुःखपरम्परा मतिघृणां मांसाशिनां दुर्गतिं ये कुर्वन्ति शुभोदयेन विरतिं मांसादनस्यादरात् सद्दीर्घायुरदूषितं गदरुजा सभाव्य यास्यन्ति ते मर्त्येषूद्भटभोगधर्ममतिषु स्वर्गापवर्गेषु चेत्या दि.

सूत्रकृताङ्गीयप्रथमाध्ययनद्वितीयोद्देशके परव्यापादितपिशितभक्षणविषयकदोषाभाववादिमतमनुमत्यप्रतिहतत्वकारणककर्मबन्धत्वेनान्योक्तपूर्वोपष्टम्भकपूर्वकं तिरस्कृतं तथाहि.

" यदपि च तैः क्वचिदुच्यते यथा परव्यापादितपिशितभक्षणे परहस्ताऽकृष्टाङ्गारदाहाभाववन्न दोष इति ॥ तदप्युन्मत्तप्रलपितवदनाकर्णनीय यतः परव्यापादितपिशितभक्षणेऽनुमतिरप्रतिहताऽस्याश्च कर्मबन्ध इति तथा चान्यैरप्यभिहितम् अनुमन्ता विशसिता सहर्ता क्रयविक्रयी ॥ संस्कर्ता चोपभोक्ता च घातकश्चाष्ट घातका. ॥

एवं स्थानाङ्गसूत्रे दशस्थानकाख्यदशमाध्ययने यत्र मांसादि तत्र विशिष्टाध्ययनादि न कार्यमिति प्रतिपादितम् तथाच तत्पाठ.

> दसविहे ओरालिए असज्झाइए पणत्ते—अट्ठि[1], मंसे[2], सोणिए[3], असुइसामंते[4], मसाणसामंते[5], चंदोवराए[6], सूरोवराए[7], पडणे[8], रायवुग्गहे[9], उवस्सयस्सअंतो ओरालिएसरीरे[10] ॥

एवमादिनानाविधसिद्धान्तवचनवाचनपरिपूतदर्शनो मांसाद्याहारप्रतिषेधमेव सिद्धान्तानुमतं मन्येतेति निर्विवादमेवेति स्वप्रमादमवधार्य तद्दुरयजनमनोविमोहनबाधकं कोविदप्रसिद्धं प्रमादपरिमार्जनप्रयतनमनुष्ठीयेतेति शिवम्.

यत्सूरस्य न शीतगोरपि कर्म्मोहाभिधानं तमः क्षीणन्तन्महसा यदीयकथया निर्मूलमुन्मूलितम् पापोलूकविनोदरोधनिपुणं सद्युक्तिपादोज्वलम् जीयात्तज्जिनशासनं त्रिजगति स्फीतप्रबोधप्रदम्.

---

# પરિહાર્ય મીમાંસાનું ભાષાંતર.

## ( શ્રી વીતરાગને નમસ્કાર. )

જે કરૂણા સાગર મહાત્માએ અમૃત તુલ્ય વાણી રૂપ પાણીવડે ભવ્ય જનોના મનમાં રહેલો અજ્ઞાનરૂપી અંધકારનો લેપ ધોઇ નાખ્યો છે, અને વિરૂદ્ધ પક્ષને તોડવામાં મજબૂત અને ખરેખરી ફતેહ આપનાર સ્યાદ્વાદ નામે માર્ગ બનાવ્યો છે, તે જગતના હિત કર્તા અને ધર્મ પ્રદાન કરવા ઉજમાલ રહેલ જિનેશ્વર દેવનુ ધ્યાન કરીયે છીયે. ( ૧ )

જેમનું ચંદ્રના કિરણોની પ્રભાના ગર્વને હાસ્યમાં લાવનાર યશ સાંભળવામાં આવતાં ( સાંભળનારાઓ ) મધુર અમૃતના પણ વખાણ કરતાં અટકે છે, એવા ભવ્ય જનોના અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરવામાં, સૂર્ય સમાન અને અનુપમ મુક્તિ ( નિર્લોભતા અથવા શ્રી મુક્તિ વિજયજીનામના ગુરૂભાઇ ) સહિત તે ( અમારા ગુરૂ ) શ્રી વૃદ્ધિ વિજયજી મહારાજ જયવાન રહો. (૨)

શોભનીય જન્માદિ કલ્યાણકોથી વારાણસી ( કાશી ક્ષેત્ર ) ને પવિત્ર કરનાર, વળી મિથ્યાત્વરૂપ અંધકારને દૂર કરવા સૂર્યસમાન. ભવ્યજનોના સપ્તમાં સપ્ત દુઃખ હરેલ દૂર કરવામાં વૈદ્ય સમાન, નજીકના વખતમાં મોક્ષે પધારનાર ભવ્યજનોના ચિત્તને ચમત્કૃત કરનાર, સંસાર સાગર તરવામાં નૌકાસમાન, રાજાઓના લલાટને શોભાવનાર ચરણ કમળ વાળા, ત્રણે જગતના ચૂડામણિ સમાન, પરમ આનંદના નિધાન તુલ્ય, સકળ મનોરથ પૂરણ કરીને કલ્પવૃક્ષને પણ લજવનાર, એવા શ્રીમાન્ થભણા પાર્શ્વનાથ ભગવાનથી ( એટલેકે તેમની મૂર્ત્તિથી ) શોભા પામેલા સ્તંભતીર્થ ( ખંભાયત બંદર ) થી મુનિ નેમિવિજય અને આનંદસાગરે મળીને મિ. જેકોબી અને મિ. મેક્સમુલર જોગ મોકલાવેલો ધર્મ લાભ વૃદ્ધિને પામો,

વિશેષ એ કે તમારૂ પત્ર મુબઇ વાળા શ્રાવક ખીમજી હીરજી કયાણી પ્રતે આવેલું તે "મુબાઇ સમાચાર" પત્રમા વાચીને તેમાની બિના અમારા જાણુવામાં આવતાં તેનુ પ્રત્યુત્તર આપવા માટે આ પત્ર અમે લખવા તૈયાર થયા છીયે.

આચારાંગના તમારા રચેલા ઈંગ્રેજી ભાષાંતરના બીજા શ્રુતસ્કંધના પહેલા અધ્યયનનાં દશમા ઉદ્દેશમા રહેલા સૂત્રનુ તાત્પયાર્થ બતાવતા એવું લખવામાં આવેલુ છે કે મુનિએ હાડકાને ભસ્મ સ્થળમા પરઠવીને મત્સ્ય માંસનુ ભોજન કરવું, એ વાત વાંચવાથી ચકિત થએલા કયાણીએ તમને ( તે સંબધે યોગ્ય ખુલાસો માગવા ) એક પત્ર લખેલ, જેના ઉત્તરમા તમે લખ્યું છે કે બધા કોષો જોતા મત્સ્ય શબ્દ માછલાના અર્થ શિવાય બીજા અર્થમાં વપરાઈ શકાતો નહિ હોવાથી, તેમજ આચારાંગ સૂત્રમાં કેવળ જિનકલ્પિ મુનિનો આચાર બતાવેલે. હોવાથી જો કે આજ કાલના જૈન મુનિઓમાં માંસભક્ષણુનો વ્યવહારનથી તોપણ પ્રાચીન જિનકલ્પિક મુનિઓમા માંસ ભક્ષણુ કરવાનો વ્યવહાર હોય તો તેમાં કંઈ બાધક ( પ્રમાણુ ) નથી, તેથી આચારાંગના એ સૂત્રમાં માંસ મત્સ્યનુ ભક્ષણુ સમત કર્યું છે. ( આ રીતે તમારા તરફથી જે કાંઇ જણાવવામા આવ્યું છે ) તે બધું ગેર વાજબી છે.

કારણ કે કળિકાળ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રાચાર્યના પ્રસિદ્ધ કોશમાં ( અમુક જાતની વનસ્પતિના નીચે મુજબ નામો આપવામાં આવ્યા છે.

तिक्ता रिष्टा कटुर्मत्स्या चक्रांगी शकुलादनी.

( આ છ નામોની અંદર ચોથુ નામ मत्स्या. એવું છે ) એટલુંજ નહિ પણુ ખુદ પન્નવણા સૂત્ર વગેરેમાં अरावणी, वृकी, शिखंडिनी, વગેરે પ્રાણીઓના નામને મળતા આવતા વનસ્પતિ વાચક નામો' આપેલા દેખાય છે, માટે તમે બધા કોશ જોવાની પ્રતિજ્ઞાથી કહેતા હો તો તેજ હિસાબે વગર તકરારે મત્સ્ય શબ્દ વનસ્પતિવાચક સિદ્ધ થતો દેખાયછે.

(કદાચ આ જગોએ એવી દલીલ કરશો કે હૈમકોશમાં જે मत्स्या એવું વનસ્પતિ વાચક નામ આપેલુ છે તે તો સ્ત્રીલિંગ આકારાંત નામ છે, અને આ તકરારી સૂત્રમાં તો નપુસકલિંગી અકારાંત मत्स्य શબ્દ વાપરેલ છે, માટે તે કંઇ એ પ્રમાણુ આપવાથી વનસ્પતિવાચક સિદ્ધ થઇ શકે નહિ તો આ બાબતનુ યોગ્ય ઉત્તર આપતાં અમે એટલુંજ કહીશું કે ભલે તકરારી સૂત્રમાં જણાવેલા માંસ મત્સ્ય શબ્દ લોક પ્રસિદ્ધ અર્થ વાચક રહો તો પણ અમારી બીજી યુક્તિ કાયમ છે અને તે એ છે કે આ બાબતમા ટીકાકાર નીચે મુજબ ખુલાસો કરે છે )

" એમ માસસૂત્ર પણુ જાણી લેવું. માંસ લેવાનું એટલા માટે જણાવવામાં આવ્યું છે કે કોઇક પ્રસંગે લૂતા ( વાળક ) વગેરેનું દરદ થતા તે શાંત પાડવા ખાતર સારા વૈદ્યની સલાહથી તેના ઉપર પોટીસ તરીકે બાહેરથી માંસ બાંધીને પસીના લાવતાં તે દરદની પીડા મટી જવાથી મુનિ સુખે જ્ઞાનાદિક શીખી શકે છે એ રીતે બાહેરના વપરાસમાં માંસનો ઉપયોગ સફળ થનો જણાય છે.

' સૂત્રમા ભુજ ધાતુ વાપરેલ ' છે તે બાહેરથી વાપરવાના અર્થમાં લેવી, નહિ કે ખાવાના અર્થમાં; દાખલા તરીકે ( રાજા રાજ્ય ભોગવે છે અથવા ) સેનાપતિ પાયદલ લશ્કરને ભોગવે છે, આ સ્થળે ભોગવવાનો અર્થ કંઇ ખાઈ જવું એમ થતો નથી. આમ છેદ સૂત્રોનો

અભિપ્રાય છે. આ વગેરે છેદ સૂત્રના અભિપ્રાયથી માંસ વગેરે લેતાં પણ તેમાંના કાંટા કે હાડકાં સૂત્રમાં બતાવેલ વિધિ પ્રમાણે પરઠવાં જોઇએ."

આ રીતે આચારાંગના તકરારી સૂત્રની ટીકામાં જણાવેલો બાહ્ય પરિભોગ રૂપ ભુજ્ ધાતુનો અર્થ (અમે ધારિયે છીયે કે) તમો સમજી શક્યા નથી.

વળી જૈન શાસ્ત્રમાં આજના મુનિઓના માટે જે આચાર પ્રતિપાદન કરવામાં આવેલ છે, તે પાળવામાં જે પ્રયત્ન લેવો પડે છે, તેના કરતા અધિકતર પ્રયત્ન લેવાથી સાધી શકાય એવા કેવળ ઉત્સર્ગ માર્ગનો અવલંબન કરનારા જિન કલ્પિક મુનિઓના આચાર તરીકે તમે જે માંસ ભક્ષણ સ્થાપિત કરોછો તે 'તો' અત્યંત અયુક્ત છે.

કારણ કે (શાસ્ત્રમાં એવું જણાવેલું છે કે) સ્ત્રી જિનકલ્પિ થઈ શકે નહિ. અને અહીં આચારાંગમાંના આ સૂત્રમાં તો.—

"से भिक्खू वा भिक्खुणी वा"

એવા પાઠથી સૂત્ર શરૂ કરેલ છે, માટે એમાં ભિક્ષુણી સ્ત્રી હોવાથી એ સૂત્ર જિન કલ્પિક માટે છે જ નહિ, કિંતુ સ્થવિરકલ્પિક મુનિને માટેજ છે, છતાં તમે આર્ય દેશમાં વસેલા નહિ અને તેથી જૈન ગુરુનો સમાગમ તમને થએલ નહિ તેથી જિનકલ્પિકનો આચાર કેવો હોય અથવા સ્થવિર કલ્પિકનો આચાર કેવો હોય તેની તમને ઝાઝી ખબર નહિ હોવાથીજ તમે આવી ભૂલ કરો છો

(છેવટે અમો એટલું કહીયે છીયે કે) શાબ્દ બોધમાં એવો નિયમ છે કે તે તે બોધજનક સામગ્રીની વિશેષતાથી બોલનારની ઇચ્છાને અનુસરતો બોધ થતો દેખાય છે, જેમકે જમતી વેળાએ "सैंधव लाव" એવું વાક્ય બોલવામાં આવતાં તે ટાંકણે સૈંધવ ઘોડો સમજવામાં નથી આવતો કિંતુ ત્યાં તે શબ્દથી લુણનોજ બોધ થાય છે તેમ ઈહાં પણ તેવાજ કારણ રૂપે રહેલા "મુનિ પોતાના જ્ઞાન ધ્યાન કેમ વધારી શકે" એવા પ્રકરણમાં માંસ શબ્દથી આપણને ફળ વગેરેના ગર્ભનો બોધ થવા વિશેષ સંભવ છે. આ રીતે આવા યોગ્ય સ્થળમાં માંસ શબ્દનો લાક્ષણિક અર્થ સ્વીકારવામાં આવતાં કશો દોષ રહેતો નથી. માટે આ વિષયપર અધિક લંબાણ કરવાનુ અમે મુલતવી રાખીયે છીયે.

(હવે માંસ ભક્ષણના નિષેધમાં બીજા વધુ પ્રમાણો ટાંકીયે છીયે.)

જુવો, હમેશાં તીર્થંકરોના સંચારથી પવિત્ર રહેતા મહાવિદેહ ક્ષેત્રમાંના વર્તમાન તીર્થંકરે શ્રી સીમંધર સ્વામિ પ્રણીત દશ વૈકાળિકની બીજી ચૂળિકામાં રહેલ સાતમી ગાથામાં મુનિઓને માંસ ભક્ષણ કરવાનો સર્વથા નિષેધ કરવામાં આવ્યો છે. તે પાઠ આ રીતે છે કે:—

अमज्जमंसासि अमच्छरीय अभिक्खणं निव्विगई गया य

એનો અર્થ એ છે કે જૈન મુનિ દારૂ પીનાર અથવા માંસ ખાનાર ન હોય તથા મત્સરી એટલે બીજાની સંપદા જોઈને દ્વેષ કરનારો પણ ન હોય તેમજ વારવાર એટલે કે મજબૂત:કારણ વગર (દૂધ-દહી-ઘી-ગોળ વગેરે) વિકૃતિજનક આહારનો કરનાર પણ ન હોય

આ સ્થળે પરિભોગ કરવા યોગ્ય વિકૃતિઓ વાપરવાના નિષધમાં જેમ તે વારંવાર ન

લેવી એમ કહેતા अभीक्ष्ण એવું ક્રિયા વિશેષણ વાપર્યું છે, તેમ મદ્યમાંસના ભક્ષણનો નિષેધ કરતાં કઇ તેવુ વિશેષણ વાપર્યું નથી. એપરથી જૈન સિદ્ધાતમા મદ્યમાસ ભક્ષણના નિષેધની કેવી ( સપ્ત ) વ્યવસ્થા છે તે પોતે વિચારી લેવુ કે જેથી ક્યારે પણ એવા અનર્થાકુરનો ઉદ્દ્ભવ થવા ન પામે એમ અમે આશા રાખીયે છીયે.

એજ રીતે સૂત્રકૃતાગ ( સૂયગડાંગ ) સૂત્રના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનમાં મુનિનો આચાર વર્ણન કરતા તેઓ બેતાલીશ દોષરહિત આહારના આહારી હોય-ઇત્યાદિ પ્રતિપાદન કરીને કહ્યું છે કે-

अमज्जमंसासिणो.

( એટલે કે તેઓ મદ્યમાંસ ખાઉ ન હોય ).

આ પાઠથી સર્વથા ખુલ્લી રીતે મદ્યમાંસ ભક્ષણનો નિષેધ પાડવામાં આવેલો છે અને તે તમારા પોતાના કરેલા સૂત્રકૃતાંગના ઇંગ્રેજી ભાષાતરના ૩૭૫ મા પેજમાં રહેલો છે, છતાં તમે તે ભૂલી જઇને "પ્રાચીન મુનિઓ માંસાહારી હતા" એમ બેધડક કહોછો, માટે તમને અમે તે બાબત સ્મરણ કરાવીયે છીયે.

વળી વિવાહપ્રજ્ઞપ્તિ એટલે કે ભગવતી સૂત્રના આઠમા શતકના નવમા ઉદ્દેશમાં ગૌતમ ગણધરે નૈરયિક આયુ તથા તેવા કાર્મણ શરીર પ્રયોગ બાંધવાનું કારણ પૂછતાં શ્રીમહાવીર ભગવાને માસાહારને પણ તેના કારણ તરીકે ખુલ્લી રીતે જણાવેલ છે, તે સબંધ આ રીતે છે—

ગૌતમ પૂછે છે કે હે ભગવન્, નરક યોગ્ય આયુ તથા કાર્મણ શરીર પ્રયોગ શી રીતે બંધાય ?

એના ઉત્તરમાં ભગવાન્ કહે છે કે હે ગૌતમ, મહા આરંભ, મહાપરિગ્રહ, પંચેદ્રિય જીવોનો વધ, અને માંસાહાર એ ચાર કારણોથી જીવ નરકનું આયુષ્ય તથા કાર્મણ શરીર પ્રયોગ બાંધે છે, અને તેના ઉદયથી નરકમાં જાય છે.

એજ રીતે સ્થાનાંગ સૂત્રના ચોથા ઠાણામા તથા ઔપપાતિક ( ઉવવાઇ ) સૂત્રમાં પણ નરકે જવાના ચાર કારણોમાં ચોથુ કારણ માંસ ભક્ષણ જણાવ્યુ છે.

પ્રવચન સારોદ્ધાર નામના ગ્રંથમા પણ મધુ, મદ્ય, માંસ, અને માખણ એ ચારેને અભક્ષ્ય બતાવીને વર્જવા લાયક જણાવ્યાછે.-તે આ રીતે કે પાંચ ઉંબર, ચાર વિગય ( મધુ-મદ્ય-માસ-માખણ ), હિમ, કરા, વિષ, માટી, રાત્રી ભોજન, બહુ બીજ, અનતકાય ( કંદમૂળ વગેરે ), સંધાનક ( તેલના બોડામાં નાખવાથી બગડેલો અચાર ), ઘોળવડા, વેંગણ, અજાણ્યા ફળ ફૂલ, તુચ્છ ફળ, અને ચલિત-રસ ( સડેલી વસ્તુ ) એ બાવીશ અભક્ષ્ય હોવાથી વર્જવાં જોઇયે.

આ રીતે મદ્ય માંસાદિ ભક્ષણના નિષેધક વચનામૃતથી જેમનુ અંતઃકરણ સીંચાયલુ હોય છે તેવા નરકાદિ દુર્ગતિમાં નહિ જનાર મોક્ષાર્થી જીવો મદ્ય માંસ ભક્ષણ કર્યા વગરજ પોતાના મનનુ સમાધાન કરી લે છે. બાકી જેઓ જીભની લાલસાના દાસ થઇને તેનું ભક્ષણ કરે છે, તેઓ બે બાજુથી કર્મ બંધ કરીને નરકમા પડી પરમાધાર્મિકોના હાથે ભયંકર

દુ ખો ભોગવશે એમ ઉત્તરાધ્યયન સૂત્રમા પ્રતિપાદન કર્યું છે,-તેમાંનાં થોડાં પ્રમાણુ નીચે આપીયે છીયે:—

અજ્ઞાની માણુસ હિંસા કરે છે, ખોટું બોલે છે, દગા કરે છે, ચાડી ચુગલી કરે છે, લુચ્ચાઈ કરે છે, દારૂમાસ વાપરે છે, અને પાછા એવા કામોને રૂડાં માને છે. એવો માણુસ મન વચન અને કાયાથી ઉન્મત્ત બન્યો થકો સ્ત્રીઓમાં ગૃદ્ધ રહી માટીમાં આલોટતા હાથીના બચ્ચાની માફક બે બાજુથી કર્મમળ એકઠું કરેછે.

( અધ્ય૦ ૫ મુ. ગા. ૯-૧૦ )

સ્ત્રીઓમાં અને ખાવા પીવામાં ફસી પડેલો, મહા આરંભ અને મહાપરિગ્રહમાં (મૂંઝાયલો), માંસ મદિરા વાપરનાર, બીજાઓ પર જુલમ ગુજારનાર, અપયશવર્ધક આહારને ખાનાર, પેટભરૂ, અને ક્રોધથી લાલચોળ બનતો માણુસ કસાઇખાનામાં કાપવા માટે મચાવેલા બકરાની માફકની માફક નરકે જવાનીજ તૈયારી કરે છે.

( અધ્ય૦ ૬ ઠું-ગા. ૬-૭ )

માસ મદિરા વાપરનારને નરકમાં આવી શિક્ષા થાય છે-પરમાધાર્મિકો બોલે છે કે તને માંસ, માંસનાં કટકા, તથા માંસના તળેલા મોટાં પસંદ પડતા હતાં, માટે હવે તેનો બદલો લે-એમ કહીને તેઓ તે નરકમાં પડેલા જીવના શરીરમાંથીજ માંસના કકડા કાપીને આગમા સેકી લાલચોળ બનાવીને તેને ખવરાવે છે, અથવા તો તાંબાનુ, લોઢાનું, કલાઇનુ, કે સીસાનુ તપાવેલ અને ધગધગતુ રસ જોર વાપરીને પીવરાવે છે, એ વખતે નરકનો જીવ ભયંકર ચીસો પાડે છે. ત્યારે તેને કહેવામાં આવે છે કે તને ભાત ભાતની મદિરા તથા મધ પસંદ પડતા હતા, માટે તેના બદલામાં લે, તારૂંજ લોહી તપાવીને તને પીવરાવીયે છીયે, એમ કહીને તેમ કરવામા આવે છે.

( અધ્ય૦ ૧૯ મુ ગા. ૬૯-૭૦-૭૧ )

વળી સૂત્રકૃતાંગ (સૂયગડાંગ) સૂત્રના બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનની ઓગણચાલીશમી ગાથાની ટીકામાં નીચે મુજબ ઉત્તમ બોધ આપ્યો છે—

हिंसामूल ममेध्य मास्पद मलं ध्यानस्य रौद्रस्य यद्,
बीभत्सं रुधिराविलं कृमिगृहं दुर्गंधि पूयाविलं,
शुक्रासृक्प्रभवं नितांतमलिन सद्भिः सदा निंदितं
को भुंक्ते नरकाय राक्षससमो मांसं तदात्मद्रुहः

હિંસાના મૂળ હેતુ ભૂત, અપવિત્ર, રૌદ્ર ધ્યાનના ખાસ સ્થાનકરૂપ, ગ્લાનિજનક, લોહીથી ખરડાયલા, કીડાથી ભરપૂર, દુર્ગંધિ, પરૂવાળા, વીર્ય અને લોહીથી ઉત્પન્ન થતા, અત્યંત મલિન, અને સારા માણુસોએ હમેશ નિંદિત કરેલા, એવા માસને રાક્ષસ સરખો ક્રૂર થઇને તેમાં વસેલા જીવનો દ્રોહી બની જે નરકે જવા ચહાતો હોય તેજ ખાય, બીજો કોણ ખાશે! વળી—

मां स भक्षयिताऽमुत्र यस्य मांस मिहाद्म्यहं
एतन्मांसस्य मांसत्वं प्रवदंति मनीषिणः

હું અહીં જેનું માંસ ખાઉં છું, તે મને પેહેલા લોકમાં ભક્ષણ કરનાર છે, એ રીતે બુદ્ધિવાનો માંસ શબ્દના બે અક્ષરોનો અર્થ કરે છે. ( માં—સ મને તે ખાનાર છે ) તથા—

यो त्ति यस्य च तम्मांस, मुभयोः पश्यतांतरं;
एकस्य क्षणिका तृप्ति, रन्यः प्राणै र्वियुज्यत.

જે માસ ખાય છે, અને જેનુ માંસ ખવાય છે, એ એની સ્થિતિમાં જે તફાવત છે તે જુવો; જ્યારે ખાનારને માંસ ખાતાં ક્ષણિક–થોડા વખતની તૃપ્તિ મળે છે, ત્યારે બીજો હમેશના માટે પ્રાણવિમુક્ત થાય છે.

આ રીતે માસ ભક્ષણમાં ઘણા દોષ રહેલા છે, એમ જાણીને શુ કરવું તે સૂત્રકાર બતાવે છે કે માંસ ભક્ષણથી થતાં ખરાબ વિપાક એને તેથી અલગા રેહેતાં થતા ફાયદાને જાણનારા નિપુણ પુરૂષો મનથી માંસ ખાવાની અભિલાષા પણ કરેજ નહિ.

માસ ખાવું તો દૂર રહો, પણ “ માંસ ભક્ષણમાં દોષ નથી ” એવું વચન બોલવું પણ હડહડતું જૂઠ છે.

માંસ ભક્ષણથી અળગા રહેના આ દુનિયામાં આપણી પ્રશંસા થાય છે, અને પેલી દુનિયામા સ્વર્ગ અને મુક્તિ મેળવી શકાય છે. જે માટે એવુ કહેવાય છે કે

श्रुत्वा दुःख परपरा मतिघृणा मांमाशिनां दुर्गतिं
ये कुर्वंति शुभोदयेन विरतिं मांमादन स्यादरात्
सद्दीर्घायु रदूषितं गदरुजा सभाव्य यास्यतिने
मर्त्येषू द्भटभोग धर्ममतिषु स्वर्गापवर्गेषु च.

માંસ ખાઉઓની દુ:ખમય અને કરૂણાજનક દુર્ગતિ ( દુરવસ્થા તથા નરક પ્રાપ્તિ ) થતી સાંભળીને જે ભાગ્યશાળી પુરૂષો હિમ્મત ધરી માંસ ભક્ષણનો ત્યાગ કરે છે, તેઓ નીરોગી રહીને લાંબુ આયુષ્ય પૂરૂ કરી વળતા જન્મમાં સુખી ધર્મિષ્ટ અને બુદ્ધિશાળી કુટુંબમાં અવતરશે અને અનુક્રમે સ્વર્ગ તથા મોક્ષ મેળવશે

વળી સૂત્રકૃતાગ ( સૂયગડાગ ) સૂત્રના પહેલા અધ્યયનના બીજા ઉદ્દેશની ટીકામાં એવું લખ્યુ છે કે —

“ કેટલાએક એવુ કહે છે કે જેમ બીજાની મારફત ( અથવા અમુક હથીયાર મારફત ) અગ્નિ પકડી મગાવતા આપણે બળી જતા નથી, તેમ બીજાએ જીવને મારીને તૈયાર કરેલા માંસને ખાતાં કશો દોષ નથી.

પરતુ આ તેમની ઘેલાઇ ભરેલી વાત સાભળવા લાયક નથી. કારણ કે બીજાએ જીવને મારીને તૈયાર કરેલુ માંસ ખાતા પણ તેમા ખાનારની અનુમતિ ( મજુરી ) કાયમ રહે છે, અને તેના લીધેજ તેથી કર્મ બધ થાય છે જે માટે લોકમાં પણ એવું કહેવાય છે કે.—

अनुमता विशसिता, महर्त्ता क्रय विक्रयी
संस्कर्त्ता चोपभोक्ताच, घातक श्चाष्ट घातकाः ।

મજૂર રાખનાર, મારનાર, સાચવનાર, ખરીદનાર, વેચનાર, રાંધનાર, ખાનાર, અને મરાવનાર એ આઠે જણ ઘાતક છે.

એજ મુજબ સ્થાનાંગ સૂત્રના દશમા ઠાણામાં એવું કહેવામાં આવ્યુ છે કે જ્યાં માંસ વગેરે પડેલાં હોય ત્યા સ્વાધ્યાય (સૂત્ર પાઠ) નહિ કરવો. ત્યા દશ પ્રકારના ઔદારિક અસ્વાધ્યાય જણાવ્યા છે તે એ કે—હાડકાં, માંસ, લોહી, અશુચિ (મળમૂત્ર), મશાણ ભૂમિ, ચદ્ર ગ્રહણ, સૂર્ય ગ્રહણ, ઉલ્કાપાત, રાજવિગ્રહ, અને ઉપાશ્રયના અદર પડેલું મૃતકલેવર.

એ વગેરે અનેક પ્રકારના સિદ્ધાતમાં રહેલાં વચનો વાંચવાથી જેની શ્રદ્ધા પવિત્ર થઇ હશે તે પુરૂપ એવુંજ માનશે કે "માસાદિકનુ ભક્ષણ ન કરવુ" એજ વાત સિદ્ધાંતને અનુસરતી છે, એમાં લગારે શક નથી.

માટે તમારે તમારી ભૂલ થએલી સમજીને તેનાથી બીજાઓ ભૂલાવામાં ન પડે એવી રીતે વિદ્વાનોની રીતિને અનુસરીને તે ભૂલ સુધારવી જોઇએ.

(સૌનું કલ્યાણ થાઓ.)

સૂર્ય અને ચદ્રના કિરણોથી પણ જેનો નાશ નહિ થઇ શકે એવું મોહરૂપી અંધકાર જેની વાત માત્રથી જ તત્કાળ નિર્મૂળ થઇ નાશે છે, એવું જિનશાસન કે જે પાપ રૂપી ધુવડને રમતાં સખ્ત અટકાવ પાડે છે, સારી યુક્તિઓરૂપ કિરણોથી ઉજ્વળ પ્રકાશ કરે છે, અને ત્રણે જગતમાં ઝગહળતો પ્રદ્યોત આપે છે તે જિનશાસન હમેશાં જયવાન રહો.

(સમાપ્ત.)

# શબ્દાર્થ વિવેક.

आर्षं संदधीत, नतु विघटयेत्

મહર્ષિઓનાં વાક્યોને સાંધી લેવાં–

નહિ કે તોડવાં. (મનુ)

આ આર્ય લોકોની ઉત્તમ પદ્ધતિ છે એને અનુસરીને ભગવાન્ શ્રી વીર પ્રભુએ શંકા ભરેલા વેદના પદો કે જે અરસપરસ વિરોધ રૂપે દેખાઈને વિઘટમાન થતા હતા તેમના સમ્યક્ અર્થ કરીને અગ્યારે ગણધરોને પ્રતિબોધિત કર્યા હતા, એ વાત જૈન ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

નંદિસૂત્રમાં લખેલું છે કે "सम्मदिट्ठिस्स सम्मसुयं" "मिच्छदिट्ठिस्स मिच्छसुयं" એટલે કે કોઇ પણ ગ્રંથ કે વાક્ય જો સમ્યક્દષ્ટિથી (સીધી નજરથી) જોવામાં આવે તો सम्यक् श्रुत થઇ પરગમે છે, અને મિથ્યા દૃષ્ટિથી (ઉલટી નજરથી) જોવામાં આવે તો मिथ्याश्रुत થઇ પડે છે, ખુદ આ આચારાંગજી સૂત્રમાં પણ કલમ ૨૧૬–૧૭માં એજ વાત કહેવામાં આવી છે

માટે મહર્ષિઓના વાક્યોના અર્થ અહિંસામય, શીળમય, અને સિદ્ધપદાર્થવિજ્ઞાનને અનુસરતા કરવા જોઇયે આનુંજ નામ ગૂઢાશયવિજ્ઞાન અથવા ગુપ્તજ્ઞાન પ્રકાશ છે

આ શૈલી માટે શ્રીહરિભદ્ર સૂરિ મહારાજે શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચયમાં અનુમોદન આપ્યુ છે. માટે અમે પણ એજ શૈલીને અનુસરીને અહીં થોડું વિવેચન કરીયે છીએ —

આ પવિત્ર પુસ્તકના ૫૬૨,–૫૬૫–૬૦૭,–૬૧૯–૬૨૯,–૬૩૦–૬૩૧–વીગેરે વાક્યોમા માંસ મત્સ્ય વીગેરે કેટલાક એવા શબ્દો આવે છે કે જેથી સ્થૂળ બુદ્ધિવાળા–ઉપલક વાચનારાઓને જૈનોના પવિત્ર આગમો સબંધે શંકા ઉત્પન્ન થાય, આવી શંકાઓ માટે તેમને દોષ આપવો વાસ્તવીક નથી, આવા સંજોગોમા કેટલાક જૈન આગમોના અંગ્રેજીમાં ભાષાન્તર થવાથી, એક શબ્દના અનેક અર્થ હોઇને પરમાર્થ જાણવાના અભાવે, વિપર્યસ્ત અર્થ ગોઠવાવાથી પ્રચલિત શંકાઓને પુષ્ટિ મળે એમા કાંઈ નવાઇ જેવું નથી.

આજ કાલ જૈન આગમોની ભાષાનુ જ્ઞાન ધરાવનાર અને તે સંપૂર્ણ રીતે સમજી બીજાઓને સમજાવવાની શક્તિવાળાઓની એટલી બધી ખામી છે કે, અર્વાચીન સમયનો ઉછરતો કેળવાયેલો વર્ગ, તે ભાષાના જ્ઞાનને અભાવે, અંગ્રેજી ભાષાન્તરો, જે વ્યાકરણ બળે કરીનેજ–નહિં કે સંપૂર્ણ રહસ્ય–જે ગુરૂ ગમ્ય છે તે–ધાર્યા વિના–લખાયેલા છે–તે વાચતા શંકાના પ્રવાહમા તણાઈ જાય એ બનવા જોગ છે. પરન્તુ તે સાથે સામાન્ય બુદ્ધિ વડે વિચાર કરતાં દરેક વાંચકે કબૂલ કરવુ જોઇશે કે ફક્ત એકજ પુસ્તકમા વાચેલા અમુક શબ્દોથી તેવી શંકાના પ્રવાહમા તણાવું એ પૂર્ણ વિચારની ખામી દર્શાવનારૂ છે.

ભૂમિતિના સિદ્ધાન્ત પ્રમાણે દરેક કાર્યના ઉત્સર્ગ અને અપવાદ એવા બે રસ્તા છે તેમાથી એકજ રસ્તો ગ્રહણ કરવાથી ભૂમિતિનો સિદ્ધાંત ખરી જાય છે માટે તે બન્ને રસ્તાઓને અનુસરી અર્થ સમજવા એ ડાહ્યા પુરૂષનુ કર્તવ્ય છે જૈન આગમોમાં પણ કહેલુ

છે કે—" जावतिया उस्सग्गा तावतिया हुंति अववाया " એટલે જેટલા ઉત્સર્ગ વચન છે તેટલાંજ અપવાદ વચન છે, જેમ પુરૂષ અને પુરૂષની છાયા સાથે છે તેમ જૈન સૂત્રોમાં પણ ઉત્સર્ગ અને અપવાદ બન્ને માર્ગ સાથે છે

આ વખતે અમારે જણાવવું પડે છે કે આ મહાન્ પવિત્ર પુસ્તક હજુ છપાતુ હતું દરમ્યાન અમારા કેટલાક ઉતાવળા અને માત્ર શ્રદ્ધાળુજ જૈન ભાઇઓ તરફથી જાહેર પેપરોમાં એવી ચર્ચા ઉઠાવવામા આવી હતી કે,-સૂત્રો વાચવાનો શ્રાવકોને અધિકાર નથી આવી વગર સમજી કઢવી ફરીઆદો અમારા વાચવામાં આવતા આપણો જૈન વર્ગ પોતાના ધર્મ પ્રચારની કેળવણીમાં કેટલે સુધી પછાત છે તેનો અમને ખરો અને અનુભવસિદ્ધ ખ્યાલ આવ્યો, ખ્રીસ્તી લોકો પોતાના ધર્મ પુસ્તકના ગમે તે ભાષામા ભાષાન્તર કરાવી દેશોના તમામ ભાગમાં ફેલાવે છે તેમજ અન્ય ધર્મીઓ પણ તેનુ અનુકરણ કરી જુદી જુદી ભાષામાં પોતાનાં પુસ્તકો છપાવી ધર્મ પ્રચાર કરે છે ત્યારે આપણો શ્રદ્ધાળુ! જૈન વર્ગ પોતાનાં પવિત્ર પુસ્તકોના અગ્રેજીમા ભાષાન્તર થવાથી, કેટલેકેક વિપરીત ભાવ નજરે જોતાં છતાં તે સહન કરી, પોતાની ભાષામા પોતાના ભાઇઓ ભાષાન્તર કરે તે બાબતમા આડા આવે અને રૂઢ વિચારથી ઘોડો ફેરવે તે જોઇ અમોને ખેદ થાય છે અધિકારીને ગમે તેવું પવિત્ર પુસ્તક વાચવાની છૂટ છે એમ દરેકધર્મશાસ્ત્ર પોત પોતાના ફરમાનોમાં કબૂલ કરે છે. શ્રી ઉપાશક દશાંગમાં શ્રાવકોને " सुय परिग्गहा " કહી બોલાવેલ છે જેનો શબ્દાર્થ " સૂત્ર જ્ઞાનનુ પરિગ્રહણ કરેલ છે જેમણે " આણંદ, કામદેવ વીગેરે શ્રાવકો સૂત્ર જ્ઞાનમાં નિપુણ હતા એમ જૈનોના ઇતિહાસ ઉપરથી જણાય છે, તેમજ શ્રી ભગવતીજીમા તુગીંઆ નગરીના શ્રાવકો સૂત્ર જ્ઞાની હતા કારણ કે ગૌતમસ્વામી રસ્તે ચાલતા શ્રીપાર્શ્વનાથજીના સતાનીઓને તેઓએ પુછેલાં પ્રશ્નો સાભળી, અજાયબી પામી, પોતાને સ્થાનકે જઈ શ્રીમહાવીર પ્રભુ પાસેથી તેનો ખુલાસો સાભળી સતોષ પામ્યા આ હકીકત દર્શાવી આપે છે કે તે શ્રાવકોનુ સૂત્ર જ્ઞાન કેટલુ બધુ પ્રશસનીય હતું સૂત્રો ધાર્યા વિના માત્ર શ્રવણ કરીનેજ તેઓ આવુ જ્ઞાન મેળવી શકે એ કોઇ પણ રીતે સભવીત નથી આ ઉપરથી કહેવાનો હેતુ એ છે કે અધિકારી વર્ગ વાચે તો કોઇ પણ રીતે નુકશાન નથી.

જ્ઞાનીના વાક્યોનુ રહસ્ય સમજવું અને એક ભાષામાથી બીજી ભાષામાં સમજાવવુ એ બહુજ મુશ્કેલ કામ છે, તોપણ જેમ પૂર્વે થયેલા વિદ્વાન્ આચાર્યોએ નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય, વૃત્તિ વીગેરે કરેલાં છે તોપણ તેઓ જ્ઞાનીનો આશય પૂર્ણ સમજાવી નહીં શકવાને લીધે કેટલેક સ્થળે પોતે મૌન રહ્યા છે છતા તેમની કરેલી ટીકા, વીગેરે આજ આપણને જેવી ઉપયોગી થઇ પડે છે તેમ આ ભાષાન્તર ભવિષ્યની પ્રજાને કઇક અંશે પણ ઉપયોગી થાય એવી અમારી ઇચ્છા છે. દરેક જૈને એટલુ તો ખાત્રીથી સમજવું જોઇએ કે પોતાના પવિત્ર પુસ્તકનુ ભાષાન્તર ગમે તે જૈન કરે તોપણ તેમાં પરપરા તથા વૃદ્ધવાક્ય વિરૂદ્ધ હકીકત જાણી જોઇને તે દાખલ કરેજ નહિ

" દયા " એ જૈન લોકોનો મુદ્રાલેખ-Motto-છે આવા પવિત્ર માર્ગને વિશે-જ્યાં ઝીણા જીવને પણ સેહેજ, કલામના થાય ત્યા જૈની પણું ઘટતું નથી, એવું જૈનોના આગમોનુ પ્રમાણ છે, તો પછી તે માર્ગમાં પ્રવર્તતા સાધુ મુનિરાજ પોતાના દેહને અર્થે મત્સ્ય માસવાળા આહાર ગ્રહણ કરે એવી માન્યતા કરવી એ જૈન સિદ્ધાંતોપર પગ મૂકવા જેવું છે,

જો કે અમે શાસ્ત્રોના પુરાવા આપી ખાત્રી કરી આપીશું કે અમારૂં આ લખવું અક્ષરશઃ વ્યાજબી અને જૈન માર્ગને અનુસરતુ છે દયાનીજ લાગણીને માટે જૈન વર્ગ દુનિયાના સર્વ ભાગમા પ્રસિદ્ધી પામેલો છે. તેના દરેક-આગમ-નિગમ અને ગ્રંથમાં દયાને માટે ખાસ ફરમાન કરેલુ છે આજ પુસ્તકના ૬૮૭ તથા ૮૫૪ મા વાક્યમાં તથા આહાર, પાણી-વસ્ત્ર-પાત્ર વીગેરે લેવાના જ્યા જ્યા અધીકાર આવે છે તેવે સઘળે સ્થળે એમ ફરમાવેલુ છે કે જ્યાં ઘર ધણી ઘી, તેલ વીગેરેથી પોતાના શરીરને લેપ કરતા હોય તેવી જગાએ જવુ તથા રહેવુ નહિ તેમજ આવા લેપવાળુ પાત્ર પણ ગ્રહણ કરવુ નહિ જમણવાર પ્રમુખ મહોત્સવ હોય તે માર્ગે પણ ન ચાલવુ આવી રીતે તેઓને માટે સખ્ત કાયદો છે તો પછી આવા મત્સ્ય માસ વીગેરેના ભોજન ભોગવવાની જૈનોને છૂટ છે એવું જૈન આગમોને કલંક આપવુ એ-ભવ ભીરૂનુ કર્તવ્ય નથી

જે માસાહારીઓ પોતાના પવિત્ર પુસ્તકોમા શુ ફરમાન છે તે વાંચ્યા, વિચાર્યા, સમજ્યા અને ધાર્યા વિના, શુદ્ધ બુદ્ધિના અભાવે મૂઢ બની, તેવા કાર્યમાં મચ્યા રહી બીજાઓને લપટાવવા અને ફસાવવા પ્રયત્ન કરે છે. તેઓ પોતાના ધર્મ કાયદાનુ ઉલ્લંઘન કરે છે. માસાહાર કરવાથી બુદ્ધિ બગડે છે અને વૈદકશાસ્ત્રના અભિપ્રાય પ્રમાણે અણધારેલા રોગોના ભોગ થવુ પડે છે જગતમા સર્વ પ્રાણીઓને જીવવુ વ્હાલું અને મરવું અળખામણું છે. જેમ સર્વ કોઈને પોત પોતાના પ્રાણ પ્રિય છે તેમ બીજાને હોય એ સ્વાભાવિક છે, શ્રી મહાભારતના અનુશાસન પર્વમા કહ્યુ છે કે--

नहि प्राणात्प्रियतरं लोके किंचन विद्यते।
तस्मा द्दयां नर कुर्या यथात्मनि तथा परे॥

અર્થ—જગતમા પ્રાણથી વિશેષ વ્હાલુ બીજુ કાંઈ નથી, માટે મનુષ્યે પોતાની પેઠે બીજા ઉપર દયા રાખવી. તેવીજ રીતે તેના શાન્તિપર્વમા પણ કહેલુ છે કે—

अहिंसा सर्व जीवाना, सर्वज्ञैः परिभाषिता।
इदंहि मूलं धर्मस्य, शेष स्तस्यास्ति विस्तर. ॥
यथा मम प्रियाः प्राणा, स्तथा तस्यापि देहिन ।
इति मत्वा प्रयत्नेन त्याज्य प्राणिवधो बुधै. ॥

અર્થ-સર્વ જીવો પ્રત્યે દયા રાખવી એમ સર્વજ્ઞોએ કહેલુ છે કેમકે અહિંસાજ ધર્મનુ મૂળ છે, અને બાકીના સત્યાદિ તો તેના વિસ્તારરૂપ છે જેમ મારા પ્રાણ મને વ્હાલા છે તેમ તે પ્રાણીને પણ તેના પ્રાણ વ્હાલા છે એમ માનીને પ્રયત્ન પૂર્વક પંડિતોએ જીવ હિંસાનો ત્યાગ કરવો આવા સખ્યા બધ શ્લોકો વડે હિંદુ ધર્મમાં પવિત્ર મનાતા શ્રી મહાભારતમા પણ પ્રાણિવધની મના કરેલી છે એટલુંજ નહિ પણ મનુસ્મૃતિ, શ્રીમદ્ ભાગવત વીગેરે હિંદુઓના અન્ય પવિત્ર પુસ્તકોમા પણ યજ્ઞાદિ નિમિત્તે પણ કરવામાં આવતા પશુ વધ માટે સખ્ત પ્રતિબંધ કરેલો છે. શ્રીમદ્ ભાગવતના ચોથા સ્કંધના ૨૫ મા અધ્યાયના ૭-૮ મા શ્લોકમાં કહેલુ છે કે-પ્રાચીન બર્હી નામના રાજાએ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા સારૂ વેદને અનુસરીને યજ્ઞો કરી હજારો પશુઓને મારેલાં જોઈ તે પ્રમાણે ન કરવા શ્રી નારદજીએ તે રાજાને નીચે પ્રમાણે કહેલુ છે.

भो भो प्रजापते राजन् पशून् पश्य त्वयाऽध्वरे ।
संज्ञापितान् जीवसंवान् निर्घृणेन सहस्रशः ॥
एते त्वां संप्रतीक्षंते स्मरंतो वैशसं तव ।
संपरेत मय. कूटैः छिंदंत्युत्थित मन्यवः ॥

**ભાવાર્થ**—હે રાજન્ તેં યજ્ઞમાં હજારો પશુઓને માર્યા છે, તે સઘળાં તારી વાટ જોઈ રહ્યાં છે, અને તને વારંવાર સભાળે છે, એટલે કે તું મરી જઈશ કે તુરત જ તેઓ તને તેવાજ હથિઆરો વડે કાપશે ( આ પ્રમાણે કહી નારદજીએ તે રાજાને પશુઓ નજરે બતાવ્યાં તે જોઈ ભયભીત થઇ રાજા બોલ્યો કે-હવેથી હું તે પ્રમાણે નહિ કરૂં ) આ પ્રમાણે હિન્દુ ધર્મ શાસ્ત્રનાં મોટામાં મોટા પુસ્તક શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે તો તેનું ઉલ્લંઘન કરી યજ્ઞ નિમિત્તે તથા બીજી કોઈ પણ પ્રકારની દેવ નિમિત્તે હિંસા કરવી એ કોઈ પણ સમજુ માણસને યોગ્ય નથી. આ ઉપરાંત શિવપુરાણ નામનો ગ્રંથ શ્રીમદ્‌ભાગવત તથા ભારતના તારણ રૂપે છે તેમાં યજ્ઞ અર્થે થતી હિંસા તથા માંસભક્ષણ સંબંધે, તેમજ હરકોઇ પ્રકારની જીવ હિંસા સબંધે, પદે પદે નિષેધ કરેલો છે, તે ટાંકવાથી અત્રે વિશેષ લખાણ થવાનો ભય રહે છે. એક હિંદુ ધર્મને વિષે નહિ પણ પારસી અંગ્રેજ મુસલમાન વીગેરેનાં ધર્મ પુસ્તકોમાં આ વિષે સખ્ત મનાઈ કરેલી જોવામા આવે છે. જેમાનાં કેટલાક પુરાવા ટાકવા અત્રે પ્રાસંગીક ગણાશે. શાહનામામાં લખેલું છે કે.-

બેત.

નીસ્ત ઝદ ખુરોને જાનવર જુ,
ચનીન અસ્તાદીને ઝરદુસ્તનેકુ.

અમારો જરથોસ્તી ધર્મ એવો નેક છે કે પશુઓને મારીને ખાવાં નહિ, અને જનાવરોનો શીકાર કરવો નહિ. પારસીઓના ધર્મ પુસ્તક ર્દજ્નેના ૩૨ માં તથા ૩૩ માં દામાં લખેલું છે કે ( અવસ્તા ભાષા. )

मजदाओ अकामरोद् ईओ गेओंश मेरे दान ओरु आरश
ओखती जीओतुम ॥
अएरीम मनधृचा न दैन तो गेओधृचा वाशतराद् अवेशतम
मनतु ईअशते वीशपे . जेशतेम शराशंम जयीया वद अंदानो ॥

જેઓ ગોસ્પદો ( ચોપગાં જનાવર ) ને અશાભી આપવામાં—તેને મારવામાં ખુશી ભરેલી જીંદગી કહે છે અથવા કાપવાને કે ખાવાને હુકમ આપે છે તેઓને હોરમજદે ( પારસીઓના પરમેશ્વરે ) મારવા કહેલું છે. ( અથવા તેવા બુરા લોકોને દૂર રાખવા કહેલું છે ) જે માણસો નેક ફરમાનોને કબુલ નહિ રાખતાં, ગોસ્પદો ( ચોપગાં જાનવર ) નીપરવર્રી ( ચારા-પાણીથી સંભાળ ) નુ કામ બુરા ( તે જનાવરોને કાપી ખાવાના ) વિચારથી કરે છે તેઓ કયામતને ( પુન્ય પાપના ઇનસાફને દીવસે ) દહાડે પોતાના છુટકારા માટે અશો મરદો પાસે દાદ માગતા રહેશે અર્થાત્ તેઓને કોઇ દાદ નહિ આપે. આ શીવાય જમીયાદ યસ્તના ૫૮ મા ફકરામાં તેમજ જરથોસ્ત નામા વીગેરે તેમનાં ધર્મ પુસ્તકોમાં પશુ હિંસા કરવાની તથા માંસ ખાવાની સખ્ત મનાઇ કરેલી છે, તેઓ પોતાના પરવરદીગારને પશુપાલક-પશુ પ્રેમી એવી સંજ્ઞાથી હજુ પણ યાદ કરતા આપણે સાંભળીએ છીએ. ફુટસ એન્ડ ફેરીનેશીયા નામનાં પુસ્તકમાં લખેલું છે કે પારસીઓના કદીમ ( અસલી ) ધર્મ ગુરૂઓ પોત પોતાનો

ખેગક હમેશા ફળફળાદીકનોજ રાખતા. ફ્લેની નામનો પ્રખ્યાત તત્વજ્ઞાની પોતાના ૧૧ મા પુસ્તકમાં લખે છે કે જરથોસ્ત અલબરૂઝ પહાડની ગુફામાં ખુદાતાલાની બંદગી અને મોના-જાતને સારૂ વીશ વર્ષ સુધી ગુથાયેલો હતો. અને પોતાનુ ગુજરાન માત્ર પનીર-દુધનો ખોરાક ખાઇને કરતો. વધારે જુના વખતની વાતો ન શોધતાં હાલ તુરતજ મુબઇ સમાચારના તા, ૨૫ જુલાઇ સને ૧૯૦૨ ના અંકમાં છપાયલો એક ફકરો જે ભાજીપા-લાના ખોરાક સબધેજ છે તે વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

અગ્રેજના "બાઇબલ" ના પ્રકરણ ૨૦ મામાં કહેલુ છે કે "Thou shalt not kill" અર્થ-તું હત્યા કરતો ના વળી પ્રકરણ ૨૨ મામાં કહેલુ છે કે— (Advice to Moses).

And ye shall be holy men unto me,
Neither shall ye eat any flesh that is torn of beasts
in the fields

અર્થ—અને તું મારી તરફ પવિત્ર રહેજે-વગડાના પશુને મારી તેનુ કોઇપણ જાતનુ માસ ખાતો નહિ. બાઇબલના પહેલા જેનીસીસમા લખેલું છે કે -

The primitive injunction of God to man at the creation was —
Behold, I have given you every herb bearing seed, which is upon the face of all the earth, and every tree in which is the fruit of a tree yielding seed, to you it shall be for meat (Gen 1 29)

ભાવાર્થ—પૃથ્વિ ઉપર જે ભાજી પાલો તથા ફળ તને મે આપેલાં છે તેનો તુ ખોરાક તરીકે ઉપયોગ કરજે. વળી હુસીયા ( Hosia ) અધ્યાય ૮ આયત ૧૫મામાં પણ કહેલુ છે કે -

And when ye spread forth your hands, I will hide my eyes from you Yes, when ye make many prayers, I will not hear. Your hands are full of blood,

અર્થ—જ્યારે તમે તમારા હાથ ( પ્રાર્થના માટે ) લાબા કરશો ત્યારે હું ( ઇશ્વર ) મારી આખો તમારા તરફથી બીજી બાજુ ફેરવીશ, અને તમે પ્રાર્થના ઉપર પ્રાર્થના કરશો તોપણ હુ ધ્યાન નહિ આપુ કારણ કે તમારા હાથ ( પ્રાણીને મારવાથી ) લોહી લુહાણુ છે.

મુસલમાનોના " આઇને અકબરી " મા લખેલુ છે કે- અકબર બાદશાહ દર શુક્રવારથી રવિવારે, ગ્રહણના દીવસે, તીર રોજના જશનને દીવસે અને આખા ફરવરદીન- તથા- આવાં -માસમા બીલકુલ માસ ખાતો નહિ તેવીજ રીતે આજ પણ કોઇ મુસલમાન " શાહેક શરીઅત " માંથી " ટરપીટ " માં પેસે છે તો તુરતજ માસ ખાવુ છેડી દે છે વળી રાવજી વોરા જેઓ-લોટીઆ વોરા -કહેવાય છે તેઓ બીલકુલ માંસ ખાતા નથી તેથી તેઓ -નગો-સીઆ અથવા નમારીઆ-કહેવાય છે તેઓની વસ્તી વડોદરામા પણ છે- તેમજ તેમના ધર્મ પુસ્તકમા ફરમાવેલુ છે કે-फला तज अल्ड बुतून कुम मकायरल हयवानात ॥ અર્થ- તુ પશુ -પક્ષીઓની કબર તારા પેટમા કરીશ નહિ અર્થાત્ તેમને મારીને ખાઇશ નહિ

કુરાને સરીફના -સુરા અન -આમ-ની આયત ૧૪૨ માં અલ્લા તાલાએ સાફ ફરમાવેલુ છે કે--

व मिनल अनआमे हम लतं व फर्शा ।

कुलमिम्मा रजक कुमुल्ला हो ॥

અર્થ-અલ્લાએ ચોપગાં જનાવરોમાથી કેટલાંક ભાર ઉપાડવા માટે પેદા કીધાં છે અને ખાવા માટે જમીનને લગતી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે તે તમે ખાઓ--વળી તેજ સુરા--અન--આમમાં લખેલું છે કે--તમે ન ખાઓ--લોહી અને ડુક્કરનુ માંસ, ધાથી

મારવામા આવે તેનું માસ અથવા બીજા કોઈ પ્રાણીના મારવાથી મરે તેનું માસ બકરી ઇદને દીવસે બકરી ન મારવા વિશે કુરાનમા સુરાહહજની ૩૬ મી આયાતમા અલ્લા તાલ્લાએ ખુદ ફરમાવેલુ છે કે—માસ અગર લોહી મને પહોંચશે નહિ પણ એક પરહેજગારી પહોંચશે. " लह मुहा दौन "—ગાયનુ માસ રોગ છે. આવાં આવાં અસખ્ય પ્રમાણો સર્વ ધર્મમાંથી મળી શકે છે પરન્તુ લબાણ થવાના ભયથીજ અત્રે ન ટાકતાં વિશેપ ખાત્રી માટે—પ્રાણી હિસા-ખોરાક નિષેધક નામનુ પુસ્તક વાચવા ભલામણ કરીએ છીએ, માંસાહાર લેવાથી શારીરિક તેમજ માનસિક નુકશાન સબધે પ્રખ્યાત ડોકટરોના અભિપ્રાય તપાસવાની પણ જરૂર છે—

ડૉક્ટર.—ટી—એલ—નીકૉલસ—ઍમ—ડી—

T. L Nichols M. D. નો એવો અભિપ્રાય છે કે—

" A flesh diet is exciting, feverish, inflammatory, as well as impure and often poisonous Flesh eaters are especially subject to inflammatory diseases, particularly fevers and dysentary. Flesh eating giving us an unnatural excited life, leads to sensuality, sensuality brings exhaustaion, exhaustion demands stimulation; and so the work of destruction goes on"

અર્થ—માંસનો ખોરાક લાગણી ઉશ્કેરનાર, દુષ્ટ વિકાર ઉત્પન્ન કરનાર અને ગદો તથા ઘણી વખત ઝેરી હોય છે. માસાહારી લોકોને તાવ, મરડો વીગેરે રોગો વારવાર થાય છે. પ્રાણી ખોરાક વિકાર ઉત્પન્ન કરે છે તેથી તે ખાનાર વિષય લુબ્ધ અને દુરાચરણી બને છે. વળી વિષય લુબ્ધ લોકો જલદીથી કૌવતહીન થઇ જવાથી તેઓને કૃત્રિમ જુસ્સાની જરૂર પડે છે અને આવી રીતે તેઓ વિનાશની નજદીક આવતા જાય છે. એ શિવાય જૉનફાકિન ઍમ. ડી વીગેરે મોટા મોટા ડાક્ટરો માંસ ભક્ષણથી બહુજ નુકશાન થાય છે એવો અભિપ્રાય ધરાવે છે. ડૉ ઓલ્ડ ફીલ્ડ નામનો એક યુરોપીઅન ત્રણ ચાર માસ પેહેલા હિંદુસ્તાનમાં આવ્યો હતો તે હિંદુ રીત મુજબ ખોરાક લેતો ને વેજીટેરીઅન—વનસ્પતીનો ખોરાક લેનાર હતો ખુદ યુરોપમા પણ ઘણા યુરોપીઅનો માંસ મદિરા માટે પ્રતિજ્ઞા લઇ—વેજીટેરીઅન—મંડળીમાં મળ્યા છે ને મળે છે. વળી મી પ્લુટાર્કે આ વિષય ઉપર એક ખાસ નિબધ લખેલો છે જે બહુ લાબો હોવાથી અમે દાખલ કરેલ નથી પરન્તુ તેનાં વાક્યે વાક્યે માંસ ભક્ષણનો નિષેધ કરેલો છે.

આજના જમાનામા કૉડલીવર ઑઇલ ટેરોલ વીગેરે માસમાંથી બનાવેલી ચીજો દવાઓ તરીકે વપરાય છે પરન્તુ આજના જમાનામા તેવી દવાઓથી નવા નવા ઘણા રોગો ઉત્પન્ન થયા છે અને થાય છે વળી યુરોપ જતાં હિંદુઓ જેઓ માંસાહાર કરતા નથી તેઓનુ શરીર બહુજ સારૂં રહે છે, પરન્તુ માસાહાર કરનારાઓ અકાળ મૃત્યુ પામ્યાના ઘણા દ્રષ્ટાંતો બનેલા છે. વળી વિદ્વાન્ કવિઓ—બર્ન, વર્ડઝવર્થ, શેલી, અને બુચનન વીગેરે પણ પોતાના ગ્રંથોમા સપૂર્ણ રીતે માંસ ભક્ષણને નિષેધે છે. મારવામાં આવતા પ્રાણીઓના ઉપયોગપણા સબધે તથા તેમના તરફથી આપણને મળતા લાભો તરફ વિચારીએ તો તે સબધે પુસ્તકોના પુસ્તકે લખી શકાય—હિંદુસ્તાનમાં વારવાર દુષ્કાળ પડવાના કારણોમા " પ્રાણિ હિસા અને માસાહાર " ને મુખ્ય કારણ ભૂત ગણવામાં આવે છે, એવા લબાણ લેખો શ્રી સ્રયાજી વિજય વીગેરે જાહેર પેપરોમા ઘણી વખત છપાયલા વાંચવામાં આવે છે.

જ્યારે આ પ્રમાણે અન્ય મતોમા પણ માંસાહાર માટે સખ્ત મના કરેલી છે ત્યારે જૈનધર્મ જેનો દયા એજ મુદ્રાલેખ Motto છે, જેનુ દયા ઉપરજ મડાણ છે. અને જે દુનિયામાં દયાના પ્રતાપથીજ પ્રસિદ્ધિ પામેલ છે, તેવા દયાળુ ધર્મમાં માસાહાર નિષેધ ન હોવાનું બોલવું એ પોતાની જીભ અપવિત્ર કરવા જેવું અને જૈનના સિદ્ધાંતોને અપમાન કરવા જેવું છે આ સ્થળે કોઈ એમ કહેશે કે—આજ પુસ્તકના ૬૧૯—૬૨૯ વીગેરે વાક્યોમાં કહેલું છે તે શા

આધારથી કહેલુ છે ? આનો ખુલ્લાસો લબાણથી કરવાની જરૂર છે.

આજ સૂત્રના દશમા અધ્યયનમા તેમજ ઘણી જગોએ એવુ ફરમાવેલુ છે કે જે જગોએ માસ વીગેરે રધાતા હોય–વપરાતા હોય તે માર્ગે થઇને પણ સાધુ મુનિરાજે જવું નહિ–સબોધસત્તરિઆદિ જૈન શાસ્ત્રોમા કહેલુ છે કે–

आमासुय पक्कासुय विपच्चमाणासु मंसपेसीसु

सयय च्चिय उववाओ भणियोय निगोयजीवाणं ॥

અર્થ—અગ્નિથી નહિ પકવેલા–કાચા તથા પકવેલા–પાકા માસ તથા અગ્નિથી પચતા માંસ–માસના પિડમા સદા અતર રહીત જ્યા સુધી માસ રહે ત્યા સુધી તેમા નિગોદિયા જીવ ઉપજે છે એમ કહેલુ છે

તેમજ ચૌદ પ્રકારના સમૂર્છિમ મનુષ્ય ઉત્પન્ન થવાના સ્થાનક શ્રી પન્નવણા તથા સમવાયાંગ આદિ સૂત્રોમા કહેલા છે તેમા પ્રાણીઓના લોહી માસાદી લીધેલા, છે શ્રી ઠાણાંગ સૂત્રને દશમે ઠાણે अट्ठिमसंसोणिए અર્થાત્ હાડ, માસ–લોહી વીગેરે અસઝાય–અપવિત્ર કહી છે જે સ્થાનકમા ત્રસજીવોના કલેવર પડ્યા હોય ત્યા સાધુને અસઝાય લાગે શ્રી ઉવવાઇ તેમજ ઠાણાંગ સૂત્રમા ચાર પ્રકારે નરકાયુષ્યનો બધ પડે છે જેમાં पंचिंदियवहेणं એટલે પચેદ્રિયનો વધ કરવાથી તેમજ कुणिमाहारेण એટલે માસનો આહાર કરવાથી. તેમજ માસ મદિરા-મધ–માખણ વીગેરે જૈન શાસ્ત્રોમા અભક્ષ કહેલા છે. શ્રી દશવૈકાલિક સૂત્રમા મદિરાનો નીસો કરનારને મહાપાપી કહેલો છે તેમજ શ્રી ઉપાશક દશાંગ સૂત્રમા आमघाए घुटोमाएवि होत्था એ શબ્દો સૂચવે છે કે શ્રીરાજગૃહ નગરમા ત્રસ પચેન્દ્રિયના વધનો બધ કરવાનો શ્રેણીક રાજાએ અમર પડહ વગડાવ્યો છે શ્રી સુયગડાંગ સૂત્રમા માસાહારીને અનાર્ય–મિથ્યા દૃષ્ટિ કહેલા છે શ્રી ભગવતી સૂત્રમા તાપસના અધીકારમા मिगलुद्धया એટલે મૃગનુ માસ ખાય તો મૃગ લુબ્ધ તાપસ કહેવાય–એટલે જે જાતનું માસ ખાય છે તેમને તેવી સજ્ઞાથી ઓળખવામાં આવે છે, માટે જૈનસાધુએને માસાહારી કહેવા એ પૂર્ણ વિચારની ખામી વાળુ છે શ્રીપ્રશ્નવ્યાકરણના બીજા શ્રુતસ્કધમા પાચમા સવરદ્વારે मंस मधु मज्झेणो सत्तिक्करे એટલે માસ મદિરા મધ દહિમા મન ન કરે–આશક્ત ન હોય તેમજ સાધુઓ "अमज्ज मसासि" એટલે સાધુઓ મધ–માસના ત્યાગી હોય આ સબધે શ્રીપ્રશ્નવ્યાકરણના સવરદ્વારમા સાધુઓના આચાર પ્રકરણમા ઘણુ વિવેચન કરેલુ છે જે જોવાથી ઘણુ સમાધાન થશે શ્રી નિશીથ આદિ છેદ સૂત્રોમા મધ માસ સબધે એવુ કહેલુ છે કે સાધુ સાધ્વીએ જે જગોએ માસાદિ રધાતા હોય તે જગાએ અગર તે રસ્તે સાધુએ રહેવુ તેમજ જવુ નહિ શ્રીદશવૈકાલિક સૂત્રના પાચમા અધ્યયનના પેહેલા ઉદ્દેશામા बहु अट्ठियं વીગેરે પાઠ છે તેનો અર્થ એવો છે કે–જે ફળને વિશે ઘણા ઠળીઆ હોય તે સીતાફળ પ્રમુખ, તથા પોગળ વૃક્ષના ફળ, અણિમિસ નામે વૃક્ષના ફળ, જેને ઘણાં કાટા હોય તે અગથીઆનાં ફળ, ટીમરૂના ફળ, બીલીના ફળ, શેલડીના કટકા, શામલી વેલાના ફળ અને તુરાની પાખડી સાધુ સાધવીને ન કલ્પે–આ વાક્યમાં अट्ठियं શબ્દનો અર્થ અસ્થિ એટલે ઠળીઆ કહેલા છે શ્રીપન્નવણા સૂત્રમા વનસ્પતિના અધિકારમા एगट्ठिआ –बहु अट्ठिया એવા શબ્દો છે તેના અર્થ થોડા કે ઝાઝા હાડકા નહિ પણ હરડે–દાડમ–વીગેરે છે શ્રી ભગવતીજી સૂત્રના ૧૫મા શતકમાં શ્રીવીર પ્રભુને જ્યારે લોહીખડવાડો થયો હતો તેની દવા માટે રેવતી ગાથા પત્નિને ત્યા સીંહા અણગારને પાક લેવા માટે મોકલ્યા હતા ત્યા कवोय सरीरे, कुक्कुड मसे એવા પાઠ છે તેનો અર્થ કબૂતર કે કુકડા માસ નહિ પણ કોળાપાક તથા બીજોરાપાક થાય છે ગુજરાતમા એવી કહેવત છે કે "બાર ગાઉએ બોલી બદલે" એટલે એક ગામમા એક ચીજને જે નામથી ઓળખવામાં આવે છે તેને બીજા દેશમા તદ્દન જુદા અને વિચિત્ર નામથી ઓળખવામા આવે છે. માળવા દેશમા ભુરા કબુતરને कोहला કહે છે–આ નામની વનસ્પતિ પણ કેટલાક દેશોમાં થાય છે એટલે તેના અર્થ વિચારવા અને બધ બેસતા સમજવામા પૂર્ણ વિચારની આવશ્યક્તા છે શ્રીભગ-

વાને સીંહાઅણગારને કહેલુ કે-મારે માટે જે कोहलापाक કરેલો છે તે ન લેવો પરન્તુ જે બીજાના ઉપયોગ માટે બીજોરાપાક કરેલો છે તે લેવો હવે આ જગોએ कोहलानो અર્થ જો ભુરાં કધ્રૂતર કરવામાં આવે તો દેખીતી ભૂલ ગણાય જે વાક્ય સબધે આ ચર્ચા ઉઠેલી છે તેને માટે ટીકાકાર એમ જણાવે છે કે-માસ શબ્દનો ઉત્સર્ગ માર્ગમા-ગર્ભ અથવા દળ અર્થ સમજવો પરન્તુ કોઇ આપત્ કાળમા અન્ન, પાણીનો અભાવ હોય અને કોઇ સાધુ રોગીષ્ટ થયો હોય, સવર માર્ગમા સ્થિર ન રહી શકતો હોય, ધર્મની હેલના થતી હોય, પોતાની સારી સ્થિતિ ઉપર ઉન્નતિનો આધાર હોય, અને પોતાના રોગનુ નિવારણ કરવા કોઇ મહાન્ વૈદ્યનો આગ્રહ હોય, તેવે પ્રસગે બાહ્ય વિલેપન અર્થે જેમ વાઘ આદિના તેલ વપરાય છે તે પ્રમાણે અપવાદ માર્ગે વાપરવાનુ ટીકાકાર કહે છે આ જગોએ કોઇ એમ પ્રશ્ન કરે કે આજ પુસ્તકના ભાષાન્તરમા ત્યારે મત્સ્ય-માસના અર્થમા વનસ્પતિ તથા ગર્ભ એવા શબ્દો શામાટે નથી વાપરવામા આવ્યા ? તેનુ સમાધાન એ છે કે-પ્રથમ તો આ વાત લાખો વખત થયા ચર્ચાય છે, તેમજ ટીકાકારના બાહ્ય ઉપયોગ અર્થે, અમુક સજોગોએ વાપરવાના અભિપ્રાયને અનુસરી આ બાબત ખાસ પૂરવણી દાખલ કરવાની હોવાથી અમોએ પાઠમાં હતા તેવા મૂળ શબ્દોજ રાખેલા છે માટે માત્ર તે ઉપરથીજ વાચનારે કશુ ધોરણ બાધી બેસવાનુ નથી શાસ્ત્રોમા કહેલુ છે કે- शक्ति ग्रहो व्याकरणोपमान-कोशाप्तवाक्याद् व्यवहारतश्च અર્થ. વ્યાકરણથી, ઉપમાનથી, કોશથી, આપ્ત વાક્યથી અને વ્યવહારથી અર્થ મનાય છે માટે વર્તમાન કાળના જૈન વૃદ્ધ વ્યવહારીઓ જે અર્થ કહે તે માન્ય રાખવો એ ભવ્ય જીવનુ કર્તવ્ય છે. મત્સ્ય માંસનો બાહ્ય પરિભોગને અર્થે પણ પરપરાથી નિષેધ ચાલ્યો આવે છે માટે પરપરા અને વૃદ્ધ વાક્યોને માન આપી અર્થ ગ્રહણ કરવો એ આસ્તિક પુરૂષોનુ કર્તવ્ય છે- એક શબ્દના અનેક અર્થ થાય છે તે આજકાલનો કેળવાયેલો તેમજ અભણ વર્ગ બધા સારી રીતે સમજે છે. શ્રીભગવતીજી સૂત્રમા વનસ્પતિનાં વિચિત્ર નામો આવે છે-અશ્વત્થી અશ્વકર્ણી, સિહકર્ણી, મડુકી, ઐરાવણી વીગેરે ઘણાં નામો બીજા તીર્યચોના નામને મળતા આવે છે આ બાબત બહુ ચર્ચાયેલી છે. અને જાહેર પેપરોમા માસ ભક્ષણ નિષેધ સબધે સખ્યા બધ સજ્જડ પુરાવાઓ આવેલા છે, જે બધા અત્રે ટાકતા એક નવુ પુસ્તક થાય તેમ છે અમોએ અત્રે મુખ્ય મુખ્ય હકીકતજ માત્ર દાખલ કરેલી છે છતા કોઈ પણ પ્રકારની અપૂર્ણતા રહેતી હોય તોતે માટે વિદ્વાન્ વર્ગ અમોને કૃપા કરી સૂચના કરશે તો બીજી આવૃત્તિમા તેમની સૂચનાઓનુ સન્માન કરીશુ

ટુકામા છેવટે અમે એટલુજ કહીશું કે ઇતિહાસના શોધકો ખરો ઇતિહાસ શોધવા માટે ઉત્સુક હોવાથી તેઓ તેમને ગમ પડતી ગમે તે શોધ કરો, ભાષા શાસ્ત્રીઓ ભાષામા વપરાયલા શબ્દો ઉપરથી ગમે તે નિર્ણય સાધો, વિદેશિ પ્રોફેસરો મૂળના શબ્દોને પકડીને ગમે તેમ અર્થ કરો, છતાં અમે એક જૈન બચ્ચા તરીકે अहिंसा ના જ પાલણામા ઉછરેલા અને જન્મથી માંસભક્ષણને ધિક્કારનાર હોવાથી જૈન વાણીમા તો શુ પણ વેદમા પણ વપરાયેલા તે તે શબ્દોના હિસામય અર્થ કબૂલ કરનાર નથી અને એ રીતે જગતમાં રહેલા તમામ ધર્મોના સમ્યક્ અર્થ કરીને તેમના પણ મૂળ ગ્રથોને સમ્યક્ શ્રુત તરીકે ઓળખાવવા યત્નવાન્ છીયે-પછી ભલેને અમને એ બાબતસર લોકો પક્ષપાતી ઠરાવે-કારણ કે અલબત અમને દયાનો પક્ષપાત છે, છે, ને છે શાસ્ત્રમાં પક્ષપાતની મનાઇ પાડવામા આવી છે તે સદ્ગુણોના પક્ષપાત માટે નહિ-પણ દુર્ગુણોના પક્ષપાતમા નહિ તણાવું એ ઉદ્દેશથીજ છે. આ અમારો ખાસ અભિપ્રાય છે, અને તેને અનુસરીને અમે દરેક જગાએ અર્થ પરિશોધન કરીને વિરોધનો પરિહાર કરીયે કરાવીયે છીયે-છતા તેમ કરવાથી જો કોઇ રીતે ખરા સત્યાર્થની વિરાધના થતી હોય તો અમે તે બાબતથી અલગા રહેવા તૈયાર છીયે. ( अलं निस्तरेण. )

( સ્વતત્ર )

# आचाराङ्ग सूत्रम्.

## प्रथमः श्रुतस्कन्धः

### शस्त्रपरिज्ञानामकं प्रथम मध्ययनम्

( प्रथम उद्देशः )

सुयं मे आउसं, तेणं भगवया एवमक्खायं । (१)

# શ્રુતસ્કંધ[1] પેહેલો.

## અધ્યયન[2] પેહેલું.-

### શસ્ત્ર પરિજ્ઞા.[3]

અથવા

### ભાવ શસ્ત્રોની સમજ.

### પેહેલો ઉદ્દેશ.

( આત્મપદાર્થ[4] વિચાર તથા કર્મબંધ હેતુ[5] વિચાર. )

( આત્મપદાર્થ વિચાર. )

( સુધર્મસ્વામી[6] જંબૂને[7] કહેછે ) હે દીર્ઘ આયુષ્યવાળા જંબૂ, મેં ( [8]શ્રમણ ભગવાન મહાવીર[9] પાસેથી ) સાભળેલુ છે, તે ભગવાન્ આ પ્રમાણે બોલ્યા હતા (૧)

---

૧ શ્રુતસ્કંધ એટલે સૂત્રનો ભાગ ૨ અધ્યયન એટલે અધ્યાય. ૩ શસ્ત્ર બે જાતના છે.-દ્રવ્ય શસ્ત્ર અને ભાવ શસ્ત્ર દ્રવ્ય શસ્ત્ર તરવાર વગેરા ભાવ શસ્ત્ર પાપમા પ્રવર્તતા મન વચન અને શરીર અહીં એ ભાવ શસ્ત્ર લેવા, તેની પરિજ્ઞા એટલે સમજ પરિજ્ઞા બે છે-જ્ઞ પરિજ્ઞા, અને પ્રત્યાખ્યાન પરિજ્ઞા, જ્ઞ પરિજ્ઞા એટલે એ ક્રિયાઓ કર્મ બંધની હેતુ છે એવુ બરોબર સમજવુ. અને પ્રત્યાખાન પરિજ્ઞા એટલે તેવુ સમજીને તેઓનો ત્યાગ કરવો ૪ જીવ. ૫ પાપ બાધવાના કારણો ૬ છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીના ઇગ્યારમા ગણધર ૭ સુધર્મ સ્વામીના શિષ્ય ૮ પરોપકારાર્થે મહાશ્રમ લેનાર. ૯ છેલ્લા તીર્થંકર.

इह मेगेसिं णो सण्णा भवइ, तंजहा, पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि? दाहिणाओ वा दिसाओ आगओ अहमंसि? पच्चत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि? उत्तराओ वा दिसाओ आगओ अहमंसि? उड्ढाओ वा दिसाओ आगओ अहमंसि? अहे दिशाओ वा आगओ अहमंसि? अण्णयरीओ वा दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि?। एवमेगेसिं णो णायं भवइ, अत्थि मे आया उववाइए? णत्थि मे आया उववाइए? के अहमंसि? के वा इओ चुओ इह पेच्चा भविस्सामि? (२)

से जं पुण जाणेज्जा सहसम्मइयाए, परवागरणेणं, अण्णेसिं अंतिए वा सोच्चा, तंजहा, पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि, जाव अण्णयरीओ दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि। एवमेगेसिं णायं भवइ, अत्थि मे आया उववाइए, जो इमाओ दिसाओ अणुदिसाओ वा अणुसंचरइ, सव्वाओ दिसाओ सव्वाओ अणुदिसाओ जो आगओ अणुसंचरइ, सोऽहं। से आयावादी, लोगावादी, कम्मावादी, किरियावादी। (३)

अकरिस्सं च हं, कारविस्सं च हं, करओयावि समणुन्ने भविस्सामि; एयावंति सव्वावंति लोगंसि कम्मसमारंभा परिजाणियव्वा भवंति। (४)

अपरिण्णायकम्मा खलु अयं पुरिसे, जो इमाओ दिसाओ अणुदिसाओ वा अणुसंचरइ,

આ જગતમાં જેમ કેટલાક જીવોને ( એવું ) જ્ઞાન નથી હોતું કે હું કઈ દિશાથી ( અત્રે ) આવેલો છું? પૂર્વથી કે દક્ષિણથી? પશ્ચિમથી કે ઉત્તરથી? ઉપરથી કે નીચેથી? અથવા કોઇ પણ દિશાથી કે વિદિશાથી? તેજ પ્રમાણે કેટલાક જીવોને એવું જ્ઞાન (પણ) નથી હોતું કે મારો આત્મા[1] પુનર્જન્મ પામનારો છે કે નહિ? હું ( અગાઉ ) કોણ હતો? અથવા અહિંથી ચવીને[2] ( જન્માંતરમાં ) હું કોણ થઇશ? (२)

હવે ( જેઓ "હું કઈ દિશાથી આવ્યો છુ" એવું નથી જાણતા તેઓમાંનો ) કોઇ જીવ, જાતિસ્મરણ[3] વગેરે[4] જ્ઞાનથી, અથવા તીર્થંકરના આપેલા ઉત્તરથી અથવા બીજા કોઈના પાસેથી સાંભળીને જાણી શકે કે હું અમુક દિશાથી અથવા વિદિશાથી આવ્યો છું: તેજ પ્રમાણે કેટલાએકને એવું જ્ઞાન હોય છે કે, મારો આત્મા પુનર્જન્મ પામનારો છે, જે આત્મા અમુક દિશા અથવા વિદિશાથી આવેલો છે. અને જે અમુક દિશા અથવા વિદિશા અથવા સર્વદિશાથી આવેલો છે તે હું છું આવા જ્ઞાનવાળો જે પુરૂષ હોય તેજ ( ખરેખરો ) આત્મવાદી,[5] લોકવાદી, કર્મવાદી, અને ક્રિયાવાદી [ જાણવો ] (३)

( કર્મ બંધ હેતુ વિચાર )

મે કીધું, ૧ (મે કરાવ્યું, ૨ મે બીજા કરનારને રૂડુ માન્યુ, ૩ હું કરૂંછું. ૪ હું કરાવુ છું, ૫ હું બીજા કરનારને રૂડુ માનુંછું, ૬ હું કરીશ) ૭ હું કરાવીશ, ૮ હું બીજા કરનારને રૂડુ માનીશ ૯ ( એ નવ ભેદોને મન વચન અને કાયથી[6] ગણીએ તો સત્તાવીશ ભેદ થાય ) ( એ પ્રમાણે ) એટલાજ ( માત્ર ) આખા લોકમા કર્મસમારંભ એટલે કર્મ બાંધવાના કારણભૂત ક્રિયાઓના ભેદો જાણવાના છે. (४)

એ ક્રિયાઓને નહિ જાણનાર પુરૂષ જ આ દિશાઓ તથા વિદિશાઓ અને સર્વ દિશા-

---

૧ જીવ ૨ મરીને ૩ જેનાથી ગયા જન્મની વાત યાદ આવે એવુ જ્ઞાન. ૪ વગેરે શબ્દથી અવધિ, મન પર્યવ અને કેવલ જ્ઞાન ૫ વાદી-માનનાર-આત્મ વાદી-આત્મા માનનાર ૬ શરીર.

सव्वाओ दिसाओ सव्वाओ अणुदिसाओ साहेति, अणेगरूवाओ जोणीओ संधेइ, विरूवरूवे फासे पडिसवेदेइ। (५)

तत्थ खलु भगवता परिण्णा पवेइया। (६)

इमस्सचेव जीवियस्स परिवंदणमाणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं। (७)

एयावंति सव्वावंति लोगंसि कम्मसमारंभा परिजाणियव्वा भवंति। (८)

जस्सेते लोगंसि कम्मसमारंभा परिण्णाया भवंति, से हु मुणी त्ति बेमि[1]। (९)

[ द्वितीय उद्देशः ]

अट्टे[2] लोए परिजुण्णे दुस्संबोहे अविजाणए; अस्सि[3] लोए पव्वहए तत्थ तत्थ पुढो, पास, आतुरा परितावेंति। (१०)

---

१ ब्रवीमि २ आर्त्तः ३ अस्मिन्

ઓમાં ભમ્યા કરે છે, અનેક યોનિઓમાં[1] ઊપજે છે, અને અણગમતા સ્પર્શ વગેરાના દુઃખો ભોગવે છે. (૫)

( આ પ્રમાણે ભગવાને આપેલું ભાષણ બોલીને હવે પોતે સુધર્મસ્વામી જંબૂને કહે છે )

એ ક્રિયાઓ પેટે ભગવાને "પરિજ્ઞા" ( એટલે શુદ્ધ સમજ ) આપેલી છે. (૬)

( એ ક્રિયાઓમાં માણસો, ) આ શરીરને વધુ ટકાવવા માટે, કીર્ત્તિ મેળવવા માટે, માન પામવા માટે, અને ખાન પાન તથા ધનાદિકના માટે ( પ્રવર્તે છે. ) (૭)

( એ પ્રમાણે ) આખા લોકોમાં ઊપર બતાવ્યા તેટલાજ ક્રિયાના ભેદો જાણવાના છે. (૮)

( ઉપસંહાર )

( સમસ્ત વસ્તુના જાણનાર ભગવાન્ કેવળજ્ઞાનથી સાક્ષાત્ જોઇને કહેછે કે ) જેણે એ ક્રિયાના ભેદો ( ઉપરની જણાવેલી એ પરિજ્ઞાઓથી ) શુદ્ધ સમજેલા હોય, તેજ, કર્મોને સમજીને તેના કારણોથી દૂર રહેનાર મુનિ જાણવો. )

એ પ્રમાણે ( હે જંબૂ એ સઘળું હું ભગવાન્ પાસેથી સાંભળીને તને ) કહુંછું. (૯)

## બીજો ઉદ્દેશ.

( પૃથ્વીકાયની હિંસાનો પરિહાર. )

આ જગતમાના જીવો (વિષય અને કષાયથી) પીડાયેલા છે, બધી રીતે હીન થએલા છે, અને ધણી મુશીબતે સમજી શકે તેવા બનેલા છે, ( કારણ કે ) તેઓ અજાણ છે; (અને એવા જ હોવાથી,) તેઓ અધીરા થઇને ગરીબ પૃથ્વીકાયના જૂદા જૂદા ખપમાં તે પૃથ્વીકાયને સંતાપ્યા કરે છે. (૧૦)

---

૧ જાતિઓમા.

संति पाणा पुढो सिया। " लज्जमाणा पुढो, पास (११)

अणगारा मो त्ति एगे[1] पवयमाणा; जमिणं विरूवरूवेहिं ' सत्थेहिं पुढविकम्मसमारंभेणं पुढविसत्थं समारंभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसइ । (१२)

तत्थखलु भगवया परिण्णा पवेइआ । इमस्स चेव जीवियस्स परिवंदण-माणण-पूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडियायहेउं, से सयमेव पुढविसत्थं समारंभइ, अण्णेहिं पुढविसत्थं समारंभावेइ, अण्णेवा पुढविसत्थं समारंभंते समणुजाणइ । तं से अहियाए, तं से अबोहिए। (१३)

से तं संबुज्झमाणे आयाणीयं[2] समुट्ठाए सुच्चा खलु भगवओ, अणगाराणं अंतिए; इह मेगेसिं णायं भवति—एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए। इच्चत्थं[3] गढिए लोए; जमिणं विरूवरूवेहि सत्थेहि पुढविकम्मसमारंभेणं पुढविसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ। (१४)

से बेमि—अप्पेगे अंध मब्भे,[4] अप्पेगे अंध मच्छे,[5]—अप्पेगे पाय मब्भे, अप्पेगे पाय मच्छे;—अप्पेगे गुंफ मब्भे, २ * अप्पेग जंघ मब्भे, २ अप्पेगे जाणु मब्भे, २ अप्पेगे ऊरु

१ ( बौद्धा. ) २ ( ज्ञान दर्शन चारित्र रूपं ) आदानीयं. ३ इत्यर्थं गृद्धः ४ आभिद्यात् ५ आच्छिन्द्यात् * द्विकचिह्नात् सर्वत्र अच्छे इत्यंतवर्त्तिपदमपि वाच्यम्

પૃથ્વીમાં જૂદા જૂદા અનેક જીવ છે. એથીજ કરીને, જ્ઞાનીઓ તેની હિંસા કરતાં શરમાય છે. (૧૧)

કેટલાએક[1] ભિક્ષુકો કહે છે કે "અમેજ માત્ર અનગાર એટલે જીવરક્ષાને માટે ઘર છોડીને થએલા યતિઓ છીએ" પણ એ તેમનો માત્ર બકવાદજ છે કારણકે તેઓ આ પૃથ્વીથી થતા કામોમાં પૃથ્વીકાયના જીવોને અનેક હથિયારોવડે મારતા રહે છે, તથા તે સાથે વનસ્પતિ વગેરા અનેક જીવોને પણ મારે છે (૧૨)

આ સ્થળે ભગવાને શુદ્ધ સમજ આપી છે કે પ્રાણીઓ, લાંબુ જીવવા માટે, કીર્ત્તિ મેળવવા માટે, માન પામવા માટે, જન્મ જરા તથા મરણથી છુટા થવા માટે, અને દુઃખ મટાડવા માટે, જાતે પૃથ્વીકાયની હિંસા કરે છે, બીજાવતી કરાવે છે, બીજાને કરતા રૂડુ માને છે, પણ એ બધુ તેમને અહિત કરનાર અને અજ્ઞાન વધારનાર (થવાનુ) (૧૩)

સમજુ પુરૂષ એ પૃથ્વીકાયની હિંસાને અહિત કરનારી જાણતા થકા સાક્ષાત્ તીર્થંકર ભગવાન્ અથવા તેમના સાધુઓ પાસેથી પોતાને આદરવા લાયક (જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપ) વસ્તુઓ સાંભળી કરીને તેમનો અંગીકાર કરે છે. (અને) તેવા પુરૂષો એવું સમજે છે કે આ (પૃથ્વીકાયનો આરંભ) તે ખરેખર કર્મબંધનો હેતુ છે, મોહનો હેતુ છે, મરણનો હેતુ છે, અને નરકનો હેતુ છે, એવુ છતાં જે ઘણા લોકો એ પૃથ્વીકાયના જીવોને તથા તેની સાથના બીજા અનેક જીવોને અનેક પ્રકારના શસ્ત્રોવડે મારતા રહેછે, તે માત્ર તેઓ ખાવા પીવા તથા કીર્તિ વગેરા મેળવવામાં મુંઝાઈ પડયા છે (૧૪)

(હે શિષ્ય, જો તમે મને પૂછશો કે એ પૃથ્વીકાયના જીવો દેખતા નથી, સૂંઘતા નથી, સાંભળતા નથી અને ચાલતા પણ નથી માટે એમને મારતાં તે શી પીડા થતી હશે, તો

૧ (બૌદ્ધમતના)

मब्भे, २ अप्पेगे कडि मब्भे, २ अप्पेगे णाभि मब्भे, २ अप्पेगे उयर मब्भे, २ अप्पेगे पास मब्भे, २ अप्पेगे पिट्ठि मब्भे, २ अप्पेगे उर मब्भे, २ अप्पेगे हियय मब्भे, २ अप्पेगे थण मब्भे, २ अप्पेगे खंध मब्भे, २ अप्पेगे बाहु मब्भे २ अप्पेगे हत्थ मब्भे, २ अप्पेगे अं-गुलि मब्भे, २ अप्पेगे णह मब्भे, २ अप्पेगे गीवा मब्भे, २ अप्पेगे हणुय मब्भे, २ अप्पेगे होट्ठ मब्भे, २ अप्पेगे जीह मब्भे, २ अप्पेगे तालु मब्भे, २ अप्पेगे गल मब्भे, २ अप्पेगे गंड मब्भे, २ अप्पेगे कण्ण मब्भे, २ अप्पेगे णास मब्भे, २ अप्पेगे अच्छि मब्भे, २ अप्पेगे भमुह मब्भे, २ अप्पेगे णिडाल मब्भे, २ अप्पेगे सीस मब्भे; २ अप्पेगे संपमारए, अप्पेगे उद्दवए ! (१५)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति । (१६)

तं परिण्णाय मेहावी नेव सयं पुढविसत्थं समारंभेज्जा, नेवण्णेहिं पुढविसत्थं समारंभावेज्जा, नेवण्णे पुढविसत्थं समारंभंते समणुजाणेज्जा । जस्सेते पुढविकम्मसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि । (१७)



હું એક દ્રષ્ટાંતથી કહું છુ કે જેમ કોઈ એક જન્મથીજ અંધબધિર પુરૂષ હોય તેને) જૂદા જૂદા માણસો તેના પગ, ઘૂંટી, જંઘા, ઘૂંટણ, સાથળ, કેડ, નાભિ, પેટ, પાંસળી, પૂઠ, છાતી, હૈયુ, સ્તન, ખભા, બાહુ, આંગળીઓ, નખ, ગલુ, હડપચી, હોઠ, જીભ, તાળુ, લમણા, કાન, નાક, આંખ, ભ્રમર, લલાટ, અને માથુ એ વગેરે અવયવોમા ભાલાની અણીઓ ખેંચે (ત્યારે તે અંધબધિરને જે પ્રમાણે વેદના થાય છે. તેજ પ્રમાણે એકેંદ્રિય જીવોને પણ મારતાં વે-દના થાય છે.)

(અથવા જેમ એક માણસને કોઈ એકદમ ઘા મારી મૂર્ચ્છિત કરે અને પછી મારી ના-ખે ત્યારે તેને મૂર્ચ્છા હોવા છતા પણ પીડા થાયજ છે તે પ્રમાણે એ પૃથ્વીકાયના જીવોને પણ મારતાં વેદના થાય જ છે.) (૧૫)

એ પૃથ્વીકાયની હિંસા કરનાર પુરૂષને આરંભનું જ્ઞાન અને ત્યાગ નથી હોતા એટલે આરંભ લાગ્યા કરે છે, અને તેની હિંસા વર્જનાર પુરૂષને આરંભનું જ્ઞાન તથા ત્યાગ હોય છે એટલે આરંભ લાગી શકતો નથી. (૧૬)

(માટે) બુદ્ધિમાન્ પુરૂષે એ બધું જાણીને જાતે પૃથ્વીકાયની હિંસા કરવી નહિ, બીજા પાસે કરાવવી નહિ, અને તેના કરનારને રૂડું માનવું નહિ (એવી રીતે) જે પૃથ્વીકાયની હિંસાને અહિત કરનારી સમજીને ત્યાગ કરે તેજ મુનિ જાણવો, એમ હું કહુંછું. (૧૭)



[ तृतीय उद्देशः ]

से बेमि, से जहावि अणगारे उज्जुकडे, णियायपडिवण्णे,[1] अमायंकुव्वमाणे, वियाहिते[2] जाए सद्धाए णिक्खंते तमेव मणुपालिज्जा विजहित्ता विसोतियं[3] (पाठांतरे पुव्वसंजोगं)।(१८)

पणया वीरा महावीहिं[4] । लोगं च आणाए अभिसमेच्चा अकुतोभयं[5] । (१९)

से बेमि, णेव सयं लोगं अब्भाइक्खेज्जा,[6] णेव अत्ताण अब्भाइक्खेज्जा । जे लोयं अब्भाइक्खति, से अत्ताणं अब्भाइक्खति; जे अत्ताणं अब्भाइक्खति, से लोयं अब्भाइक्खति । (२०)

लज्जमाणा पुढो, पास, अणगारा मो त्ति एगे पवयमाणा; जमिणं विरूवरूवेहिं सत्थेहिं उदयकम्मसमारंभेणं उदयसत्थं समारंभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसति । (२१)

तत्थ खलु भगवया परिण्णा पवेतिता । इमस्स चेव जीवियस्स परिवंदणमाणण पूयणाए जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव उदयसत्थं समारंभति, अण्णेहिं वा उदयसत्थं समारंभावेति, अण्णे वा उदयसत्थं समारंभते समणुजाणाइ; तं से अहियाए, तं मे

१ ( नियागो मोक्ष मार्ग स्तं प्रतिपन्नः ) २ व्याख्यातः ३ विस्रोतसिकां ( शंकां ) ४ महावीथिं ५ ( संयमं ) ( अनुपालयेत् इतिशेषः ) ६ ( अपलपेत )

## ત્રીજો ઉદ્દેશ.

### (અપ્કાયની હિંસાનો પરિહાર.)

વળી હે જંબૂ, હુ તને કહુંછુ કે દરેક અનગારે એટલે ગૃહત્યાગી મુનિએ સરળ સંયમને અનુસરીને, નિયાગ એટલે જ્ઞાન દર્શન અને ચારિત્ર અંગીકાર કરીને, કપટને દૂર કરતાં થકા શ્રદ્ધાથી દીક્ષા લઇને તેજ શ્રદ્ધાને શંકાઓ દૂર કરીને પાળ્યા કરવી. (૧૮)

વીર પુરૂષો એ મહામાર્ગમાં ચાલ્યા છે માટે શંકા જેવુ કંઈ નથી.

અપ્કાયને (પાણીને) પણ તીર્થંકરની આજ્ઞાથી સજીવ માનીને તેને ભય ન આપવું એટલે કે સયમ પાળવું (૧૯)

હું કહું છું કે ( સત્પુરૂષે ) લોકોનો એટલે અપ્કાયના જીવોનો અપલાપ ન કરવો, અને પોતાના આત્માનો પણ અપલાપ ન કરવો જે અપ્કાયના જીવોનો અપલાપ કરે છે તે પોતાના આત્માનો પણ અપલાપ કરે છે. અને જે પોતાના આત્માનો અપલાપ કરે છે તે અપ્કાયના જીવોનો અપલાપ કરે છે. (૨૦)

કેટલાક લાજથી શરમાતા થકા " અમે અનગાર છીએ " એવું બક્યા કરે છે. જે માટે તેઓ અપ્કાયના જીવોનો અનેક પ્રકારના શસ્ત્રોવડે આરંભ કરતા થકા બીજા અનેક જીવોને મારતા રહે છે. (૨૧)

આ પ્રસગે ભગવાને શુદ્ધ રીતે સમજાવ્યું છે કે અજ્ઞાની જીવો પોતાની આ ચચળ જીંદગી લંબાવવા માટે, કીર્ત્તિ મેળવવા માટે, માન મેળવવા માટે, ધનાદિક મેળવવા માટે, જન્મ જરા મરણથી મૂકાવા માટે અને દુઃખ મટાડવા માટે જાતે અપ્કાયની હિંસા કરે છે બીજા પાસેથી કરાવે છે અને કરનારને રૂડું માને છે. પણ તે બધું તેમને અહિતકારી અને

अबोहिए। (२२)

से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इह मे-गेसिं णाय भवति, एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए। इ-च्चत्थं गढिए लोए; जमिण विरूवरूवेहिं सत्थेहिं उदयकम्मसमारंभेणं उदयसत्थं समारंभमा-णा, अण्णे अणेगरूवे पाणे विहिंसइ।(२३)

से बेमि, संति पाणा उदयनिस्सिया जीवा अणेगे। इह खलुभो अणगाराणं उदयं जीवा वियाहिया[1]। सत्थं चेत्थ अणुवीइ[2] पास। पुढो सत्थं पवेदितं। (२४)

अदुवा अदिन्नादाणं। (२५)

"कप्पति णे कप्पति णे पाउं, अदुवा विभूसाए,"[3] पुढोसत्थेहिं विउट्टंति [4]एत्थवि ते-सिं णो णिकरणाए[5]। (२६)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारं-भमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति। तं परिण्णाय मेहावी णेव सयं उदयसत्थं समारं-

---

१ व्याख्याता. २ अनुविचिन्त्य ३ (इत्युक्त्वा इतिशेषः) ४ व्यावर्त्तयंति (व्यपरोपयंति) ५ निकरणाय (निश्चयाय) (आगम इतिशेषः)

અજ્ઞાન વધારનાર થવાનુ છે. (૨૨)

જેઓ એ આરભને અહિત કર્તા સમજે છે તેઓ તીર્થંકર અથવા તેમના સાધુઓ પાસેથી સાભળીને પોતાને આદરવા લાયક વસ્તુઓ (જ્ઞાનદર્શન અને ચારિત્ર) અંગીકાર કરે છે. એવા પુરૂષો એવું સમજે છે કે અપ્કાયનો આરભ એ, ખરેખર, કર્મબંધનો હેતુ છે, મરણનો હેતુ છે, અને નરકનો હેતુ છે. છતા લોકો કીર્ત્યાદિકના માટે મુઝાઇને અપ્કાયના જીવોને અનેક શસ્ત્રોવડે મારતા થકા તેની સાથેના બીજા જીવોને માર્યા કરે છે. (૨૩)

હવે હુ કહુ છુ કે પાણીના સાથે તેમા બીજા અનેક પ્રાણિઓ—જીવો રહેલા છે. પણ જિનાગ-મમા તો, એ પાણી જાતે પણ સજીવ છે, એમ સાધુઓને જણાવેલુ છે. (માટે સાધુઓએ અ-ચિત્ત પાણી વાપરવું તે અચિત્ત પાણી સ્વભાવે પણ થાય છે અને શસ્ત્રના સંયોગે પણ થાય છે, તેમા સાધુઓએ શસ્ત્રના સંયોગથી અચિત્ત થએલુ પાણી વાપરવું ) તે શસ્ત્રો અનેક પ્રકારના કહેલા છે. માટે તે પોતે વિચારી લેવા (૨૪)

વળી સચિત્ત પાણી વાપરતાં અદત્તાદાનનો દોષ પણ લાગે છે. ( કારણ કે સચિત્ત એક પરપરિગૃહીત વસ્તુ છે અને તે તદતર્ગત જીવોની રજા ન હોવા છતા વાપર્યાથી અદત્તાદાન લાગેજ ) (૨૫)

કેટલાક બોલે છે કે અમારે પીવા માટે અથવા સ્નાનશોભા માટે પાણી વાપરવામાં કશો દોષ નથી અને એમ કહી તેઓ અનેક પ્રકારે તેની હિંસા કરે છે. પણ એ તેમનું બોલવુ ટકી શકે તેવુ નથી. ( કારણ કે તેઓ પાણીને અજીવ કહે છે તે અસિદ્ધ વાત છે) (૨૬)

એ પાણીની હિંસા કરનારને તેનાથી લાગતા આરંભોની શુદ્ધ સમજ નથી હોતી અને જેઓ એ પાણીની હિંસા નથી કરતા તેમને આરંભ બાબત શુદ્ધ સમજ છે તેથી તેને કશો આરભ લાગતો નથી એવુ જાણીને બુદ્ધિમાન પુરૂષે જાતે પાણીની હિંસા ન કરવી,

भेज्जा, णेवन्नेहिं उदयसत्थं समारंभावेज्जा, उदयसत्थं समारंभंतेवि अण्णे ण समणुजाणेज्जा जस्सेते उदयसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि। (२७)

[ चतुर्थ उद्देशः ]

से बेमि, णेव सयं लोगं अब्भाइक्खेज्जा, णेव अत्ताणं अब्भाइक्खेज्जा। जे लोगं अब्भाइक्खति, से अत्ताणं अब्भाइक्खति; जे अत्ताणं अब्भाइक्खति, से लोगं अब्भाइक्खति। (२८)

जे दीहलोग[1] सत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने; जे असत्थस्स खेयन्ने, से दीहलोगसत्थस्स खेयन्ने। (२९)

वीरेहिं एयं अभिभूय दिट्ठं संजतेहिं सया जतेहिं सया अप्पमत्तेहिं। (३०)

जे पमत्ते गुणट्ठिए,[2] से हु दंडे पवुच्चति। तं परिण्णाय मेहावी, इयाणिं णो, जमहं पुव्वमकासी पमाएणं। (३१)

१ (दीर्घ लोकः खलु वनस्पति कायोऽन्य.) २ (गुणाः अग्निगुणा तेषुस्थित.)

બીજાવતી ન કરાવવી, અને તેના કરનારને રૂડું પણ નહિ માનવું. એવી રીતે પાણી સંબંધી આરંભોની જેને માહિતી હોય તેજ આરંભનું સ્વરૂપ જાણીને તેનો ત્યાગ કરનાર મુનિ જાણવો એમ હું કહું છું. (૨૭)

## ચોથો ઉદ્દેશ.

### ( અગ્નિકાયની હિંસાનો પરિહાર. )

હું કહુંછું કે લોકનો એટલે અગ્નિકાયના જીવોનો અપલાપ ન કરવો અને પોતાના આત્માનો પણ અપલાપ ન કરવો. જે લોકનો અપલાપ કરે છે તે પોતાના આત્માનો અપલાપ કરે છે; અને જે પોતાના આત્માનો અપલાપ કરે છે તે લોકનો અપલાપ કરે છે. (૨૮)

જે પુરૂષ, દીર્ઘલોક અર્થાત્ વનસ્પતિ તેને બાળવાનું શસ્ત્ર જે અગ્નિકાય તેનું સ્વરૂપ જાણે છે તે સંયમનુ સ્વરૂપ જાણે છે. જે સંયમનુ સ્વરૂપ જાણે છે તે વનસ્પતિના શસ્ત્રરૂપ અગ્નિકાયનો સ્વરૂપ જાણે છે. (૨૯)

આ વાતને સંયત એટલે પ્રાણાતિપાતાદિક પાપથી અલગ રહેનાર અને હમેશાં નિર્દોષપણે ચારિત્ર પાળવામાં યત્નવંત, અને અપ્રમાદી, એવા પરાક્રમી પુરૂષોએ પરીષહાદિકોને હરાવી કેવળજ્ઞાન પામી સાક્ષાત્ દીઠી છે. (૩૦)

જે પ્રમાદી થઇને અગ્નિસમારંભમાં વર્ત્યા કરતો હોય તે જુલમગાર કહેવાય છે. એવું જાણીને બુદ્ધિમાન્ પુરૂષ વિચારે છે કે જે અગાઉ અગ્નિસમારંભ કર્યો છે તે હવેથી નહિં કરૂં. (૩૧)

लज्जमाणा पुढो, पास, अणगारा मो त्ति एगे पवयमाणा; जमिणं विरूवरूवेहिं स- त्थेहिं अगणिकम्मसमारंभेणं अगणिसत्थं समारंभमाणे, अण्णे अणेगरूवे पाणे विहिं- सति । (३२)

तत्थ खलु भगवया परिण्णा पवेदिया । इमस्स चेव जीवियस्स परिवंदणमाणणपूयणाए, जाइ मरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव अगणिसत्थं समारंभति, अण्णेहिं वा अगणि सत्थं समारंभमाणे समणुजाणति । तं से अहियाए, तं से अबोहिए। (३३)

से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इह मेगेसिं णायं भवति एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए । इच्चत्थं गढिए लोए, जमिणं विरूवरूवेहिं सत्थेहिं अगणिकम्मसमारंभेणं अगणिसत्थं समारंभ माणे अण्णे अ- णेगरूवे पाणे विहिंसति ।" (३४)

से बेमि, संति पाणा, पुढविणिस्सिया, तणणिस्सिया, पत्तणिस्सिया, कट्ठणिस्सिया, गो- मयणिस्सिया, कयवरणिस्सिया । संति संपातिमा पाणा आहच्च[1] संपयंति य । अगणिं च खलु पुट्ठा एगे संघाय मावज्जति । जे तत्थ संघाय मावज्जंति, ते तत्थ परियाविज्जंति, जे तत्थ प- रियाविज्जति, ते तत्थ उद्दायंति । (३५)

---

[1] आहृत्य (उपेत्य)

કેટલાક શરમાતા થકા બોલે છે કે અમે અનગાર છીયે, પણ એ તેમનો ફોગટનો બ- ડવાદ છે; જે માટે તેઓ અનેક પ્રકારે અગ્નિની તથા તે સાથે બીજા અનેક જીવોની હિંસા કર્યા કરે છે. (૩૨)

અહીં ભગવાને સ્પષ્ટ રીતે આજ્ઞા કરી છે કે, તેઓ આ જીંદગાનીની કીર્તિ, માન, અને ખાનપાન માટે, જન્મ જરામરણથી છૂટવા માટે તથા દુ:ખો ટાળવા માટે જાતે અગ્નિની હિંસા કરેછે, બીજાવતી કરાવે છે અને તેના કરનારને રૂડું માનેછે. પણ તે તેમને અહિત અને અ- જ્ઞાન વધારનાર થવાનું. (૩૩)

એવું જાણીને સતપુરૂષો, ભગવાન અથવા તેમના સાધુઓ પાસેથી આદરવા લાયક વસ્તુઓ સાભળીને આદરેછે અને તેઓ એવું માને છે કે અગ્નિકાયની હિંસા તે, ખરેખર, કર્મબંધની હેતુછે, મોહની હેતુછે, મરણની હેતુછે, અને નર્કની હેતુછે. પણ અજાણ લોકો એ બાબતવિષે ઘણા મુઝાઈ પડયા છે. જે માટે તેઓ અનેક પ્રકારે અગ્નિકાયની તથા તે સાથેના બીજા જીવોની હિંસા કરતા રહે છે. (૩૪)

જેમાટે હું બતાવી આપુછુ કે જમીન, તણખલા, પાન, લાકડાં, છાણા અને કચરો એ સર્વે સાથે ત્રસ જીવો રહેછે તે ત્રસ જીવો તથા બીજા ઓચિંતા અંદર આવી પડતા સંપાતિમ ત્રસ જીવો તે બધા અગ્નિસમારંભ કરતા અગ્નિના અંદર આવ્યાથી તેમના શરીર સંકોચવા માંડેછે, પછી તેઓ મૂર્છા પામી મરણ પામેછે. (૩૫)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति । (३६)

तं परिण्णाय मेहावी नेव सयं अगणिसत्थं समारंभेज्जा, नेवन्नेहिं अगणिसत्थं समारंभाविज्जा, अगणिसत्थं समारंभंतेवि अन्ने न समणुजाणेज्जा । जस्सेते अगणिकम्मसमारंभा परिण्णाया भवंति, से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि । (३७)

[ पंचम उद्देशः ]

तं णो करिस्सामि मत्ता मतिमं, अभयं विदित्ता तं जे णो करए एसोवरए[1] एत्थोवरए[2] एस अणगारेत्ति पवुच्चति । (३८)

जे गुणे से आवट्टे, जे आवट्टे से गुणे । (३९)

उड्ढं अहं तिरियं पाईणं पासमाणे रूवाइं पासइ, सुणमाणे सद्दाइं सुणइ, उड्ढं अहं तिरियं पाईणं मुच्छमाणे रूवेसु मुच्छति, सद्देसुयावि एस लोगे वियाहिए । एत्थ अगुत्ते अणाणाए पुणो पुणो गुणासाते वंकसमायारे पमत्ते अगार मावसे । (४०)

१ एष उपरतः (आरंभात् निवृत्तः) २ अत्र उपरतः (नान्यत्र)

એ રીતે અગ્નિના સમારંભમાં પાપ રહેલા છે. માટે તે જે ન કરે તેને એ પાપ ન લાગે (૩૬)

એવું જાણીને બુદ્ધિમાન્ પુરૂષે જાતે અગ્નિની હિંસા ન કરવી, બીજાવતી ન કરાવવી, અને તેના કરનારને રૂડું ન માનવું. આવી રીતે જેને અગ્નિકાયબાબત શુદ્ધ માહિતી હોય તેજ શુદ્ધસમજવાન્ મુનિ જાણવો એમ હું કહુંછું (૩૭)

## પાંચમો ઉદ્દેશ.

### (વનસ્પતિ કાયની હિંસાનો પરિહાર.)

હે બુદ્ધિમાન્ શિષ્ય, જે પુરૂષ વનસ્પતિને સજીવ જાણીને મનમાં વિચારેછે કે હું દીક્ષિત થઇને વનસ્પતિનો આરંભ નહિ કરૂં, અને એ રીતે જે સયમસ્વરૂપ જાણીને વનસ્પતિનો આરભ નથી કરતા એવા આરભત્યાગી જૈનમતમા આસક્ત હોય તેજ અનગાર કહેવાય. (૩૮)

જે વિષયો છે તે સસારછે અને જે સંસારછે તે વિષયો છે. (૩૯)

માણસો, ઉંચે નીચે અને આડી દિશાઓમાં જોતાથકા રૂપ દેખેછે, સાંભળતા થકા શબ્દ સાંભળે છે અને શબ્દ તથા રૂપમાં આસક્ત થતા રહેછે. વિષયો એવાછે. તેઓમાં જેઓ મુનિ થઇને અગુપ્ત એટલે બિન પરહેજગાર રહે છે તે ભગવાનની આજ્ઞાથી બાહેર વર્ત્તે છે. તેઓ વારવાર વિષયોનું આસ્વાદન કરતા થકા અસયમને આચરનાર થઇને પ્રમાદી બની ઘરવાસ માડી લે છે. (૪૦)

लज्जमाणा पुढो, पास अणगारा मोत्ति एगे पवदमाणा; जमिणं विरूवरूवेहिं सत्थेहिं वणस्सइकम्मसमारंभेणं वणस्संइसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसति । (४१)

तत्थ खलु भगवया परिण्णा पवेदिता । इमस्स चेव जीवियस्स परिवंदणमाणणपूयणाए-जातीमरणमोयणाए दुक्खपडिघायहेउं से सयमेव वणस्सतिसत्थं समारंभइ, अण्णेहिं वा वणस्सइसत्थं समारंभावेति, अण्णे वा वणस्सइसत्यं समारंभमाणे समणुजाणति; तं से अहियाए, तं से अबोहिए । (४२)

से त्तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इह मेगेसिं णायं भवति-एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए । इच्चत्थं गढिए लोए; जमिणं विरूवरूवेहिं, सत्थेहिं वणस्सइकम्मसमारंभेणं वणस्सइसत्थं समारंभमाणे अन्ने अणेगरूवे पाणे विहिंसति । (४३)

से बेमि- इमंपि[1] जाइधम्मय, एयंपि[2] जाइधम्मयं; इमंपि वुड्ढिधम्मयं, एयंपि वुड्ढि धम्मयं, इमंपि चित्तमंतयं, एयंपि चित्तमंतयं; इमपि छिन्नं मिलाति,[3] एयंपि छिन्नं मिलाति; इमपि आहारगं, एयंपि आहारगं; इमंपि अणिच्चयं, एयंपि अणिच्चयं; इमंपि असासय, ए-

१ इद (मनुष्य शरीर) २ एतत् (वनस्पति शरीर) ३ म्लाति (म्लानतांगच्छति)

કેટલાક શરમાતા થકા બોલે છેકે અમે અનગાર છીએ પણ તે તેમનો ફોગટનો બકવાદ છે, કારણકે તેઓ અનેકપ્રકારના શસ્ત્રોથી વનસ્પતિકાય તથા તેના સાથેના બીજા અનેક જીવોની હિંસા કરતા રહેછે (૪૧)

અહિ ભગવાને શુદ્ધરીતે સમજાવ્યુ છે કે આ જીદગીની કીર્ત્તિ, માન, તથા ખાનપાનને અર્થે, જન્મ જરામરણથી છૂટવામાટે, તથા દુખો ટાળવા માટે જીવો, જાતે વનસ્પતિની હિંસા કરેછે, બીજાવતી કરાવેછે, અને તેના કરનારને રૂડું માનેછે. પણ તે આરભ તેમને અહિત કર્ત્તા તથા અજ્ઞાન વધારનાર થવાનુ. (૪૨)

એવુ જાણીને કેટલાએક સત્પુરૂષો ભગવાન્ અથવા તેમના સાધુઓ પાસેથી સ્વરૂપ સાંભળીને આદરવા લાયક વસ્તુ આદરેછે. તેવા પુરૂષો એવું સમજેછે કે વનસ્પતિની હિંસા એ ખરેખર કર્મબધની હેતુછે, મોહની હેતુછે, મરણની હેતુછે, અને નરકની હેતુછે. તેમ છતા લોક, પૂજાદિકના અર્થે વિચાર શૂન્ય બનેલા છે, જેમાટે આ વનસ્પતિકાયનો વિવિધ શસ્ત્રોવડે સમારભ કરતા થકા બીજા અનેક પ્રાણીઓની હિંસા કરતા રહે છે. (૪૩)

હું (જેમ સાંભલ્યું છે તેમ) કહુછુ કે વનસ્પતિ સજીવ છે કેમકે જેમ આ આપણું શરીર પેદા થતી ચીજ છે તેમ એ વનસ્પતિ પણ પેદા થતી ચીજ છે, જેમ શરીર વધે છે તેમ એ પણ વધે છે; જેમ શરીરમાં ચિત્ત છે તેમ વનસ્પતિને પણ ચિત્ત છે,[1] જેમ શરીર કપાયુ થકુ સૂકે છે તેમ એ પણ સૂકે છે, જેમ શરીરને આહાર ખપે છે તેમ એને પણ આહાર ખપે છે; જેમ શરીર અનિત્ય છે, તેમ એ પણ અનિત્ય છે; જેમ શરીર અશા-

૧ જે માટે ધાવડી વગેરા ઝાડોનો સ્વાપ તથા પ્રબોધ થતો દેખાય છે. કેટલાક ઝાડો પોતાની પાડોથી નિધાનને વીંટી રાખે છે. બકુળનો ઝાડ દારૂના કોગલા છાટવાથી ફુળે છે. ઇત્યાદિ એ બાબતના ઘણા દષ્ટાંતો છે

यंपि असासयं; इमंपि चओवचइयं, एयंपि चओवचइयं; इमंपि विपारणामधम्मयं, एयंपि विपरिणामधम्मयं । (४४)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाता भवंति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति । तं परिण्णाय मेहावी णेव सयं वणस्सइसत्थं समारंभेज्जा, णेवण्णेहिं वणस्सइसत्थं समारभावेज्जा, णेवण्णे वणस्सइसत्थं समारंभंते समणुजाणेज्जा । जस्सेते वणस्सइसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि । (४५)

[षष्ठ उद्देशः]

से बेमि, संति मे तसा पाणा, तंजहा—अंडया१, पोतया२, जराउया३, रसया४, संसेयया५, संमुच्छिमा६, उब्भियया७, उववातिया८, । एस संसारेत्ति पवुच्चति मंदस्स अविजाणतो । (४६)

શ્વત એટલે પ્રતિક્ષણ બદલતો છે તેમ એ પણ તેવીજ છે; જેમ શરીર વધે ઘટે છે તેમ એ પણ વધેઘટે છે, અને જેમ શરીર અનેક વિકાર પામેછે તેમ એ વનસ્પતિ પણ અનેક વિકાર પામી શકે છે, માટે વનસ્પતિ સજીવ છે. (૪૪)

એ વનસ્પતિનો સમારંભ કરતાં થકાં અનેક આરંભ લાગેછે. જે તેનો સમારંભ ન કરે તેને કશો આરંભ લાગતો નથી એવું જાણીને બુદ્ધિમાન પુરૂષે જાતે વનસ્પતિની હિંસા ન કરવી, બીજાવતી ન કરાવવી, અને તેના કરનારને રૂડુ નહિ માનવું. આ રીતે જેને વનસ્પતિના સમારંભ બાબત શુદ્ધ સમજ હોય તેજ સમારંભ બાબતની શુદ્ધ સમજ ધરનાર મુનિ જાણવો એમ હુ કહું છુ. (૪૫)

## છઠ્ઠો ઉદ્દેશ.

### (ત્રસ જીવોની હિંસાનો પરિહાર.)

હું કહું છું કે સર્વ સ્થળે પ્રાયે ત્રસ જીવો હોયછે તે આઠ પ્રકારના થાય છે જેવા કે અંડજ,[1] પોતજ,[2] જરાયુજ,[3] રસજ,[4] સસ્વેદજ,[5] સમૂચ્છિમ,[6] ઉદ્ભિજ્જક[7] અને ઓપપાતિક[8] એ રીતના આઠ વર્ગો મળી સસાર કહેવાયછે. તે સસારમાં અજ્ઞાની બાળજીવ ભમ્યા કરે છે. (૪૬)

૧ પખિઓ ૨ હાથી વગેરાઓ ૩ ગાય ભેશો વગેરા ૪ કીડાઓ ૫ જૂ માકણ વગેરા. ૬ કીડી માખી વગેરા ૭ ખંજરીટ વગેરા ૮ દેવનારક.

णिज्झाइत्ता पडिलेहित्ता पत्तेयं परिणिव्वाणं, सव्वेसिं पाणाणं,[1] सव्वेसिं भूयाणं,[2] सव्वेसिं जीवाणं,[3] सव्वेसिं सत्ताणं,[4] असातं अपरिणिव्वाणं महब्भयं दुक्खं ति बेमि । (४७)

तसंति पाणा पदिसोदिसासुय । तत्थ तत्थ पुढो, पास, आउरा[5] परितावेंति । संति पाणा पुढो सिता । (४८)

लज्जमाणा पुढो, पास, अणगारा मोत्ति एगे पवयमाणा; जमिणं विरूव रूवेहिं सत्थेहिं तसकाय समारंभेण तसकायसत्थंसमारंभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसइ । (४९)

तत्थ खलु भगवया परिण्णा पवेदिता । इमस्स चेव जीवियस्स परिवंदणमाणणपूयणाए, जाईमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव तसकायसत्थं समारंभति, अण्णेहि वा तसकायसत्थं समारंभावेइ, अण्णेवा तसकाय सत्थं समारंभमाणे समणुजाणाति; तं से अहियाए, तं से अबोहिए । (५०)

से त संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इह मेगेसिं णायं भवइ-एस खलु गथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए। इच्चत्थं गढिए लोए; जमिणं विरूवरूवेहि तसकायसमारंभेण तसकायसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसति । (५१)

---

१ ( विकलेंद्रियाः ) २ ( वनस्पतय. ) ३ ( पंचेंद्रियाः ) ४ ( एकेंद्रियाः ) ५ मांसादिगृद्धाः

હુ વિચારી તપાશીને કહુછુ કે તમામ જંતુઓને, તમામ વનસ્પતિને, તમામ પ્રાણિઓને, અને તમામ સ્થાવર જીવોને (પણ) સુખ પ્રિય છે, અને દુ:ખ પીડા કરનાર અને ત્રાસ ઉપજાવનાર છે. (૪૭)

એ ત્રસ પ્રાણિઓ ચારે બાજુથી દુ:ખથી ડરતા રહે છે. પણ તેમને આતુર મનુષ્યો જૂદા જૂદા સ્વાર્થો ખાતર પરિતાપ આપે છે. પૃથ્વી વગેરેમાં જૂદા જૂદા ત્રસ જીવો પણ રહે છે (૪૮)

કેટલાએક શરમાતા થકા બોલે છે કે "અમે અનગાર છિએ," પણ એ તેમનુ બોલવું વ્યર્થ છે કારણ કે અનેક પ્રકારના શસ્ત્રોવડે તેઓ ત્રસકાય તથા તેના સબંધે રહેલા અનેક જાતના જીવોને મારતા રહે છે, મરાવતા રહે છે, તથા મારનારનુ અનુમોદન કરતા રહે છે. (૪૯)

આ સ્થળે ભગવાને સરસ રીતે જણાવેલું છે કે આ જીદગીના માટે તથા કીર્ત્યાદિક માટે કે જન્મમરણથી છુટવા માટે અથવા વિઘ્ન દૂર કરવા માટે તેઓ જાતે હિંસા કરે છે, કરાવે છે તથા કરનારને રૂડુ માનતા રહે છે પણ અને એ પ્રવૃત્તિ તેમને અહિત તથા અજ્ઞાનકર્ત્તા થવાની (૫૦)

એમ જાણીને ભગવાન અથવા તેમના મુનિઓ પાસેથી તત્વ સાંભળીને આદરણીય વસ્તુને ગ્રહણ કરનાર પુરૂષો એવુ જાણતા રહે છે કે એ ત્રસકાયની હિંસા ખરેખર કર્મબંધની હેતુ છે, મોહની હેતુ છે, મરણની હેતુ છે, તથા નરકની હેતુ છે તેમ છતા લોકો વિષયગૃદ્ધ બનેલા છે, જેથી તેઓ વિચિત્ર આરંભોથી ત્રસ જીવો તથા તેના સબંધે રહેલ સ્થાવર જીવોની હિંસા કરતા રહે છે. (૫૧)

से बेमि—अप्पेगे अच्चाए[1] हणंति, अप्पेगे अजिणाए वहंति, अप्पेगे मंसाए वहंति, अप्पेगे सोणिताए वहंति, अप्पेगे हियदाए वहंति, एवं पित्ताए, वसाए, पिच्छाए, पुच्छाए वालाए, सिंगाए, विसाणाए, दंताए, दाढाए, नहाए, ण्हारुणीए, अट्ठीए, अट्ठिमिंजाए, अट्ठाए, अणट्ठाए, अप्पेगे हिंसिसु मेत्ति वा वहंति, अप्पेगे हिंसंति मेत्ति वा वहंति, अप्पेगे हिंसिस्संति मत्ति वा वहंति। (५२)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति। (५३)

तं परिण्णाय मेहावी णेव सयं तसकायसत्थं समारंभेज्जा, णेवण्णेहिं तसकायसत्थं समारंभावेज्जा, णेवण्णे तसकायसत्थं समारंभंते समणुजाणेज्जा, जस्से ते तसकायसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णाय कम्मे त्ति बेमि। (५४)

[ सप्तम उद्देशः ]

पहू एजस्स[2] दुगंछणाए[3] आयंकदंसी अहियं-ति नच्चा। जे अज्झत्थं जाणइ, से बहिया

१ अर्चायै [ शरीरार्थे ] २ ( एजः कंपमानः सचवायु ) ३ ( आसेवन परिहारं )

## ( ત્રસ જીવોની હિંસાના હેતુઓ. )

કેટલાએક લોકો જાનવરોના શરીરનો ભોગ આપવા માટે તેને મારે છે. કેટલાએક તેના ચામડા માટે મારે છે. કેટલાએક તેના માંસ માટે મારે છે એમ કેટલાએક લોહીના માટે, કેટલાએક હૃદયના માટે, કેટલાએક પિત્ત માટે, વસાઓ માટે, પીંછાં માટે, પૂંછડી માટે, વાળ માટે, શીંગડા માટે, દાંત માટે, દાઢાઓ માટે, નખ માટે, નાડીઓ માટે, હાડકાં માટે, મજ્જી માટે, એમ અનેક સ્વાર્થો માટે તેને મારે છે. કેટલાએક નિષ્પ્રયોજને માત્ર ગમ્મત ખાતર જીવ હિંસા કરે છે. કેટલાએક "આપણને એણે માર્યું હતુ" એવું વિચારી તેને મારે છે. કેટલાએક "આપણને એ મારે છે" એમ ધારી તેને મારે છે અને કેટલાએક "આપણને એ મારશે" એમ વિચારી તેને મારે છે. (૫૨)

એ ત્રસકાયનો સમારંભ કરતાં અનેક આરંભ લાગે છે અને તેનુ રક્ષણ કરતાં કશો આરંભ લાગતો નથી. (૫૩)

એમ જાણી બુદ્ધિવાન્ પુરૂષે જાતે ત્રસ જીવોની હિંસા ન કરવી, બીજાઓની ન કરાવવી, તથા કરનારને અનુમતિ પણ નહિ આપવી. જેણે એ રીતે ત્રસકાયની હિંસા અહિતકર્ત્તા જાણી ત્યક્ત કરી હોય તેજ મુનિ જાણવો, એમ હું કહુંછું. (૫૪)

## સાતમો ઉદ્દેશ.

## ( વાયુકાયની હિંસાનો પરિહાર )

જે હિંસાને અહિત કરનારી જાણી, વાયુકાયની હિંસાને દુ:ખ દેનારી પિછાણે છે તે તેની હિંસાનો પરિહાર કરી શકે છે. જે આત્માની અંદરની વાતને જાણે છે તે બાહેરની

जाणइ; जे बहिया जाणइ, से अज्झत्थं जाणइ। एयं तुल-मन्नेसि। इह संतिगया दविया[1] णावकंखंति जीविउं[2]। (५५)

लज्जमाणा पुढो, पास, "अणगारा मोत्ति" एगे पवयमाणा; जमिणं विरूवरूवेहिं सत्थेहिं वाउकम्मसमारंभेणं वाउसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ। (५६)

तत्थ खलु भगवया परिण्णा पवेइया। इमस्सचेव जीवियस्स परिवंदणमाणणपूयणाए, जाइ-मरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव वाउसत्थं समारंभति, अन्नेहि वाउसत्थं समारंभावेति, अन्ने वा वाउसत्थं समारंभंते समणुजाणति; तं से अहियाए, तं से अबोहिए। (५७)

से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इह मेगेसिं णायं भवति-एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए। इच्चत्थं गढिए लोए, जमिणं विरूवरूवेहिं सत्थेहिं वाउकम्मसमारंभेणं वाउसत्थं समारंभेमाणे अन्ने अणेगरूवे पाणे विहिंसति (५८)

से बेमि—संति संपाइमा पाणा आहच्च संपयंति य। फरिसं च खलु पुट्ठा एगे संघाय मावज्जंति। जे तत्थ संघाय मावज्जंति, ते तत्थ परियाविज्जंति, जे तत्थ परियाविज्जंति से तत्थ उद्दायंति। (५९)

१ (द्रवः संयम स्तद्वंतः) २ (वायु कायोपमर्देन इति शेषः)

વાત (પણ) જાણે છે, ને જે બાહેરની વાત જાણે છે તે અંદરની વાતને (પણ) જાણે છે. એ બે વાત સરખી રહેલી છે એમ સમજવું. માટે અહીં જે શાંતિમાં મગ્ન સંયમિ પુરૂષો હોય છે તેઓ (વાયુકાયની હિંસાવડે) જીવવાને નથી ચાહતા. (૫૫)

હિંસાથી શરમાતા કેટલાએક બોલે છે કે "અમે અનગાર છીએ," પણ તે તેમનું બોલવું વ્યર્થ છે કેમકે જુઓ, તેઓ વિચિત્ર શસ્ત્રોથી વાયુકાય તથા અન્ય અનેક જીવોની હિંસા કરતા રહે છે (૫૬)

આ સ્થળે ભગવાને સરસ રીતે સમજણ આપેલી છે કે લોકો આ ક્ષણિક જીંદગીના, કીર્ત્તિ, માન, તથા ઉદર નિર્વાહાર્થે, જન્મ મરણથી મુક્ત થવા માટે, તથા દુખને દૂર કરવા માટે જાતે વાયુકાયની હિંસા કરે છે, બીજાવતી, કરાવે છે, અને કરનારને રૂડું માને છે. પણ એ પ્રવૃત્તિ તેને અંતે અહિતકર્ત્તા તથા અજ્ઞાન વધારનાર થવાની. (૫૭)

એમ જાણીને જેઓ ભગવાન્ અથવા તેમના મુનિઓ પાસેથી તત્વજ્ઞાન પામી આદરણીય વસ્તુ અંગીકાર કરે છે તેઓ જાણતા રહે છે કે એ વાયુકાયની હિંસા, કર્મબંધ-મોહ મરણ-તથા નરકની હેતુ છે એમ છતા લોકો વિષયગૃદ્ધ થઇ તે વાયુકાયને વિવિધ આરંભોથી જાતે મારે છે, બીજા વતી મરાવે છે, અને મારનારને અનુમત કરે છે. (૫૮)

હું કહું છું કે એ વાયુકાયની સાથે પણ સંપાતિમ જીવો છે. તેઓ એકઠા થઈ વાયુની અંદર પડે છે. અને વાયુની હિંસા કરતાં તે પણ પીડાય છે. (૫૯)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिन्नाया भवंति एत्थं सत्थं असमारममाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति। (६०)

तं परिण्णाय मेहावी णेव सयं वाउसत्थं समारंभेज्जा, णे वन्नेहिं वाउसत्थं समारंभावेज्जा, णेवन्ने वाउसत्थं समारंभंते समणुजाणेज्जा। जस्संते वाउसत्थसमारंभा परिण्णाया भवंति, से हु मुणी परिण्णायकम्मेत्ति बेमि। (६१)

एत्थपि जाण उवादीयमाणा, जे आयारे न रमंति, आरंभमाणा विणयं वयंति, छंदोवणीया, अज्झोववण्णा, आरंभसत्ता पकरेंति संगं। (६२)

से वसुमं सव्वसमण्णागयपण्णाणेणं अप्पाणेणं अकरणिज्जं पावकम्मं णो अन्नेसि। (६३)

तं परिण्णाय मेहावी णेव सयं छज्जीवणिकायसत्थं समारंभेज्जा, णेवन्नेहिं छज्जीवणिकायसत्थं समारंभावेज्जा, णेवन्ने छज्जीवणिकायसत्थं समारंभंते समणुजाणेज्जा। जस्सेते छज्जीवणिकाय सत्थसमारंभा परिण्णाया भवंति, से हु मुणी परिण्णायकम्मेत्ति बेमि। (६४)



માટે વાયુકાયની હિંસા કરતા અનેક આરંભ લાગે છે અને તેની હિંસાનો પરિહાર કરતા કશો આરંભ લાગતો નથી. (૬૦)

એમ જાણી બુદ્ધિમાન્ પુરૂષે જાતે વાયુકાયની હિંસા ન કરવી, બીજા પાસેથી ન કરાવવી, અને કરનારને રૂડુ પણ નહિ માનવુ. એ રીતે જેને વાયુકાય સબંધી સમારંભની ખરી સમજ હોય તેજ હિંસાપરિહાર કરનાર મુનિ જાણવો (૬૧)

## ઉપસંહાર.

જેઓ આવા આચારમાં નથી રમતા, અને આરંભ કરતા થકા પણ "અમારે સંયમ છે" એમ બોલે છે, તથા સ્વેચ્છાચારી થઇ આરંભમાં તલ્લીન થઈ રહે છે તેઓ આઠ કર્મ બાધે છે. (૬૨)

માટે સંયમી પુરૂષે સર્વ રીતે સમજવાન થઈને ન કરવા લાયક પાપ કર્મને કદાપિ નહિ ઇચ્છવું. (૬૩)

એમ જાણીને બુદ્ધિમાન્ પુરૂષે જાતે છકાયની હિંસા ન કરવી, બીજાવતી ન કરાવવી, અને તેના કરનારને રૂડા પણ નહિ માનવા. એ રીતે જેને એ છકાયના આરંભની પૂર્ણ માહિતી હોય તેજ આરંભત્યાગી મુનિ જાણવો. (૬૪)



# लोकविजय नामकं द्वितीयमध्ययनम्

[ प्रथम उद्देशः ]

जे गुणे,[१] से मूलट्ठाणे[२]। जे मूलट्ठाणे, से गुणे। इति से गुणट्ठी महता परियावेणं वसे पमत्ते, तंजहा–माया मे, पिया मे, भाया मे, भइणी मे, भजा मे, पुत्ता मे, धूया मे, सुन्हा मे, सहि-सयण-संगंथ[३]-संथुया मे, विवित्तोवगरण-परियट्टण[४]-भोयणच्छायणं मे, इच्चत्थं गढिए लोए वसे पमत्ते। (६५)

अहोय राओ परियप्पमाणे, कालाकालसमुट्ठाई, सजोगट्ठी, अट्ठालोभी, आलुंपे, सहसाकारे, विणिविट्ठचित्ते एत्थ, सत्थे पुणो पुणो[५]। (६६)

अप्पं च खलु आउयं इह मेगेसिं माणवाणं, तंजहा सोयपरिण्णाणेहिं परिहायमाणेहिं, चक्खुपरिण्णाणेहिं परिहायमाणेहिं, घाणपरिण्णाणेहिं परिहायमाणेहिं, रसणपरिण्णाणेहिं परिहायमाणेहिं, फासपरिण्णाणेहिं परिहायमाणेहिं, अभिक्कंतं च खलु वयं संपेहाए, तओ से एगया मूढभावं जणयंति। (६७)

---

१ (गुणाः विषया.) २ (मूलं संसारस्तस्य स्थानं कारणं) ३ (स्वजनस्यापि स्वजनः) ४ द्विगुणत्रिगुणी करणं परिवर्त्तनं ५ प्रवर्त्तत इतिशेषः

# અધ્યયન બીજું.

## લોકવિજય.

## પહેલો ઉદ્દેશ.

( માતપિતા વગેરે લોકને જીતી સંયમ પાળવો. )

જે વિષયો છે તે સંસારના હેતુ છે, અને જે સંસારના હેતુ છે તે વિષયો છે. માટે વિષયાર્થી હોય છે તે પ્રમાદી બની બહુ દુ:ખ પામતો રહે છે તે એ રીતે કે,—મારી મા, મારો બાપ, મારો ભાઈ, મારી બેન, મારી સ્ત્રી, મારા પુત્રો, મારી પુત્રી, મારા મિત્ર, મારા સગા, મારા સંબંધિ, મારા જાણીતા, મારા સાધનો, મારી દોલત, મારૂં ખાનપાન, અને મારાં વસ્ત્ર એવી અનેક પંચાતોમાં ફસી પડેલા લોકો મરણપર્યંત ગાફલ થઈ આરંભ કરતા રહે છે (૬૫)

તથા તેના માટે રાત દિવસ ચિંતા કરતા થકા, કાળ અકાળની કશીપણ દરકાર નહિ ધરતાં, કુટુંબ પરિવાર તથા ધનમાં લુબ્ધ બની, વિષયમાંજ ચિત્ત ધરતા થકા નિર્ભયપણે લૂટફાટ મચવવા મંડી પડે છે અને અનેક પ્રકારે છકાયની હિંસા કરતા કરે છે. (૬૬)

મનુષ્યનું આયુ ઘણું ટૂંકું છે તેના દરમ્યાન જરા આવતાં શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસના અને સ્પર્શેંદ્રિયનું જ્ઞાન ઘટતું જાય છે. વૃદ્ધાવસ્થા જોઇને તે વખતે તે પ્રાણી દિગ્મૂઢ બની જાય છે. (૬૭)

जेहिं वा सद्धिं संवसति, तेविणं एगया णियगा पुव्विं परिव्वयंति । सो वा ते णियगे पच्छा परिवएज्जा । णालं ते तव ताणाए वा, सरणाए वा । तुमंपि तेसिं नालं ताणाए वा, सरणाए वा । से ण हासाए, ण किड्डाए, ण रतीए, ण विभूसाए । (६८)

इच्चेवं समुट्ठिए अहोविहाराए,[1] अंतरं[2] च खलु इमं संपेहाए, धीरो मुहुत्तमवि णो पमायए । वओ अच्चेइ जोव्वणं च । (६९)

जीविए इह जे पमत्ता । से हंता, छेत्ता, भेत्ता, लुंपित्ता, विलुंपित्ता, उद्दवेत्ता, उत्तासइत्ता, अकडं करिस्सामित्ति मण्णमाणे । (७०)

जेहिं वा सद्धिं संवसति ते वा णं एगया णियगा पुव्विं पोसंति, सो वा ते णियगे पच्छा पोसेज्जा । णालं ते तव ताणाए वा, सरणाए वा । तुमंपि तेसिं णालं ताणाए वा, सरणाए वा । (७१)

उवादियसेसेण[3] वा संणिहिसंणिचओ कज्जति इह मेगेसिं असजताणं भोयणाए । तओ से एगया रोगसमुप्पाया समुप्पज्जंति । (७२)

जेहिं वा सद्धिं संवसति ते वा णं एगया णियगा पुव्विं परिहरंति, सो वा ते णियगे पच्छा परिहरेज्जा । णालं ते तव ताणाए वा, सरणाए वा, तुमंपि तेसिं नालं ताणाए वा, सरणाए वा । (७३)

---

१ ( यथोक्तसंयमानुष्टानाय ) २ ( अवसरं ) ३ ( उपभुक्तशेषेणेत्यर्थः )

વળી જેની સાથે તે વસે છે તેજ વૃદ્ધાવસ્થામાં તેની નિંદા કરવા મંડે છે, અથવા તે પોતે પોતાના કુટુંબિઓને નિંદવા મંડે છે. માટે હે જીવ, તે કુટુંબ તને બચાવનાર કે આશ્રય દેનાર નથી, અને તુ પણ તેમને બચાવવા કે આશ્રય આપવા સમર્થ નથી. એમ વૃદ્ધાવસ્થામાં હાસ્ય, ક્રીડા, મોજશોખ અને શણગાર એ સર્વને પુરૂષ અયોગ્ય બને છે (૬૮)

એમ જાણી બુદ્ધિમાન્ પુરૂષ આ અવસર પામીને સયમ માટે તરત ઉજમાલ થાય છે અને ઘડીભર પણ પ્રમાદ કરતો નથી જે માટે વય અને યૌવન ધસારાબંધ ચાલ્યા જાય છે. (૬૯)

જેઓ તેમ નથી જાણતા તેઓ અસયમથી જીવવામા ગાફલ થઈ રહે છે અને તેઓ સર્વથી અધિકતા મેળવવા માટે છકાયને મારતા, કાપતા, ફોડતા, લૂટતા, ઝુંટતા, પ્રાણરહિત કરતા તથા ત્રાસ આપતા રહે છે. (૭૦)

(પણ જો તેનુ નશીબ મંદ હોય છે તો કશું મળી શકતું નથી) તેથી તેઓ કુટુંબનું પોષણ કરવાને બદલે પોતે કુટુંબથી પોષાય છે. અથવા (કદાચ તેઓને કંઈ ધન પ્રાપ્તિ થતા) તેઓ કુટુંબનું પોષણ કરે છે પણ (અંતે) તેઓમાંનો કોઈ કોઇને બચાવી શકનાર નથી તેમ તે પણ તેમને બચાવી શકનાર નથી. (૭૧)

કેટલાએક અસયતિઓ બચેલા આહારને બીજા દિવસે ખાવાના માટે રાખી મેલે છે. પણ તેમના શરીરે તેથી કોઇ વેળા અનેક રોગો ઉત્પન્ન થાય છે. (૭૨)

અને ત્યારે તેના સગાં સ્નેહી બધા લાંબા થઈ બેસે છે કોઇ પણ બચાવી શકતો નથી. તેમ હે અસયતિઓ તમે પણ તેમનાથી મોડા કે વહેલા લાંબા થઈ બેસનાર છો, ને તેમને બચાવી શકનાર નથી. (૭૩)

एवं जाणित्तु दुक्खं पत्तेय सायं, अणभिक्कंतं च खलु वयं सपेहाए, खणं[1] जाणाहि पंडिए (७४)

जाव सोयपण्णाणा अपरिहीणा, जाव णेत्तपण्णाणा अपरिहीणा, जाव घाणपण्णाणा अपरिहीणा, जाव जीहपण्णाणा अपरिहीणा, जाव फासपण्णाणा अपरिहीणा, इच्चेतेहिं विरूवरूवेहिं पन्नाणेहिं अपरिहीणेहि आयट्ठं सम्मं समणुवासेज्जासित्ति बेमि । (७५)



[ द्वितीय उद्देशः ]

अरइं आउट्टे[2] से मेहावी; खणसि मुक्के । (७६)

अणाणाए पुट्ठावि एगे णियट्टंति मंदा मोहेण पाउडा[3] । (७७)

"अपरिग्गहा भविस्सामो" समुट्ठाए लद्धे कामे अभिगाहेंति, अणाणाए मुणिणो, पडिलेहंति, एत्थं मोहे पुणो पुणो सण्णा, णो हव्वाए, णो पाराए । (७८)

विमुत्ता हु ते जणा, जे जणा परिगामिणो लोभं अलोभेण दुगंछमाणे लद्धे कामे णा-

१ (अवसरं) २ आवर्त्तेत (निवर्त्तयेत्) ३ प्रावृताः.

એ રીતે દરેક જીવના સુખ દુખ જૂદા જૂદા સહેવાના જાણીને તથા હજુ પોતાની વય કાયમ રહેલી જાણીને હે પંડિત આ અવસરને ઓલખ (૭૪)

જ્યાં લગી શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસન, તથા સ્પર્શેંદ્રિયની વિજ્ઞાનશક્તિ મંદ નથી પડી તેના દરમ્યાન તુ તારૂ આત્માર્થ સિદ્ધ કરી લે (૭૫)



## બીજો ઉદ્દેશ.

### ( અરતિ ટાળી સંયમમાં દૃઢ રહેવું )

બુદ્ધિમાન્ પુરૂષે સયમમા અરતિ થવી દૂર કરવી. એમ કર્યાથી ઘણાજ અલ્પકાલે મુક્ત થવાય છે (૭૬)

અજ્ઞાની મૂઢ જીવો પરીસહ કે ઉપસર્ગ આવતાં આજ્ઞાથી બાહેર થઇ સયમથી ભ્રષ્ટ થતા રહે છે. (૭૭)

" અમે અપરિગ્રહીજ છીએ " એમ બોલી કેટલાએક દીક્ષિત થયા થકા પણ આજ્ઞાથી બાહેર થઈ મુનિના વેષને લજવતા થકા મળતા કામ સેવતા રહે છે તથા તે મેળવવાના ઉપાયોમાં મચ્યા રહી વારવાર મોહમાં બુડ્યા રહે છે તેઓ નથી આ પાર, કે નથી પેલે પાર.[1] (૭૮)

ખરેખર તેજ પુરૂષો વિમુક્ત[2] જાણવા જેઓ સયમને સદા પાળતા રહે છે. જે પુરૂષ નિર્લોભ થઈ લોભને ધિક્કારી કહાડી મળતા કામભોગને ઇચ્છે નહિ, અથવા જે મુળગીજ

૧ એટલે કે નથી મુનિ અને નથી ગૃહસ્થ. ૨ ત્યાગી.

भिगाहइ, विणावि लोभं निक्खम्म एस अकम्मे जाणति पासति । पडिलेहाए णावकंखति, एस अणगारेत्ति वुच्चति । (७९)

अहोयराओ परितप्पमाणे, कालाकालसमुट्ठाइ, संजोगट्ठी, अट्ठालोभी, आलुंपे, सहसाकारे, विणिविट्ठचित्ते एत्थ, सत्थे पुणो पुणो । (८०)

से आय[1]वले १, से णाइवले २, से सयणवले ३, से मित्तवले ४, से पेच्चवले ५, से देववले ६, से रायवले ७, से चोरवले ८, से अतिहिवले ९, से किवणबले १०, से समणवले ११, इच्चेतेहिं विरूवरूवेहिं कज्जेहिं दंडसमायाणं संपेहाए भया कज्जति । पावमोक्खोत्ति मण्णमाणे । अदुवा आसंसाए । (८१)

तं परिन्नाय मेहावी, णेव सयं एएहिं कज्जेहिं दंडं समारंभेज्जा, णेव्वण्णं एएहिं कज्जेहिं दंडं समारंभाविज्जा, एएहिं कज्जेहिं दंडं समारंभंतेवि अन्ने णो समणुजाणेज्जा । (८२)

एस मग्गे आरिएहिं पवेदिए । जहेत्थ कुसले णोवलिप्पिज्जासित्ति बेमि । (८३)

[ तृतीय उद्देशः ]

से असइं[2] उच्चागोए, असइं णीयागोए । णो हीणे, णो अतिरित्ते, णो पीहए । इति-

१ आत्मबलार्थ. २ असकृत् (पुनः पुनः)

લોભને નિર્મૂળ કરી દીક્ષિત થાય તે કર્મરહિત બની સર્વજ્ઞ સર્વદર્શી થાય માટે એમ વિચારીને જે લોભને ઇચ્છે નહિ તે અનગાર કહેવાય છે. (૭૯)

અજ્ઞાની જીવો રાત દિવસ દુ.ખી થતા થકા, કાળ અકાળની દરકાર નહિ ધરતાં, સ્ત્રી અને ધનના લોભી બની વગર વિચારે વારવાર અનેક આરભ કરતા રહે છે. (૮૦)

આત્મબળ,[1] જાતિબળ, સ્વજનબળ, મિત્રબળ, પ્રેત્યબળ,[2] દેવબળ, રાજબળ, ચોરબળ.[3] અતિથિબળ, કૃપણબળ,[4] તથા શ્રમણબળની પ્રાપ્તિ માટે અથવા પાપક્ષયના માટે અથવા આશસાથી[5] લોકો અનેક આરભમા પ્રવર્ત્તે છે. (૮૧)

માટે બુદ્ધિમાન્ પુરૂષે એ કામો માટે જાતે પણ હિસા નહિ કરવી, બીજાવતી પણ હિંસા નહિ કરાવવી. અને કરનારને પણ રૂડુ નહિ માનવુ (૮૨)

એ માર્ગ આર્યોએ (તીર્થંકરોએ) બતાવ્યો છે. માટે ચતુર પુરૂષોએ જેમ પોતાનો આત્મા કર્મથી ન લીપાય તેમ વર્ત્તવું. (૮૩)

## ત્રીજો ઉદ્દેશ.

### ( માનને ટાળવું તથા ભોગમાં રક્ત ન થવું )

જીવ ઘણીવાર ઊંચ ગોત્રમા[6] ઊપજેલો છે. અને ઘણીવાર નીચગોત્રમાં ઊપજેલો છે.

૧ શરીર બળ. ૨ ભવાંતર જતાં થતું બળ ૩ ચોરો મને મદદ આપશે સે. ૪ ભિક્ષુકનું બળ મને થશે. ૫ ભવાંતરમા તે વસ્તુ મળવાની ઇચ્છાથી. ૬ ઊંચ કુળમાં.

संखाए के गोयावादी, के माणावादी, कंसि वा एगे गिज्झे[1] । (८४)

तम्हा पंडिए णो हरिसे, णो कुप्पे, भूएहिं जाण, पडिलेह सातं समिते एयाणुपस्सी[2] तंजहा–अंधत्तं, बहिरत्तं, मूयत्तं, काणत्तं, कुंटत्तं, खुज्जत्तं[3], वडहत्तं, सामत्तं, सबलत्तं, सह-पमाएणं अणेगरूवाओ जोणीओ संधाति, विरूवरूवे फासे पडिसंवेदेइ । (८५)

से अबुज्झमाणे हतोवहते जाइमरणमणुपरियट्टमाणे । (८६)

जीवियं पुढो पियं इह मेगेसिं माणवाणं खेत्तवत्थुममाया माणाणं । (८७)

आरत्तं, विरत्तं, मणिकुंडलं, सहहिरण्णेण इत्थियाओ परिगिज्झ तत्थेव रत्ता । (८८)

"ण इत्थं तपो वा, दमो वा, णियमोवा, दिस्सति" संपुण्णं बाले जीविउकामे लाल-प्पमाणे मूढे विप्परियास-मुवेति । (८९)

इणमेव णावकंखंति, जे जणा धुवचारिणो; जातीमरणं परिण्णाय, चरे संकमणे दढे ।(९०)

णत्थि कालस्सणागमो । (९१)

सव्वे पाणा पियाउया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा, पियजीविणो, जीविउ कामा । (९२)

---

१ गृद्धयेत. २ एतदनुदर्शी. ३ कुब्जत्वं

એમા કશી ન્યૂનતા કે અધિકતા નથી. માટે કોઇ પણ જાતનો ગર્વ નહિ કરવો. આવું સમ-જતાં કોણ પોતાના ગોત્રનો ગર્વ કરશે અથવા માન ધરશે અથવા ગૃદ્ધ થશે. (૮૪)

માટે બુદ્ધિમાન્ પુરૂષે હર્ષ કે રોષ નહિ કરવો બધા જીવોને સુખ પ્રિય છે એમ જાણી સમિતિવત થઇ વિચારવું. આ પ્રમાણે જીવ પોતાના પ્રમાદથીજ આંધળાપણું, બહેરાપણું, મુંગાપણું, ઠુંઠાપણું, કુબડાપણું, વાંકાપણું, કાળાપણું, તથા કાબળાપણું (વગેરે) પામે છે, અનેક યોનિઓમા જન્મ ધરે છે અને ભયકર દુઃખો વેઠે છે. (૮૫)

અજાણુ જીવ રોગથી ગ્રસ્ત તથા અપયશવત થયો થકો જન્મ મરણમાં ફસતો રહે છે. (૮૬)

ક્ષેત્ર તથા વસ્તુમાં મમત્વાન્ દરેક પ્રાણિને જીવવુ ઘણું પ્રિય લાગે છે. (૮૭)

(તેવા બાળજીવો) રગબેરગી વસ્ત્ર, મણિ, આભરણ, હિરણ્ય, અને સ્ત્રીઓ પામીને તેમાંજ આસક્ત થઇ રહે છે. (૮૮)

એવા સપૂર્ણ બાળ અને મૂઢ બનેલા જીવો વિપર્યાસ પામીને નિર્ભયપણે જીવવા ચહાતા થકા આ રીતે બકે છે કે, "આ જગતમાં યમ કે નિયમ કશા કામના નથી." (૮૯)

પણ જે પુરૂષો આચારવત છે તેઓ તેમ જીવવા નથી ચહાતા. તેઓ તો જન્મમરણ થતા જાણી સયમ પાળવામાં જ ઉજમાલ રહે છે, (૯૦)

મોતનો કંઈ ભરોસો નથી. (૯૧)

બધા જીવો લાંબી આવરદાને તથા સુખને ચાહે છે, અને જીવવા માગે છે. મરણ અને દુઃખ બધાને અપ્રિય લાગે છે (૯૨)

सव्वेसिं जीवियं पियं । (९३)

तं परिगिज्झ दुपयं चउप्पयं अभिजुंजिया णं, संसंचिया णं, तिविधेण जावि तत्थ मत्ता भवइ अप्पा वा बहुगा वा, से तत्थ गढिए चिट्ठइ, भोयणाए (९४)

तओ से एगया विविहं परिसिट्टं संभूयं महोवगरणं भवति । तंपि से एगया दायादा विभयंति, अदत्ताहारा वा से अवहरंति, रायाणो वा से विलुंपंति, णस्सति वा से, विणस्सति वा से, अगारदाहेण वा से दज्झइ (९५)

इति से परस्सट्ठाए कूराइं कम्माइं बाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विप्परियास-मुवेति । (९६)

मुणिणा हु एयं पवेइयं । (९७)

अणोहतरा[1] एते, णय ओहं तरित्तए । अतीरंगमा एते, णय तीरं गमित्तए । अपारं-गमा एते, णय पारं गमित्तए । (९८)

आयाणिज्जं च आयाय, तंमि ठाणे[2] ण चिट्ठइ, वितथं पप्पऽखेयन्ने, तंमि ठाणंमि[3] चिट्ठइ । (९९)

उद्देसो[4] पासगस्स णत्थि । (१००)

१ (ओघः कर्मरूपः प्रवाह स्तं न तरंतीत्यनोघतराः) २ (संयमरूपे) ३ (असंयमरूपे) ४ (आज्ञा)

જીવવુ બધાને પ્રિય લાગે છે. (૯૩)

જીવવુ પ્રિય હોવાથી જ લોકો દ્વિપદ તથા ચતુષ્પદને રાખીને દ્રવ્ય સંચય કરતા થકા જે કંઇ થોડુ કે ઘણુ ખાવા પીવા માટે ધન એકઠું કરે છે તેમા મન વચન કાયાથી ગૃદ્ધ થતા રહે છે. (૯૪)

વખતે તેમના પાસે ઘણોજ વધતો દ્રવ્ય ભંડોળ એકઠો થઇ જાય છે. પણ અંતે તેને ભાયાતો વેંહેંચે છે. અથવા ચોરો ચોરી જાય છે, યા રાજા લુટી લે છે, યા વ્યાપાર વગેરમાં નાશ થાય છે યા અગ્નિનીથી બળી જાય છે. (૯૫)

એમ બીજાઓના માટે તે અજ્ઞાન પ્રાણીઓ ક્રૂર કર્મ કરતા થકા તેનાં દુ:ખ જાતે ભોગવતાં વિપર્યાસ[1] પામે છે. (૯૬)

આ બધું મુનિએ (વીર પ્રભુએ) જણાવેલુ છે. (૯૭)

પરતીર્થિઓ કે પાસત્થાઓ[2] સંસારનો પ્રવાહ તરી શકવાના નથી, તથા તેના તીર કે પારને પામી શકવાના નથી. (૯૮)

જેઓ સંયમ લઈ પાછા સંયમમાં નથી રહી શકતા તે અજાણ જીવો અસત્ ઉપદેશ પામીને અસંયમમાં રહે છે. (૯૯)

તત્વ સમજનારને કંઇ કહેવું જરૂરનું નથી. (કારણ કે તે સમજુ હોવાથી પોતે સીધે માર્ગે ચાલ્યો જાય છે) (૧૦૦)

૧ સુખ ઇચ્છતા થકા દુ:ખ પામે છે. ૨ નબળા આચારવાળા વેશધારિઓ.

बाले पुण णिहे[1] कामसमणुण्णे असमितदुक्खे दुक्खाणमेव आवट्टं अणुपरियट्टइत्ति बेमि । (१०१)



[ चतुर्थ उद्देशः ]

ततो से एगया रोगसमुप्पाया समुप्पज्जंति । (१०२)

जेहिं वा सद्धिं संवसति, ते वा णं एगया णियगा पुव्विं परिवयंति । सो वा ते णियगे पच्छा परिवएज्जा । णालं ते तव ताणाए वा, सरणाए वा । तुमंपि तेसिं णालं ताणाए वा सरणाए वा । (१०३)

जाणित्तु दुक्खं पत्तेय सायं । (१०४)

भोगामेव अणुसोयंति–इह मेगेसिं माणवाणं, तिविहेण, जावि से तत्थ मत्ता भवइ, अप्पा वा, बहुगावा, से तत्थ गढिए चिट्ठति ! भोयणाए । (१०५)

ततो से एगया विप्परिसिट्ठं संभूयं महोवगरणं भवति । तंपि से एगया दायाया विभयंति, अदत्ताहारे वा से हरति, रायाणो वा से विलुंपंति, णस्सइ वा से, विणस्सइ वा से, अगारदाहेण वा से डज्झति । (१०६)

---

१ (स्नेहः (रागी)

પણ જે બાળ હોય છે તે વિષયોમા રક્ત બની તેમને સેવન કરતો થકો દુઃખો વધારીને દુખોના જ ચક્રમાં રખડે છે (૧૦૧)



## ચોથો ઉદ્દેશ.

### ( ભોગોથી રોગો થાય છે. )

પછી[1] તેને કર્મ ઉદય આવતા રોગો ઊત્પન્ન થાય છે, (૧૦૨)

એવે વખતે તેના સ્નેહિઓ તેને અવગણે છે યા તે તેઓને અવગણે છે. કારણ કે કોઇ કોઇને રાખનાર નથી (૧૦૩)

દુખ સુખ સર્વે જૂદા જૂદા ભોગવે છે. (૧૦૪)

આ જગતમાં કેટલાએક જીવ[2] મરણ લગી પણ ભોગનીજ વાંછા ધરતા રહે છે. તેવાઓને જે કઇ થોડી કે ઘણી ધન પ્રાપ્તિ થાય છે તે ખાવા પીવા માટે તેમાં મન વચન કાયાથી ગૃદ્ધ થઇ જાય છે (૧૦૫)

કદાચ બહુ ધન મળે છે તો અતે તે ધન ભાયાતો વેચે છે, યા ચોરો ચોરી જાય છે, યા રાજાઓ લૂટી લેછે, યા વ્યાપારમા નાશ પામે છે, યા અગ્નિથી બળી જાય છે (૧૦૬)

---

૧ કામભોગથી કર્મબધ, કર્મબંધથી મરણ, મરણથી નરક, નરકથી ગર્ભ ને ગર્ભથી રોગ થાય છે.
૨ જેમકે બ્રહ્મદત્ત કેમકે તે મરણની અણીપર તથા નરકમા પણ "કુરૂમતી કુરૂમતી"જ પોકારતો.

इति से परस्स अट्ठाए कूराणि कम्माणि वाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विप्परि-यासमुवेति । (१०७)

आसं च छंदं च विगिंच धीरे । (१०८)

तुम चेव तं सल्लमाहट्टु[1] । (१०९)

जे सिया, तेण णो सिया । (११०)

इणमेव णाववुज्झंति, जे जणा मोहपाउडा । (१११)

थीलोभपव्वहिए ते भो वयंति "एयाइं आयतणाइं" । (११२)

से दुक्खाए, मोहाए, माराए, णरगाए, णरगतिरिक्खाए । (११३)

सततं मूढे धम्मं णाभिजाणति । (११४)

उदाहु वीरे । अप्पमादो महामोहे । (११५)

अलं कुसलस्स पमादेणं, संति-मरणं[2] सपेहाए, भिदुरधम्मं सपेहाए । (११६)

णालं पास । अलं तवेएहि । एयं, पास मुणी ? महब्भयं । (११७)

णातिवाएज्ज कंचणं । (११८)

एस वीरे पसंसिए-जे ण णिविज्जति आदाणाए[3] । (११९)

---

१ आहृत्य ( स्वीकृत्य ) ( अशुभ मादत्से इतिशेषः ) २ ( शांतिमरणं चेतिर्द्वंद्वः ) ३ संयमाय.

એ રીતે તે અજ્ઞાની જીવો બીજાના માટે ક્રૂર કર્મ કરતા થકા તેના દુઃખો જાતે ભો-ગવતાં સુખ ઇચ્છતા દુઃખમાં પડે છે (૧૦૭)

હે ધીર પુરૂષો તમારે વિષયની આશા અને [1]લાલચથી દૂર રહેવું. (૧૦૮)

તમે જાતેજ તે આશારૂપ શલ્ય હૃદયમાં ધરી હાથે કરી દુઃખી થાઓ છો (૧૦૯)

પૈસાથી ભોગોપભોગ મળે છે, તેમ વખતે નહિ પણ મળે. (૧૧૦)

પણ મોહવત પ્રાણિઓ એ સમજી શકતા નથી. (૧૧૧)

સ્ત્રીઓમાં આસક્ત થયા થકા તેઓ બોલેછે કે "એ સ્ત્રીઓજ સુખની સ્થાનછે." ૧૧૨

પણ ખરૂં જોતાં તો તેઓ દુઃખ, મોહ, મરણ, નરક, અને તિર્યંચ ગતિની હેતુભૂત છે. છતાં હમેશાં મૂઢ બનેલા જીવો ધર્મ જાણી શકતા નથી. (૧૧૩)

વીર પ્રભુએ મજબુતાઇથી કહ્યુંછે કે સ્ત્રીનો વિશ્વાસ મુનિએ નહિ કરવો. (૧૧૪)

માટે કુશળ પુરૂષે અપ્રમાદથી મોક્ષ અને પ્રમાદથી થતાં મરણ વિચારીને તથા શરીરને ક્ષણભંગુર જાણીને પ્રમાદ દૂર કરવો. (૧૧૫)

વિષયભોગથી કંઈ તૃપ્તિ થતી નથી, માટે એ કશા કામના નથી. હે મુનિ, એ કામભોગે-ચ્છા મહા ભયકર છે એમ વિચાર (૧૧૭)

માટે મુનિએ કોઇ જતુને પીડા નહિ કરવી. (૧૧૮)

એવા અપ્રમાદી પરાક્રમી મુનીજ વખણાયલા છે, જેઓ સંયમ પાળતાં કશો ખેદ નથી પામતા. (૧૧૯)

---

૧ પરાનુવૃત્તિથી વાચ્છા.

"ण मे देसि" ण कुप्पेज्जा, थोवं लद्धुं ण खिंसए, पडिसेहिओ परिणमेज्जा[1], पडिलाभिओ परिणमेज्जा। (१२०)

एयं मोण समणुवासिज्जासित्ति बेमि। (१२१)

[ पञ्चम उद्देशः ]

जमिणं विरूवरूवेहिं सत्थेहिं लोगस्स कम्मसमारंभा कज्जंति, तंजहा, अप्पणो से, पुत्ताणं, धूयाणं, सुण्हाणं, णातीणं, धातीणं, राईणं, दासाणं, दासीणं, कम्मकराणं, कम्मकरीणं, आएसाए[2], पुढोपेहणाए[3] सामासाए[4], पायरासाए[5], संणिहि-संनिचओ कज्जइ इह मेगेसिं माणवाणं भोयणाए। (१२२)

समुट्ठिते अणगारे आरिए आरियपण्णे आरियदंसी अयं संधित्ति [6]अदक्खु, से णादिए, णादिआवए, णादियंतं समणुजाणए। (१२३)

सव्वामगंधं परिण्णाय णिरामगंधो परिव्वए। (१२४)

अदिस्समाणो कयविक्कएसु:-से ण किणे, ण किणावए, किणंतं ण समणुजाणए। (१२५)

१ ( निवर्तेत ) २ ( आदेशाः प्राघूर्णकास्तदर्थं ) ३ पृथक् ( पुत्रादिभ्यः ) प्रहेणकाय. ४ श्यामाशाय-रात्रिभोजनाय. ५ प्रातराशाय-प्रत्यूषभोजनाय. ६ अद्राक्षीत्

(ગોચરીએ જતા) કોઈ નહિ આપે તેના તરફ કોપ નહિ કરવો, થોડુ મળ્યાથી તેની નિંદા નહિ કરવી, તેણે ના પાડયાથી ઝટ પાછા વળવું યા તેણે વોહોરાવ્યા બાદ પણ ઝટ પાછા વળવુ. (૧૨૦)

(હે મુનિ,) તારેઆવુ મુનિત્વ પાળવુ. (૧૨૧)

## પાંચમો ઉદ્દેશ.

(મુનિએ વિષયભોગ ત્યાગ કરી લોકનિશ્રાએ આહારાદિક લઈને વિચરવુ)

લોકો પોતાના માટે તથા પોતાના, પુત્ર, પુત્રી, વહુઓ, નાતજાત, દાઈ, રાજા, દાસ, દાસી, ચાકરનોકર તથા પરોણા માટે તથા પુત્રાદિકોને જુદુ જુદુ વેહેંચી આપવા માટે ખાવા પીવા સારૂ અનેક આરંભ કરીને આહાર બનાવી રાખે છે. (૧૨૨)

માટે આવે પ્રસંગે સંયમમા ઉજમાળ, આર્ય, પવિત્ર બુદ્ધિમાન, ન્યાયદર્શી અને તત્વ સમજનાર અનગારે દૂષિત આહાર લેવો નહિ, લેવરાવવો નહિ તથા લેનારને પ્રશસવો નહિ. (૧૨૩)

બધા દૂષણો દૂર કરીને જાણીને નિર્દૂષણપણે સંયમ પાળવું (૧૨૪)

વળી મુનિએ આહારનો ક્રયવિક્રય ન કરવો, બીજાવતી ન કરાવવો, કરનારને રૂડું નહિ માનવુ. (૧૨૫)

से भिक्खू कालण्णे, बालण्णे,[1] मायण्णे, खेयण्णे, खणयण्णे, विणयण्णे, ससमयण्णे, परसमयण्णे, भावण्णे, परिग्गह अममायमाणे, कालाणुट्ठाई, अपडिन्ने[2] दुहओ[3] छित्ता, नियाई । (१२६)

वत्थं पडिग्गहं कंबलं पायपुञ्छणं उग्गहं च कटासणं, एतेसु चेव जाणेज्जा । (१२७)

लद्धे आहारे, अणगारे मातं जाणेज्जा, से जहेयं भगवया पवेइयं । (१२८)

लाभोत्ति ण मज्जेज्जा, अलाभोत्ति ण सोएज्जा, बहुंपि लद्धुं ण णिहे[4], परिग्गहाओ अप्पाणं अवसक्केज्जा, अण्णहा णं पासए परिहरेज्जा । (१२९)

एस मग्गे आरिएहिं पवेदिते, जहेत्थ कुसले णोवलिप्पेज्जासित्ति बेमि । (१३०)

कामा दुरतिक्कमा, जीवियं दुप्पडिवूहणं,[5] कामकामी खलु अयंपुरिसे, से सोयति, झूरति, तिप्पति, पिड्डति, परितप्पति । (१३१)

आयतचक्खू लोगविपस्सी लोगस्स अहोभागं जाणति, उड्ढं भागं जाणति, तिरियभागं जाणति । (१३२)

१ छांदसत्वात दीर्घत्वं २ अनिदानः ३ रागद्वेषाभ्यां ४ (स्थापयेत) ५ दु प्रतिवृहणीय (दुर्वर्द्धनीय)

એવો મુનિ કાળ,[1] બળ,[2] માત્રા,[3] ખેદ,[4] ક્ષણ,[5] વિનય,[6] સ્વસમય,[7] પરસમય[8] અને ભાવ[9]નો જાણનાર થઈ પરિગ્રહની મમતા દૂર કરતો થકો યથાકાળ અનુષ્ઠાન કરીને નિરીહ રહી રાગદ્વેષ છેદીને મોક્ષમાર્ગમાં ચાલ્યો જાય છે (૧૨૬)

વળી વસ્ત્ર, પાત્ર, કંબળ, પાદપુંચ્છન, વસતિ, તથા કટાસન એ સર્વે મુનિએ ગૃહસ્થ પાસેથી શુદ્ધ રીતે યાચી લેવાં (૧૨૭)

મુનિએ પરિમિત આહાર લેવો એમ ભગવાને જણાવ્યું છે. (૧૨૮)

આહાર મળ્યો જાણી ખુશી નહિ થવું, નહિ મળ્યો જાણી શોક ન ધરવો, ઘણો આહાર મળતાં તે સંઘરી રાખવો નહિ, બીજા પરિગ્રહથી પણ દૂર રહેવું વળી ધર્મોપકરણને પણ પરિગ્રહરૂપે નહિ દેખતાં ધર્મોપકરણરૂપે દેખી તેમના પર મમતા નહિ ધરવી (૧૨૯)

એ માર્ગ તીર્થંકર દેવોએ બતાવ્યો છે એમાં પ્રવર્ત્તનાર કુશળ પુરૂષો કર્મથી બંધાતા નથી (૧૩૦)

વિષય વાંછનાથી દૂર રહેવું ઘણું વિકટ કામ છે વળી જીવિત પણ વધી શકતું નથી (માટે કોઈ વખતે પણ પ્રમાદ નહિ કરવો) આ જંતુ હમેશાં વિષય વાંચ્છામાં ગરકાવ થઈ રહે છે ને વિષયોનો વિયોગ થતાં શોચ કરે છે, ઝુરે છે, નિર્મર્યાદ થાય છે, પીડાય છે અને અકલાય છે (૧૩૧)

દીર્ઘદર્શી અને દુનિયાના રંગને જાણનાર પુરૂષ લોકના અધોભાગ ઊર્ધ્વભાગ અને તિર્યગ્ભાગને જાણે છે ( એટલે કે એમાં શી રીતે જીવ ઉત્પન્ન થાય ઈત્યાદિ ચિંતા જાણી શકે છે) (૧૩૨)

૧ અવસર ૨ પોતાની શક્તિ ૩ વિભાગ. ૪ અભ્યાસ. ૫ સમય. ૬ જ્ઞાનાદિકનો વિનય ૭ સ્વમત ૮ પરમત ૯ ચિત્તાભિપ્રાય.

गड्ढिए अणुपरियट्टमाणे[1] संधिं विदित्ता इह मच्चिएहिं[2], एस वीरे पसंसिए जे बद्धे पडिमोयए । (१३३)

जहा अंतो तहा बाहिं जहा बाहिं तहा अंतो । (१३४)

अंतो पूतिदेहंतराणि पासति पुढोवि सवंति[3] पंडिए पडिलेहए । (१३५)

से मतिमं परिण्णाय मा य हु लालपच्चासी, मा तेसु तिरिच्छमप्पाण मावायए[4] । (१३६)
कासंकसे[5] खलु अयं पुरिसे, बहुमायी, कडेण मूढे पुणो तं करेति लोभं, वेरं वड्ढेति अप्पणो । (१३७)

जमिणं परिकहिज्जइ इमस्स चेव पडिबूहणयाए अमरायइ[6] महासड्ढी अट्ट–मेतं पेहाए[7] । (१३८)

अपरिण्णाय कंदति[8] से तं जाणह जमहं बेमि । (१३९)

ते इच्छं पंडिते पवयमाणे, से हंता, भेत्ता, लुंपित्ता, विलुंपित्ता, उद्दवइत्ता, अकडं करिस्सा-

---

१ ( कामाभिलाष निवृत्तये न प्रभवतीतिशेष. ) २ मर्त्येषु ( यो विषयादीन् त्यजतीतिशेषः ) ३ स्रवति नवभि स्रोतैः ) ४ आपादयेत ५ कापंकष. ( किंकर्तव्यताव्याकुल. ) ६ अमरायते ( अमर इवाचरति ) ७ प्रेक्ष्य–पर्यालोच्य ८ ( अनुभवति )

વિષયમા ગૃદ્ધ લોકો વારંવાર સંસારમા ભટકયા કરે છે માટે મનુષ્યભવમા અવસર આવેલો જાણીને જે વિષયાદિકનો ત્યાગ કરે તે પરાક્રમી પુરૂષ વખણાયો છે. એવા પુરૂષ, સંસારમા બંધાઈ ગએલા બીજા જીવાને પણ અંદરના તથા બાહેરના બંધનોથી છોડાવી શકે છે (૧૩૩)

શરીર જેમ બાહેર અસાર છે તેમ અંદર પણ અસાર છે અને જેમ અંદર અસાર છે તેમ બાહેર પણ અસાર છે. (૧૩૪)

માટે પંડિત પુરૂષ શરીરની અંદર રહેલ દુર્ગંધિ વસ્તુઓ તથા શરીરની અંદરની સ્થિતિઓ કે જે હમેશા શરીરની બાહેર મળાદિકને ઝરતી રહે છે તેને જાણી આ શરીરનુ યથાર્થરૂપ જાણતો રહે છે. (૧૩૫)

તેવા બુદ્ધિમાન પુરૂષે બાળકો જેમ મુખમાથી વહેતી લાળને પાછા ચુસી લે છે તેમ લાળ ચૂસનાર નહિ થવુ. (અર્થાત્ છાંડેલા ભોગોની પુનઃઅભિલાષા ન કરવી ) તેમજ જ્ઞાનાભ્યાસાદિકમા વિમુખ પણ નહિ થવુ (૧૩૬)

"આ કીધુ અને આ કરશુ" એવી ચિંતાવાળો પુરૂષ અતિ માયાવી બની તથા કામ કાજથી વ્યાકુળ થઈ વળી પણ એવો લોભ કરે છે કે જેથી પોતાના દુઃખોને વધારે છે (૧૩૭)

જે માટે એવુ કહેવાય છે કે તે મહાઇચ્છાવાળો પુરૂષ આ ક્ષણભંગુર શરીરના માટે આરંભ કરતો થકો જાણે અજર અમર હોય એમ વર્તે છે. ( માટે મુનિએ ) એવા પુરૂષને દુઃખી જાણીને (કાય તથા ધનમા મન નહિ ધરવુ) (૧૩૮)

મૂઢ જીવો સ્વરૂપ જાણતા ન હોવાથી ઇચ્છા અને શોકના અનેક દુઃખ ભોગવે છે. માટે હુ જે કામપરિત્યાગ વિષે ઉપદેશ આપુ છુ તે ધારી રાખો. (૧૩૯)

પરમાર્થને નહિ સમજનાર છતાં પંડિતપણાનો અભિમાન ધારી બકવાદ કરનારા જે પં-

मिसिमण्णमाणे जस्सविय णं करेइ[1], अलं बालस्स संगेणं, जे वा से करेति बाले[2], ण एवं अणगारस्स जायतित्ति बेमि । (१४०)

---

[षष्ट उद्देशः]

से त्तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए तम्हा पावकम्मं णेव कुज्जा, ण कारवे । (१४१)

सिया तत्थेगयरे विप्परामुसति[3], छसु अण्णयरंमि कप्पति । (१४२)

सुहट्ठी लालप्पमाणे सएण दुक्खेण मूढे विप्परियास मुवेति, सएण विप्पमाएण[4] पुढो वयं पकुव्वति, जंसि-मे पाणा पव्वहिया, पडिलेहाए णो णिकरणाए,[5] एस परिण्णा पवुच्चति, कम्मोवसंती[6] । (१४३)

---

१ ( तस्यापि हननादिकाः क्रियाः स्युरितिशेषः ) २ (तस्याप्यलं संगेनेतिशेष ) ३ समारंभं करोति ४ विविधैःप्रमादैः ५ निकरणं परपीडोत्पादनं तस्मै ( नोत्कर्म कुर्याद् इतिशेषः ) ६ एवंसति भवतीति शेषः

રતીર્થિઓ કામ શમાવવાના ઉપદેશક થઇ વર્તે છે અને જાણે અમે કઇ અપૂર્વ કામ કર્યું એમ ડોળ ધરતા થકા તેઓ જીવોને હણનારા, કાપનારા, ફોડનારા, લુટનારા, ઝુંટનારા, તથા પ્રાણથી રહિત કરનારા હોય છે. એવા અજાણ લોકો જેને ઉપદેશ આપે છે તે પણ કર્મથી બધાય છે. માટે એવા બાળોની સોબત નહિ કરવી. એટલુંજ નહિ પણ જે તેવાઓની સોબત કરતા હોય તેમની પણ સોબત નહિ કરવી. અને જે ગૃહવાસ છોડી મુનિઓ થએલાછે તેમને તો એવી રીતે જીવઘાતથી કામચિકિત્સા કરવાનો ઉપદેશ કરવો કલ્પતોજ નથી (માટે તેમની સોબત કરવી) (૧૪૦)

## છઠ્ઠો ઉદ્દેશ.

### ( સયમાર્થે લોકને અનુસરતાં છતાં તેની મમતા નહિ કરવી. )

પૂર્વોક્ત બિના જાણીને સયમમાં ઉજમાલ થએલા મુનિએ જાતે પાપકર્મ ન કરવું, તથા બીજાવતી પણ ન કરાવવું (૧૪૧)

જો કોઇ છકાયમાંહેના એક કાયના આરંભમાં પ્રવર્ત્તતો હોય તોપણ તે છકાયમાહેના ગમે તે કાયનો આરંભ કરનાર ગણાય છે. (એટલે કે છએ કાયનો આરંભી ગણાય છે.) (૧૪૨)

સુખાર્થી થઇ દોડધામ કરતો થકો જીવ પોતાના હાથે કરેલા દુઃખે કરીને મૂઢ બની દુઃખી થાય છે, તથા જાતે કરેલા પ્રમાદથી વ્રત ભંગ કરે છે યા વિચિત્ર દશાઓ ભોગવે છે કે જે દશાઓમાં રહેલા જીવો અતિ દુઃખિત વર્તે છે. આવું જાણીને મુનિએ પરને પીડાકારી કંઈ પણ કામ નહિ કરવું. પરિજ્ઞા તે એ કહેવાય. અને આમ થયાથીજ કર્મક્ષયથાય છે. (૧૪૩)

जे ममाइयमतिं जहाति, से जहाइ ममाइत, सेहु दिट्ठपहे मुणी, जस्स णत्थि ममाइतं। (१४४)

तं परिन्नाय मेहावी विदित्ता लोगं, वंता लोगसण्ण, से मतिमं परिक्कमेज्जत्ति बेमि। (१४५)

णारतिं सहते वीरे, वीरे णो सहते रतिं, जम्हा अविमणे वीरे, तम्हा वीरे ण रज्जति[1]। (१४६)

सद्दे फासे अहियाससमाणे, णिव्विद[2] णंदिं[3] इह जीवियस्स। (१४७)

मुणी मोणं समादाय धुणे कम्मसरीरगं, पंतं[4] लूहं[5] च सेवंति, वीरा संमत्तदंसिणो। (१४८)

एस ओघंतरे मुणी, तिरे, मुत्ते, विरते, वियाहितेत्ति बेमि। (१४९)

[6]दुव्वसु-मुणी अणाणाए तुच्छए गिलाति वत्तए[7]। (१५०)

एस[8] वीरे पसंसिए अच्चेइ लोयसंजोयं। (१५१)

एस णाए[9] पवुच्चति जं दुक्खं पवेदितं इह माणवाणं, तस्स दुक्खस्स कुसला परिण्ण मुदाहरंति। (१५२)

इति कम्म परिण्णाय सव्वसो[10]। (१५३)

जे अणण्णदंसी से अणण्णारामे, जे अणण्णारामे से अणण्णदंसी। (१५४)

---

१ (लोकोयं) २ निर्विदस्व, जुगुप्सस्व ३ तुष्टि ४ प्रांतं ५ रुक्षं ६ मुक्तिगमनायोग्यः ७ वक्तुं ८ सुवसुमुनिः ९ न्यायः १० कथयतीतिशेषः

જે મમત્વબુદ્ધિને મૂકે છે તે મમત્વ મૂકે છે, જેને મમત્વ નથી તેજ માર્ગનો જાણુ મુનિ જાણવો. (૧૪૪)

એમ જાણી ચતુર મુનિએ લોકસ્વરૂપ જાણીને લોકસંજ્ઞાઓ દૂર કરી વિવેકવંત થઇ વિચરવું. (૧૪૫)

પરાક્રમી મુનિ નથી રતિ ધરતો, નથી અરતિ ધરતો. માટે તે શાંત હોય છે. અને તેથીજ તે રાગી નથી થતો. (૧૪૬)

શબ્દાદિ વિષયો ઉપસ્થિત થતાં હે મુનિ, તું તેમાં તારી ખુશી નહિ ધારજે. (૧૪૭)

મુનિએ સંયમ ધારીને કર્મોને તથા શરીરને તોડવા મંડવું. પરાક્રમી તત્વદર્શી પુરૂષો હલકું અને લૂખું ભોજન કરે છે (૧૪૮)

એવી રીતે વર્તનાર મુનિઓ સંસારના પ્રવાહને તરે છે અને તેઓ સંસારના પારને પામેલા પરિગ્રહથી મુક્ત થએલા અને ત્યાગી કહેવાયા છે (૧૪૯)

તીર્થંકરની આજ્ઞાને ન માનતા સ્વેચ્છાથી વર્તનારા મુનિ મુક્તિ પામવાને અયોગ્ય થાય છે. તેવા મુનિઓ જ્ઞાનાદિકથી અપૂર્ણ હોવાથી બોલવા કરવામાં બહુ અચકાય છે. (૧૫૦)

પણ આજ્ઞાને માનનાર મુનિઓ જેઓ આ દુનિઆની જંજાળથી દૂર થયા છે તેઓ પરાક્રમી હોવાથી વખણાયા છે. (૧૫૧)

(જંજાળથી છૂટું થવું) એ બહુ ઉત્તમ રસ્તો છે. (તીર્થંકર દેવે) જે મનુષ્યોના દુઃખોનાં કારણો બતાવ્યા છે તેમનો કુશળ પુરૂષો જ્ઞાનપૂર્વક પરિહાર કરે છે તથા કરાવે છે. (૧૫૨)

એ રીતે કર્મનું સ્વરૂપ જાણીને સર્વ રીતે ઉપદેશ દેવો. (૧૫૩)

જે પરમાર્થદર્શી છે તે મોક્ષના માર્ગ શિવાય બીજે રમતો નથી. અને જે મોક્ષમાર્ગ શિવાય બીજે સ્થળે નથી રમતો તેજ પરમાર્થદર્શી છે. (૧૫૪)

जहा पुण्णस्स कत्थति तहा तुच्छस्स कत्थति, जहा तुच्छस्स कत्थति तहा पुण्णस्स कत्थति । (१५५)

अवियं हणे[1] अणातियमाणे[2]। एत्थंपि जाण, सेयं-ति णत्थि । (१५६)

केयं पुरिसे कंच णए[3] । एस वीरे पसंसिए, जे बद्धे पडिमोयए उड्ढं अहं तिरियं-दिसासु । (१५७)

से सव्वतो[4] सव्वपरिन्नाचारी ण लिप्पति छणपदेण[5] वीरे । (१५८)

से मेधावी जे अणुग्घायणस्स[6] खेयन्ने[7] जे य बंधपमोक्ख मन्नेसी । (१५९)

कुसले[8] पुण णो बद्धे, णो मुक्के । (१६०)

से जं च आरभे जं च णारभे । अणारद्धं च ण आरभे । (१६१)

छणं छणं परिन्नाय[9] लोगसन्नं च सव्वसो । (१६२)

उद्देसो पासगस्स णत्थि । (१६३)

बाले पुण णिहे कामसमणुन्ने असमितदुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टतित्ति बेमि । (१६४)

---

१ हन्यात्-राजादिः । २ अनाद्रियमाणः । ३ नतः ४ सर्वदा ५ क्षणपदेन-हिंसया । ६ अणस्यकर्मण उद्घातनं दूरीकरणं तस्य ७ निपुणः । ८ केवली । ९ वर्जयेत् इतिशेषः ।

મુનિએ જે રીતે રાજાને ઉપદેશ આપવો તેજ રીતે રાંકને પણ આપવો ને જે રીતે રાંકને આપવો તેજ રીતે રાજાને આપવો (અર્થાત્ નિરીહપણે બન્નેપર સરખો ભાવ રાખવો પણ એવો કંઇ નિયમ નથી કે એકરૂપે ઉપદેશ આપવો, કિંતુ જે જેમ પ્રતિબોધ પામે તેને તેમ સમજાવવું.) (૧૫૫)

(રાજાને ઉપદેશ આપતાં તેના અભિપ્રાયને અનુસરીને ઉપદેશ આપવો) નહિ તો કદાચ તે કોપાયમાન થઇ હણવા પણ ઉઠે. માટે ધર્મ કથા કરવાની રીતિ જાણ્યા શિવાય ધર્મકથા કરવામાં પણ કલ્યાણ નથી. (૧૫૬)

(વાસ્તે મુનિએ ઉપદેશ આપતાં) "શ્રોતા પુરૂષ કેવી તરેહનો છે તથા ક્યા દેવને નમે છે" (ઇત્યાદિ બાબતો વિચારી ઉપદેશ આપવો.) એવી રીતથી ઉપદેશ આપીને, સંસારમાં ઉર્ધ્વ અધો અને તિરશ્ચીન દિશાઓમાં બંધાઇ રહેલા જીવોને જે પરાક્રમી પુરૂષો છોડવે છે તે વખણાયા છે. (૧૫૭)

તેવા પરાક્રમી પુરૂષો હમેશાં જ્ઞાનક્રિયાથી વર્તતા થકા હિંસાથી લીંપાતા નથી (૧૫૮)

જે પુરૂષ કર્મને દૂર કરવામાં કુશળ હોય તથા બંધ અને મોક્ષનો તપાસનાર હોય તે ખરેખરો બુદ્ધિમાન્ જાણવો. (આ વાત છદ્મસ્થને લાગુ પડે છે) (૧૫૯)

કેવળી ભગવાન્ તો નથી બંધાયલા અને નથી મૂકાયલા (૧૬૦)

તેઓ જેમ વર્ત્યા હોય તેમ વર્ત્તવું અને જેમ નહિ વર્ત્યા હોય તેમ નહિ વર્ત્તવું (૧૬૧)

હિંસા તથા લોકસંજ્ઞાને જાણી કરીને તેનો પરિહાર કરવો. (૧૬૨)

પરમાર્થદર્શી મુનિને કશું જોખમ નથી. (૧૬૩)

પણ જે અજ્ઞાની જીવો સ્નેહથી વિષયોને સેવતા રહેછે તેઓ દુઃખોને કશી રીતે પણ ઓછા નહિ કરતાં વધુ દુઃખી થયા થકા દુઃખોનાજ ચક્રમાં ફર્યા કરેછે. (૧૬૪)

## सीतोष्णीयं नाम तृतीय मध्ययनम्.

[ प्रथम उद्देशः ]

सुत्ता अमुणी सया। मुणिणो सया जागरंति। (१६५)

लोयंसि जाण अहियाय दुक्खं[1]। (१६६)

समयं लोगस्स जाणित्ता एत्थ सत्थोवरए[2]। (१६७)

जस्सिमे सद्दा य, रूवा य, गंधा य, रसा य, फासा य, अहिसमन्नागया भवंति, से आयवं, णाणवं, वेयव, धम्मवं, बंभवं, पन्नाणेहि परियाणति लोयं, मुणी वच्चे, धम्मविदुत्ति, अजू[3], आवट्टसोयसंग-मभिजाणति, सीओसिणच्चाइ, से निग्गंथे, अरतिरतिसहे फरुसयं णो वेदेति, जागरे, वेरोवरए, वीरे एव दुक्खा पमुच्चति। (१६८)

जरामच्चुवसोवणीए णरे सततं मूढे धम्मं णाभिजाणति। (१६९)

---

१ अज्ञानं २ भवेदितिशेष। ३ ऋजु.

# અધ્યયન ત્રીજું.

## શીતોષ્ણીય.*



## પેહેલો ઉદ્દેશ.



### ( પરમાર્થે સૂતેલા કોણ? )

ગૃહસ્થો સદા સૂતેલા છે. મુનિઓ સદા જાગતા છે (૧૬૫)

દુનિઆમા અજ્ઞાન એ અહિતકર્ત્તા છે (૧૬૬)

માટે મુનિએ હિસાને બાળ લોકોનો આચાર જાણીને છકાયની હિંસાથી દૂર રહેવું. (૧૬૭)

જે પુરૂષને શબ્દ, રૂપ, ગંધ, રસ, તથા સ્પર્શ એ બધા સુંદર કે અસુંદર છતા સમપણે[1] જણાયા છે તે પુરૂષ ચૈતન્ય, જ્ઞાન, વેદ[2], ધર્મ તથા બ્રહ્મ[3]નો જાણનાર જાણવો, અને તે પુરૂષ જ્ઞાનબળથી લોકોને જાણી શકે છે અને તેવો જ પુરૂષ મુનિ કહેવાય છે. એવા ધર્મના જાણ સરળ મુનિઓ સંસારચક્ર તથા વિષયાભિલાષાનો રાગદ્વેષ સાથે સબંધ જાણેછે તથા સુખ કે દુખની કશી આશા નહિ ધરતા તેવા નિઃપરિગ્રહી મુનિઓ અરતિ અને રતિરૂપ પરીષહને સહન કરતા થકા સંયમની મુશ્કેલીઓને નથી સંભારતા એવી રીતે તે પરાક્રમી મુનિઓ જાગતા રહી વૈર વિરોધને દૂર કરતા થકા દુખોથી મુક્ત થાયછે. (૧૬૮)

જરા અને મોતના સપાટામા સપડાયલા અને હમેશા મહામોહથી મુઝાઈ ગએલા પુરૂષો ધર્મને જાણી શક્તા નથી (૧૬૯)

---

૧ રાગદ્વેષરહિતપણે. ૨ આચારાંગાદિસૂત્ર. ૩ નિર્વિકલ્પ સુખ

* ટાઢ તાપ ( વગેરેની દરકાર ન રાખવી એવા અર્થવાળા અધ્યયનનું ટૂંકું નામ શીતોષ્ણીય આપ્યું છે

पासिय आउरिए पाणे, अप्पमत्तो परिव्वए। (१७०)

मंता एय, मइमं, पास। (१७१)

आरंभजं दुक्ख मिणंति णच्चा[1], मायी पमाई पुण-न्नेइ गब्भ। उवेहमाणे सद्दरूवेसु अंजू, माराभिसंकी मरणा पमुच्चति। (१७२)

अप्पमत्तो कामेहिं, उवरतो पावकम्मेहिं, वीरे आयगुत्ते जे खेयन्ने। (१७३)

जे पज्जवजातसत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने। जे असत्थस्स खेयन्ने, से पज्जवजायसत्थस्स खेयन्ने। (१७४)

अकम्मस्स ववहारो ण विज्जति। कम्मणा उवाही जायति। (१७५)

कम्मं च पडिलेहाए, कम्ममूलं च जं छणं[2]। (१७६)

पडिलेहिय, सव्वं समायाय दोहिं अंतेहिं[3] अदिस्समाणे। (१७७)

तं परिन्नाय मेहावी विदित्ता लोगं, वंता लोगसन्नं, से मइमं परक्कमिज्जासित्ति बेमि। (१७८)

---

१ जागृहीति शेष. २ क्षणं प्राण्युपमर्दकारि कर्म- ३ रागद्वेषाभ्यां परिव्रजेदिति शेषः

દુઃખિત પ્રાણિઓને જોઇને મુનિએ સાવધાનતાથી સંયમમા પ્રવર્તવું (૧૭૦)

હે બુદ્ધિમાન્ મુનિ, એવુ જાણીને ( એટલે કે ગૃહસ્થોને પરમાર્થે સૂતેલા જોઈ અને એવા સૂતેલાઓને અનેક દુઃખો થતા જોઈ ) તુ તેમ થવા મન નહિ કરીશ ( ૭૧)

સઘળાં દુખો આરંભથી થાય છે એમ જાણી ( તું જાગૃત થા. ) ( કારણ કે ) પ્રમાદી અને કષાયવંત પ્રાણી વારવાર ગર્ભમા આવ્યા કરે છે. અને જે પુરૂષ શબ્દાદિક વિષયમા રાગદ્વેષ નહિ ધરતા સરળ થઈ વર્ત્તે છે તે પુરૂષ મોતથી ડરતો થકો મોતના ભયથી મુક્ત થાય છે ( ૭૨)

જે પુરૂષો પરને થતાં દુખો જાણે છે તેવા પરાક્રમી પુરૂષોએ સંયમવંત થઈ વિષયો સાથે નહિ ફસતા પાપકર્મથી દૂર રહેવું (૧૭૩)

જે વિષયોપભોગના અનુષ્ઠાનને શસ્ત્રરૂપે જાણે છે તે અશસ્ત્રને[1] જાણે છે અને જે અશસ્ત્રને જાણેછે તે વિષયોપભોગના અનુષ્ઠાનને શસ્ત્રરૂપે જાણેછે. (૧૭૪)

જે કર્મરહિત મુક્ત જીવો છે તેમને કશો સંસારસાથે સબંધ નથી. કર્મથી જ સઘળી ઉપાધિઓ થાય છે. (૧૭૫)

કર્મસ્વરૂપ જોઇને તેમને દૂર કરવા તથા હિંસાને કર્મની મૂળહેતુભૂત જાણીને ( તેથી દૂર રહેવું. ) (૧૭૬)

( કર્મસ્વરૂપ ) વિચારી, ( કર્મ દૂર કરવાનો ) સર્વ ( ઉપદેશ ) ગ્રહણ કરી ( રાગઅને દ્વેષ ) એ બેનો પરિહાર કરવો (૧૭૭)

બુદ્ધિમાન્ મુનિએ રાગાદિકને ( અહિતકર્તા ) જાણી તેમનો ત્યાગ કરી, તથા લોકને ( રાગાદિકથી દુખિત થએલો ) જાણી લોકસંજ્ઞા દૂર કરીને સંયમમા પરાક્રમવંત થવું. (૧૭૮)

---

૧ સંયમને.

द्वितीय उद्देश.

जातिंच वुड्ढिंच इहज्ज[1] पास, भूतेहिं जाणे पडिलेह सातं;
तम्हा तिविज्जो[2] परमंति णच्चा, संमत्तदंसी ण करेति पावं। (१७९)

उम्मुच पासं इह मच्चिएहिं आरंभजीवी उभयाणुपस्सी;
कामेसु गिद्धा णिचयं[3] करेंति, संसिच्चमाणा[4] पुणरेंति गब्भं। (१८०)

अवि से हासमासज्ज, हंता[5] णंदीति[6] मन्नति;
अलं बालस्स संगेणं, वेरं वड्ढति अप्पणो। (१८१)

तम्हा-तिविज्जं[7] परमं-ति णच्चा, आयंकदंसी ण करेति पावं, (१८२)

अग्गंच मूलं च विगिंच धीरे, पलिछिंदिया[8] णं णिक्कम्मदंसी। (१८३)

एस मरणा पमुच्चति से, हु दिट्ठभए मुणी, लोकंसि परमदंसी विवित्तजीवी उवसंते समिते सहिते सयाजते कालकंखी परिव्वए। (१८४)

१ अद्य २ अतिविद्य ३ कर्मोपचयं ४ आपूर्यमाणाः ५ हत्वा. ६ क्रीडेति. ७ अतिविद्वान्. ८ छित्वा.

## બીજો ઉદ્દેશ.

### (પાપનાં ફળ તથા હિતોપદેશ.)

હે મુનિ, તુ જન્મના અને જરાના દુઃખ જો. તને જેમ સુખ પ્રિય છે તેમ સર્વ જીવોને સુખ પ્રિય છે એમ વિચાર કરી જાણતો થા. માટે તત્વદર્શી ઉત્તમ વિદ્વાને મોક્ષને જાણતા થકાં પાપ કર્મ નહિ કરવું (૧૭૯)

મુનિએ ગૃહસ્થો સાથે સ્નેહ કે લટપટ કરવાની ટેવ નહિ કરવી. કારણ કે ગૃહસ્થ આરંભથી આજીવિકા કરે છે તથા હજુ આ અને પરલોક એ બન્નેના સુખની ચાહ્યા કરે છે. અને જેઓ કામભોગમાં આસક્ત થઈ કર્મને વધારે છે તેઓ તે કર્મોથી ભરાતા થકા વારવાર સસારમાં ભટક્યા કરશે. (૧૮૦)

વળી કામાસક્ત પુરૂષ હાસ્યવિનોદમા જીવોને મારીને પણ રમતગમત માને છે. માટે એવા બાળ જીવો સાથે સોબત નહિ કરવી કારણ કે તેમ કર્યાથી અતે આપણી ખરાબી વધવાની. (૧૮૧)

માટે ખરા વિદ્વાન પુરૂષો મોક્ષને જાણી કરીને તથા નરકાદિક દુઃખોને દેખતા થકા પાપ નથી કરતા. (૧૮૨)

માટે હે ધીર મુનિ, તુ મૂળકર્મ તથા અગ્રકર્મને જીવથી જૂદા પાડ. કારણ કે કર્મોને તોડવાથીજ સર્વે પોતાના પવિત્ર આત્મરૂપના જોનાર થાય છે. (૧૮૩)

અને એવા મુનિઓ જ મરણના ભયથી મુક્ત થાયછે. એવા મુનિઓ સસારના દુઃખોથી બીહીતા થકા લોકમા રહેલા મોક્ષસ્થળને જોઈને રાગદ્વેષ રહિતપણે વર્તતા થકા શાંત, સમિતિવત, જ્ઞાનવત અને યત્નવત થઈને કાળક્રમે કર્મક્ષય કરતા થકા વર્તે છે (૧૮૪)

बहुं च खलु पावकम्मं पगडं, सच्चंसि धितिं कुब्वह, एत्थोवरए मेहावी सव्वं पावकम्मं झोसति । (१८५)

अणेगचित्ते खलु अयं पुरिसे, से केयणं[1] अरिहइ पूरित्तए से अन्नवहाए, अण्णपरियावाए, अण्णपरिग्गहाए, जणवयवहाए, जणवयपरियावाए, जणवयपरिग्गहाए । (१८६)

आसेवित्ता एतमट्ठं इच्चेवेगे[2] समुट्ठिया, तम्हा तं बिइयं नो सेवते णिस्सारं पासिय णाणी । (१८७)

उववायं चवणं णच्चा, अणण्णं चर माहणे । (१८८)

से ण छणे, ण छणावए, छणंतं णाणुजाणई । (१८९)

णिव्विंद णंदिं अरते पयासु[3], [4]अणोमदंसी णिसण्णो पावेहिं कम्मेहिं । (१९०)

कोहाइमाणं हणियाय वीरे, लोभस्स पासे णिरयं महंतं;
तम्हाय वीरे विरते वहाओ, छिंदिज्ज सोयं[5] लहुभूय गामी.[6] (१९१)

गंथं परिन्नाय इहज्ज वीरे, सोयं परिन्नाय चरिज्ज दंते;
उम्मज्ज[7] लद्धुं इह माणवेहिं,[8] णो पाणिणो पाण समारभेज्जसि-त्ति बेमि. (१९२)



१ केतनं-लोभेच्छां. २ इत्येवैके ३ स्त्रीषु. ४ अनवमं-ज्ञानादि-तद्दर्शी ॥ ५ शोकं. ६ लघुभूतोमोक्ष स्तं गंतुं शील मस्येति. ७ उन्मज्जनं. ८ मानवेषु.

જો "પાપકર્મ બહુ કરેલા છે" એમ જણાય તો સત્યમાં હિમ્મતવાન્ થાઓ. એમાં તત્પર રહેલા બુદ્ધિમાન્ પુરૂષો સર્વે દુષ્ટ કર્મોનો નાશ કરેછે. (૧૮૫)

આ સસારી જીવ અનેક કામોમાં ચિત્તને દોડાવેછે. તે ચાળણી કે દરિયા જેવા લોભને ભરપૂર કરવા મથેછે તેથી તે બીજાઓને મારવા, હેરાન કરવા, કબજે રાખવા, દેશને ડૂબાવવા, દેશને હેરાન કરવા, અને દેશને કબજે કરવા તૈયાર થાય છે. (૧૮૬)

તેમ કરીને પણ કેટલાએક[1] અતે સયમમાં ઉજમાલ થયા માટે હે મુનિઓ તમારે દીક્ષા લઈ પછી ભોગની વાંચ્છા રાખી બીજું મૃષાવાદરૂપ પાપ નહિ સેવવું, અને વિષયોને નિસાર ગણવા. (૧૮૭)

હે મુનિ, જન્મ અને મરણ સર્વને છે, એમ જાણી સયમમા વર્ત્યા કર. (૧૮૮)

માટે મુનિએ જાતે હિસા ન કરવી, બીજાવતી ન કરાવવી, તથા તેના કરનારને રૂડું નહિ માનવું. (૧૮૯)

સ્ત્રીઓમાં આસકત નહિ થતા કામથી થતા સુખને ધિક્કારવું, અને જ્ઞાનાદિ ઉત્તમ વસ્તુને ધરીને પાપ-કર્મથી દૂર રહેવુ. (૧૯૦)

પરાક્રમી મુનિએ, ક્રોધ અને તેનુ કારણ જે ગર્વ તેને ભાગી નાખવું અને લોભથી મોહોટા દુઃખથી ભરેલી નરકગતિએ જવાય છે એમ જોવુ. માટે તેવા મોક્ષ જવા તત્પર થએલા મુનિએ હિસાથી દૂર રહી શોકસતાપ ન કરવા (૧૯૧)

પરિગ્રહને અહિતકર્ત્તા જાણી આજેજ તેને છાંડવુ. તથા (વિષયવાંચ્છારૂપ) પ્રવાહને પણ અહિતકર્ત્તા જાણી ઇંદ્રિયો વશ કરી વર્ત્તવું. આ મનુષ્યભવમા ઊંચે આવેલા થઇને પ્રાણિઓની હિસા કદાપિ નહિ કરવી. (૧૯૨)



૧ ભરત રાજાદિક

( तृतीय उद्देशः )

संधिं लोगस्स जाणित्ता[1] । (१९३)

आयओ[2] बहिया पास, तम्हा ण हंता ण विघायये । (१९४[3])

जमिणं अन्नमन्नवितिगिंछाए पडिलेहाए ण करेइ पावं कम्मं, किं तत्थ मुणी कारणं सिया? समयं[4] तत्थ उवेहाए अप्पाणं विप्पसायए । (१९५)

अणण्णपरमं नाणी, णो पमादे कयाइवि; आयगुत्ते सया धीरे, जायामायाइ[5] जावए । (१९६)

विरागं रूवेसु गच्छेज्जा महता खुड्डिएहिं वा । (१९७)

आगतिं गतिं च परिण्णाय दोहिंवि अंतेहि अदिस्समाणेहि से ण छिज्जइ, ण भिज्जइ, ण डज्झइ, ण हम्मइ कंचणं[6] सव्वलोए । (१९८)

अवरेण पुव्वं ण सरंति एगे, किमस्सतीतं किंवागमिस्सं;
भासंति एगे इह माणवाओ, जमस्सतीतं तं आगमेस्सं । (१९९)

---

१ न प्रमादः श्रेयानिति शेषः २ आत्मवदित्यर्थः ३ निश्चयनयसूत्रमेतत्. ४ समतां-समयं वा आगमं-५ संयमयात्रामात्रया. ६ केनचिदित्यर्थः

## ત્રીજો ઉદ્દેશ.

---

### 'પાપ ન કરવાં અને પરીષહ સહેવા એટલાથી કંઇ સાધુ નથી થવાતું'
### ( કિંતુ સાથે સંયમ જોઇએ )

અવસર મળેલો જાણીને પ્રમાદ ન કરવો. (૧૯૩)

હે મુનિ પોતાતરફ જેમ જુએ છે તેમ બીજા તરફ જો, માટે તારે કોઈ જંતુને મારવું નહિ અને મરાવવું પણ નહિ. (૧૯૪)

એક બીજાની શરમથી કોઈ પાપકર્મ નથી કરતો તેમા શું તેનું મુનિપણું કારણભૂત છે[1]? ( અર્થાત્ શું એટલાથી તે મુનિ કહી શકાશે? કિંતુ સમતામાં રહી જો તેમ કરે તો મુનિ થઈ શકે. ) માટે એ સમતાથી મુનિએ પોતાને અનેક પ્રકારે પ્રશાંત કરવું (૧૯૫)

જ્ઞાનવત મુનિએ સયમમાં પ્રમાદ ન કરવો, કિંતુ હમેશાં આત્માને કબજે રાખી ધીરપણે સયમ સચવાય તેવી રીતે શરીરને નભાવવું. (૧૯૬)

મોહોટા કે સામાન્ય સઘળા રૂપોમાં વિરક્ત રહેવું (૧૯૭)

આગતિ અને ગતિનું સ્વરૂપ જાણીને રાગ અને દ્વેષ જેણે દૂર કર્યાછે તે કોઈથી પણ નહિ તોડી શકાય, નહિ બાળી શકાય અને નહી મારી શકાય (૧૯૮)

કેટલાક[2] ભૂત અને ભવિષ્યકાળના બનાવોને યાદ નથી કરતા, અને આ જીવને શું શું થયું અને શું શું થવાનું છે તે નથી વિચારતા. વળી કેટલાએક કહેછે કે જે સુખદુ:ખ આ જીવને થઈ ગયું તેજ પાછું અગાઉ પણ થવાનું. (૧૯૯)

---

૧ આ નિશ્ચયનયનું મત છે વ્યવહારથી તો પરસ્પરની લજ્જાથી પાપકર્મ પરિહરતા પણ તે મુનિ કહી શકાયછે. ૨ અજ્ઞાની જીવો

णातीत-मट्ठं णय आगमेस्सं, अट्ठं निअच्छंति तहागताओ,
९ विधूतकप्पे एताणुपस्सी, णिज्झोसइत्ता खवए महेसी । (२००)
का अरती ! के आणंदे, ! एत्थंपि अग्गहे चरे;
सव्वं हासं परिच्चज्ज, आलीणगुत्तो परिव्वए । (२०१)

पुरिसा, तुममेव तुमं मित्तं; किं बहिया मित्त-मिच्छसि । (२०२)

जं जाणेज्जा उच्चालइयं[1] तंजाणेज्जा दूरालइयं[2], जं जाणेज्जा दूरालइयं तं जाणेज्जा उच्चालइयं । (२०३)

पुरिसा, अत्ताणमेव अभिणिगिज्झ एवं दुक्खा पमोक्खसि । (२०४)

पुरिसा, सच्चमेव समभिजाणाहि; सच्चस्साणाए से उवट्ठिए से मेहावी मारं तरति, सहिते धम्म मादाय सेयं समणुपस्सति । (२०५)

दुहओ[3], जीवियस्स परिवंदण-माणण-पूयणाए[4]; जंसिएगे पमोयंति । (२०६)

दुक्खमत्ताए पुट्ठो णो झंझाए; पासिमं, दविए लोए लोयालोयपवंचाओ मुच्चतित्ति बेमि । (२०७)



---

१ उच्चालयितारं कर्मणां. २ दूरालयो मोक्ष स्तद्वंतं. ३ द्वाभ्यां रागद्वेषाभ्यां हतः द्विहतः ४ हिंसादिषु प्रवर्त्तेत इतिशेषः

પણ તત્વજ્ઞાની પુરૂષો તેમ નથી કહેતા (તેઓ તો કહેછે કે કર્મપરિણુતિ વિચિત્ર હોવાથી કર્માનુસારે સુખદુ:ખ થવાના) માટે પવિત્ર આચારવાળા મહર્ષિએ એ પૂર્વોક્ત વાત જાણીને કર્મને ક્ષય કરવાં (૨૦૦)

યોગિ પુરૂષના મનમા તે શી રતિ હોય અને શ્યો આનદ હોય ? અને કદિ મુનિને અસયમમા અરતિ અને સયમમાં આનદ ઉત્પન્ન થાય તો ત્યાં પણ આગ્રહ રહિતપણે વર્તવું. વળી સર્વ હાસ્ય મેલી કરીને ઇંદ્રિયો તથા મન વચન અને કાયાને કબજે કરીને ફરવું (૨૦૧)

હે પુરૂષ, તું જ તારો મિત્ર છે શામાટે બાહેર મિત્રને જુએછે ? (૨૦૨)

જે કર્મને નશાડનાર છે તે જ મુક્તિ પામનારો છે અને જે મુક્તિ પામનારછે તે કર્મને નશાડનાર છે. (૨૦૩)

હે પુરૂષ, તારા આત્માને જ વિષયોથી રોકી રાખીને દુ:ખોથી છૂટીશ. (૨૦૪)

હે પુરૂષ, તું સત્યનુ જ સેવન કર કેમકે સત્યના ફરમાનથી જ પ્રવર્તતાં થકાં બુદ્ધિમાન્ મુનિઓ સસારનો પાર પામેછે અને ધર્મ પાળીને કલ્યાણ મેળવેછે (૨૦૫)

રાગદ્વેષથી કલુષિત થએલો જીવ આ ક્ષણભગુર જીદગીના કીર્તિ અને માનાદિકના અર્થે હિસામાં પ્રવૃત્ત થાયછે અને તે કીર્ત્યાદિકમાં ખુશ બની રહેછે ( પણ તેથી આત્માનું કલ્યાણ થવાનુ નથી. (૨૦૬)

મુનિએ દુ:ખ આવી પડતાં વ્યાકુળ થવું નહિ, અને વિચારવું કે સાધુઓ જ દુનિઆના તરેહવાર દેખાવોની જંજાળથી મુક્ત રહે છે. (૨૦૭)



( चतुर्थ उद्देशः )

से वंता[1] कोहं च, माणं च, मायं च, लोभं च एयं पासगस्स दंसणं उवरयसत्थस्स पलियंतकरस्स[2] आयाणं[3] सगडब्भि[4] । (२०८)

जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ । (२०९)

सव्वतो पमत्तस्स भयं, सव्वतो अप्पमत्तस्स णत्थि भयं । (२१०)

जे एगं णामे से बहू णामे, जे बहू णामे से एगं णामे । (२११)

दुक्खं लोयस्स जाणित्ता, वंता लोगस्स[5] संजोगं, जंति वीरा महाजाणं, परेण परं जंति, ।ावकंखंति जीवियं । (२१२)

एगं विगिंचमाणे पुढो विगिंचइ, पुढो विगिंचमाणे एगं विगिंचइ । (२१३)

सड्ढी आणाए मेहावी[6] । (२१४)

लोगं च आणाए अभिसमेच्च अकुतोभयं[7] (२१५)

अत्थि सत्थं परेण परं[8], णत्थि असत्थं[9] परेण परं । (२१६)

१ वमिता. २ पर्यंतकरस्य. ३ वमितेतिशेषः ४ स्वकृतभित् ५ पुत्रकलत्रादेः ६ ईदृशाः क्षपकश्रेण्यर्हः ७ विद्ध्यादितिशेषः ८ तीव्रादपितीव्रं ९ संयमः

## ચોથો ઉદ્દેશ.

(કષાય છાંડવા.)

જે પુરૂષ પોતાના કરેલ કર્મોને હઠાવીને તેમને દૂર કરી ( બરોબર સંયમ પાળશે ) તે પુરૂષ ક્રોધ માન માયા તથા લોભને તરત દૂર કરશે જ. એમ તત્વદર્શી શસ્ત્ર ત્યાગી સંસારના અંતકર્ત્તા ( ભગવાન શ્રી વીરપ્રભુ )નું દર્શન છે. (૨૦૮)

જે એકને જાણેછે[1] તે સર્વેને જાણેછે અને જે સર્વેને જાણેછે તે એકને જાણેછે. (૨૦૯)

પ્રમાદીને સર્વ થકી ભય રહેલ છે. અપ્રમાદીને કોઈ તરફથી ભય નથી. (૨૧૦)

જે એકને[2] નમાવેછે તે ઘણાને નમાવે છે. જે ઘણાને નમાવેછે તે એકને નમાવેછે. (૨૧૧)

લોકના દુખ જાણી પુત્ર કલત્રાદિકનો સબંધ છાંડી પરાક્રમી પુરૂષો ઉત્કૃષ્ટ સયમ સેવા ઉજમાલ થાય-છે અને તે ઉત્કૃષ્ટ સંયમથી ઉત્કૃષ્ટ પદ મેળવે છે. તેઓ અસયમથી જીવવું નથી ચહાતા (૨૧૨)

જે એકને ખપાવેછે તે બહુને ખપાવેછે. અને જે બહુને ખપાવેછે તે એકને ખપાવેછે (૨૧૩)

શ્રદ્ધાવત અને આજ્ઞાથી વર્તનાર હોય તે બુદ્ધિમાન છે (અને એવા અપ્રમત્તયતિ ક્ષપક શ્રેણિને યોગ્ય ગણાયછે. ) (૨૧૪)

લોકને તીર્થંકરના ઉપદેશથી જાણીને કોઇને પણ ભય ઉપજાવવું નહિ. (૨૧૫)

લોઢાના શસ્ત્ર ચડતા ઊતરતા થાયછે પણ અશસ્ત્ર જે સયમ તે એકરૂપજ છે. (૨૧૬)

૧ સર્વ પર્યાયોથી ૨ મોહનીયકર્મને

जे कोहदंसी से माणदंसी, जे माण दंसी से माय दंसी, जे मायदंसी से लोभदंसी, जे लोभदंसी से पेज्जदंसी, जे पेज्जदंसी से दोसदंसी, जे दोसदंसी से मोहदंसी, जे मोहदंसी से गब्भदंसी, जे गब्भदंसी से जम्मदंसी, जे जम्मदंसी से मारदंसी, जे मारदंसी से णिरयदंसी, जे णिरयदंसी से तिरियदंसी, जे तिरियदंसी से दुक्खदंसी । (२१७)

से मेहावी अभिनिवट्टेज्जा कोहंच, माणंच, मायंच, लोहंच, पेज्जं च, दोसं च, मोहं च, गब्भं च, जम्मं च, मरणंच, णरगं च, तिरियं च, दुक्खं च एयं पासगस्स दंसणं उवरयसत्थस्स पलियंतकरस्स । (२१८)

आयाणं णिसिद्धा सगडब्भि । (२१९)

किमत्थि उवाधी पासगस्स ? ण विज्जति णत्थित्ति, बेमि । (२२०)

---

જે ક્રોધને છાંડેછે તે માનને છાંડે છે, જે માનને છાડેછે તે માયાને છાડેછે, જે માયાને છાંડેછે તે લોભને છાંડેછે, જે લોભને છાંડેછે તે રાગને છાંડેછે, જે રાગને છાડેછે તે દ્વેષને છાંડેછે, જે દ્વેષને છાંડેછે તે મોહને છાંડેછે, જે મોહને છાંડેછે તે ગર્ભથી મુક્ત થાયછે, જે ગર્ભથી મુક્ત થાયછે તે જન્મથી મુક્ત થાયછે, જે જન્મથી મુક્ત થાયછે તે મરણથી મુક્ત થાયછે, જે મરણથી મુક્ત થાયછે તે નરકથી મુક્ત થાયછે, જે નરકથી મુક્ત થાયછે તે તિર્યંચગતિથી મુક્ત થાયછે, ને જે તિર્યંચગતિથી મુક્ત થાયછે તે દુઃખથી મુક્ત થાયછે- (૨૧૭)

એ રીતે બુદ્ધિશાળી પુરૂષે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, તથા મોહ દૂર કરીને ગર્ભ, જન્મ, મરણ, નરકગતિ, અને તિર્યંચગતિના દુઃખો નિવારવાં એમ તત્વદર્શી શસ્ત્રત્યાગી સંસારના અંતકર્ત્તા ( ભગવાન વીરપ્રભુ )નું દર્શન છે. (૨૧૮)

માટે મુનિએ કર્મોના મૂળકારણોને બંધ કરી પ્રથમ કરેલા કર્મોને ખપાવતા રહેવું (૨૧૯)

અને જ્યારે કેવળિપણું પમાય ત્યારે કેવળિને તો કશી ઉપાધિ નથી જ હોતી (૨૨૦)

---

# सम्यक्त्वाख्यं चतुर्थ मध्ययनम्.

( प्रथम उद्देशः )

से बेमि–जेय अतीता, जे य पडुप्पन्ना, जे य आगमिस्सा, अरहंता भगवंतो, ते सव्वेवि, एव-माइक्खंति, एवं भासंति, एवं पण्णवंति, एवं परूवेंति,–सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, ण हंतव्वा, ण अज्जावेयव्वा[1], ण परिघतव्वा,[2] ण परितावेयव्वा, ण उद्दवेयव्वा[3] । (२२१)

एस धम्मे, सुद्धे, णितिए, सासए, समेच्च लोयं खेयन्नेहिं पवेतिते, तंजहा, उट्ठिएसु वा, अणुट्ठिएसु वा, उवरयदंडेसु वा, अणुवरयदंडेसु वा, सोवहिएसु वा, अणोवहिएसु वा, संजोगरएसु वा, असंजोगरएसु वा ।(२२२)

तच्चं[4] चेयं तहा चेयं अस्सिं[5] चेयं पवुच्चइ । (२२३)

---

१ आज्ञापयितव्याः २ परिग्राह्याः ३ अपद्रावयितव्याः । ४ तथ्यमेतत् ५ अस्मिन्नेव प्रवचने इत्यर्थः

# અધ્યયન ચોથું.

## સમ્યક્ત્વ.

## પહેલો ઉદ્દેશ.

( સત્યવાદ )

હું કહુંછું કે જે તીર્થંકર ભગવાન થઈ ગયા જે હાલ વર્ત્તે છે અને જે આવતા કાળમાં થશે તે બધા આ રીતે કહે છે બોલેછે જણાવેછે તથા વર્ણવેછે કે "સર્વ પ્રાણ,[1] સર્વભૂત,[2] સર્વ જીવ,[3] અને સર્વ સત્વને[4] હણવું નહિ, તેમનાપર હકુમત ચલાવવી નહિ, તેમને કબજે કરવા નહિ, તેઓને મારી નાખવા નહિ અને તેઓને હેરાન કરવા નહિ." (૨૨૧)

આવો પવિત્ર, અને નિત્ય ધર્મ, લોકના દુઃખને જાણનાર ભગવાને સાંભળવા તૈયાર થએલાઓને, નહિ થએલાઓને,[5] મુનિઓને, ગૃહસ્થોને, રાગિઓને, ત્યાગિઓને, ભોગિઓને, તથા યોગિઓને બતાવ્યો છે (૨૨૨)

એ ધર્મ ખરેખરો જ છે અને માત્ર જિનપ્રવચનમાં જ વર્ણવેલો છે. (૨૨૩)

---

૧-૨-૩-૪ અહીં પ્રાણ, ભૂત, જીવ તથા સત્વ એ ચારે શબ્દોનો એકજ અર્થ થાયછે ૫ કારણ કે કર્મની વિચિત્ર પરિણતિ હોવાથી વખતે તેમને પણ ઉપકાર થાયછે

तं आइत्तु ण णिहे[1] ण णिक्खिवए, जाणित्तु धम्मं जहातहा । (२२४)

दिट्ठेहिं णिव्वेयं गच्छेज्जा । (२२५)

णो लोगस्सेसणं[2] चरे । (२२६)

जस्स णत्थि इमा णाती,[3] अण्णा तस्स कओ सिया । (२२७)

दिट्ठं सुयं मयं विन्नायं जमेयं परिकहिज्जइ । (२२८)

समेमाणा[4] पलेमाणा[5] पुणोपुणो जातिं पकप्पंति । (२२९)

अहोय राओय जयमाणे धीरे सया आगयपन्नाणे । पमत्ते बहिया पास । अप्पमत्ते सया परिक्कमिज्जासित्ति बेमि । (२३०)

[ द्वितीय उद्देशः ]

जे आसवा ते परिस्सवा । जे परिस्सवा ते आसवा । (२३१)

जे अणासवा ते अपरिस्सवा । जे अपरिस्सवा ते अणासवा । (२३२)

एते पए संबुज्झमाणे लोयं च आणाए अभिसमेच्चा पुढो पवेदितं[6] । (२३३)

---

१ गोपयेत् २ लोकस्यैषणां. ३ ज्ञातिर्लोकैषणा ४ ह्यास्यंतो गृद्धिं कुर्वतः ५ प्रलीयमानाः ६ को धर्मप्रति नोद्यच्छेत इतिशेषः

માટે યર્થાર્થપણે ધર્મનુ સ્વરૂપ જાણીને શ્રદ્ધા કર્યાબાદ આલસુ નહિ થવું તથા સમજીને લીધેલા ધર્મને કોઈ વખતે છોડી પણ નહિ આપવુ. (૨૨૪)

દેખાતા દુનિઆના ઠાઠમાઠમાં ( અજાઈ ન જતા ) વૈરાગ્ય ધરવું. (૨૨૫)

દુનિઆની દેખાદેખી નહિ કરવી (૨૨૬)

જેને દેખાદેખી નથી તેને બીજી કુમતિ પણ નહિ થશે. અથવા જેને ઉપર બતાવેલા પવિત્ર ધર્મની શ્રદ્ધા નહિ હોય તેને બીજી શી સુમતિ થશે ? (૨૨૭)

એ બધી બિના જે કહી છે તે દીઠેલી પણ છે, સાંભળેલી પણ છે, જાણેલી પણ છે અને અનુભવેલી પણ છે. (૨૨૮)

સંસારમાં આસક્ત થઈ અંદર ખુચનારા જીવો ચિરકાળ સંસારમાં ભમે છે. (૨૨૯)

માટે તત્વદર્શી ધીર પુરૂષોએ પ્રમાદિઓને ધર્મથી બાહેર રહેલા જોઈ અહર્નિશ ઉજમાલ થઈ સાવધાનપણે વર્ત્તવું (૨૩૦)

## બીજો ઉદ્દેશ.

### ( પરમતનું વિચારપૂર્વક ખંડન. )

જે કર્મ બાંધવાના હેતુઓ છે તે કર્મ ખપાવવાના હેતુઓ પણ થઈ શકે છે, ને જે કર્મ ખપાવવાના હેતુઓ છે તે વખતે કર્મ બાંધવાના હેતુ પણ થઈ પડે છે. (૨૩૧)

અથવા તો જેટલા કર્મ ખપાવવાના હેતુઓ છે એટલા જ કર્મ બાંધવાના હેતુઓછે અને જેટલા કર્મ બાંધવાના હેતુઓ છે તેટલા જ કર્મ ખપાવવાના હેતુઓ છે. (૨૩૨)

આ પદોને પૂર્ણ રીતે સમજનાર તીર્થંકરના ફરમાવ્યા પ્રમાણે લોકોને કર્મોથી બંધાતા જોઈ કોણ ધર્મમા ઉજમાલ નહિ થાય ? (૨૩૩)

अग्घाति णाणी इह माणवाणं संसारपडिवन्नाणं संबुज्झमाणाणं विन्नाणपत्ताणं; अट्टावि संता अदुवा पमत्ता[1]। अहासच्च मिणं ति बेमि। (२३४)

ना णागमो मच्चुमुहस्स अत्थि। इच्छापणीया वंकाणिकेया कालग्गहीआ णिचये णिविट्ठा पुढोपुढो जाइं पकप्पंति। (पाठांतरं)–इत्थ मोहे पुणो पुणो। (२३५)

इह मेगेसिं तत्थ तत्थ संथवो भवति। अहोववाइए फासे पडिसंवेदयंति। (२३६)

चिट्ठं[2] कूरेहिं कम्मेहिं, चिट्ठं परिविचिट्ठति; अचिट्ठं कूरेहिं कम्मेहिं, णो चिट्ठं परिविचिट्ठति। (२३७)

एगे[3] वयंति अदुवावि णाणी, णाणी वयंति अदुवावि एगे। (२३८)

आवंती[4] केआवंती[5] लोयंसि समणाय माहणाय पुढो विवादं वदंति "से दिट्ठं च णे, सुयं च णे, मयं च णे, विण्णायं च णे, उड्ढं अहं तिरियं दिसासु सव्वतो सुपडिलेहियं च णे–सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, हंतव्वा, अज्जावेतव्वा, परिघेत्तव्वा, परियावेयव्वा, उद्दवेयव्वा। एत्थंपि जाणह, णत्थित्थ दोसो।" अणारियवयण–मेयं। (२३९)

तत्थ जे ते आरिया ते एवं वयासी–"से दुद्दिट्ठं च भे, दुस्सुयं च भे, दुव्विन्नायं

१ यथा प्रतिबुद्धा इतिशेष. २ भृशं ३ चतुर्दशपूर्वविदादयः ४ यावंत· ५ केचन

જ્ઞાની ભગવાન સંસારમા રહેલા અને પ્રતિબોધને પામનારા અથવા બુદ્ધિશાળી પુરૂષોને એવી રીતે ધર્મ કહેછે કે જેથી જીવો આર્તધ્યાનથી આકુલ હોવા છતાં અથવા પ્રમાદી હોવા છતાં પણ પ્રતિબોધ પામેછે. આ વાત ખરેખરી છે (૨૩૪)

મૃત્યુના મુખમાં રહેલા પ્રાણીને મૃત્યુ નથી આવવાનો એમ તો બિલકુલ છે જ નહિ. છતા આશાથી તણાતા અસયમી જીવો મૃત્યુએ પકડી લીધેલા છતા આરંભમાં તલ્લીન રહી વિચિત્ર જન્મ પરંપરા વધારે છે અથવા વારવાર પાછા તે જ આશાના પાશમા સપડાયછે. (૨૩૫)

કેટલાએક જીવોને તો એ નરકાદિકના દુ:ખો સાથે સોબત જ પડી રહેલી હોયછે; તેથી તેવા કર્મો કરી ત્યા ઊપજી ત્યાના દુ:ખ ભોગવતા જ રહેછે. (૨૩૬)

અતિ ક્રૂર કર્મોથી જીવો અતિભયકર દુ:ખવાળા ઠેકાણે જઈ ઊપજેછે અને જે અતિક્રૂર કર્મ નથી કરતા તે તેવા ઠેકાણે નથી ઊપજતા (૨૩૭)

જે શ્રુતકેવળિઓ[1] કહેછે તે જ કેવળજ્ઞાની કહે છે. અને જે કેવળજ્ઞાની કહે છે તેજ શ્રુતકેવળિઓ કહે છે. (૨૩૮)

આ જગતમાં, જે કોઈ શ્રમણો[2] તથા બ્રાહ્મણો ધર્મ વિરૂદ્ધ બકવાદ કરેછે, જેવો કે, "અમે દીઠું, સાભળ્યું, માન્યુ, નક્કીપણે જાણ્યુ, તથા રૂડી રીતે તપાશી પણ જોયું છે કે સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ, તથા સર્વ સત્વ હણવા, દાબવા, પકડવા, દુ:ખી કરવા કે ગર્દન કતલ કરવા એમ કરતા કંઈએ દોષ થતો નથી." તે સઘળો બકવાદ પાપનો વધારનાર છે, જે માટે એ તેમનો બકવાદ તે અનાર્ય લોકોનુ જ વચન છે. (૨૩૯)

અને જે આર્ય પુરૂષો છે તે તો એવું જ બોલે છે કે "હે વાદિઓ, તમારૂં તે જોવું,

૧ અગ્રેદથી દશ પૂર્વ જ્ઞાનના ધરનાર શ્રુતકેવળી કહેવાયછે ૨ બુદ્ધમતના સાધુઓ.

चमे, उड्ढं-अहं-तिरियंदिसासु सव्वतो दुप्पडिलेहियं च भे; जं णं तुब्भे एव माइक्खह, एवं भासह, एवं परूवेह, एवं पन्नवेह-"सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, हंतव्वा, अज्जावेयव्वा, परिघेत्तव्वा, परियावेयव्वा, उद्दवेयव्वा, एत्थवि जाणह, नत्थित्थ दोसो।" अणारियवयण-मेयं। (२४०)

वयं पुण एव-माइक्खामो, एवं भासामो, एवं परूवेमो, एवं पन्नवेमो-"सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, ण हंतव्वा, ण अज्जावेतव्वा, ण परिघेत्तव्वा, ण परियावेयव्वा, ण उद्दवेयव्वा। एत्थंपि जाणह, णत्थित्थ दोसो"। आरियवयण-मेयं। (२४१)

पुव्वं निकाय[1] समयं, पत्तेयं पत्तेयं पुच्छिस्सामो। हं भो पावादुया, किं मे सायं दुक्खं उदाहु असायं? समिया पडिवन्नेयावि एवं बूया,-सव्वेसिं, पाणाणं सव्वेसिं भूयाणं, सव्वेसिं जीवाणं, सव्वेसिं सत्ताणं, असायं[2] अपरिणिव्वाणं[3] महब्भयं दुक्खंत्ति बेमि। (२४२)



( तृतीय उद्देशः )

उवेहेणं[4] बहियायलोयं। से सव्वलोयंसि जे केइ विन्नू[5]। (२४३)

अणुवीइ पास, णिक्खित्तदंडा जे केइ सत्ता पलियं[6] चयंति णरे मुयच्चा[7] धम्मवि-

---

१ निकाच्य व्यवस्थाप्य २ अनभिप्रेतं ३ अनिवृत्तिरूपं ४ उपेक्षस्वैनं ५ ततोप्यधिकः ६ कर्म ७ मृतार्चाः निःप्रतिकर्मशरीरा इत्यर्थः

સાભળવું, માનવું, નક્કીપણે જાણવું, તથા રૂડી રીતે તપાશી જોવું એ બધુએ દુષ્ટ છે, જે માટે તમે એવું કહો છો, કે "સર્વે જીવોને મારવા કરવામાં કશો દોષ નથી," પણ એ તમારૂં બોલવું અનાર્ય લોકને જ અનુસરતું છે. (૨૪૦)

અને અમે તો એમ કહિએ છીએ કે "કોઈપણ જીવને મારવું કે દુઃખ ઊપજાવવુ નહિ એમ કરવામાં કશો દોષ નથી." આ વચન આર્યપુરૂષોનું છે (૨૪૧)

દરેક મતવાલાના શાસ્ત્રોમાં શું શું કહેલુ છે તે તપાશી કરીને અમે દરેક મતવાલાને સવાલ કરિએ છીએ કે હે પરવાદિઓ, વારૂ તમોને સુખ અપ્રિય છે કે દુઃખ અપ્રિય છે. જો દુઃખ અપ્રિયછે, તો તમારા મુજબ બધા જીવોને દુઃખ મહા ભયકર અને અનિષ્ટ છે. (૨૪૨)



## ત્રીજો ઉદ્દેશ.

( તપોનુષ્ઠાન )

હે મુનિ આ ધર્મથી બાહેર રહેલા પાખડિલોકની રીતભાતપર તારે કશું લક્ષ નહિ આપવું. અને એમ જે વર્ત્તે છે તે બધા વિદ્વાનોના શિરોમણિ જાણવા. (૨૪૩)

તું વિચારી જો કે જેઓ આરભને દુઃખનુ કારણ જાણી હિસાના કામ ત્યાગકરી શરીરની પણ કશી દરકાર નહિ કરતા થકા ધર્મના જાણ અને સરલથઈ કર્મોને તોડે છે તે ખ-

दुत्ति अंजू; आरंभजं दुक्खमिणंति णच्चा। एवमाहु संमत्तदंसिणो। (२४४)

ते सव्वे पावादिया दुक्खस्स कुसला परिन्न–मुदाहरंति, इति कम्म परिन्नाय सव्वसो। (२४५)

इह आणाकंखी पंडिए अणिहे एग–मप्पाणं सपेहाए धुणे सरीरगं। (२४६)

कसेहि अप्पाणं। जरेहि अप्पाणं। (२४७)

जहा जुन्नाइं कट्ठाइं हव्ववाहो[1] पमत्थति, एवं अत्तसमाहिते अणिहे। (२४८)

विगिंच कोहं अविकंपमाणे इमं[2] णिरुद्धाउयं[3] सपेहाए। (२४९)

दुक्खं च जाण अदुवागमिस्सं। पुढो फासाइं च फासे। लोयंच पास विप्फंदमाणं। (२५०)

जे णिव्वुडा, पावेहिं कम्मेहिं अणियाणा ते वियाहिया। (२५१)

तम्हा–तिविज्जो णो पटिसंजलिज्जासित्ति बेमि। (२५२)



१ अग्निः २ मनुष्यत्वं ३ गलितायुष्कं

ખરા ઉત્તમ વિદ્વાન્ છે. એમ યથાર્થદર્શી પુરૂષો કહેછે (૨૪૪)

જે માટે તે બધા વાદિઓ સર્વ રીતે કર્મોનું સ્વરૂપ જાણી દુ ખની બાબતમાં સમજવંત બનતા તે દુ ખ કોઇને પણ નહિ આપવુ જોઇયે એવો ઠરાવ કરશે (૨૪૫)

માટે આ જગતમાં આજ્ઞા પાળવા ચાહાનાર પંડિત પુરૂષે નિરીહ થઈ આત્માને એકલો જોઇને શરીરને તપથી શોષવુ. (૨૪૬)

હે મુનિ, તું તારા શરીરને તપથી ખૂબ કૃશ તથા જીર્ણ કર (૨૪૭)

જે માટે જેમ જૂના લાકડાને અગ્નિ જલદી બાળે છે તેમ જે સ્નેહરહિત અને સાવધાન પુરૂપ હશે તેના કર્મ જલદીથી બળશે. (૨૪૮)

વળી હે મુનિ, મનુષ્યભવનુ આયુષ્ય પૂરૂ થઈ રહેવા આવેલું જાણી હિમ્મત ધરીને ક્રોધને અલગો કર (૨૪૯)

ક્રોધાદિકથી આવતા કાલે કેવાં દુ ખ થશે તે વિચાર તથા લોક કેવી રીતે એ ક્રોધાદિકથી ટળવળે છે તે તપાશ (૨૫૦)

અને જેઓ કપાયોને ઉપશમાવી શાંત બન્યાછે તેઓ પરમસુખી કહેલાછે. (૨૫૧)

માટે ખરા વિદ્વાન પુરૂષે ક્રોધથી કોઈ વખતે બળવું નહિ (૨૫૨)



[ चतुर्थ उद्देशः ]

आवीलए[1] पवीलए णिप्पीलए, जहित्ता पुव्वसंजोगं हिच्चा[2] उवसमं। (२५३)

तम्हा अविमणे वीरे सारए[3] समिए सहिते सया जए। (२५४)

दुरणुचरो मग्गो वीराणं अणियट्टगामीणं[4]। (२५५)

विगिंच मंससोणियं। एस पुरिसे दविए वीरे आयाणिज्जे वियाहिए, जे धुणाति समुस्सयं,[5] वसित्ता बंभचेरंमि। (२५६)

णेत्तेहिं[6] पलिछिन्नेहिं आयाणसोयगढिए बाले अव्वोच्छिन्नबंधणे अणभिक्कंतसंजोए। तमंसि[7] अविजाणओ आणाए लंभो णत्थि त्ति बेमि। (२५७)

जस्स नत्थि पुरा पच्छा, मज्झे तस्स कुओ सिया। (२५८)

से हु पन्नाणमंते बुद्धे आरंभोवरए। सम्म-मेयंति पासह। जेण बंधं वहं घोरं परितावं च दारुणं। (२५९)

---

१ आपीडयेत् २ गत्वा ३ स्वारतः ४ मोक्षगामिनां। ५ शरीरं ६ इंद्रियैरित्यर्थः ७ वर्त्तमानस्येतिशेषः

## ચોથો ઉદ્દેશ.

### (સંયમમાં સંસ્થિત રહેવું)

મુનિએ સઘળી સાંસારિક જંજાલ છોડી ઉપશમ[1] પૂર્વક શરીરને શરૂઆતમાં સાદા તપથી દમવું, પછી વધતા તપથી દમવું, અને પ્રાંતે સંપૂર્ણરીતે દમવું. (૨૫૩)

અને એટલામાટે પરાક્રમી મુનિએ શાંત મનથી સંયમમાં રાગધરી સમિતિ[2] તથા જ્ઞાનાદિ હિતકારક વસ્તુઓને સાથે રાખી હમેશાં પ્રયત્નવંત રહેવું. (૨૫૪)

મુક્તિ મેળવનાર વીરપુરૂષોનો માર્ગ ઘણો વિકટ છે. (૨૫૫)

માટે હે મુનિ, તું તારાં માંસ અને લોહી સૂકાવ. કારણ કે જે પુરૂષ બ્રહ્મચર્યમાં[3] હમેશાં રહીને શરીરને તપથી દમે છે તે જ વીરપુરૂષ મુક્તિ મેળવનાર હોવાથી માનનીય ગણાય છે. (૨૫૬)

જે પુરૂષ શરૂઆતમાં કદાચ ઇંદ્રિયોને વશ કરી વર્ત્યો હોય પણ પાછો મોહના જોસથી વિષયોમાં આસક્ત થાયછે, તે બાળપુરૂષ કશા પણ બંધનથી છૂટો થએલો નથી તથા કશા પણ પ્રપંચથી રહિત થએલો નથી. એવા અજાણ પુરૂષને મોહના અંધારામાં વર્ત્તતાં પરમેશ્વરની આજ્ઞાનો લાભ[4] થતો નથી. (૨૫૭)

અને એ રીતે જેને પૂર્વભવમાં આજ્ઞાની પ્રાપ્તિ નથી અને ભવિષ્યમાં પણ થવાની નથી તેને આ વર્તમાનભવમાં તે શી રીતે થવાની ? (૨૫૮)

માટે જ્ઞાનવંત અને પરમાર્થદર્શી પુરૂષો આરંભથી દૂર રહેછે. તેમની આ વર્તણૂક ઘણી

---

૧ ક્ષમા. ૨ પવિત્રપણે વર્ત્તવાની રીતિઓ. ૩ કામપરિત્યાગમાં ૪ પ્રાપ્તિ

पलिछिंदिय बाहिरगं च सोयं, णिक्कम्मदंसी इह मच्चिएहिं। (२६०)

कम्मुणो सफलत्तं दट्ठुं तओ णिज्जाति वेयवी। (२६१)

जे खलु भो, वीरा समिता सहिता सयाजता संघडदंसिणो[1] आतोवरया अहा तहा लोग मुवेहमाणा पाईणं पडीणं दाहिणं उदीणं इति, सच्चंसि परिविचिट्ठिंसु। (२६२)

साहिस्सामो[2] णाणं वीराणं समिताणं सहियाणं सयाजताणं संघडदंसीणं आतोवरयाणं अहातहा लोग मुवेहमाणाणं। किमत्थि उवाधी ?। पासगस्स ण विज्जत्ति णत्थित्ति बेमि। (२६३)



---

१ निरंतरदर्शिन. २ कथयिष्यामः

પ્રશંસનીય છે જે માટે આરંભથી જીવને વધ બંધનાદિ ભયંકર દુખો તથા અસહ્ય પીડાઓ ભોગવવી પડેછે. (૨૫૯)

માટે હે મુનિઓ, તમારે બાહેરના પ્રતિબંધ કાપી કરી મોક્ષ તરફ લક્ષ્ય રાખી આ દુનિઆમાં આરંભનો ત્યાગ કરી વર્તવું. (૨૬૦)

"કરેલા કર્મનાં ફળ થવાનાં જ" એમ જોઇને આગમના તત્વને જાણનાર મુનિઓએ તે કર્મો બાંધવાના હેતુઓથી દૂર રહેવું. (૨૬૧)

જે પુરૂષો ખરેખરા પરાક્રમી, સત્પ્રવૃત્તિની રીતિઓથી વર્ત્તનારા, જ્ઞાનાદિ ગુણોમાં રમનારા, હમેશાં ઉદ્યમવંત, કલ્યાણ તરફ દૃઢ લક્ષ્ય ધરનારા, પાપથી નિવર્ત્તેલા, અને યથાર્થપણે લોકને જોનારા હતા તેઓ પૂર્વ પશ્ચિમ દક્ષિણ તથા ઉત્તર એ ચારે દિશાઓમાં રહેતા થકા સત્યને જ વળગી રહ્યા હતા. (૨૬૨)

તેવા સત્પુરૂષોનો અભિપ્રાય હું તમોને જણાવુંછું કે તત્વદર્શી પુરૂષને ઉપાધિઓ નથી રહેતી (૨૬૩)



आवतीनाम्ना प्रसिद्ध.

## लोकसारनामकं पंचम-मध्ययनम्

[ प्रथम उद्देशः ]

आवंती केआवंती लोयंसि विप्परामुसंति[1] अट्ठाए अणट्ठाए वा। एतेसु चेव विप्परामुसंति[2]। गुरू से कामा। तओ से मारस्स अंतो। जओ से मारस्स अंतो, तओ से दूरे[3], णेव से अंतो[4], णेव से दूरे[5]। (२६४)

से पासति फुसिय[6] मिव कुसग्गे पणुन्नं णिवतितं वातेरितं, एवं वालस्स जीवियं मंदस्स अविजाणओ। (२६५)

कूराणि कम्माणि वाले पकुव्वमाणे ततो दुक्खेण मूढे विप्परियास-मुवेति, मोहेण गब्भं मरणाइ[7] एति एत्थ मोहे[8] पुणो पुणो। (२६६)

१ हिंसांकुर्वंतीत्यर्थः २ समुत्पद्यंतइत्यर्थः ३ मोक्षोपायात् ४ विपयसुखस्य ५ विपयसुखस्य ६ विंदुमिव ७ मरणादि ८ मोहकार्ये गर्भादिके.

## અધ્યયન પાંચમું.

### લોકસાર.[1]

### પહેલો ઉદ્દેશ.

**( પ્રાણિની હિંસા કરનાર, વિષયો માટે આરંભમાં પ્રવર્તનાર, તથા વિષયોમાં આસક્ત જે હોય તેને મુનિ ન ગણવો.**

જે કોઇ આ જગતમાં સપ્રયોજન અથવા નિષ્પ્રયોજન જીવોની હિંસા કરેછે તેઓ પાછા તેજ જીવોની ગતિઓમાં જઇ ઊપજેછે. એવા અતત્ત્વદર્શી જનોને વિષયસુખો છોડવા ભારે મુશ્કેલ પડેછે, માટે તેઓ મરણની પરંપરાથી છૂટી શકતા નથી-અને એમ હોવાથી તેઓ મોક્ષના માર્ગથી યા સુખથી દૂર રહેલા છે તેથી તેઓ નથી વિષયસુખના અંદર, અને નથી તેનાથી વેગલા. (૨૬૪)

તત્વદર્શી જનો જુએ છે કે એવા અજ્ઞાનીઓનું આયુષ્ય દર્ભની અણી પર રહેલા વાયરાથી કંપાયમાન અને જલદીથી પડી જનારા જળબિંદુના માફક અસ્થિર છે. (૨૬૫)

તેમ છતા તેવા અજ્ઞાનીઓ ક્રૂર પાપ કરતા થકા તે પાપના ફળ ઉદય આવતાં મૂઢ બની વિપર્યાસ પામે છે અને પાછા- મોહથી ગર્ભ અને મરણાદિ દુઃખમાં રહેતા થકા વારંવાર તે દુઃખો પામ્યા કરે છે. (૨૬૬)

૧ આ અધ્યયનનું બીજું નામ આવંતી છે.

संसयं परियाणतो संसारे परिन्नाते भवति। संसयं अपरिजाणओ संसारे अपरिण्णाते भवति। (२६७)

जे छेए, सागारियं[1] ण से सेवए। (२६८)

कट्टु[2] एवं अविजाणओ[3] वितिया मंदस्स बालया। (२६९)

लद्धा[4] हुरत्था[5] पडिलेहाए आगमेत्ता[6] आणवेज्जा अणासेवणयाएत्ति बेमि। (२७०)

पासह एगे रूवेसु गिद्धे परिणिज्जमाणे[7]। एत्थ फासे पुणो पुणो आवंती केआवंती लोयंसि आरंभजीवी। (२७१)

एएसु[8] चेव आरंभजीवी[9]। एत्थवि[10] बाले परिपच्चमाणे रमति पावेहिं कम्मेहिं असरणं सरणंत्ति मण्णमाणे। (२७२)

इह मेगेसि एगचरिया भवति। से बहुकोहे, बहुमाणे, बहुमाए, बहुलोभे, बहुरए, बहुनडे, बहुसढे, बहुसंकप्पे, आसवसक्की[11] पलिउच्छन्ने[12] उट्ठियवायं पवयमाणे, "मा मे

---

१ मैथुनं २ सेवित्वा ३ अपलपतः ४ लब्ध्वानूकामान् ५ बहिश्चित्त ६ ज्ञात्वा ७ परिणीयमानान् विषयाभिमुखं. ८ गृहस्थेषु ९ परतीर्थिक पार्श्वस्थादिर्वा दु:खभाक्स्यादितिशेष· १० संयमाभ्युपगमेपि ११ आश्रवसक्की–आश्रववान् १२ पलितावच्छन्नः

જે [1]સશયને જાણે છે, તે સસારને પણ જાણે છે જે સશયને નથી જાણતો તેણે તેણે સસાર પણ જાણ્યું નથી. (૨૬૭)

માટે જે ચતુર હોય તેમણે સ્ત્રીસગ ન કરવો (૨૬૮)

જે સ્ત્રીસગ કરીને પાછો ગુરુના પાસે ઇનકાર જાય છે તે એકના બદલે બે પાપ કરે છે (૨૬૯)

માટે મળેલાં વિષય સુખોને પણ વિચાર પૂર્વક દુ ખના હેતુ જાણીને તેમના સેવવાથી દૂર રહેવું (૨૭૦)

જુઓ કેટલાએક વિષયોમાં આસક્ત રહી નરકાદિક ગતિઓમાં તણાયા જાયછે. અને એવા જે કોઈ આ દુનિઆમાં આરભથી જીવનારા છે તે બધા વારંવાર મોહજાળમાં ફસી પડે છે. (૨૭૧)

વળી કેટલાએક પાર્શ્વસ્થાદિક પણ એ ગૃહસ્થોમાં વર્ત્તતા થકા સાવદ્યપ્રવૃત્તિથી પ્રવર્ત્તીને દુ:ખી થાય છે. અને આ સયમ લીધા છતાં પણ તેવા બાળ જીવો વિષયતૃષ્ણાથી તણાઇને અશરણને શરણ માનતા થકા પાપમા રમેછે. (૨૭૨)

વળી આ મનુષ્યલોકમાં કેટલાએક એકલા થઈ ફરેછે, તેઓ બહુ ક્રોધી, બહુ માની, બહુ માયાવી, બહુ લોભી, બહુ પાપી, બહુ ઢોંગી, બહુ ધૂર્ત્ત, બહુ દુષ્ટાધ્યવસાયી, હિસક, અને કુકર્મી હોવા છતાં "હુ ખૂબ ધર્મમાટે ઉજમાલ બન્યોછું" એવો બકવાદ કરતા થકા અને

---

૧ કારણ કે સંશય એ પ્રવૃત્તિનો અગ ગણાય છે જે માટે અર્થસશય છતાં પણ પ્રવૃત્તિ દેખાયછે અર્થ શબ્દે મોક્ષ નહિ પણ તેના ઉપાય લેવા

केइ अदक्खु " अन्नाणपमायदोसेणं सततं मूढे धम्मं णाभिजाणति। (२७३)

अहा पया माणव ? कम्मकोविया[७], जे अणुवरया, अविज्जाए पलिमोक्खमाहु आवट्टमेव मणुपरियट्टंतित्ति बेमि। (२७४)



[ द्वितीय उद्देशः ]

आवंती केआवंती लोयंसि अणारंभजीवी, एतेसुचेव मणारंभजीवी। (२७५)

एत्थोवरए तं झोसमाणे " अयं संधीति " अदक्खु, जे इमस्स विग्गहस्स अयं खणेत्ति मन्नेसी। (२७६)

एस मग्गे आरिएहिं पवेदिते। उट्ठितो णो पमायए, जाणित्तु दुक्खं पत्तेयं सायं। (२७७)

पुढोछंदा इह माणवा। पुढो दुक्खं पवेदितं। से अविहिंसमाणे अणवयमाणे[८] पुट्ठो फासे विप्पणोदल्लए। एस समियापरियाए वियाहिते। (२७८)

७ कर्मणि अष्टप्रकारे कुशलाः ८ अनपवदन्

" રખે કોઈ મને જાણી જાય ? " એવી બીકથી એકલા થઈને ફરતા થકા અજ્ઞાન અને પ્રમાદથી નિરંતર મૂઢ બની ધર્મને કંઈ પણ સમજતા નથી. (૨૭૩)

હે મનુષ્ય, જેઓ પાપાનુષ્ઠાનથી નહિ નિવર્તતાં અવિદ્યાથી[૧] જ મોક્ષ થશે એમ કહેછે તેવા દુઃખી જીવો કર્મમાં જ કુશળ છે, નહિ કે ધર્મમાં, અને તેઓ સંસારના ચક્રમાં જ ફર્યા કરવાના. (૨૭૪)



## બીજો ઉદ્દેશ.

### ( જે હિંસાદિક પાપોથી નિવર્ત્યો હોય તેજ મુનિ ગણાય. )

આ જગતમાં જે કોઈ નિરારંભી[૨] થઈ વર્તે છે તેઓ ગૃહસ્થો પાસેથી જ નિર્દૂષણ[૩] આહારાદિક લઈ અનારંભિપણે રહેછે. (૨૭૫)

માટે હે મુનિ તારે સાવદ્ય પ્રવૃત્તિથી[૪] દૂર રહી કર્મોને ખપાવતાં થકાં "હમણા આ અવસર છે." એમ વિચારી પવિત્ર સંયમ પાળતા રહેવું; જે માટે તેં જાણ્યું છે કે આ શરીરનો આ અવસર છે. (૨૭૬)

તીર્થંકરદેવે એ માર્ગ બતાવ્યો છે ( અને આ માર્ગ પણ બતાવ્યોછે ) કે બધા જંતુઓને જૂદું જૂદુ સુખ-દુઃખ થાયછે એમ જાણી દીક્ષા લઈ પ્રમાદ ન કરવો. (૨૭૭)

જેમ માણસોના આશય પણ જૂદા જૂદા જ છે તેમ તેમનું દુઃખ પણ જૂદું જૂદું જ છે. માટે મુનિએ કશી હિંસા નહિ કરતાં તથા કંઈ પણ મૃષાભાષણ નહિ કરતાં પરીષહોને સહન કરવા. એવી રીતે વર્તનારો મુનિ જ રૂડા ચારિત્રવાળો વર્ણવ્યો છે. (૨૭૮)

૧ અજ્ઞાનથી. ૨ અહિંસક. ૩ દૂષણ રહિત. ૪ પાપ ભરેલી વર્તણુકથી

जे असत्ता पावेहिं कम्मेहिं, उदाहु[1] ते आयंका फुसंति, इति उदाहु[2] धीरे;–ते फासे पुट्ठो–हियासए। (२७९)

पुव्वंपेतं पच्छापेतं भिउरधम्मं विद्धंसणधम्मं अधुवं अणितियं असासयं चयावचइयं विप्परिणामधम्मं। पासह एयं रूवसंधिं। (२८०)

समुप्पेहमाणस्स एकायतणरतस्स इह विप्पमुक्कस्स णत्थि मग्गे[3] विरयस्सत्ति बेमि। (२८१)

आवंती केआवंती लोगंसि परिग्गहावंती;–से अप्पं वा, बहुयं वा, अणुं वा, थूलं वा, चित्तमंतं वा, अचित्तमंतं वा, एते सु चेव परिग्गहावंती। (२८२)

एत–मेवेगेसिं महब्भयं भवति। लोगवित्तं च णं उवेहाए। (२८३)

एए संगे अविजाणतो से सुपडिबुद्धं सूवणीयंति णच्चा, पुरिसा! परमचक्खू विप्परिक्कमे। एतेसु चेव बंभचेरं-ति बेमि। (२८४)

से सुयं च मे, अज्झत्थं च मे;–बंधपमोक्खो य तुज्ज अज्झत्थेव। (२८५)

---

१ कदाचित् २ उदाहृतवान् ३ नरकादिरूपः

જેઓ પાપમા નથી પ્રવર્ત્તતા તેમને કોઈ વખતે મોહોટા રોગ આવી નડે તો ધીર તીર્થંકરદેવે એમ કહ્યુંછે કે તે રોગો સહન કરવા. (૨૭૯)

કારણ કે આ શરીર મોહોડુ કે વેહલું પણ તૂટવાનુ યા ફૂટવાનુ, અધ્રુવ,[1] અનિત્ય,[2] અશાશ્વત,[3] વધતું ઘટતું અને નાશ પામનાર છે જ. હે મુનિઓ, આ શરીરનુ ઊપર પ્રમાણે સ્વરૂપ તથા અવસર વિચારો. (૨૮૦)

જે પુરૂપ ઊપર પ્રમાણે શરીરનુ સ્વરૂપ તથા અવસર વિચારી સર્વથી સરસ જ્ઞાનાદિક આયતનોમાં[4] રમતો રહી આ શરીરની દરકાર નથી ધરતો તેવા ત્યાગી પુરૂપને ભટકવાનો રસ્તો નથી. (૨૮૧)

આ દુનિઆમા જે કોઈ પાસે પરિગ્રહ હોય જેવો કે થોડો અથવા ઘણો, નાનો અથવા મોહોટો, સચિત્ત અથવા અચિત્ત, તે બધા કદાચ વ્રતી કહેવાતા હોય તોએ ગૃહસ્થોના જેવાજ પરિગ્રહિઓ ગણવા. (૨૮૨)

એ પરિગ્રહિપણું જ કેટલાએકોને નરકાદિક મહાભય આપનારૂં થાયછે, તથા લોકોનો આચાર[5] પણ તેવો જ ભયજનક થાયછે, એમ વિચારી તેનાથી દૂર રહેવું. (૨૮૩)

એ પરિગ્રહનો પ્રગ ત્યાગ કરનારો મુનિતે રૂડી રીતે પ્રતિબોધ પામેલો છે તથા તેને રૂડી રીતે જ્ઞાનાદિ ગુણ પ્રાપ્ત થયા છે એમ જાણી હે પુરૂપ, તારે ઉત્તમ દૃષ્ટિ ધરીને વર્ત્તવું. જે માટે નિઃપરિગ્રહિ અને ઉત્તમ દૃષ્ટિવંત પુરૂષોમાં જ બ્રહ્મચર્ય હોયછે. (૨૮૪)

મે સાંભળ્યું પણ છે, અને અનુભવ્યું પણ છે કે કર્મોથી છૂટવું એ તારા આત્માથી જ થવાનુ છે. ( અર્થાત્ જો તું બ્રહ્મચર્યનાં રહીશ તો જ કર્મોથી છૂટીશ. ) (૨૮૫)

---

૧ નિયમવિનાનું ૨ ફેરફાર પામતુ, ૩ તે તે રૂપે પણ હમેશાં નહિ ટકનારૂ. ૪ ફાયદા લેવાના સ્થળોમા ૫ આહાર, ભય, મૈથુન, તથા પરિગ્રહરૂપ ઉત્કટ સંજ્ઞાઓ.

एत्थ विरते अणगारे दीहरायं तितिक्खए। (२८६)
पमत्ते बहिया[1] पास, अप्पमत्तो परिव्वए। (२८७)
एयं मोणं सम्मं अणुवासिज्जासित्ति बेमि। (२८८)

[ तृतीय उद्देशः ]

आवंती केआवंती लोयंसि अपरिग्गहावंती एएसु[2] चेव अप्परिग्गहावंती, सोच्चा वई मेहावी, पंडियाण णिसामिया। (२८९)

समियाए[3] धम्मे आरिएहिं पवेदिते-" जहेत्थ मए संधी[4] झोसिए[5]। एव-मण्णत्थ संधी दुज्झोसए भवति। तम्हा बेमि णो णिहणेज्ज वीरियं।" (२९०)

जे पुव्वुट्ठाई णो पच्छाणिवाती। जे पुव्वुट्ठाई पच्छाणिवाती। जे णो पुव्वुट्ठाई णो पच्छाणिवाई। से[6] वि तारिसए सिया। जे[7] परिण्णाय लोग मण्णेसिता। एयं णियाय[8] मुणिणा पवेदितं। (२९१)

१ बहिर्मेव स्थितान्। २ त्यक्तेषु सत्सु इति शेषः ३ समतया ४ मोक्षमार्गः कर्मसंधिर्वा ५ सेवितः क्षपितोवा ६ शाक्यादिरपि। ७ पार्श्वस्थादयः ८ ज्ञात्वा

માટે પરિગ્રહથી અલગા થએલા મુનિએ જીવનપર્યંત જે સંકટો આવી પડે તે સહન કરવાં. (૨૮૬)

પ્રમાદીઓને ધર્મથી પરાઙ્મુખ થએલા જોઈ મુનિએ અપ્રમત્ત થઈ ફરવું. (૨૮૭)

એમ રૂડી રીતે તીર્થંકરભાષિત સંયમક્રિયાને મુનિએ પરિપાળન કર્યા કરવી. (૨૮૮)

## ત્રીજો ઉદ્દેશ.

( જે મુનિ હોય તે કશો પરિગ્રહ ન રાખે, તથા કામભોગની ઇચ્છા પણ ન કરે. )

જે કોઈ જગતમાં નિષ્પરિગ્રહી થાયછે તે બધાએ તીર્થંકરદેવની વાણી સાંભળી વિવેકવંત થઈ પંડિતોના વચન અનુધારી સર્વ પ્રકારે પરિગ્રહ છાંડતાં જ નિઃપરિગ્રહી થાયછે. (૨૮૯)

તીર્થંકરદેવે સમતાથી ધર્મ વર્ણવ્યોછે તે બોલ્યાછે કે "હે લોકો જે રીતે મેં અહીં કર્મ ખપાવ્યાછે તે રીતે બીજા માર્ગોમાં કર્મ ખપાવવા મુશ્કેલ છે, માટે હું કહું છું કે મારો દાખલો લઈ બીજા મુમુક્ષુઓએ પણ પોતાનો પરાક્રમ છુપાવવો નહિ." (૨૯૦)

કેટલાએક[1] પહેલા પણ ઉજમાલ થઈ દીક્ષા લ્યે છે અને પાછા પણ પતિત નથી થતા. કેટલાએક[2] પહેલા ઉજમાલ થઈ દીક્ષા લ્યેછે પણ પાછા પતિત થાયછે. કેટલાક[3] નથી પહેલા ઉજમાલ થતા અને નથી તેથી પાછા પતિત થતા. ( શાક્યાદિક તથા સાવદ્ય [4]ક્રિયામાં પ્રવર્તનારા પાસત્થાઓ[5] ) નથી ઊઠેલા અને નથી પડેલા. આ વાત મુનિએ ( વીર પ્રભુએ ) જ રૂડી રીતે જાણીને જણાવીછે. (૨૯૧)

૧ ગણધરાદિક. ૨ નંદિષેણ વગેરે. ૩ ગૃહસ્થો. ૪ આરંભ ભરેલી વર્તણુકમાં. ૫ આચારહીન યતિઓ.

इह आणाकंखी पंडिते अणिहे पुव्वावररायं जयमाणे सया सीलं संपेहाए[1] । (२९२)

सुणिता भवे[2] अकामे अझंझे[3] । (२९३)

इमेणं[4] चेव जुज्झाहि, किं ते जुज्झेण वज्झओ । जुद्धारिहं खलु दुल्लहं । (२९४)

जहेत्थ कुसलेहिं परिन्नाविवेगे भासिते[5] । चुते हु बाले गब्भाइसु रज्जति । (२९५)

अस्सिं[6] चेयं पवुच्चति । रूवंसि[7] वा छणंसि[8] वा । (२९६)

से हु एगे संविद्धपहे मुणी अण्णहा लोग-मुवेहमाणे । (२९७)

इतिकम्मं परिन्नाय सव्वसो, से ण हिंसति संजमति णो पगब्भति । उवेहमाणो पत्तेयं सायं, । (२९८)

वण्णादेसी[9] णारभे कंचणं सव्वलोए, एग-प्पमुहे विदिसप्पतिण्णे[10] णिव्विण्णचारी अरए पयासु । (२९९)

---

१ संप्रेक्ष्य तदेवानुपालयेत् । २ भवेत् ३ मायालोभेच्छारहितः ४ स्वशरीरेण ५ स तथैव श्रद्धेय इतिशेषः ६ जिनमते ७ रूपादौ गृद्धः ८ हिंसादौ प्रवर्त्तते इत्यर्थः ९ वर्णः साधुकारः सुयश इतियावत् तदाकांक्षी । १० विदिक्गतीर्णः

તીર્થંકર દેવની આજ્ઞા પાળવા ઇચ્છનારા ચતુર મુનિએ નિરીહપણે રાત્રિના પહેલા તથા છેલ્લા પહોરે યત્નવંત થઈ હમેશા શીળને[1] મોક્ષાંગ[2] વિચારીને તેને પાળવું. (૨૯૨)

શીળને નહિ પાળનારાઓની થતી દુર્દશાઓ સાંભળી કામભોગની ઇચ્છા તથા માયાથી રહિત થવું. (૨૯૩)

હે મુનિ, આ શરીર સાથે જ તું યુદ્ધ કર, બીજા બાહેરના યુદ્ધની તને શી જરૂર છે. યુદ્ધને યોગ્ય આવું શરીર ફરી મળવું ઘણું મુશ્કેલ છે. (૨૯૪)

તીર્થંકરદેવે વિચિત્ર અધ્યવસાયોની જે રીતે સમજ આપીછે તે તેજ રીતે સ્વીકારવી. માટે ધર્મ પામીને તેથી ભ્રષ્ટ થએલો બાળ જીવ ગર્ભાદિક દુઃખ પામેછે. (૨૯૫)

આ જિનશાસનમાં જ એવું કહેવાય છે કે જે વિષયોમાં ગૃદ્ધ[3] થાયછે તે હિંસામાં પ્રવર્ત્તે છે. (૨૯૬)

અને મુનિ તો ખરેખરો તેજ જાણવો કે જે લોકોને મોક્ષમાર્ગથી વિમુખ પ્રવૃત્તિ કરતા દેખી તેમને દુઃખી વિચારતો થકો મોક્ષમાર્ગમાં રૂડી રીતે ચાલ્યો જાય (૨૯૭)

માટે કર્મસ્વરૂપ જાણીને શુદ્ધ મુનિઓ "દરેક જીવનું સુખ અલગ અલગ છે" એમ વિચારી કોઈ જીવની હિંસા નથી કરતા કિંતુ સંયમમાં વર્તતા રહી ધીઠાઈથી દૂર રહેછે (૨૯૮)

સુયશના ઇચ્છનાર મુનિએ સર્વ લોકમાં કંઈ પણ પાપપ્રવૃત્તિ ન કરવી. કિંતુ ફક્ત મોક્ષ તરફ દૃષ્ટિ રાખી આડું અવળું નહિ જોતાં સ્ત્રીઓમાં અરક્ત રહી આરંભથી ઉદાસીન રહેવું. (૨૯૯)

---

૧ સંયમને. ૨ મોક્ષનું કારણ. ૩ આસક્ત.

से वसुमं सव्वसमन्नागदपन्नाणेणं अप्पाणेणं अकरणिज्जं पावं कम्मं तं णो अन्नेसी । (३००)

जं सम्मं-ति पासह, तं मोणं-ति पासह । जं मोणं-ति पासह तं सम्मं-ति पासह । (३०१)

ण इमं सक्कं सिढिलेहिं अदिज्जमाणेहिं[1] गुणासातेहिं वंकसमायारेहिं पमत्तेहिं गारमावसंतेहिं[2] । (३०२)

मुणी मोणं समायाय धुणे कम्म-सरीरगं। पंतं लूहं सेवंति वीरा संमत्तदंसिणो। एस ओहंतरे मुणी तिण्णे मुत्ते विरए वियाहिते-त्ति बेमि। (३०३)



## ( चतुर्थ उद्देशः )

गामाणुगामं दूइज्जमाणस्स दुज्जातं दुप्परक्कंतं भवति अवियत्तस्स[3] भिक्खुणो। (३०४)

वयसावि एगे चोइया कुप्पंति माणवा। उन्नयमाणे[4] य णरे महता मोहेण मुज्झति। संबाहा[5] बहवो भुज्जो दुरतिक्कमा अजाणतो अपासतो। एयं ते मा होउ। एयं कुसलस्स[6] दंसणं। (३०५)

---

१ सादीनजनैः २ अगारमावसद्भिः। ३ अव्यक्तस्य ४ उन्नतमानः ५ पीडाः ६ वर्द्धमानविभोः

એવા સંયમી મુનિઓએ સર્વ રીતે પવિત્રબોધ પામીને, નહિ કરવા યોગ્ય પાપકર્મ તરફ કદાપિ દૃષ્ટિ નહિ આપવી. (૩૦૦)

જે સમ્યક્ત્વ[1] છે તે મુનિપણું છે ને જે મુનિપણું છે તે સમ્યક્ત્વ છે. (૩૦૧)

એ સમ્યક્ત્વ યા મુનિપણું હિમ્મતહીન, કાચાહૈયાના, વિષયાસક્ત, માયાવી, પ્રમાદી, અને ઘરમાં રહેનારા જીવોથી ધરી શકાયજ નહિ. (૩૦૨)

કિંતુ મુનિઓજ એવું મુનિપણું ધરીને શરીરને કશે છે. તેવા સમ્યક્ત્વવંત વીર પુરૂષો લૂખું અને હલકું ભોજન કરે છે. અને એવા પરાક્રમી અને સાવદ્યાનુષ્ઠાનથી નિવર્ત્તેલા મુનિઓજ સંસારના તરનાર હોવાથી તરીને પાર પામેલા તથા નિસંગ હોવાથી મુક્ત વર્ણવ્યા છે. (૩૦૩)



## ચોથો ઉદ્દેશ

### ( અજાણ, અગીતાર્થ, અને સૂત્રાર્થમાં નિશ્ચયવિનાના મુનિને એકલા ફરવામાં ઘણા દોષ થાય છે )

સામર્થ્યહીન[2] મુનિ એકલો થઈને ગામોગામ ફરે તો તેનું તે ફરવું તથા જવું અસુંદર ગણાય છે. કેટલાએક મનુષ્યો માત્ર વચનોથી સારી શીખામણ આપતાં નાખુશ થાય છે. એવા અભિમાની પુરૂષો મહામોહથી વિવેકવિકલ બની ગચ્છથી જૂદા પડે છે. તેવા અજાણ અને અતત્ત્વદર્શી[3] પુરૂષોને અનેક આવી પડતી પીડાઓ દુર્લંઘનીય થાય છે. હે મુનિઓ, એવું તમારા માટે નહિ બનો એવું કુશળ પુરૂષ (વીરપ્રભુનું) દર્શન છે. (૩૦૫)

---

૧ નિશ્ચય સમ્યક્ત્વ ૨ વય તથા જ્ઞાનની યોગ્યતાથી રહિત. ૩ અજ્ઞાનથી.

तद्दिट्ठीए[1] तम्मुत्तीए तप्पुरक्कारे तस्सन्नी तन्निवेसणे जयंविहारी चित्तणिवाती पंथणिज्झाती पलिबाहिरे[2] पासिय पाणे गच्छेज्जा । से अभिक्कममाणे पडिक्कममाणे संकुंचेमाणे पसारेमाणे विणियट्टमाणे सपलिमज्जमाणे। (३०६)

एगया गुणसमियस्स रीयतो[3] कायसंफास-मणुचिन्ना एगतिया पाणा उद्दायंति; इहलोग वेयणवेज्जावडिय । जं आउट्टीकयं कम्मं तं परिन्नाय [4]विवेग-मेति । एवं से अप्पमाएणं विवेगं किट्टति[5] वेदवी । (३०७)

से पभूयदंसी पभूयपरिन्नाणे उवसंते समिए सहिते सयाजए दट्ठुं विप्पडिवेदेति[6] अप्पाणं;-"किमेस[7] जणो करिस्सति । एस से परमारामे जाओ लोगंसि इत्थिओ." । मुणिणा हु एतं पवेदितं । (३०८)

उब्बाहिज्जमाणे[8] गामधम्मेहिं, अवि णिब्बलासए,[9] अवि ओमोदरियं कुज्जा, अवि उद्धं ठाणं ठाएज्जा, अवि गामाणुगामं दूइज्जा, अवि आहारंवोच्छिंदिज्जा, अवि चए[10] इत्थीसु मणं ।(३०९)

---

१ गुरोर्दृष्ट्या २ परिमाणः अवग्रहाद्बहिर्वर्त्ती ३ रीयमाणस्य सम्यगनुष्टानवतः ४ प्रायश्चित्तं. ५ कीर्त्तयति. ६ विप्रतिवेदयति. ७ स्त्री जनः ८ उद्बाध्यमानः ९ निर्बलाशकः निर्वल्लभोजी "स्यादि"तिशेषः १० त्यजेत्

માટે મુનિએ હમેશ ગુરૂની નજર આગલ રહીને ગુરૂએ બતાવેલી નિઃસંગતાથી, ગુરૂના બહુમાન પૂર્વક, અને ગુરૂ પરની શ્રદ્ધાથી, ગુરૂસમીપ નિવાસ કરતાં થકાં યતનાપૂર્વક ગુરૂના અભિપ્રાયને અનુસરીને માર્ગના અવલોકન સાથે જીવજંતુને જોતાં થકાં ભૂમઉપર ભમતા રહેવું એટલુંજ નહિ પણ જતાં, આવતાં, બેશતાં, ઊઠતાં, વળતાં, અને પ્રમાર્જન કરતાં સર્વદા ગુરૂની અનુજ્ઞા લઈ વર્ત્તવું. (૩૦૬)

કોઇ વખતે એવા સદ્દગુણી મુનિએ રૂડી રીતે વર્ત્તતા છતાં તેના શરીરસંસ્પર્શથી કોઇ જંતુ મરણ પામે છે તો તેનો તેને આ ભવમાં ક્ષય થઈ શકે એટલો કર્મબંધ પડે છે. અને જો આકુટ્ટિથી કાયસંઘટ્ટનાદિકવડે કઇ કર્મ બંધાય છે તો તેના માટે યોગ્ય પ્રાયશ્ચિત્ત આચર્યાથી તે કર્મ ક્ષય થાયછે. એ પ્રાયશ્ચિત અપ્રમાદિપણે આચર્યાથી કર્મક્ષય થાય એમ આગમના જાણ પુરૂષો બોલેછે (૩૦૭)

માટે દીર્ઘદર્શી, બહુજ્ઞાની, ક્ષમાવંત, પવિત્ર પ્રવૃત્તિવંત, સદ્દગુણી, અને સદા યત્નવંત મુનિએ સ્ત્રીઓને દેખી વિચારવું કે એ સ્ત્રીઓ મારૂં શું કલ્યાણ કરવાની છે? તથા આ દુનિઆમાં સ્ત્રીઓ જ અતિશય ચિત્તને મુઝાવનારી છે એ બધું મુનિએ (વીરપ્રભુએ) જણાવ્યુ છે (૩૦૮)

વિષયોથી જો મુનિ પીડાય તો તેણે નિર્બળ આહાર કરવો, પેટને અપૂર્ણ રાખવાનું કરવું, એક જગે ઊભા રહી કાયોત્સર્ગ કરવા, ગ્રામાંતર જતા રહેવું,[1] છેવટ તદન આહાર પણ છોડી આપવો,[2] પણ સ્ત્રીઓમા નહિ ફસવું. (૩૦૯)

---

૧ કારણ શિવાય મુનિને વિહાર નિષિદ્ધ * છે. પણ મોહ ઉપશમાવવા તે પણ કરવો.
૨ તથા અમે તે રીતે આત્મઘાત પણ કરવો પણ સ્ત્રીઓમા ન ફસવું
* આ વાત ચતુર્માસસ્થિત મુનિને માટે સંભવેછે. (ભા. ક.)

पुव्वं दंडा पच्छा फासा, पुव्वं फासा पच्छा दंडा । इच्चेते[1] कलहासंगकरा भवंति। पडिलेहाए[2] अंगामित्ता[3] आणवेज्जा अणासेवणाए-त्ति बेमि । (३१०)

से णो काहिए,[4] णो पासणिए, णो संपसारए,[5] णो ममाए, णो कयकिरिए, वइगुत्ते, अज्झप्पसंवुडे, परिवज्जए सदा पावं। एयं मोणं समणुवासेज्जासि-त्ति बेमि । (३११)

[ पंचम उद्देशः ]

से बेमि-तं जहा, अवि हरए[6] पडिपुन्ने चिट्ठति समंसि भोमे उवसंतरए सारक्खमाणे। से[7] चिट्ठति सोयमज्झगए, से, पास, सव्वतो गुत्ते। पास, लोए महेसिणो, जे च पन्नाणमंतो पबुद्धा आरंभोवरथा, सम्म-मेयंति पासह, कालस्स कंखाए परिव्वयंति-त्ति बेमि । (३१२)

वितिगिंच्छसमावण्णेणं अप्पाणेणं णो लभति समाधिं । (३१३)

---

१ स्त्रीसंबंधाः २ प्रत्युप्रेक्षया. ३ ज्ञात्वा. ४ कथाकारकइत्यर्थः ५ पर्यालोचनकारीत्यर्थः ६ हृदः ७ आचार्यः

સ્રીઓમાં ફસતાં, પેહેલાં સંકટો ભોગવવાં પડે છે અને પછી કામભોગ થાય છે. અથવા પહેલાં કામભોગ થાય છે તો પછી સંકટ ભોગવવા પડે છે. એ સ્રીઓ કલહની ઉત્પન્ન કરનારી છે. માટે એ બધું જાણી વિચાર કરી તેમનાથી દૂર રહેવું (૩૧૦)

સ્રીસંગ પરિત્યાગી મુનિએ સ્રીઓની શૃંગારકથા ન કરવી સ્રીઓના અંગોપાંગ[1] ન જોવાં, સ્રીઓ સાથે વાતચીત ન કરવી, સ્રીઓપર મમતા ન કરવી, સ્રીઓની આગતાસ્વાગતા ન કરવી, કિંબહુના, સ્રીઓ સાથે વચનમાત્રથી પણ પરિભાષણ નહિ કરતાં પોતાના મનને કબજે કરીને હમેશાં પાપાચારથી દૂર થઈ વર્તવું. (૩૧૧)

## પાંચમો ઉદ્દેશ.

### ( મુનિએ સદાચારથી વર્તવું તથા તેના માટે જળાશયનો દૃષ્ટાંત. )

જેમ કોઈ એક સપાટ પ્રદેશમાં એક નિર્મળજળથી ભરપૂર થએલો અને સુરક્ષિત જળાશય હમેશાં સ્વચ્છ બન્યો રહેછે તેમ કેટલાએક પવિત્ર આચાર્યો જ્ઞાનજળથી ભરપૂર બની નિર્દોષ ક્ષેત્રમાં રહીને જીવોનું સંરક્ષણ કરતા થકા જ્ઞાનજળના પ્રવાહને વહાવનાર થઈને સુરક્ષિત બન્યા રહેછે. એટલું જ નહિ પણ કેટલાએક મુનિઓ પણ વિવેકવંત બની પ્રતિબોધ પામીને આરંભથી નિવૃત્ત થઈ સમાધિમરણની ઇચ્છા રાખતા થકા તે જળાશયના જેવાજ વર્ત્તે છે. (૩૧૨)

"ફળ થશે કે નહિ થાય" એવો સંશય રાખ્યાથી જીવને સમાધિ[2] નથી મળતી. (૩૧૩)

---

૧ અવયવો. ૨ સ્વસ્થતા.

सिया[1] वेगे अणुगच्छंति । असिया वेगे अणुगच्छंति । अणुगच्छमाणेहिं अणणुगच्छमाणो कहं ण णिव्विज्जेज्जा । तमेव सच्चं णीसंकं, जं जिणेहिं पवेइयं । (३१४)

सड्ढिस्स णं समणुन्नस्स संपव्वयमाणस्स समियं ति मण्णमाणस्स एगया समिया होति, समियं ति मण्णमाणस्स एगया असमिया होति, असमियं ति मण्णमाणस्स एगया समिया होति, असमियं-त्ति मण्णमाणस्स एगया असमिया होति । (३१५)

समियं-ति मण्णमाणस्स समिया वा, असमिया वा, समिया होति उवेहाए । (३१६)

असमियंति मण्णमाणस्स समिया वा, असमिया वा, असमिया होति उवेहाए । (३१७)

उवेहमाणो अणुवेहमाणं बूया-"उवेहाहि समियाए; इच्चेवं तत्थ संधी झोसितो भवति" । (३१८)

से उट्ठियस्स ट्ठियस्स गतिं[2] समणुपासह । एत्थवि बालभावे अप्पाणं णो उवदंसेज्जा । (३१९)

तुमंसि नाम तं चेव, जं हंतव्वं ति मन्नसि । तुमंसि नाम तं चेव, जं अज्जावेयव्वंति मन्नसि ।

---

१ सिता बद्धा गृहस्था इत्यर्थः २ प्रतिष्ठां गतिवा.

વળી આચાર્યના વાક્યોને વખતે ગૃહસ્થો પણ સમજી શકેછે, અથવા મુનિઓ સમજી શકેછે, એવે વખતે જે મુનિ પોતાના કર્મોદયથી તે સમજી શકતો નહિ હોય તેને મનમાં ખેદ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. (આવા પ્રસગે ગુરૂએ તેના શિષ્યને કહેવું કે હે શિષ્ય,) "જે જિનોએ ભાખ્યુ છે તે જ નિ:શંકપણે સત્ય છે," (એવી તારે શ્રદ્ધા રાખવી) (૩૧૪)

શ્રદ્ધાલુ અને સવિગ્નભાવિત[1] જીવો કે જેઓ દીક્ષા લેતી વખતે 'જિનભાષિત જ સત્ય છે" એવું માને છે તેઓમાના કેટલાએક ત્યારબાદ તેવી જ શ્રદ્ધા ટકાવી રાખેછે અને કેટલાએક સશયી બની જાયછે. વળી જેઓને શરૂઆતમાં પાકી શ્રદ્ધા નથી હોતી તેઓમ'ના કેટલાએક ઉત્તર કાળમા શુદ્ધ શ્રદ્ધાવત થઈ જાયછે અને કેટલાએક તેવાને તેવા જ રહેછે. (એ રીતે પરિણામની વિચિત્રતા છે) (૩૧૫)

જે પુરૂષની શ્રદ્ધા પવિત્ર છે તેને સમ્યક્ યા અસમ્ક્ વસ્તુ બન્ને સમ્યક્ વિચારણાથી સમ્યક્‌રૂપે પરિણમે છે. (૩૧૬)

અને જે પુરૂષની શ્રદ્ધા અપવિત્ર છે, તેને સમ્યક્ યા અસમ્યક્ વસ્તુ અસમ્યક્‌વિચારણાથી અસમ્યક્‌રૂપે પરિણમે છે. (૩૧૭)

માટે સમ્યક્‌વિચાર કરનારા પુરૂષે વિચાર નહિ કરનારા પુરૂષને સમ્યક્ વિચાર કરવા પ્રેરિત કરવો કે "હે પુરૂષ, તું સમ્યક્ વિચાર કર, જે માટે તેમ કર્યાથી જ સયમમાં કર્મક્ષય કરાયછે." (૩૧૮)

હે મુનિઓ શ્રદ્ધાવત અને ગુરુકુલમાં વસનાર મુનિની પદવી અને ગતિ જુઓ અને પાસત્થાઓની પણ પદવી અને ગતિ જુઓ. માટે બાળજનાચરિત અસયમમાં આપણા આત્માને નહિ સ્થાપવુ (૩૧૯)

હે પુરૂષ, જેને તું હણવાનો ઇરાદો કરે છે ત્યાં એમ વિચાર કર કે તે તુંજ પોતે છે, જેના પર હુકુમત ચલાવવા તું ધારે છે ત્યાં વિચાર કર કે તે તુજ પોતે છે, જેમને દુખી

---

૧ સંવિગ્ન એટલે મુનિ તેમણે ભાવિત એટલે સમજાવેલા.

तुमंसि नाम तं चेव, जं परितावेयव्वंति मन्नसि । तुमंसि नाम तं चेव, जं परिवेतव्वंति मन्नसि। एवं तुमंसि नाम तंचेव, जं उद्दवेयव्वंति मन्नसि । अंजू[1] चेयपडिबुद्धजीवी[2] तम्हा । ण हंता, ण विघायए; अणुसंवेयण-मप्पाणेणं[3], जं हंतव्वं णाभिपत्थए । (३२०)

जे आया से विन्नाया । जे विन्नाया से आया । जेण विजाणति से आया । तं पडुच्च परिसंखायए एस आयावादी समियाए परियाए वियाहिते[4]-त्ति बेमि । (३२१)

[ षष्ट उद्देशः ]

अणाणाए एगे सोवट्ठाणे[5] । आणाए एगे निरूवट्ठाणे । एतं ते मा होउ । एयं कुसलस्स दंसणं । (३२२)

तद्दिट्ठीए तम्मुत्तीए तप्पुरक्कारे तस्सण्णी तण्णिवेसणे[6] अभिभूय अदक्खू[7], अणभिभूते पभू निरालंबणयाए; जे महं अबहिमणे[8] । (३२३)

---

१ ऋजुः २ एतत्प्रतिबोधजीवी । ३ ज्ञात्वा इतिशेषः ४ तस्येतिशेषः ५ सोद्यमाः ६ तन्निवेशनः गुरुकुलवासीत्यर्थः ७ तत्त्वमितिशेषः ८ भगवदभिप्रायवर्त्तिमनो येषां ते

---

કરવા તું ધારે છે ત્યાં વિચાર કર કે તે તુંજ પોતે છે, જેને પકડવા ચાહે છે ત્યાં વિચાર કર કે તે તુંજ પોતે છે, અને જેમને મારી નાખવા ધારે છે ત્યાં પણ વિચાર કર કે તે તુંજ પોતે છે. સત્પુરૂષ જ ખરેખર એવી સમજ ધરતા વર્ત્તે છે. માટે મુનિએ કોઈ પણ જંતુને હણવું કે મારવું નહિ. કેમકે તેને હણવા કે મારવાથી આપણે પાછું તેવું દુઃખ ભોગવવું પડે છે. એમ જાણીને કોઈના પર હણવાનો ઇરાદો નહિ ધરવો. (૩૨૦)

જે આત્મા તેજ જાણનાર છે. જે જાણનાર છે તે જ આત્મા છે કિંવા જે જ્ઞાનવડે જાણી શકાય છે તે જ્ઞાન જ આત્મા છે. એ જ્ઞાનને અનુસરીને તદ્રૂપ આત્મા બોલાય છે.[1] એ રીતે જે જ્ઞાન અને આત્માનું એકપણું માને તેજ ખરો આત્મવાદી છે. ને તેવા પુરૂષનું જ યથાર્થપણે સંયમાનુષ્ઠાન કહેલું છે. (૩૨૧)

## છઠ્ઠો ઉદ્દેશ.

### ( ઉન્માર્ગમાં ન જવું તથા રાગદ્વેષ તજવા. )

કેટલાએક જિનાજ્ઞાથી વિપરીત પ્રવૃત્તિમાં ઉદ્યમી વર્ત્તે છે. કેટલાએક જિનાજ્ઞાનુકૂળ પ્રવૃત્તિમાં નિરૂદ્યમીછે. એ બન્ને વાત, હે મુનિ, તારે મ થાઓ, એમ કુશળ (વીરપ્રભુ) નું દર્શન છે.

માટે જે પુરૂષ હમેશાં ગુરૂની દૃષ્ટિમાં વર્ત્તતો હોય, ગુરૂ પ્રદર્શિત મુક્તિ સ્વીકારતો હોય, ગુરૂનું બહુમાન કરતો હોય, ગુરૂપર શ્રદ્ધા ધરતો હોય, ગુરૂકુળવાસ કરતો હોય, તે પુરૂષ કર્મોને જીતીને તત્ત્વ જોઈ શકે છે. અને એવો મહાપુરૂષ કે જેનું મન લગાર પણ સર્વજ્ઞોપદેશથી બાહેર જતું નથી તે કોઈનાથી પણ પરાભૂત ન થતાં નિરાલંબનતારૂપ ભાવનાને ભાવવા સમર્થ થાયછે. (૩૨૩)

---

૧ જેમકે જે ઇંદ્રશબ્દમાં ઉપયુક્ત હોય તે ઇંદ્ર કહી શકાયછે.

पवादेणं[1] पवायं[2] जाणेज्जा; सहसम्मइयाए,[3] परवागरणेणं, अन्नेसिं वा अंतिए सोच्चा। (३२४)

णिद्देसं[4] णातिवत्तेज्जा मेहावी सुपडिलेहिय सव्वतो सव्वयाए सम्ममेव समभिजाणिया[5]। (३२५)

इहारामं[6] परिन्नाय, अल्लीणगुत्तो परिव्वए। णिट्ठियट्ठी[7] वीरे आगमेणं सदा परिक्कमेज्जा[8] सि त्ति बेमि। (३२६)

उड्ढं सोता[9] अहं सोता, तिरियं सोता वियाहिया; एते सोया वियक्खाया, जेहिं संगंति पासह। (३२७)

आवट्ट–मेयं तु पेहाए, एत्थ विरमेज्ज वेदवी। (३२८)

विणेत्तुं सोयं णिक्खम्म एस महं[10] अकम्मा जाणति, पासति, पडिलेहाए[11] णावकंखति, इह आगतिं गतिं परिण्णाय अच्चेति जातिमरणस्स वट्टमग्गं वक्खायरते[12]। (३२९)

सव्वे सरा[13] णिअट्टंति, तक्का[14] जत्थ ण विज्जति, मती तत्थ ण गाहिता, ओए[15] अप्पतिट्ठाणस्स[16] खेयन्ने। (३३०)

---

१ गुरुपारंपर्येण. २ सर्वज्ञोपदेशं ३ सहसात्मत्या, सहसंमत्यावा ४ आज्ञां ५ ज्ञात्वेत्यर्थः ६ संयममित्यर्थः ७ मोक्षार्थी, निष्ठितार्थोवा ८ पराक्रमेथाः ९ आश्रवद्वाराणि १० महान् ११ प्रत्युप्रेक्ष्य १२ व्याख्यातोमोक्षस्तत्ररतः १३ स्वराः ध्वनयः १४ तर्काः १५ ओजः एकएव १६ मोक्षस्यज्ञाता यद्वा अप्रतिष्टानो नरक स्तत्र ज्ञाता सर्वलोकालोकज्ञइत्यर्थः

ગુરૂપરંપરાથી સર્વજ્ઞોપદેશ જાણવો, અથવા જિનપ્રવાદથી પરતીર્થિકના પ્રવાદ તપાશવા. તે જિનપ્રવાદ તથા પરતીર્થિક પ્રવાદ ત્રણ પ્રકારે જાણી શકાય છે,–જાતિ સ્મરણાદિકથી, તીર્થંકરના ઉપદેશથી, અથવા બીજા આચાર્યોના પાસેથી સાંભળવાથી. (૩૨૪)

માટે સર્વ રીતે સર્વ પ્રકારે સર્વજ્ઞવાદ તથા પરપ્રવાદને તપાશીને સર્વજ્ઞપ્રવાદને યથાર્થ જાણી બુદ્ધિમાન્ મુનિએ સર્વજ્ઞોપદેશનુ ઉલ્લંઘન ન કરવુ (૩૨૫)

આ દુનિઆમા સંયમને ખરેખરૂ સુખસ્થાન જાણીને જિતેંદ્રિય થઈ વર્ત્તવું. કિંબહુના, મોક્ષાર્થી વીર પુરૂષે હમેશા જિનાજ્ઞાથી જ પ્રવર્ત્તવુ. (૩૨૬)

ઉંચે, નીચે, તથા તિરશ્ચીન દિશાઓમા સર્વ સ્થળે પાપ ઉપાર્જન કરનારા પ્રવાહ રહેલા છે જ્યા જ્યાં જીવની આસક્તિ થાય એ ત્યા ત્યાં કર્મબંધ થયા કરે છે. (૩૨૭)

કર્મરૂપી ફરતા ચક્રને જોઇને વિષયભોગથી આગમના જાણ પુરૂષે દૂર રહેવુ. (૩૨૮)

જે કોઈ પુરૂષ પાપ આવવાના પ્રવાહોને બંધ કરવા દીક્ષા લ્યે છે તે મહાપુરૂષ ઘાતિ કર્મ ક્ષય કરીને સર્વજ્ઞ તથા સર્વદર્શી થાયછે, (ઇંદ્રાદિકને પૂજનીય થાયછે) છતાં પરમાર્થ વિચારીને ઇંદ્રાદિકની પૂજાની પોતે અભિલાષા નથી ધરતા, અને પ્રાણિઓના સંસારમા થતા પરિભ્રમણને જાણતા થકા જન્મમરણના ચક્રમાથી છૂટી કરીને મુક્તિપુરીના સુખમાં જઈ બિરાજે છે. (૩૨૯)

(મુક્તિના સુખમાં રહેનારા જીવોની જે અવસ્થા વર્ત્તે છે તે જણાવવા) કોઇપિણ શબ્દ સમર્થ થતા નથી, કોઇપિણ કલ્પના દોડી શકતી નથી, અને કોઈની મતિ પણ પોહોચી શકતી નથી. ત્યા સકલકર્મરહિત એકલો જીવ સંપૂર્ણજ્ઞાનમય બિરાજે છે (૩૩૦)

से ण दीहे, ण हस्से, ण वट्टे, ण तंसे, ण चउरंसे, ण परिमंडले, ण किन्हे, ण णीले, ण लोहिए, ण हालिद्दे, ण सुक्किल्ले, ण सुरहिगंधे, ण दुरहिगंधे, ण तित्ते, ण कडुए, ण कसाते, ण अंबिले, ण महुरे, ण कक्खडे, ण मउए, ण गरुए, ण लहुए, ण सीए, ण उण्हे, ण णिद्धे, ण लुक्खे, ण काउ,[1] ण रुहे, ण संगे, ण इत्थी, ण पुरिसे, ण अन्नहा,[2] परिण्णे, सण्णे। (३३१)

उवमा ण विज्जती। अरूवी सत्ता। अपयस्स पयं णत्थि। (३३२)

से ण सद्दे, ण रूवे, ण गंधे, ण रसे, ण फासे, इच्चेतावंति त्ति बेमि। (३३३)



१ न कायः-कायावान् २ न नपुंसक इत्यर्थः

તે મુક્તિસ્થિત જીવ નથી લાબો, નથી ટૂંકો, નથી ગોળ, નથી ત્રિકોણ, નથી ચોરસ, નથી મંડળાકાર, નથી કાલો, નથી લીલો, નથી રાતો, નથી પીલો, નથી ધોળો; નથી સુગંધિ, નથી દુર્ગંધિ, નથી તીખો, નથી કડુઓ, નથી કસાલો, નથી ખારો, નથી મીઠો; નથી કર્કશ, નથી સુકુમાળ, નથી ભારી, નથી હલકો, નથી થડો, નથી ગરમ, નથી સ્નિગ્ધ, નથી રૂક્ષ; નથી શરીરવાલો, નથી જન્મધરનાર, નથી સંગપામનાર, નથી સ્ત્રીરૂપ, નથી પુરૂપરૂપ, નથી નપુંસકરૂપ; કિંતુ જ્ઞાતા અને પરિજ્ઞાતા થઈ બિરાજે છે. (૩૩૧)

મુક્ત જીવોને જણાવવા માટે ઉપમા કોઇ છે જ નહિ. કેમકે તેઓની અરૂપી હયાતી રહેલી છે. તેમજ તેઓને કશો પણ અવસ્થાવિશેષ છે નહિ, માટે તેમને જણાવવા માટે કોઇ શબ્દની પણ શક્તિ નથી. (૩૩૨)

કેમકે તેઓ નથી શબ્દરૂપ, નથી રૂપરૂપ, નથી ગંધરૂપ, નથી રસરૂપ અને નથી સ્પર્શરૂપ. (અને વાચ્ય વસ્તુના વિશેષ તો માત્ર એ શબ્દાદિક પાંચ ગુણ જ છે તે મુક્ત જીવોમાં છે નહિ માટે તેઓ અવાચ્ય છે ) (૩૩૩)



## धूताख्यं षष्ट मध्ययनम्.

[ प्रथम उद्देशः ]

ओबुज्झमाणे[1] इह माणवेसु अग्घाति से णरे। जस्सिमाओ जातीओ सव्वओ सुपडि-लेहियाओ भवंति, अक्खाइ से णाण-मणेलिसं[2]। (३३४)

से किट्टति तेसिं समुट्ठियाणं णिक्खित्तदंडाणं समाहियाणं पन्नाणमंताणं इह मुत्तिमग्गं। एवं पेगे महावीरा विपरक्कमंति। पासह, एगे विसीयमाणे अणत्तपन्ने[3]। (३३५)

से बेमि-से जहावि कुम्मे, हरए विणिविट्ठचित्ते पच्छन्नपलासे[4] उम्मग्गं[5] से ण ल-भति। (३३६)

१ अवबुध्यमानः २ मनीदृशं ३ अनात्मप्रज्ञाः ४ पलाशप्रच्छन्नः ५ उन्मज्जनं उर्द्धमार्गवा

# અધ્યયન છઠું.

## ધૂત[1]

## પહેલો ઉદ્દેશ.

( સ્વજન સંબંધિઓ છોડીને ધર્મમાં પરાયણ થવું. )

તીર્થંકરો પોતે આ સંસારનું યથાર્થ સ્વરૂપ જાણતા થકા મનુષ્યોને તેમના કલ્યાણમાટે ધર્મ બતાવતા રહે છે તથા જેઓને આ એકેંદ્રિયાદિક જીવજાતિઓ[2] સર્વ રીતે યથાર્થપણે માલમ હોય એવા કેવળી[3] અને શ્રુતકેવળિઓ[4] પણ સર્વોત્તમ બોધ આપે છે. (૩૩૪)

તેઓ, ધર્માચરણ માટે ઉત્સાહી થએલા પ્રાણિહિંસાથી નિવર્તેલા-સાવધાન-અને સમ-જવાન મુનિઓને મુક્તિમાર્ગ બતાવે છે. એવે વખતે કેટલાએક મહાપરાક્રમી પુરૂષો સંયમમાં સારી રીતે પરાક્રમ બતાવે છે, અને કેટલાએક આણસમજુઓ સંયમમાં ઢીલા પણ રહે છે. (૩૩૫)

જેમ કોઇએક જળાશયમાં કોઇ એક કાચબો તલ્લીન થઇને રહેતો હોય અને તે જ-ળાશયનું જળ સેવાળ તથા કમળિનીઓના પત્રોથી છવાયલું હોવાથી પેલા કાચબાને પાણીની ઉપર આવવાનું બાકું મળી શકવું ઘણું મુશ્કેલ છે, તેમ આ સંસારરૂપી જળાશયમાં જીવ-રૂપી કાચબાને સમ્યક્ત્વરૂપ બાકું હાથ ચડવું પણ એટલુંજ મુશ્કેલ છે. (૩૩૬)

૧ ધૂત-કર્મોનું ધોવું ૨ જીવોના વર્ગો. ૩ કેવળજ્ઞાની ૪ ચૌદપૂર્વિઓ

मंजगा इव[1] सन्निवेसं णो चयंति। एवं एगे अणेगरूवेहिं कुलेहिं जाया रूवेहिं सत्ता कलुणं थणंति[2]। णिदाणतो ते ण लभंति मोक्खं। (३३७)

अह पास तेहिं कुलेहिं आयत्ताए[3] जाया। (३३८)

गंडी अदुवा कुट्ठी, रायंसी[4] अवमारियं;[5]
काणियं[6] झिम्मियं[7] चेव, कुणित्तं खुज्जितं तहा।
उदरिं च पास मूयं च, सूणियं च गिलासिणिं;[8]
वेवयं[9] पीढसप्पिं च, सिलिवतिं[10] महुमेहणं।
सोलस एते रोगा, अक्खाया अणुपुव्वसो;
अह णं फुसंति आयंका, फासा य असमंजसा।
मरणं तेसिं सपेहाए, उववायं चवणं णच्चा;
परियागं च सपेहाए, तं सुणेह जहातहा। (३३९)

संति पाणा अंधातमंसि वियाहिया; ता-मेव[11] सइं[12] असइं[13] अतिअच्च[14] उच्चावए फासे पडिसंवेदेंति। बुद्धेहिं एयं पवेदितं। (३४०)

---

१ वृक्षा इव २ स्तनंति लंपतीत्यर्थः ३ आत्मत्वाय आत्मीयकर्मानुभवाय ४ राजयक्ष्मवान् ५ अपस्मारवान्. ६ काणत्वं ७ जडतां ८ भस्मको व्याधिस्तं ९ वेपं कंपं. १० श्लीपदं. ११ अवस्थां. १२ सकृत् (अनुभूयेतिशेषः) १३ असकृत्. १४ अतिगत्य.

તથા જેમ વૃક્ષો (તેઓને ગમે તેટલું દુ:ખ વેઠવું પડે છે તોએ) પોતાના સ્થાનથી આઘા જતા નથી, તેમ કેટલાએક જૂદા જૂદા કુલોમાં જન્મેલા જીવો શબ્દાદિક વિષયોમાં આસક્ત બની (દુ:ખથીજ ભરપૂર ઘરવાસને નહિ છોડતા થકા અંતે) કરૂણ વિલાપ કરતા રહે છે, પણ દુ:ખના મૂળ કારણ કર્મથી છૂટી શકતા નથી. (૩૩૭)

જૂદા જૂદા કુલોમાં પોતપોતાના કર્મ ભોગવવાને જીવો જન્મ ધરીને અનેક અવસ્થાઓ ભોગવે છે. (૩૩૮)

કોઇને ગડમાળાનો રોગ થાયછે, કોઇને કોઢ નીકલે છે, કોઇને ક્ષયરોગ થાય છે, કોઇને અપસ્માર[1] થાય છે, કોઇને આંખના રોગો થાય છે, કોઇને શરીરની જડતા થવાના રોગ થાય છે, કોઇને હીનાંગપણાના દોષો હોય છે, કોઇને કૂબડાપણુ હોય છે, કોઇને પેટના રોગ થાય છે, કોઇને મૂગાપણું થાય છે, કોઇને સોજો ચડે છે, કોઇને ભસ્મકરોગ[2] થાય છે, કોઇને કંપવા થાય છે, કોઇને પીઠ વળેલી હોય છે, કોઇને શ્લીપદરોગ[3] થાય છે, તથા કોઇને મધુ પ્રમેહ થાય છે. એ રીતે એ સોલ મહારોગો બતાવ્યા. તથા વળી અનેક શૂળાદિક પીડાઓ અને જખમ વગેરા ભયંકર બનાવો પણ થતા રહે છે એ સર્વે રોગ અને પીડાઓથી છેવટ મરણ પણ થાય છે. તથા જેમને રોગ નથી થતા એવા (દેવતાઓને) પણ જન્મમરણ રહ્યા છે. એમ જાણીને તથા એ બધા કરેલા કર્મના ફળ છે એમ ધારીને કર્મના ઉચ્છેદન માટે તત્પર થવું. હે મુનિઓ, હજૂ કર્મના ફળ હું વર્ણવું છુ તે સાંભલો. (૩૩૯)

કર્મના વશથીજ જીવો અંધ થઇને ઘોર અંધકારમય સ્થળોમાં રહેલા વર્ણવેલા છે, જેઓ વારવાર ત્યાં જઇને દારૂણ દુ:ખ ભોગવેછે. એ બધું તીર્થંકરોએ જણાવેલું છે. (૩૪૦)

---

૧ ઘેલાપણું, સન્નિપાત વગેરા. ૨ અતિશય ભૂખ ઉત્પન્ન થાય તે. ૩ પગ કઠિન થઇ રહેતે.

संति पाणा वासगा[1], रसगा[2] उदए[3] उदयचरा, आगासगामिणो; पाणा पाणे किलेसंति । (३४१)

पास लोए महब्भयं । (३४२)

बहुदुक्खा हु जंतवो । (३४३)

सत्ता कामेहि माणवा । अबलेण वहं गच्छंति सरीरेणं पभंगुरेणं । (३४४)

अट्टे से बहुदुक्खे, इति बाले पकुब्वति;
एते रोगे बहू णच्चा, आउरा परितावए[4] । (३४५)

णालं पास । अलं तवेतेहिं । एय पास मुणी ! महब्भयं।णातिवाएज्ज कंचणं। (३४६)

आयाण[5] भो, सुस्सूस भो, धूयवादं पवेदइस्सामि इह खलु अत्तत्ताए[6] तेहिं तेहिं कुलेहिं अभिसेएणं[7] अभिसंभूता, अभिसंजाता, अभिणिव्वट्टा, अभिसंवुड्ढा, अभिसंबुद्धा, अभिणिक्खंता, अणुपुव्वेण महामुणी[8] । (३४७)

---

१ वासकाः शब्दकर्तुं समर्थाः द्वींद्रियादयः २ रसगाः संज्ञिनः ३ उदकरूपाः ४ परितापयेयुः प्राणिगणं ५ आजानीहि. ६ जीवास्तितया. ७ शुक्रशोणितादिक्रमेण. ८ अभूवन्निति शेष.

વળી બેઇંદ્રિયાદિક જીવો, સંજ્ઞિ જીવો, પાણીના જીવો, જળચર જંતુઓ, તથા પક્ષિઓ એ બધા એકમેકને દુ:ખ આપતા રહે છે. (૩૪૧)

એ રીતે જગતમાં મહાભય વર્ત્તે છે. (૩૪૨)

જંતુઓના દુઃખની પરિસીમા નથી, (૩૪૩)

મનુષ્યો કામભોગમાં આસક્ત રહે છે નિઃસાર ક્ષણભંગુર શરીરના માટે પાપ કરી લોકો દુ:ખી થાય છે. (૩૪૪)

વિવેકહીન અને બહુ દુઃખને પામનાર અજ્ઞાની પુરૂષો શરીરમાં અનેક રોગો ઉત્પન્ન થએલા દેખી તેની ચિકિત્સામા અનેક જંતુઓનો નાશ કરે છે, (૩૪૫)

પણ તેથી કંઈ રોગ તો ટળતા નથી. માટે હે મુનિ, તારે એવી પાપભરપૂર ચિકિત્સા નહિ કરવી. જેમાટે જીવહિંસા મહાભયકર છે. માટે મુનિએ કોઈ જીવને મારવું નહિ. (૩૪૬)

હે મુનિઓ, ધ્યાન ધરીને સાભળો, હું તમોને કર્મો ધોવાનો વાદ કહી બતાવું છું. આ સંસારમાં ઘણાએક જીવો સ્વકૃતકર્મોની પરિણતિથી તે તે કુલોમાં, માબાપના શુક્રશોણિતસંયોગાદિક ક્રમે કરીને ઉત્પન્ન થઈ, જન્મ પામી, મોહોટા થઈ પ્રતિબોધ લહી દીક્ષા ગ્રહી અનુક્રમે મહામુનિ થયા છે. (૩૪૭)

त परक्कमंतं परिदेवमाणा, "मा णे च याहि" इति ते[1] वदंति;
"[2]छंदोवणीया अज्झोवनन्ना[3]", अक्कंदकारी जणगा रुवंति।
"[1]अतारिसे मुणी ओहंतरए, जणगा जेण विप्पजढा[4]"। (३४८)
सरणं तत्थ णो समेति[5], किह णाम से रमति। एवं णाणं सया समणुवासिज्जासि-त्ति बेमि। (३४९)

[द्वितीय उद्देशः]

आतुरं लोय-मायाए[6], चइत्ता पुव्वसंजोगं, हिच्चा[7] उवसमं, वसित्ता बंभचेरंमि, वसु[8] अणुवसु[9] वा जाणितु धम्मं अहातहा अथेगे त-मचाइ[10] कुसीला, वत्थं पडिग्गह कंबलं पायपुंछणं विउसेज्जा[11], अणुपुव्वेण अणहियासमाणे परीसहे दुरहियासए। कामे ममायमाणस्स इयाणिं वा मुहुत्तेण वा अपरिमाणाए[12] भेदो[13]। एवं से अतराइएहिं कामेहिं आकेवलिएहिं[14] अवत्तिन्नावेए[15]। (३५०)

---

१ कुटुंबिनः २ वयं त्वयींति शेषः ३ (कुटुंबिवाक्य मेतत्) ४ (एतदपि कुटुंबवाक्यं) ५ मुनिरिति शेषः ६ आदाय ज्ञात्वा. ७ गत्वा. ८ वीतरागो मुनिर्वा. ९ सरागः श्रावकोवा. १० त्यजेयुः ११ व्युत्सृज्य-त्यक्त्वा. १२ अपरिमितकालंयावत् १३ शरीरनाशः १४ असंपूर्णैः १५ अवतीर्णाः श्रांताः।

જ્યારે સત્પુરૂષ દીક્ષા લેવા તૈયાર થાય છે ત્યારે તેના માબાપ તથા સ્ત્રીપુત્રાદિક શેક કરતાથકા તેને કહે છે કે "અમે તમારી ઇચ્છા પ્રમાણે વર્તનારા અને તમારા પર પ્રીતિ ધરનાર છીએ માટે અમોને છોડીને દીક્ષા લ્યો માં. જે માબાપને છોડી દે છે તે કંઈ મુનિ ન ગણાય તથા સંસારને પણ તરી શકે નહિં" (૩૪૮)

પણ આવે વખતે તે દીક્ષા લેવા તૈયાર થએલો પુરૂષ તેમનું કથન સ્વીકારતો નથી કેમકે તે જાણે છે કે તેનાથી હવે આ દુઃખભરપૂર ગૃહવાસમાં રમી શકાય એમ નથી. આવું જ્ઞાન હમેશાં મુનિએ દિલમાં ધરી રાખવું. (૩૪૯)

## બીજો ઉદ્દેશ.

### ( કર્મોને આત્માથી દૂર કરવા )

આ દુનિઆને દુઃખી જાણી, માબાપ તથા સ્ત્રીપુત્રાદિકોને છોડી કરીને ઉપશમ ધારણ કરી, બ્રહ્મચર્યને પાળનાર કેટલાએક મુનિઓ ધર્મને જાણતાં છતાં પણ તથાવિધ કર્મના ઉદયથી મોહજાળમાં ફસી સદાચારને છોડી આપે છે; અને વિકટ પરીષહોને અનુક્રમે સહન કરતાં થાકી જઇને વસ્ત્ર, પાત્ર, કંબલ, તથા પાદપુચ્છનને છોડી ગૃહસ્થપણું આદરે છે પરંતુ એ રીતે જે કામભોગમાં મૂર્છિત થાય છે તેને ઘણા થોડા વખતમાં આ ક્ષણભંગુર શરીરથી જૂદા પડ્યા પછી અનંત કાળ લગી આવી સામગ્રી મળવી મુશ્કેલ છે. એ રીતે તેઓ બહુ દુઃખમય કામભોગોમાં અતૃપ્ત થયા થકા ભટકતા રહેવાના. (૩૫૦)

अहेगे धम्म-मादाय आदाणप्पभिति सुपणिहिए चरे अप्पलीयमाणे दढे । (३५१)

सव्वं गिद्धिं परिण्णाय। एस पणते महामुणी । (३५२)

अइअच्च सव्वतो संगं "ण महं अत्थित्ति इति एगो-हमंसि" जयमाणे एत्थ विरते, अणगारे, सव्वसो मुंडे, रीयंते, जे अचेले परिवुसिए संचिक्खति[1] ओमायरियाए[2] । (३५३)

से आकुट्ठे वा, हए वा, लुंचिए वा, पलियं पकंथे[3], अदुवा पकंथे, अतहेहिं सद्दफासेहिं, इति संखाए[4] एगतरे[5] अन्नयरे[6] अभिन्नाय[7] तितिक्खमाणे परिव्वए जे य हिरी[8], जे य अहिरीमाणे[9]। चिच्चा सव्वं विसोत्तियं फासे समियदंसणे[10] । (३५४)

एते भो णगिणा वुत्ता, जे लोगंसि अणागमणधम्मिणो[11] । (३५५)

---

१ संतिष्ठति २ अवमौदर्या ३ प्रकथ्य ४ स्वकृतकर्मफलमितिसंध्याय ५ अनुकूलान् ६ प्रतिकूलान् ७ ज्ञात्वा ८ मनोहराः ९ अमनोहराः १० स्पृशेदितिशेषः ११ प्रतिज्ञानिर्वाहकद्दत्यर्थः

કેટલાએક ભવ્યપુરૂષો ધર્મ પામીને દીક્ષા લઈ શરૂઆતથી જ સાવધાન રહી જંજાળમાં નહિ ફસતા લીધેલી પ્રતિજ્ઞામા દૃઢ થઈ વર્ત્તે છે. (૩૫૧)

જે પુરૂષ બધી આસક્તિઓને દુ:ખ કરનારી જાણી તેથી દૂર રહે છે તેજ મહામુનિ સયમી જાણવા. (૩૫૨)

માટે મુનિએ સર્વ પ્રપચ છોડીને, "મારૂ કોઈ નથી, હુ એકલો જ છું," એવી ભાવના ધરી પાપક્રિયાથી નિવૃત્ત થઈ મુનિના આચારમાં યત્ન કરતાં થકાં, સર્વ પ્રકારે મુડિત થઈ અચેલ[1] બની સયમમા ઉત્સાહવાન રહી પરિમિત આહાર લઈ પેટને અપૂર્ણ રાખતા રહેવુ. (૩૫૩)

જ્યારે કોઈ પુરૂષ મુનિને તેના પ્રથમના નિદિત કામો બોલીને અથવા ગમે તેમ બેઅદબ બોલો બોલી તથા ખોટા આરોપો ચડાવી નિદવા મડે, અથવા મુનિના અગ ઉપર હુમલા કરે, મારે, કે વાલ ખેચે, ત્યારે મુનિએ પોતાના કીધેલા કર્મોનું ફળ આવેલું જાણી તેવા કંટાળો આપનારા પ્રતિકૂળ પરીષહોને તથા સ્તુતિવગેરા મનને હરનાર અનુકૂળ પરીષહોને પણ સહન કરતા રહેવું કિબહુના, કશી પણ ફિકર નહિ ધરતા શુદ્ધ શ્રદ્ધા ધરીને સર્વ પરીષહ તથા ઉપસર્ગ સહ્યા કરવા. (૩૫૪)

હે મુનિઓ, એ રીતે જેઓ પરીષહ સહી નિષ્પરિગ્રહી રહે છે અને ગૃહવાસમાં પાછા નથી ફસતા, તેઓ જ પરમાર્થે નગ્ન[2] કહેલા છે. (૩૫૫)

---

૧ જીનકલ્પિક હોય તો સર્વથા વસ્ત્ર રહિત બની અને સ્થવિર કલ્પિક હોય તો અલ્પ વસ્ત્ર ધારણ કરી ૨ ભાવનગ્ન

"आणाए मामगं धम्मं[1]।" एस उत्तरवादे[2] इह माणवाणं वियाहिते। (३५६)

एत्थोवरए[3] तं[4] झोसमाणे। आयाणिज्जं परिण्णाय, परियाएण[5] विगिंचइ[6]। (३५७)

इह मेगेसिं एगचरिया होति। तत्थियरा इयरेहिं कुलेहिं सुद्धेसणाए सव्वेसणाए से मेहावी परिव्वए। सुब्भिं अदुवा दुब्भिं। अदुवा तत्थ भेरवा पाणा पाणे किलेसंति। ते फासे पुट्ठो धीरो अहियासेज्जासि त्ति बेमि। (३५८)

---

( तृतीय उद्देशः )

एयं खु मुणी आयाणं[7] सया सुअक्खायधम्मे विधूतकप्पे णिज्झोसइत्ता। (३५९)

जे अचेले परिवुसिए तस्स णं भिक्खुस्स णो एवं भवइः-परिजिन्ने मे वत्थे, वत्थं जाइस्सामि, सुत्तं जाइस्सामि, सूइं जाइस्सामि, संधिस्सामि, सीविस्सामि, उक्कसिस्सामि, वोक्कसिस्सामि, परिहरिस्सामि, पाउणिस्सामि। (३६०)

---

१ तीर्थकृद्वाक्यमेतत् २ प्रधानवादः ३ अत्र उपरतः रक्तः ४ कर्म ५ श्रामण्यने ६ क्षपयति. ७ धर्मोपकरणातिरिक्तंवस्त्रादि

તીર્થંકર દેવે કહ્યું છે કે "આજ્ઞાથી મારો ધર્મ પાળવો." આ તેમણે મનુષ્યો માટે ઉત્કૃષ્ટ ભાષણ કહેલું છે. (૩૫૬)

માટે મુનિએ સંયમમાં લીન રહી કર્મોને ખપાવતાં થકાં ધર્મ કર્યા કરવો. જે માટે કર્મનું સ્વરૂપ જાણ્યાબાદ સંયમથી કર્મ ક્ષય થાય છે. (૩૫૭)

કેટલાએક મહર્ષિઓને એકલા ફરવાની પ્રતિજ્ઞા હોય છે ત્યારે તે ઉત્તમ મહર્ષિઓએ અંત પ્રાંત[1] કુલોમાથી નિર્દોષ આહાર લઈ પવિત્રપણે વિચરતા રહેવું અને તે આહાર સુગંધિ હોય અથવા દુર્ગંધિ હોય છતાં તેના પર કશી પ્રીતિ કે અપ્રીતિ નહિ લાવવી વળી જ્યારે એકલા વિચરતાં ભયંકર સિંહ વગેરા શ્વાપદો હેરાન કરે ત્યારે ધૈર્ય ધરીને રૂડી રીતે તે પરીષહ સહન કરવા. (૩૫૮)

---

## ત્રીજો ઉદ્દેશ.

---

( મુનિએ અલ્પ ઉપકરણ[2] રાખવા અને શરીરને જેમ બને તેમ કસતા રહેવું. )

હમેશાં પવિત્રપણે ધર્મ આચરનાર અને આચારને પાળનાર મુનિ ધર્મોપકરણ શિવાય સર્વ વસ્ત્રાદિક વસ્તુઓ ત્યાગ કરે છે. (૩૫૯)

જે મુનિ અલ્પવસ્ત્ર રાખે છે અથવા તદન વસ્ત્રરહિત[3] રહે છે, તે મુનિને આવી ચિંતા નથી રહેતી, જેવી કે, મારાં વસ્ત્ર ફાટી ગયાં છે, મારે બીજું નવું વસ્ત્ર લાવવું છે, સૂત્ર લાવવું છે, સૂઇ લાવવી છે, તથા વસ્ત્ર સાંધવું છે, સીવવું છે, વધારવું છે, તોડવું છે, પહેરવું છે, કે વીંટાળવુ છે. (૩૬૦)

---

૧ સાધારણ-શીતરતા ૨ વસ્ત્ર વગેરા સામાન ૩ જિનકલ્પિપણામાં.

अदुवा तत्थ परक्कमंतं भुज्जो अचेलं तणफासा फुसंति तेउफासा फुसंति दंसमसगफासा फुसंति, एगयरे अन्नयरे विरूवरूवे फासे अहियासेति अचेले लाघवं आगममाणे[1]। तवे[2] से अभिसमन्नागए भवति। (३६१)

जहेयं भगवता पवेदितं तमेव अभिसमेच्चा सव्वतो सव्वत्ताए सम्मत्त-मेव समभिजाणिया। एवं तेसिं महावीराणं चिरराइं पुव्वाइं[3] वासाणि[4] रीयमाणाणं दवियाणं पास, अहियासियं। (३६२)

आगयपन्नाणाणं किसा[5] बाहा भवंति, पयणुए य मंससोणिए। विस्सेणिं कट्टु परिण्णाए[6] एस तिण्णे मुत्ते विरए वियाहिए-त्ति बेमि। (३६३)

विरयं भिक्खु रीयंतं चिररातोसियं अरती तत्थ किं विधारए[7]? (३६४)

संधेमाणे समुट्ठिए। जहा से दीवे असंदीणे। (३६५)

एवं से धम्मे आरियपदेसिए। (३६६)

ते अणवकंखमाणा, पाणे अणतिवातेमाणा दइता मेहाविणो पंडिया। (३६७)

१ उप्यमान. २ तप. ३ प्रभूतानि ४ वर्षाणि ५ कृशाः ६ परिज्ञया ७ प्रतिस्खलेत्

વસ્ત્રરહિત રહેતા તેવા મુનિઓને કદાચ વારંવાર શરીરમાં તણખલા કે કાંટા ભગાયા કરે[1] અથવા તાઢ વાએ, અથવા તાપ લાગે, અથવા દંસ કે મચ્છરો કરડે, એ વગેરે અણગમતા પરીષહો આવી નડે, ત્યારે તે મુનિઓ વસ્ત્રરહિતપણામાં નિશ્ચિતપણું માની તે બધા પરીષહ સહેતા રહે છે. એમ કર્યાથી તપ કરેલું ગણાય છે. (૩૬૧)

માટે જે રીતે ભગવાને જણાવ્યું છે તેને અનુસરીને સર્વ રીતે પવિત્ર ભાવથી વર્તવું. અને પૂર્વે ભવ્ય મહર્ષિઓએ ઘણાં વર્ષો લગી સંયમમાં રહી જે જે કષ્ટો સહન કર્યાં છે તે તરફ જોતા રહેવું. (૩૬૨)

સમજવાન મુનિઓની ભુજાઓ કૃશ હોય છે અને તેમના શરીરમાં માંસ તથા લોહી બહુ થોડું હોય છે એવા મુનિઓ સમત્વભાવનાથી રાગદ્વેષ તથા કષાયરૂપ સંસારશ્રેણીને તોડી પાડી ક્ષમાદિક ગુણો ધારીને વર્તતા હોવાથી ભવસાગરથી તરેલા, ભવબંધનથી છૂટેલા, અને પાપપ્રવૃત્તિથી દૂર થએલા કહ્યા છે. (૩૬૩)

લાંબા વખતથી સંયમને ધરનાર, અસંયમથી નિવર્તેલા, ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવમાં વર્તનાર મુનિને પણ વખતે સંયમમાં થએલી અરતિ સંયમથી સ્ખલિત કરાવે છે[2] અથવા કદાચ એવા ગુણવિશિષ્ટ મુનિને અરતિ કશું પણ કરી શકતી નથી (૩૬૪)

કેમકે તે મુનિ ઉત્તરોત્તર પ્રશસ્ત પરિણામપર ચડ્યો જાય છે અને એવા ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવમાં ચડનાર મુનિ ખરેખર પાણીથી કદાપિ નહિ ઢંકાઈ જતા દ્વીપ તુલ્ય છે (૩૬૫)

તેમજ તીર્થંકરભાષિત ધર્મ પણ તેવા જ દ્વીપતુલ્ય છે. (૩૬૬)

માટે તે મુનિઓ સંસારના ભોગોની ઇચ્છા ત્યાગ કરી પ્રાણિઓની હિંસા નહિ કરતા થકા સર્વ લોકને પ્રિય થઈ મર્યાદામાં રહેતા થકા પંડિતપદ પામે છે (૩૬૭)

૧ તૃણસ્પર્શાદિ ગણાતું હોવાથી ૨ જે માટે કર્મપરિણતિ વિચિત્ર છે.

एवं तेसिं भवगओ[1] अणुट्टाणे जहा से दियपोए[2]। एवं ते सिस्सा दियाय राओय अणुपुव्वेण वाइय-त्ति[3] वेमि। (३६८)

[ चतुर्थ उद्देश· ]

एवं ते सिस्सा दिया य राओ य अणुपुव्वेण वाइया तेहि महावीरेहि पण्णाणमंतेहिं तेसिंतिए पण्णाण-मुवलब्भ हेच्चा उवसमं फारुसिय ममादियंति। (३६९)

वसित्ता वंभचेरंसि आणं तं णो-त्ति मण्णमाणा। (३७०)

अग्घायं[4] तु सोच्चा णिसम्म, " समणुन्ना जीविस्सामो, " एगे णिक्खम्म ते असंभवंता विडज्झमाणा कामेहिं गिद्धा अज्झोववण्णा समाहि-मावाय[5]-मझोसयता सत्थार-मेव फरुसं वदंति। (३७१)

---

१ वर्द्धमानस्वामिन· २ पक्षिपोतः ३ वाचिताः पाठिताइत्यर्थ ४ आख्यातं ५ आख्यातां

અને જેઓને તેવુ જ્ઞાન નહિ હોવાથી જેઓ હજુ ભગવાનના ધર્મમા રૂડી રીતે ઉત્સાહવાન્ નથી થએલા એવા શિષ્યોને તે પંડિત મુનિઓ જેમ પક્ષિઓ પોતાના બચ્ચાને ઊછેરે છે તેમ ઘણી ઘણી રીતે સભાળ રાખી ધર્મમા કુશળ કરાવતા રહે છે. એ રીતે તે શિષ્યોને રાત દિવસ અનુક્રમે ભણાવ્યા કરવાથી તેઓ સસાર તરી શકવા સમર્થ થાય છે (૩૬૮)

## ચોથો ઉદ્દેશો.

### ( મુનિએ મુખલંપટ ન થવુ )

ઊપર બતાવ્યા પ્રમાણે મહાપરાક્રમી અને વિદ્યાવત ગુરૂઓએ રાતદિવસ પોતાના શિષ્યોને ભણાવ્યાથી તે શિષ્યોમાના કેટલાએક શિષ્યો તેવા ગુરૂઓ પાસેથી વિદ્યા મેળવીને ઉપશમને છોડી દઇ ગર્વિત થઇને ઉદ્ધત બની જાય છે. (૩૬૯)

વળી કેટલાએક શિષ્યો સયમમાં જોડાયાબાદ તીર્થંકરની આજ્ઞાનો અનાદર કરીને મુખલપટ થઇ શરીરની શોભા કરવા મડી પડે છે. (૩૭૦)

કેટલાએક "આપણે સર્વને માનનીય થશુ." એમ વિચારીને દીક્ષા લે છે, અને તેથી મોક્ષમાર્ગમાં નહિ ચાલતા કામેચ્છાથી બલતા થકા સુખમાં મૂર્છિત થઇ ફરી વિષયોમા ધ્યાન ધરીને તીર્થંકરભાષિત સમાધિને નથી સેવતા અને જો તેમને કોઇ શીખામણ આપે છે તો તે સાભળીને તે શીખામણ દેનારને જ નિંદવા મડે છે. ( એ સર્વ એમની મૂર્ખાઇ જાણવી. ) (૩૭૧)

सीलमंता उवसंता संखाए[1] रीयमाणा "असीला" अणुवयमाणस्स बितिया मंदस्स बालया। (३७२)

णियट्टमाणा वेगे आयारगोयर-माइक्खंति। (३७३)

णाणभट्ठा दंसणलूसिणो णममाणा एगे जीवितं विप्परिणामंति। (३७४)

पुट्ठा[2] वेगे णियट्टंति जीवियस्सेव कारणा। णिक्खंतंपि तेसिं दुन्निक्खंतं भवति। (३७५)

बालवयणिज्जा हु ते नरा। पुणो पुणो जाति पकप्पंति, अहे संभवंता विद्दायमाणा[3] "अहमंसि" विउक्से[4], उदासीणे फरुसं वदंति। पलियं पगंथे[5], अदुवा पगंथे अतहेहि। तं मेहावी जाणिज्जा धम्मं। (३७६)

अहम्मट्ठी तुमंसि णाम बाले, आरम्भट्ठी, अणुवयमाणे "हण पाणे" घायमाणे, हणओयावि समणुजाणमाणे "घोरे धम्मे उदीरिए" उवेहइ[6] णं अणाणाए एस विसण्णे वितद्दे[7] वियाहिते-त्ति बेमि। (३७७)

---

१ प्रज्ञया २ परीषहैरिति शेषः ३ विद्वांसो वय-मिति मन्यमानाः ४ व्युत्कर्षयेयुः ५ प्रकथयेत् ६ उपेक्षते ७ विहिंसक.

વળી કેટલાએક તો પોતે ભ્રષ્ટ છતાં બીજા સુશીલ ક્ષમાવંત અને વિવેકથી વર્તતા મુનિઓને પણ ભ્રષ્ટ કહેતા રહે છે, તેવા પાસત્થાદિક મંદજનોની તો ખરેખર ડબલ મૂર્ખાઈ જાણવી. (૩૭૨)

કેટલાએક પોતે સંયમ નથી પાળી શકતા, પણ આચાર શુદ્ધ કહી બતાવે છે ( તેઓની ડબલ મૂર્ખાઇ નથી થતી) (૩૭૩)

અને જેઓ પોતે ભ્રષ્ટ છતા એમ કહે છે કે જેમ અમે વર્ત્તિએ છીએ તેમજ આચાર છે તેવાઓ તો જ્ઞાનદર્શનથી ભ્રષ્ટ થયા થકા દ્રવ્યથી આચાર્યાદિકને નમતાં છતાં પણ સદ્દાચારથી પોતાને વેગલા કરે છે. (૩૭૪)

વળી કેટલાએક અજાણ જનો પરીષહોથી ડરીને મોઝમઝા માટે સંયમથી ભ્રષ્ટ થાય છે. એવાઓનું 'ઘર છોડી નીકળવું' પણ ( કશું સ્તુતિપાત્ર થતું નથી ) ઉલટું ધિક્કારપાત્ર થાય છે (૩૭૫)

તેથી જેઓ સંયમથી ભ્રષ્ટ બનતા થકા, વિદ્વાનપણાનું ડોળ ધાળતા થકા, અને "હું જ એકલો વિદ્વાન્ છું" એવી બડાઇ મારતા થકા, પોતાને શિક્ષા દેનાર અપર મધ્યસ્થ મુનિઓને તેમના ખોટા અવગુણ બોલીને નિંદવા મંડે છે, તેવાઓ સાધારણ જનોમાં પણ ધિક્કાર પામીને ચિરકાળ સંસારમાં રઝળતા રહે છે માટે બુદ્ધિમાન્ મુનિએ ધર્મને રૂડી રીતે જાણતા શીખવું (૩૭૬)

સંયમથી ભ્રષ્ટ થતા જનને સત્પુરૂષો આ રીતે બોધ આપે છે કે હે પુરૂષ, તું પ્રાણિઓને જાતે મારતો થકો, મારનારાઓને પ્રશંસતો થકો, તથા "જીવોને મારો" એવો બકવાદ કરતો થકો ખરેખર હિંસાને જ ચાહનારો છે. અને તેથી તું અજાણ છે, અને અધર્મનો જ અર્થી છે અને "તીર્થંકરોએ તો નહિ થઇ શકે એવો દુકર ધર્મ કહ્યો છે" એમ ધારી તું તેમની આજ્ઞાથી બાહેર થઇ તે ધર્મની ઉપેક્ષા કરતો રહે છે તે ખરેખર તું કામભોગમાં મૂર્ચ્છિત અને હિંસામાં તત્પર થએલો દેખાય છે, એમ હું કહું છું. (૩૭૭)

किमणेणं भो, जणेण करिस्सामि-त्ति मण्णमाणा एवं एगे वइत्ता, मातरं पितरं हिच्चा णातओ य परिग्गहं, वीरायमाणे समुट्ठाए अविहिंसा सुव्वया दंता, पस्स, दीणे, उप्पइए पडिवयमाणे । (३७८)

वसट्टा कायरा य जणा लूसगा भवंति । (३७९)

अह-मेगेसिं सिलोए पावए भवति;—से समणविब्भंते समणविब्भंते[1] । (३८०)

पासहेगे समन्नागएहिं[2] असमन्नागए, णममाणेहिं अणममाणे, विरतेहिं अविरते, दविएहिं अदविए । (३८१)

अभिसमेच्चा पंडिए मेहावी णिट्ठियट्ठे वीरे आगमेणं सया परक्कमेज्जासित्ति बेमि । (३८२)



[ पंचम उद्देशः ]

से गिहेसु वा गिहंतरेसुवा गामेसु वा गामंतरेसु वा नगरेसुवा नगरंतरे सुवा जण-

१ वीप्सायां द्विरुक्तिः २ उद्युक्तविहारिभिः "सह वसंत" इतिशेषः

શરૂઆતમાં કેટલાએક પુરૂષો દીક્ષા લેતી વખતે માતાપિતા તથા સ્ત્રીપુત્રાદિકને અનર્થમૂળ જાણીને માબાપ, જ્ઞાતિ, તથા ધનદોલત છોડી કરી પરાક્રમ દાખવતા થકા દીક્ષા લઇ અહિંસક, પવિત્ર નિયમને ધરનાર, અને જીતેંદ્રિય થઇને સંયમપર ચડ્યા થકા પાછા તેપરથી ભ્રષ્ટ થઇ દીન બને છે. (૩૭૮)

કારણ કે જેઓ વિષય અને કષાયને તાબે થઇ દુર્ધ્યાની થાય છે તથા જેઓ સત્વહીન હોય છે તેઓ સંયમથી ભ્રષ્ટ જ થાય છે. (૩૭૯)

અને સંયમથી ભ્રષ્ટ થતાં તેમની દુનિઆમાં ઘણી અપકીર્ત્તિ ફેલાય છે, જેવીકે, અરે આ જુઓ સાધુ થઇને પાછો સંસારના ભૂલાવામાં પડ્યો છે. (૩૮૦)

કેટલાએક કમનશીબ પુરૂષો ઉગ્રવિહારિઓ સાથે રહ્યા થકા આલસુ થઇ રહે છે, વિનયવંત પુરૂષો સાથે અવિનીત રહેછે. વિરતિવંત પુરૂષો સાથે રહી અવિરત રહે છે અને પવિત્ર પુરૂષો સાથે રહી અપવિત્ર રહે છે. (૩૮૧)

એમ ધારીને મર્યાદશીળ પંડિત પુરૂષે વિષયવાંચ્છા ત્યાગ કરી હિમ્મતવાન રહી તીર્થંકરના ઉપદેશને અને અનુસરીને હમેશાં પ્રવર્त્તવું. (૩૮૨)



## પાંચમો ઉદ્દેશ.



( મુનિએ સંકટોથી નહિ ડરવું તથા કોઈ પ્રશંસા કે સત્કાર કરે તેથી ખુશી ન થવું. )

મુનિને આહારાદિક લેવા જતાં ઘરોમાં[1], ઘરોની આસપાસમાં, ગામોમાં, ગામોની આ-

૧ ઊંચ નીચ તથા મધ્યમ ઘરોમાં.

वएसु वा जणवयंतरेसु वा, संतेगतिया जणा लूसगा[1] भवंति, अदुवा फासा फुसंति, ते फासे पुट्ठो धीरो अहियासए ओए[2] समियदंसणे[3] । (३८३)

दयं[4], लोगस्स, जाणित्ता पादीणं पडीणं दाहीणं उदीणं, आइक्खे, विभये, किट्टे, वेदवी । (३८४)

से उट्ठिएसु[5] वा अणुट्ठिएसु[6] वा सुस्सूसमाणेसु पवेदए, संतिं, विरतिं, उवसमं, णिव्वाणं, सोयं, अज्जवियं, मद्दवियं, लाघवियं, अणइवत्तिय[7] । (३८५)

सव्वेसिं पाणाणं सव्वेसिं भूयाणं सव्वेसिं जीवाणं सव्वेसिं सत्ताणं[8] अणुवीइ भिक्खू धम्म–माइक्खेज्जा । (३८६)

अणुवीइ भिक्खू धम्म–माइक्खमाणे णो अत्ताणं आसाइज्जा, णो परं आसाइज्जा, णो अन्नाइं पाणाइं भूयाइं जीवाइं सत्ताइं आसादेज्जा। (३८७)

से अणासादए अणासादमाणे वज्झमाणाणं पाणाणं भूयाणं जीवाणं सत्ताणं जहा से दीवे असंदीणे एवं से भवति सरणं महामुणी। (३८८)

एवं से उट्ठिए ठियप्पा अणिहे अचले चले अबहिलेस्से परिव्वए। (३८९)

---

१ उपसर्गकारकाइत्यर्थः २ ओजः एकः ३ प्रासदर्शनः ४ दयां ५ साधुषु ६ श्रावकेषु ७ अनतिपत्य–अनतिक्रम्य ८ अत्र प्राणादय एकार्थवाचकाः

સપાસમા, નગરોમાં, નગરોની આસપાસમાં, અને વિહાર કરતાં દેશોમાં, તથા દેશોની આસપાસમા, કેટલાએક લોકો ઉપસર્ગ કરે, અથવા બીજા કંઈ પણ સંકટો કે દુઃખો આવી પડે તો તે ધીરપણે અડગ રહી સમ્યક્ત્વવંત મુનિએ સર્વ સહન કરવાં. (૩૮૩)

આગમના જાણ મુનિએ પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર એ સર્વ સ્થળોમાં લોકના ઊપરે દયા કરતાં થતાં તેમને ધર્મ કહેવો, ધર્મના વિભાગ બતાવવા, તથા તેનાં ફળ જણાવવા. (૪૮૪)

તેણે સાંભળવા ઇચ્છનાર દીક્ષિત પુરૂષોને તથા શ્રાવકો વગેરાને અહિંસા, ત્યાગ, ક્ષમા, ઉત્તમ ફળ, પવિત્રતા, સરળતા, કોમળતા, તથા નિષ્પરિગ્રહતા એ સર્વ બાબતો યથાર્થપણે દર્શાવવી. (૩૮૫)

એ રીતે વિચારપૂર્વક સર્વ જીવોને મુનિએ ધર્મ કહેવો. (૩૮૬)

પૂર્વાપર વિચારપૂર્વક ધર્મ કહેતાં થકાં મુનિએ પોતાને તથા બીજા સર્વ જીવોને કશા નુકશાનમા ઊતારવા નહિ. (૩૮૭)

અને તેમ કર્યાથી તે મહામુનિ, નાશપામતા જીવોને ઉત્તમ બેટના મુજબ શરણ આપનાર થાય છે. (૩૮૮)

એ માટે દીક્ષિતપુરૂષે આત્મા સ્થિર રાખી નિરીહ રહી પરીષહોથી નહિ ડરતાં તથા સ્થિરવાસ નહિ કરતાં સંયમમાં લક્ષ રાખી વર્ત્યા કરવું. (૩૮૯)

संखाय पेसलं धम्मं दिट्ठिमं परिणिव्वुडे। (३९०)

तम्हा संगं ति पासह। गंथेहिं गढिया णरा विसण्णा कामकंता। तम्हा लूहओ[1] णो परिवित्तसेज्जा। (३९१)

जस्सिमे आरंभा सव्वतो सव्वत्ताए सुपरिण्णाया भवंति, जेसि मे[2] लूसिणो णो परिवित्तसति, से वंता[3] कोहं च माणं च मायं च लोभं च[4]। एस तुट्टे[5] वियाहिते-त्ति बेमि। (३९२)

कायस्स वियाघाए संगामसीसे वियाहिए। सेहु पारंगमे मुणी। अविहम्ममाणे फलगावयट्ठी कालोवणीते कंखेज्ज कालं जाव सरीरभेओ-त्ति बेमि। (३९३)



१ रूक्षतः (संयमात्) २ येषु (आरंभेषु) इमे लूपकाः (हिंसकाः) ३ वांत्वा ४ मोहनीयं त्रोटयतीति शेषः ५ त्रुटः अपगतः कर्मसंततेरितिशेषः

જે માટે પવિત્ર ધર્મને જાણી કરીને જ સત્ક્રિયા કરનારા પુરૂષો મુક્ત થયા છે (પણ પવિત્ર ધર્મને ન જાણનારા પુરૂષો મુક્ત થતા નથી) (૩૯૦)

માટે (હે મુનિઓ) તમે પ્રપંચમાં મુઝાસો નહિ. ધનદોલતમાં મુઝાએલા લોકો અનેક કામનાઓથી પીડાતા રહે છે. માટે મુનિએ સંયમથી નહિ ડગવું (૩૯૧)

જે પાપપ્રવૃત્તિઓ કરતાં હિંસક લોકો નથી ડરતા તેવી સર્વ પાપપ્રવૃત્તિઓથી જે પુરૂષ સર્વ પ્રકારે યથાર્થ જ્ઞાન પૂર્વક દૂર રહે છે, તે પુરૂષ ક્રોધ માન માયા તથા લોભને વમી કરીને (મોહનીય કર્મ તોડે છે) અને એવો પુરૂષ (કર્મની જાળથી) છૂટો થએલો છે એમ હું કહું છું. (૩૯૨)

"શરીરનો નાશ કરવો" એ ખરેખર, સગ્રામનું ટોચ છે. માટે ( એ વખતે જે નહિ મુંઝાય ) તે મુનિ નક્કી સંસારનો પાર પામે છે. માટે મુનિએ અંતકાળે પરીષહોથી નહિ ડરતાં લાકડાના પાટીઆની માફક અચળ રહીને મૃત્યુકાળ આવતાં અણસણ આદરી જ્યાં લગી આ શરીરથી જીવ જૂદો, પડે ત્યાં લગી મરણકાળને ઇચ્છતા રહેવું. (૩૯૩)



महापरिज्ञाख्यं सप्तम मध्ययनम्.

( इदं षोडशोद्देश मध्ययनं व्यवच्छिनम् )

# અધ્યયન સાતમું.

## મહાપરિજ્ઞા.

( સોલ ઉદ્દેશનુ આ અધ્યયન વિચ્છિન્ન થયુ છે. કેમકે એવુ કહેવાય છે કે શ્રીમાન્ દેવર્દ્ધિગણિએ જ્યારે આ સૂત્ર પુસ્તકપર લખ્યુ ત્યારે તે અધ્યયનમાં કેટલીક ચમતકારિ વિદ્યાઓ હોવાથી અને તેવી વિદ્યાઓ જેના તેના હાથે જાય તો લાભના બદલે ગેરલાભ થવાનો વધુ સભવ રહે એમ ધારી તે લખવુ બધ રાખ્યુ ગમે તેમ હોય, પણ આપણા કમનશીએ આવુ ઉત્તમ અધ્યયન વિચ્છિન્ન થયુ છે, તેથી આપણને અતિશય અફશોશ ઝાહેર કર્યા શિવાય બીજો આરો રહ્યો નથી. )

( ભાષાંતર કર્ત્તા )

## विमोक्षाख्य-मष्टम मध्ययनम्.

( प्रथम उद्देशः )

से बेमि समणुन्नस्स वा असमणुन्नस्स वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा वत्थं वा पडिग्गहं वा कंवलं वा पायपुंछणं वा णो पाएज्जा णो निमंतेज्जा णो कुज्जा वेयावडियं परं आढायमाणेत्ति बेमि। (३९४)

" धुयं चेतं जाणेज्जा असणं वा जाव पायपुंछणं वा लभिया, णो लभिया, भुंजिया, णो भुंजिया, पंथं वियत्तूणवि उक्कम्म." विभत्तं धम्मं झोसेमाणे समेमाणे चलेमाणे पाएज्जावा णिमंतेज्जावा कुज्जा वेयावडियं परं अणाढायमाणे-त्ति बेमि। (३९५)

इह मेगेसिं आयारगोयरे णो सुणिसंते भवति। ते इह आरंभट्ठी अणुवयमाणे, "हण पाणे" घायमाणे, हणतो यावि समणुजाणमाणे, अदुवा अदिन्न-मायंति, अदुवा वायाओ

# અધ્યયન આઠમું.

## વિમોક્ષ.

### પહેલો ઉદ્દેશ.

( કુશીળ પરિત્યાગ. )

હું કહું છું કે મુનિએ રૂડા વેષવાલા[1] અથવા નિરતા વેષવાલા[2] અસંયતિને અતિશય આદરવંત થઇને અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબળ, અને પાદપુચ્છન[3] આપવાં નહિ આપવા માટે નિમંત્રણ કરવું નહિ, અને તેમનુ વૈયાવૃત્ય[4] કરવું નહિ (૩૯૪)

તે અસયતિઓ કહે કે "હે મુનિઓ તમે નક્કી કરી માનો કે તમને અશનાદિ મળ્યું હોય અથવા ન મળ્યું હોય, તમે તે ખાધુ હોય અથવા ન ખાધુ હોય, તો પણ તમ રેઅમારે ત્યાં આવવું. કદિ આડો માર્ગ હોય અથવા વચ્ચમાં કંઈ સુનાં ઘર હોય, તોપણ તે ઓલગીને પધારવું" એ રીતે બોલીને જૂદા ધર્મને પાળનાર તેઓ આવતા થકા કે જતા થકા કંઈ આપે કે આપવા માટે નિમત્રણ કરે અથવા કંઈ વૈયાવૃત્ય કરે તો તે કબુલ કરવું નહિ. કિંતુ જેમ બને તેમ અલગા રહેવું. (૩૯૫)

કેટલાએકોને[5] આચાર સબધી બાબતની માહિતી હોતી નથી તેથી તેઓ આરભના અર્થી થઇને પરધર્મિઓના વચનોની નકલ કરીને "જીવોને મારો" એવું કહી બીજાવતી

૧ સ્વમતી-પાસત્થા પ્રમુખ ૨ પરમતી-શાક્યાદિ ૩ રજોહરણ ૪ ચાકરી ૫ પાસત્થા વગેરાને.

विप्पडंजंति; तंजहा, अत्थि लोए णत्थि लोए, धुवे लोए, अधुवे लोए, सादिए लोए, अणादिए लोए, सपज्जवसिते लोए, अपज्जवसिते लोए, सुकडे-त्ति वा दुक्कडे-त्ति वा, कल्लाणे-त्ति वा, पावे-त्ति वा, साधू-त्ति वा, असाधू-त्ति वा, सिद्धी-त्ति वा, असिद्धी-त्ति वा, णिरए-त्ति वा, अनिरए-त्ति वा (३९६)

जमिणं विप्पडिवन्ना "मामगं धम्मं" पन्नवेमाणा, एत्थवि जाणह-अकस्मात् । एवं तेसिं णो सुअक्खाए सुपन्नत्ते धम्मे भवति, से जहेतं भगवया पवेदितं आसुपण्णेण जाणया पासया । अदुवा गुत्ती वओगोयरस्स-त्ति बेमि। (३९७)

सव्वत्थ संमयं पावं। तमेव उवातिकम्म[1] । एस मह विवेगे वियाहिते । (३९८)

गामे अदुवा रण्णे, णेव गामे णेव रण्णे, धम्म-मायाणह पवेदितं माहणेण मईमया । (३९९)

जामा[2] तिण्णि उदाहया, जेसु इमे आरिया संबुज्झमाणा समुट्ठिया । (४००)

१ व्यवस्थितोहमितिशेषः २ व्रतविशेषाः

જીવોને મરાવે છે, અને જીવના મારનારને રૂડું લાગે છે, અથવા અણદીધેલું લેતા રહે છે, અથવા અનેક પ્રકારના નીચે મુજબ વાદો બોલે છે,-એક કહે છે "લોક છે" બીજા[1] કહે છે "લોક નથી." એક કહે છે "લોક નિશ્ચળ છે" બીજા[2] કહે છે "ચળ [ ફરતો ] છે." એક કહે છે 'લોક આદિસહિત છે," બીજા કહે છે 'અનાદિ છે' એક કહે છે "લોકનો અંત છે," બીજા કહે છે "નથી." એક કહે છે "એ ઠીક કર્યું," બીજા કહે છે "એ ખોટું કર્યું." એક કહે છે 'એ કલ્યાણ છે," બીજા કહે છે "એ પાપ છે." એક કહે છે "આ સાધુ છે," બીજા કહે છે "એ અસાધુ છે" એક કહે છે "સિદ્ધિ છે," બીજા કહે છે "સિદ્ધિ નથી" એક કહે છે "નરક છે," બીજા કહે છે "નરક નથી" (૩૯૬)

એ રીતે જે પોતપોતાનો ધર્મ બતાવતા રહે છે તેમને માટે ઉત્તર આપવાને એટલું જાણવું બસ છે કે "તમારૂં બોલવુ અકસ્માત્ હેતુવિનાનું છે." એ રીતે તે એકાંત વાદિઓનો ધર્મ શીઘ્ર બુદ્ધિશાળી[3] સર્વજ્ઞ સર્વદર્શી ભગવાન વીર પ્રભુના કહેલા દર્શના મુજબ ખરેખર રીતે કહેલો કે જણાવેલો સિદ્ધ થતો નથી. (માટે સમર્થ મુનિએ પરવાદિઓને વાદમાં જીતીને યથાર્થ ઉત્તરો દેવા) અસમર્થ મુનિએ મૌન રહેવું. (૩૯૭)

( પરવાદિઓને શરૂઆતમા મુનિએ કહેવુ કે ) બધાઓમા પાપ રહેલુ છે;[4] હું તેને છોડી વર્તુછું, એ મારો વિવેક જાણવો. (૩૯૮)

બુદ્ધિશાળી[5] માહન[6] વીર પ્રભુએ કહ્યુ છે કે ( વિવેક હોય તો ) ગામમા રહેતાં પણ ધર્મ છે અને અટવીમા રહેતાં પણ ધર્મ છે . ( વિવેક ન હોય તો ) ગામમાં રહેતાં પણ ધર્મ નથી અને અટવીમાં રહેતા પણ ધર્મ નથી. (૩૯૯)

( વળી તે ભગવાને) ત્રણ યામ [મહાવ્રત] બતાવ્યા છે, જેઓમાં આ આર્યો પ્રતિબોધ પામીને તૈયાર થયા છે (૪૦૦)

૧ નાસ્તિક. ૨ ભૂગોળવાદી. ૩ સદા ઉપયોગવંત. ૪ કારણકે બધાઓ પાપ કરે છે. ૫ કેવલજ્ઞાનવાન્ ૬ કોઇને હણો મા" એવું બોલનાર.

जे णिव्वुता, पावेहिं कम्मेहिं अणियाणा ते वियाहिया। (४०१)

उड्ढं अधं तिरियं दिसासु सव्वतो सव्वावंति च णं पडियक्कं[1] जीवेहिं कम्मसमारंभे णं। (४०२)

तं परिजाय मेहावी णेव सयं एतेहिं काएहिं दंडं समारंभेज्जा, णेवण्णे एतेहिं काएहिं दंडं समारंभावेज्जा, नेवन्ने एएहिं काएहिं दंडं समारंभंतेवि समणुजाणेज्जा। (४०३)

जेयन्ने एतेहिं काएहिं दंडं समारंभंति तेसिंपि वयं लज्जामो। (४०४)

तं परिण्णाय मेहावी तं वा दंडं अण्णं वा दंडं णो दंडभी दंडं समारंभज्जासि त्ति बेमि। (४०५)



[ द्वितीय उद्देशः ]

से भिक्खू परक्कमेज्ज वा, चिट्ठेज्ज वा, णिसीएज्ज वा, तुयट्टेज्ज[2] वा, सुसाणंसि वा, सुन्नागारंसि वा, गिरिगुहंसि वा, रुक्खमूलंसि वा, कुंभारायतणंसि वा, हुरत्था वा कहिंचि

१ प्रत्येकं २ त्वग्वर्त्तनंविदध्यात्.

જેઓ નિર્વૃત [ક્રોધાદિક મટવાથી શાંત] થયા છે તે પાપના કામથી અલગા રહેનાર કહ્યા છે. (૪૦૧)

ઉંચે, નીચે, તિરછુ, અને સઘળી દિશાઓ તથા વિદિશાઓમાં, સર્વ પ્રકારે, જીવોમાં દરેક જીવદીઠ કર્મ સમારંભ રહેલો છે, (૪૦૨)

તેને રૂડી રીતે સમજી કરીને, મર્યાદાવત મુનિએ પોતે એ પૃથ્વીકાયાદિક જીવોનો આરંભ ન કરવો, બીજાવતી ન કરાવવો, અને જેઓ કરતા હોય તેમને રૂડા પણ ન ગણવા. (૪૦૩)

( મુનિએ વિચારવુ કે ) જેઓ એ જીવોનો આરંભ કરે છે તેનાથી પણ અમે શરમાઉએ છીએ. (૪૦૪)

એમ રૂડી રીતે જાણીને મર્યાદાવત અને આરંભથી બીહીતા મુનિએ તે આરંભ અથવા બીજા આરંભ નહિ કરવા. (૪૦૫)



## બીજો ઉદ્દેશ.

### ( અકલ્પનીય પરિત્યાગ )

મુનિ, શ્મશાનમા[1] અથવા સૂના ઘરમા અથવા પર્વતની ગુફામાં અથવા ઝાડના મૂળમાં અથવા કુંભારના ઘરમાં ફરતો હોય ઊભો હોય અથવા સૂતો હોય અથવા બાહેર ક્યાં

૧ સ્મશાનમાં સ્થવિર કલ્પીને રહેવુ ન ઘટે માટે તેવા પદ જિનકલ્પી માટેના જાણવા. એમ ટીકાકાર જણાવે છે.

विहरमाणं तं भिक्खुं उवसंकमित्तु गाहावती बूया, "आउसंतो समणा ! अहं खलु तव अट्ठाए असणं वा पाणं वा खाइमं वा साइमं वा वत्थं वा पडिग्गहं वा कंबलं वा पायपुंछणं वा, पाणाइं भूताइं जीवाइं सत्ताइं समारब्भ समुद्दिस्स, कीयं पामिच्चं[1] अच्छेज्जं[2] अणिसट्ठं अभिहिडं आहट्टु चेतेमि,[3] आवसह वा समुस्सिणामि, से भुंजह वसह ।" (४०६)

आउसंतो समणा ? भिक्खू तं गाहावतिं समणसं सवयसं संपडियाइक्खे[4] "आवसं भो गाहावइ ? णो खलु ते वयणं आढाएमि, णो खलु ते वयणं परिजाणेमि, जो तुमं मम अट्ठाए असणं वा [४] वत्थंवा [४] पाणाइं वा [४] समारब्भ समुद्दिस्स कीयं पामिच्चं अच्छेज्जं अणिसट्ठं अभिहडं आहट्टु वेएसि, आवसहं वा समुस्सिणासि । से विरतो आउसो गाहावती ! एयस्स अकरणयाए । (४०७)

से भिक्खू परक्कमेज्ज वा जाव हुरत्था वा कहिंचि विहरमाणं तं भिक्खुं उवसंकमित्तु गाहावती आयगयाए पेहाए असणं वा [४] वत्थं वा [४] पाणाइं [४] समारंभ जाव आहट्टु वेएति आवसह वा समुस्सिणाति तं भिक्खुं परिघासिउं, तं च भिक्खू जाणेज्जा सह संमइयाए परवागरणेणं अण्णेसिं वा सोच्चा "अयं खलु गाहावती ममट्ठाए असणं वा [४] वत्थं वा [४] पाणाइं [४] समारंभ जाव वेएति आवसहं वा समुस्सिणाति" तं च भिक्खू संपडिलेहाए आगमेत्ता[5] आणवेज्जा अणासेवणाए-त्ति बेमि । (४०८)

---

१ अपरस्मा दुद्धार्य गृहीतं. २ आच्छेद्यं--आच्छिद्य गृहीतं. ३ वितरामि. ४ संप्रत्याचक्षीत. ५ ज्ञात्वा.

પણ વિચરતો હોય, તેને જોઇ કોઇ ગૃહસ્થ, પાસે આવી કહે કે "હે આયુષ્યમાન્ મુનિ, હુ તમારા સારૂ અસન પાન ખાદિમ સ્વાદિમ વસ્ત્ર પાત્ર કંબલ તથા પાદપુચ્છન, પ્રાણિઓના આરંભથી બનાવીને અથવા વેચાતા લઇને અથવા ઊધારા આણીને અથવા કોઈ પાસેથી ઝુંટાવી લઇને અથવા બીજાના હોવા છતા તેમની રજા લીધા શિવાય અથવા મારા ઘેરથી લાવીને તમોને આપુ છુ અથવા તમારા સારૂ મકાન ચણાવુ છું કે સમારૂછુ. માટે તમો ખાઓ અને રહો" (૪૦૬)

હે આયુષ્યમાન્ સાધુઓ ? તે મુનિએ તે પોતાના જાણીતા અથવા મિત્ર ગૃહસ્થને આ રીતે કહેવું "હે આયુષ્યમાન્ ગૃહસ્થ, હુ તારૂ એ બોલવું કબુલ કરતો નથી અને પાળતો પણ નથી. માટે શા સારૂ તું મારા માટે આરંભાદિક કરીને વસ્ત્રાદિકની ખટપટ કરે છે અથવા મકાન ચણાવે છે? હે આયુષ્યમાન્ ગૃહસ્થ, હું એ બાબતો ન કરવાના લીધે તો ત્યાગી થયો છુ. (૪૦૭)

મુનિ સ્મશાનાદિકમાં ફરતો હોય કે બાહેર કયાં પણ વિચરતો હોય તેને જોઇને તે મુનિને જમાડવા કોઈ ગૃહસ્થ પોતાના મનમાં ધારણા રાખી તે મુનિના સારૂ આરંભાદિક કરીને આહારાદિક આપે અથવા મકાન ચણે, એવામાં તે મુનિને પોતાના બુદ્ધિબળે અથવા તીર્થંકર દેવે બતાવેલા માર્ગથી ખબર પડે અથવા તે ગૃહસ્થના સગા વહાલાના પાસેથી સાંભળ્યાથી ખબર પડે કે "આ ગૃહસ્થ મારા માટે આહારાદિક નીપજાવી મને આપવા ચાહે છે અથવા મકાન ચણે છે" આમ થતાં તે મુનિએ પૂરતી તપાસ કરીને તે બાબત જાણીને તે ગૃહસ્થને મનાઈ પાડવી કે હું એ આહાર કે મકાન વાપરવાનો નથી. (૪૦૮)

भिक्खुं च खलु पुट्ठा[1] वा अपुट्ठा[2] वा जे इमे[3] आहच्च, गंथा[4] फुसंति[5] से हंता "हणह खणह[6] छिंदह दहह पयह आलुंपह विलुंपह सहसाकारेह विप्परामुसह"। ते फासे पुट्ठो धीरो अहियासए, अदुवा आयारगोयर-माइक्खे तक्कियाण-मणेलिसं[7], अदुवा वइगुत्तीओ गोयरस्स अणुपुव्वेण सम्मं पडिलेहाए आयगुत्ते। बुद्धेहिं एयं पवेदितं। (४०९)

से समणुन्ने असमणुन्नस्स[8] असणं वा [४] वत्थं वा [४] नो पाएज्जा नो निमंतेज्जा नो कुज्जा वेयावडियं परं आढायमाणेत्ति बेमि। (४१०)

धम्म-मायाणह पवेइयं माहणेण मतिमया;-समणुन्ने समणुन्नस्स असणं वा [४] वत्थं वा [४] पाएज्जा निमंतेज्जा कुज्जा वेयावडियं परं आढायमाणेत्ति बेमि। (४११)



( तृतीय उद्देशः )

मज्झिमेणं वयसा एगे संबुज्झमाणा समुट्ठिता। (४१२)

१ पृष्ट्वा वा २ अपृष्ट्वा वा ३ गाथापतयः ४ आहृत्य ढौकयित्वा प्रधात् महतो द्रव्यव्ययात् ५ उपतापयति ६ क्षणुत ७ अनीदृशं तर्कयित्वा ८ पार्श्वस्थादेः

કોઈ ગૃહસ્થો મુનિને પૂછી અથવા નહિ પૂછીને મોહેટું ખરચ કરી આહારાદિક બનાવી મુનિ આગળ ધરે તે મુનિ અશુદ્ધ જાણી ન લ્યે એટલે તેઓ તપે અને કદાચ[1] મારે અથવા બોલે કે "આ સાધુને મારો, કૂટો, કાપો, બાળો, પચાવો, લૂટો, ઝુંટો, પૂરૂં કરી ઘો, બધી રીતે સતાવો" આવા સંકટના આવી પડતા ધીર મુનિએ બધું સહન કરવું; અથવા પુરૂષવિશેષ વિચારી સરસ રીતે સાધુનો આચાર કહી બતાવવો; અથવા મૌન ધરી આત્મગુપ્ત રહી ઉપયોગી, પછીને ગોચરીની અનુક્રમે રૂડી રીતે શુદ્ધિ કરતા રહેવું એમ જ્ઞાનિઓએ કહેલું છે (૪૦૯)

સવિગ્ન મુનિએ આદરવાન થઈને અસંવિગ્ન પુરૂષને આહાર તથા વસ્ત્રાદિક આપવાં નહિ, તે સબંધે માગણી પણ ન કરવી અને તેનું વૈયાવૃત્ય પણ ન કરવું, એમ હું કહું છું. (૪૧૦)

બુદ્ધિમાન્ માહન મહાવીર પ્રભુએ કહેલો ધર્મ સમજો. સંવિગ્ન મુનિએ સંવિગ્ન મુનિને આહારવસ્ત્રાદિક આદરપૂર્વક આપવા તે સબંધે નિમંત્રણ પણ કરવું, અને તેમની ચાકરી પણ કરવી, એમ હું કહું છું. (૪૧૧)



## ત્રીજો ઉદ્દેશ.

( ખોટી શંકાનું નિવારણ )

મધ્યમ વયમાં કેટલાએક જન પ્રતિબોધ પામી દીક્ષા લ્યે છે. (૪૧૨)

૧ વખતે-શાનાંકા હોવાથી.

मोच्चा मेधावी वयणं पंडियाणं निसामित्ता[1] ।४१३)

समयाए धम्मे आरिएहिं पवदिते । (४१४)

ते अणवकंखमाणा अणतिवाएमाणा अपरिग्गहमाणा णो परिग्गहावंति[2] सव्वावंति च णं लोगंसि। णिहाय दंडं पाणेहिं पावं कम्मं अकुव्वमाणे एस महं अगंथे वियाहिए, ओए जुतिमस्स खेयन्ने[3] उववायं चवणं च णच्चा । (४१५)

आहारोवचया देहा, परिसहपभंगुरा। पासहेगे सव्विंदिएहिं परिगिलायमाणेहिं । (४१६)

ओए दयं दयति (४१७)

जे संनिहाणसत्थस्स[4] खेयन्ने से भिक्खू कालण्णे बालण्णे मायण्णे खणयण्णे विणयण्णे समयण्णे परिग्गहं अममायमाणे कालेणुट्ठाइ अपडिन्ने दुहओ छेत्ता णियाति । (४१८)

तं भिक्खुं सीयफासपरिवेयमाणगायं उवसंकमित्तु गाहावई बूया:-" आउसंतो समणा, णो खलु ते गामधम्मा[5] उव्वाहंति ?" "आउसंतो गाहावई, णो खलु मम गामधम्मा उव्वाहंति, सीयफासं णो खलु अहं सचाएमि अहियासित्तए। णो खलु मे कप्पति अगणिकायं उज्जालेत्तए वा पज्जालेत्तए वा कायं आयावेत्तए वा पयावेत्तए वा, अण्णेसिं वा वयणाए । (४१९)

१ समता मालंब्य इतिशेषः २ न पारग्रहवंतः ३ द्युतिमतः संयमस्य खेदज्ञो निपुण इत्यर्थः ४ संयमस्य ५ विषयाः

ચતુર પુરૂષે પંડિતોના વચન સાંભળી તથા અવધારીને (સમતા રાખવી) (૪૧૩)

આર્ય તીર્થંકરદેવોએ સમતાએ ધર્મ ભાખ્યો છે. (૪૧૪)

દીક્ષિત મુનિઓ કામભોગની અભિલાષા છોડીને કોઈ જીવની પણ હિંસા નહિ કરતા થકા તથા કશો પણ પરિગ્રહ નહિ ધારતા થકા આખા જગતમાં નિ પરિગ્રહી થાય છે. પ્રાણિઓની હિંસા છોડીને પાપના કામ નહિ કરતા થકા તેઓ મહોટા નિર્ગ્રંથ કહેલા છે. એવા મુનિઓ રાગદ્વેષ છોડને ઓજ એટલે એકરૂપ બન્યા થકા સંયમના જાણનાર થઇ, દેવતાઓને પણ જન્મમરણ થતાં જાણી પાપનો પરિહાર કરે છે (૪૧૫)

શરીર આહારથી વધે છે ને ટકે છે, છતા પરીષહો [સંકટો] આવતાં તેનું બળ ઘટે છે જુઓ ઘણ એક કાતર જનો પરીષહોથી સઘળી ઇંદ્રિયો નરમ પડતાં અસમર્થ બનતા રહે છે. (૪૧૬)

પરાક્રમી પુરૂષો પરીષહો પડતાં પણ દયા છોડતા નથી. (૪૧૭)

જે મુનિ સંયમમાં કુશલ હોય તેજ મુનિ, કાળ[1] બળ માત્રા ક્ષણ વિનય તથા સમયના જાણ જાણવા. તેવા મુનિ પરિગ્રહની મમતા છોડીને ટાઇમસર ક્રિયાઓ કરતા થકા અપ્રતિજ્ઞ એટલે નિદાનરહિત થઇને રાગદ્વેષરૂપ બન્ને બાજુ કાપતા થકા રૂડી રીતે સંયમ માર્ગમાં ચાલ્યા જાય છે. (૪૧૮)

તેવા મુનિનું શરીર વખતે તાઢથી ધ્રૂજતું હોય તેવામાં કોઇ ગૃહસ્થ કહે કે " હે આયુષ્યમાન્ શ્રમણ તમને કામ તો પીડતો નથીને ?" ત્યારે મુનિએ તેને કહેવું કે " હે આયુષ્માન્ ગૃહસ્થ, મને કંઈ કામ પીડતો નથી, કિંતુ તાઢ વાય છે તે હુ સહી શકતો નથી, તેથી શરીર કંપે છે; મારે કંઈ અગ્નિ સળગાવવો કે બાળવો કલ્પતો નથી. તેમજ તેના પાસે શરીરને તપાવવું કરવુ અથવા બીજાને તેમ કરવા કહેવુ પણ કલ્પતુ નથી."(૪૧૯)

૧ કાળાદિ પદોનો અર્થ લોકવિજયના પાંચમા ઉદ્દેશમાં ફુટનોટમાં આપ્યો છે.

सिया से एवं वदंतस्स परो अगणिकायं उज्जालेत्ता पज्जालेत्ता कायं आयावेज्जा वा पयावेज्जा वा। तं च भिक्खू पडिलेहाए आगमेत्ता आणवेज्जा अणासेवणाएत्ति बेमि। (४२०)

[ चतुर्थ उद्देशः ]

जे भिक्खू तिवत्थेहिं परिवुसिते पायचउत्थेहिं[1] तस्सणं णो एवं भवति "चउत्थं वत्थं जाइस्सामि"। से[2] अहेसणिज्जाइं वत्थाइं जाएज्जा, अहापरिग्गाहियाइं वत्थाइं धारेज्जा, नो धोविज्जा, नो रएज्जा, नो धोत्तरत्ताइं वत्थाइं धारेज्जा, अपलिउंचमाणे[3] गामंतरेसु, ओमचेलए। एयंखु वत्थधारिस्स सामग्गियं। (४२१)

अह पुण एवं जाणेज्जा;-उवातिकंते खलु हेमंते, गिम्हे पडिवन्ने, अधापरिजुन्नाइं[4] वत्थाइं परिट्ठविज्जा; अदुवा संतरुत्तरे,[5] अदुवा ओमचेले, अदुवा एगसाडे, अदुवा अचेले, लाघवियं आगममाणे। तवे से अभिसमन्नागए भवति। जमेयं भगवया पवेदितं तमेव अभिसमेच्चा सव्वतो सव्वत्ताए समत्त-मेव समभिजाणिया। (४२२)

१ पात्रचतुर्थैः २ यदिपुनः कल्पत्रयं न स्यात् तदा ३ अगोपयन् ४ अपरहेमंतस्थितिसहिष्णूनितुतानि प्रत्युपेक्षयन् बिभर्ति. ५ क्वचित् प्रावृणोति क्वचित् पार्श्ववर्ति बिभर्त्ति.

કદાચ મુનિએ એમ કહ્યાથી ગૃહસ્થ પોતે અગ્નિ સળગાવી મુનિનું શરીર તપાવે તો મુનિએ તે સંબંધી હકીકત જાણીને તેને મનાઈ પાડવી કે મારે એ અગ્નિ સેવવો યુક્ત નથી. (તને મુનિપર ભક્તિ અને અનુકંપા આવ્યાથી પુણ્ય થઈ ચૂક્યું) (૪૨૦)

## ચોથો ઉદ્દેશ

### ( મુનિએ કારણયોગે વેહાનસાદિ બાલ મરણ પણ કરવા. )

જે સાધુને[1] પાત્ર અને ત્રણ વસ્ત્ર હોય તેને એવો વિચાર ન થાય કે મારે ચોથું વસ્ત્ર જોઈશે. જો ત્રણ વસ્ત્ર ન હોય તો સૂઝતાં[2] વસ્ત્ર યાચવાં અને જેવા જડે તેવા પહેરવાં, વસ્ત્ર ધોવાં કે રંગવાં નહિ[3], ધોએલાં કે રંગેલાં પહેરવાં નહિ, ગામાંતરે જતાં વસ્ત્ર સંતાડવાં નહિ[4] અને એ રીતે હલકાં વસ્ત્ર રાખવાં. એ વસ્ત્રધારી મુનિનો આચાર છે. (૪૨૧)

હવે જ્યારે મુનિ એમ જાણે કે શીયાલો ગયો હવે ઉનાળો બેઠો ત્યારે જૂનાં જૂનાં વસ્ત્ર પરઠવી નાખવાં[5] અથવા (વખતે ઉનાળામાં પણ ક્ષેત્રાદિયોગે ટાઢનો સંભવ હોય તો) કોઈ વખતે પહેરવાં, કોઈ વખતે પાસે રાખવા અથવા ત્રણમાંથી એક પરઠવી દઈ બે પહેરવાં અથવા બે પરઠવી એક પહેરવું અથવા તાઢ ટળતા બધાં છાંડવા. કારણ કે એ રીતે ઉપકરણનું લાઘવ [ઓછાપણું] પ્રાપ્ત થાય છે. આમ કરતાં તપ કરેલું ગણાય છે. જે એ બધું ભગવાને ભાખ્યું તેનેજ જાણીને વસ્ત્રસહિતપણામાં તથા વસ્ત્રરહિતપણામાં જેમ બને તેમ સરખાપણુંજ જાણતા રહેવું. (૪૨૨)

૧ જિનકલ્પીને. ૨ સાધુને લેવા ઘટે એવા ૩ સ્થવિરકલ્પી વર્ષાદિ કારણે વસ્ત્ર ધુએ ખરા. જિનકલ્પી ન ધુએ. ૪ અર્થાત્ સંતાડવાની જરૂર ન પડે એવા હલકા વસ્ત્ર પહેરવાં. ૫ છાંડી આપવાં.

जस्सणं भिक्खुस्स एवं भवति पुटो खलु अहमंसि, नाल महमंसि सीयफासं अहियासित्तए, से वसुमं सव्वसमण्णागयपन्नाणेणं अप्पाणेणं केइ अकरणाए आवट्टे, तवस्सिणो हु तं सेयं जं सेगे विह मादिए[1]। तत्थवि तस्स कालपरियाए। सेवि[2] तत्थ विअंतिकारए[3]। इच्चेवं विमोहायतणं हियं सुहं खमं णिस्सेयसं आणुमियं त्ति बेमि। (४२३)



[ पचम उद्देशः ]

से भिक्खू दोहिं वत्थेहिं परिवुसिते पाततत्तिएहिं, तस्सणं णो एवं भवति, ततियं वत्थं जाइस्सामि। से अहेसणिज्जाइं वत्थाइं जाएज्जा जाव एवं खलु तस्स भिक्खुस्स सामग्गियं। (४२४)

अह पुण एवं जाणेज्जा, उवक्कंते खलु हेमंते, गिम्हे पडिवन्ने, अहा परिजुन्नाइं वत्थाइं परिट्ठवेज्जा अदुवा संतरुत्तरे अदुवा ओमचेलए अदुवा एगसाडे अदुवा अचेले लाघवियं आ-

---

१ आदद्यात २ वेहानसमरणकर्त्तापि ३ व्यतिकारकोऽतः क्रियाकारकः

જે સાધુના મનમા એવો વિચાર ઉપજે કે 'હુ ઉપસર્ગમા સપડાયેલો છું, હું શીતાદિક[1] ઉપસર્ગ ખમી શકતો નથી?" ત્યારે તે સયમી સાધુએ જેમ બને તેમ સમજવાન થઈને અકાર્યમા[2] પ્રવૃત્તિ ન કરતાં વેહાનસાદિક[3] મરણે મરવુ ઉત્તમ છે. ત્યાં પણ તેનો કાલપર્યાયજ છે (એટલે જેમ ભક્તપરિજ્ઞાદિક[4] કાળપર્યાયવાલા[5] મરણ હિત કર્તા છે તેમ એ વેહાનસાદિ મરણ પણ હિતકર્ત્તાજ છે) તેવી રીતે મરનારા પણ મુક્તિએ જાય છે. એ રીતે એ વેહાનસાદિક મરણ પણ મોહરહિત પુરૂષોનુ કૃત્ય છે, હિતકર્ત્તા છે, સુખ કર્ત્તા છે, વાજબી છે, કર્મ ખપાવનાર છે, અને ભવાતરે તેનુ પુણ્ય ચાલી શકે છે. (૪૨૩)



# પાંચમો ઉદ્દેશ.

## ( મુનિએ માંદા થતાં ભક્તપરિજ્ઞાએ મરણ કરવો. )

જે સાધુના પાસે પાત્રા સાથે બે વસ્ત્ર[6] હોય, તેને એવો ઇરાદો નહિ થાય કે હું ત્રીજુ વસ્ત્ર માગી આવીશ. જો બે વસ્ત્ર ન હોય તો યથાયોગ્ય વસ્ત્ર માગી આવવાં અને જેવાં મળે તેવાંજ પહેરવાં. એ રીતે તે સાધુનો આચાર છે (૪૨૪)

હવે જો મુનિ એમ જાણે કે શીયાળો વ્યતિક્રાત થયો અને ઉનાળો બેઠોછે તો જેવસ્ત્ર પરિજીર્ણ થયા હોય તે પરઠવી દેવાં, અથવા[7] વખતસર પહેરવા, અથવા ઓછા કરવા એ-

---

૧ આદિશબ્દે સ્ત્રી વગેરાના ઉપસર્ગો લેવા ૨ મૈથુનાદિકમા ૩ વેહાનસ મરણ એટલે આકાશમાં ચાલી મરવું આદિ શબ્દથી વિષભક્ષણ, ભ્રપાપાત વગેરા મરણ લેવા. ૪ 'ભક્ત એટલે ભોજન તેની પરિજ્ઞા એટલે ત્યાગ તેણે કરી મરવુ' એટલે અણસણથી મરવું' તે વગેરે ૫ વખતના અનુક્રમવાળા. ૬ બે વસ્ત્રવાલા ફક્ત જિનકલ્પી, પરિહારવિશુદ્ધિક, યથાલદિક, અને પ્રતિમાપ્રતિપન્ન એ ચાર પ્રકારના સાધુઓજ હોય ત્રણ વસ્ત્રવાલા જિનકલ્પી પણ હોય અને સ્થવિર કલ્પી પણ હોય ૭ જો હજુ પણ ટાઢનો સંભવ હોય તો.

गममाणे। तवे से अभिसमण्णागए भवति। जहेयं भगवता पवेदितं तमेव अभिसमेच्चा सव्वतो सव्वत्ताए समत्तमेव अभिजाणिया। (४२५)

जस्स णं भिक्खुस्स एवं भवइ, पुट्ठो अबलो अहमंसि, नाल-महमंसि गिहंतरसंकमणं भिक्खायरियं गमणाए। से चेवं वदंतस्स परो अभिहडं असणं वा [४] आहट्टु दलएज्जा। से पुव्वामेव आलोएज्जा "आउसंतो गाहावती णो खलु मे कप्पइ अभिहडं असणं वा [४] भोत्तएवा, पायए वा, अन्ने वा एय-प्पगारे। (४२६)

जस्स णं भिक्खुस्स अयं पगप्पे[1];-अहं च खलु पडिण्णत्तो[2] अपडिन्नत्तेहिं, गिलाणो अगिलाणेहिं, अभिकंख[3], साहम्मिएहिं कीरमाणं वेयावडियं साइज्जिस्सामि[4]। अहं वा वि खलु अपडिण्णत्तो पडिण्णत्तस्स, अगिलाणो गिलाणस्स, अभिकंख, साहम्मिअस्स कुज्जा[5] वेयावडियं करणाए[6]। (४२७)

आहट्टु परिन्नं[7], आणक्खेस्सामि[8], आहडं च सातिज्जिस्सामि (१) आहट्टु परिन्नं, आणक्खेस्सामि, आहडं च णो सातिज्जिस्सामि (२) आहट्टु परिन्नं, णो आणक्खेस्सामि, आहडं च सातिज्जिस्सामि (३) आहट्टु परिण्णं णो आणक्खेस्सामि, आहडं च णो सातिज्जिस्सा

१ प्रकल्प आचार. २ प्रतिज्ञसः ३ निर्जरामितशेषः ४ स्वादयिष्यामि ५ कुर्यां ६ करण य-तदुपकाराय (स भिक्षुः प्रकल्पं पालयन् भक्तपरिज्ञया प्राणानपि जह्यात् नपुनः प्रकल्पं खंडयेदिति शेषः) ७ परिज्ञां ८ अन्वेषयिष्यामि.

ટલે કે એક વસ્ત્ર રાખવું, અને અંતે તે પણ છોડી અચેલ [વસ્ત્રરહિત] થઈ નિશ્ચિંત બનવું. આમ કરતાં તપ પ્રાપ્ત થાય છે. માટે જેમ ભગવાને ભાખ્યું છે તેનેજ જાણીને જેમ બને તેમ સમપણુંજ સનજતા રહેવું. (૪૨૫)

જે સાધુના મનને આમ થાય કે હું સંકટમાં[1] આવી પડ્યો છું, અને નિર્બળ છું, માટે ઘરેઘર જઈ ભિક્ષા લેવા જવાને હું સમર્થ નથી. (અને કદાચ તે સાધુ તેવી પોતાની સ્થિતિ કોઈને કહી બતાવતો હોય) તે સાંભળીને કોઈ ગૃહસ્થ તેના સારૂ અસનાદિક આહાર બનાવી ત્યાં લાવી આપવા માંડે તો સાધુએ શરૂઆતમાંજ વિચાર કરીને કહેવું કે હે આયુષ્યમાન્ ગૃહસ્થ, મને મારા માટે આણેલો આહાર કે તેવું બીજું કંઇ પણ, ખાવું પીવું કે કે લેવું ઘટતું નથી. (૪૨૬)

જે સાધુનો આવો આચાર હોય જેમકે "હું માંદો પડું તોપણ મારે બીજાને મારૂં વૈયાવૃત્ય કરવા કહેવું નહિ કિંતુ તેવી સ્થિતિમાં બીજા તંદુરસ્ત સમાન ધર્મ પાળનાર સાધુઓ પોતાના કર્મોની નિર્જરા[2] થવાની ઇચ્છીને પોતેજ મારૂં વૈયાવૃત્ય કરે તો તે મારે કબુલ કરવું; અને હું જો તંદુરસ્ત હોઉં તો મારે પોતાની મેળેજ નિર્જરાર્થે બીજા માંદા સમાનધર્મી સાધુઓનું વૈયાવૃત્ય તેના ઉપકારાર્થે કરવું," (તેવા મુનિએ એ પોતાનો આચાર પાળતાં ભક્તપરિજ્ઞા નામના મરણે કરીને પ્રાણ જવા દેવા પણ આચાર ખંડવો નહિ) (૪૨૭)

(ચઉભંગી) હું બીજાને માટે લાવીશ, બીજાનું લાવ્યું પણ ખાઇશ. (૧) હું બીજા માટે લાવીશ પણ બીજાનું લાવ્યું નહિ ખાઉં (૨) હું બીજા માટે નહિ લાવીશ, પણ બીજા

૧ રોગાદિકમાં ૨ ક્ષય.

मि (४)। एवं से अहाकिट्टिय-मेव धम्मं समहिजाणमाणे संते विरते सुसमाहितलेसे। तत्थवि तस्स कालपरियाए। से तत्थ विअंतिकारए। इच्चेतं विमोहायतणं हितं सुहं खमं णिस्सेयसं आणुगामियं-त्ति बेमि। (४२८)

[ षष्ट उद्देशः ]

जे भिक्खू एगेण वत्थेण परिवुसिते पायबितिएण, तस्स णो एवं भवइ, "बितियं वत्थं जाइस्सामि"। से अहेसणिज्जं वत्थं जाएज्जा, अधापरिग्गहियं वा वत्थं धारेज्जा। जाव गिम्हे पडिवन्ने, अधापरिजुन्नं वत्थं परिट्ठवेज्जा। अदुवा एगसाडे अदुवा अचेले लाघवियं आगममाणे। तवे से अभिसन्नागए भवइ। जहेयं भगवया पवेइयं तमेव अभिसमेच्चा सव्वओ सव्वत्ताए समत्त-मेव समभिजाणिया। (४२९)

से भिक्खू वा, भिक्खुणी वा, असणंवा [४] आहारेमाणे णो वामाओ हणुयाओ दाहिणं हणुय संचारेज्जा आसाएमाणे, दाहिणाओ वा हणुयाओ वामं हणुयं णो संचारेज्जा आसाएमाणे। से अणासायमाणे लाघवियं आगममाणे। तवे से अभिसमन्नागए भवइ।

એ આણેલુ ખાઇશ. (૩) હું બીજા માટે પણ નહિ લાવીશ, બીજાનું લાવ્યુ પણ નહિ ખાઇશ (૪) આ રીતે જેમ પ્રતિજ્ઞા લીધી હોય તેમજ કહ્યા મુજબ ધર્મને પાળતો થકો સંકટ પડતા શાંત અને વિરત બની સારી લેશ્યાઓ ધરતો થકો મુનિ (અણસણ કરે) પણ પ્રતિજ્ઞા-ભંગ ન કરે તેમ કરતા પણ તેનો કાળપર્યાયજ[1] છે તે મુનિ ત્યાં કર્મક્ષયનો કરનાર છે એ રીતે એ વિમોહી પુરૂષોનુ સ્થાન છે, હિતકર્ત્તા છે, સુખ કર્ત્તા છે, વાજબી છે, કર્મ ખપાવનારછે અને એનુ સુકૃત ભવાંતરે પણ ચાલે છે (૪૨૮)

## છઠો ઉદ્દેશ.

### ( ધૈર્યવંત મુનિએ ઇંગિત મરણ[2] કરવું. )

જે સાધુ પાસે પાત્રા સાથે માત્ર એકજ વસ્ત્ર હોય,[3] તેને એમ ચિંતા નહિ થવાની કે હું બીજુ વસ્ત્ર માગીશ. તે મુનિ યથાયોગ્ય વસ્ત્ર યાચે, અને જેવુ મળે તેવુ પહેરે, ઊનાલો આવતાં તે પરિજીર્ણ વસ્ત્ર પરઠવી દે, અથવા તે એક વસ્ત્ર પહેરે પણ અંતે છાંડી કરીને વસ્ત્ર રહિત થઈ નિશ્ચિત થાય. એમ કર્યાથી તેને તપ પ્રાપ્ત થાય છે. માટે જેમ ભગવાને ભાખ્યું તેનેજ જાણી કરીને જેમ બને તેમ સમપણું સમજતા રહેવું. (૪૨૯)

સાધુ અથવા સાધ્વીએ, અસનાદિક આહાર કરતા સ્વાદ મેળવવા માટે તે આહારને ડાબા ગાલથી જમણા ગાલે ન લાવવુ અને જમણાથી ડાબે ન લાવવુ. આમ સ્વાદ નહિ લેવાથી

૧ કાળપર્યાય એટલે બાર વર્ષની સંલેખનાથી શરીર ઘસવી અણસણ કરવુ તે. ૨ ઇંગિત એટલે સાંકેતિક એટલે કે આટલા પ્રદેશમાંજ મારે હરવું ફરવું એવા ઠરાવવાલું અણસણ કરીને શરીર છાંડવું તે ઇંગિત મરણ કહેવાય ૩ તેવો અભિગ્રહ લીધેલ હોવાથી.

जहेयं भगवता पवेइयं तमेव अभिसंमच्चा मव्वतो सव्वताए समत्त-मेव समभिजाणिया। (४५०)

जस्स णं भिक्खुस्स एवं भवति;-से गिळाणामि च खलु अहं इमंमि समए इमं सरीरगं अणुपुव्वेण परिवहित्तए, से अणुपुव्वेणं आहारं संवट्टेज्जा। आहारं अणुपुव्वेण संवट्टिता कसाए पयणू किच्चा समाहियच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिनिव्वुडच्चे, अणुपविसित्ता गामं वा, णगरं[1] वा, खेडं[2] वा, कव्वडं[3] वा, मडंबं[4] वा, पट्टणं[5] वा, दोणमुहं[6] वा, आगरं[7] वा, आसमं[8] वा, संणिवेसं[9] वा, णिगमं[10] वा, रायहाणिं वा, तणाइं जाएज्जा। तणाइं जाइत्ता से त-मायाए एगंत-मवक्कमिज्जा। एगंत मवक्कमित्ता अप्पंडे अप्पपाणे अप्पबीए अप्पहरए अप्पोसे अप्पोदए अप्पुत्तिंग-पणय-दग-मट्टिय-मक्कडासंताणए पडिलेहिय [२] पमज्जिय [२] तणाइं संथरेज्जा। तणाइं संथरेत्ता एत्थवि समए इत्तिरियं कुज्जा। (४३१)

तं सच्चं सच्चवादी ओए तिण्णे छिण्णकहंकहे आतीतट्ठे अणातीते, चेच्चाण भिउरं कायं, संविहूणिय विरूवरूवे परीसहोवसग्गे; अस्सि विस्संभणयाए, भेरव-मणुचिन्ने। तत्थवि तस्स

१ कररहितं २ धूलिप्राकारवेष्टितं ३ क्षुल्लकप्राकारवेष्टितं ४ अर्द्धतृतीयगव्यूतान्तर्ग्रामरहितं ५ जळस्थलभेदभिन्नद्विविधं ६ जळस्थलनिर्गमप्रवेशं ७ स्वर्णाकरादि ८ तापसावसथः ९ यात्रागतजनावास १० प्रभूततरवणिग्वर्गावसथ.

ઘણી પંચાત ઓછી થવાની, તથા તપ પણ પ્રાપ્ત થાય છે. માટે જેમ ભગવાને કહ્યું છે તેનેજ જાણીને જેમ બને તેમ સમપણું જાણતા રહેવું. (૪૩૦)

જે મુનિનો એવો અભિપ્રાય થાય કે હું આ વખતમાં[1] હવે આ શરીરને ક્રિયાના[2] ક્રમમાં ધરતાં થકાં અશક્ત થાઉં છું, તે મુનિએ અનુક્રમે[3] આહારને ઘટાડવું, અને તેમ કરીને કષાયો પાતલા કરી શરીરથી થતા વ્યાપારો નિયમીને ફળકની[4] માફક રહેતા થકાં રોગાદિક આવી પડતાં તૈયાર થઇ શરીરના સંતાપથી રહિત થઈ ધૈર્યધરી ઇંગિત મરણ કરવું. તે આ રીતે કે ગામ, નગર, ખેડું, કસબો, પ્રગણો, પાટણ, બંદર, આગર, આશ્રમ, યાત્રાસ્થળ, વ્યાપારસ્થળ, કે રાજધાનીમાં જઇને દર્ભવગેરે તણખલા માગી આવવા. તે લઇને એકાંત સ્થળમાં જવું. ત્યાં જઈ, કીડિઓના ઇંડા, જીવજંતુ, બીજ, વનસ્પતિ, ઝાકળ, પાણી, કીડિઓના નાગરા, લીલફુળ, લીલી માટી, તથા કરોળિઆથી રહિત જમીનને રૂડી રીતે જોઈ પુંજી પ્રમાર્જી, દર્ભ પાથરવા અને ત્યાં એવે વખતે ઇત્વરિક[5] એટલે પાદપોપગમ મરણના હિશાબે થોડી મુશ્કેલીવાળુ ઇંગિત મરણ કરવું. (૪૩૧)

સત્યવાદી. પરાક્રમી, સંસારનો પાર પામેલ, "કેમ કરીશ" એવી બીકથી રહિત, રૂડી રીતે વસ્તુસ્વરૂપને જાણનાર, સંસારમાં નહિ ફસેલ, મુનિ જિનપ્રવચનના વિશ્વાસથી ભયકર પરીષહ તથા ઉપસર્ગ અવગણીને આ વિનશ્વર શરીરને છાંડતાં થકાં ખરેખરૂં સત્ય અને

૧ રોગાદિક થવાથી અથવા લુખા આહારથી શરીર ક્ષીણ થઇ જવાથી. ૨ આવશ્યકાદિક ક્રિયાઓમાં ૩ છઠ્ઠ અઠ્ઠમાદિક્રમે, નહિ કે બાર વર્ષની સંલેખનાના ક્રમે, કારણ કે માંદું માણસ કંઈ તેટલો વખત ટકી શકે નહિ ૪ જેમ ફળક [પાટીઓ] કપાતાં ઘટાતાં બધું સહન કરે તેમ બધું સહન કરતાં થકાં. ૫ અહીં ઇત્વરશબ્દે સાગારી અણસણ ન લેવું કેમકે તે જિનકલ્પીને ન સંભવે.

कालपरियाए। सेवि तत्थ वियंतिकारए इच्चेतं। विमोहाययणं हितं सुहं खेमं णिस्सेयसं आणुगामियं-ति बेमि । (४३२)

[ सप्तम उद्देशः ]

जे भिक्खू अचेले परिवुसिते, तस्स णं एवं भवति, चाएमि[1] अहं तणफासं अहियासित्तए, सीयफासं अहियासित्तए, तेउफासं अहियासित्तए, दंसमसगफासं अहियासित्तए, एगतरे अन्नतरे विरूवरूवे फासे अहियासित्तए; हिरिपडिच्छादणं च णो संचाएमि अहियासित्तए[2] एवं स कप्पति कडिबंधणं धारित्तए । (४३३)

अदुवा तत्थ परक्कमंतं भुज्जो अचेलं तणफासा फुसंति, सीयफासा फुसंति, तेउफासा फुसंति, दंसमसगफासा फुसंति, एगयरे अन्नयरे विरूवरूवे फासे अहियासेति अचेले लाघवियं आगममाणे। तवे से अभिसमन्नागए भवति । जहेतं भगवया पवेदियं तमेव अभिसमेच्चा सव्वओ सव्वत्ताए समत्त-मेव समभिजाणिया । (४३४)

जस्सणं भिक्खुस्स एवं भवति,-अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा [४] आहट्टु

१ शक्नोमि २ हीप्रच्छादनं त्यक्तुं न शक्नोमि.

દુષ્કર કામ બજાવે છે આમ કરતાં પણ તેનો કાળપર્યાય [સંલેખના] જ ગણાય છે. તે મુનિ આ સ્થળે પણ અંતક્રિયા કરે છે. એ રીતે એ ઇંગિત મરણ નિર્મોહી પુરૂષોનું સ્થાન છે, હિતકર્તા છે, સુખકર્તા છે, વાજબી છે, કર્મ ખપાવનાર છે, અને ભવાંતરે એનું સુકૃત સાથે ચાલે છે. (૪૩૨)

## સાતમો ઉદ્દેશ.

### ( પાદપોપગમન મરણ. )

જે સાધુ વસ્ત્રરહિત [ દિગંબર] હોય, તેને એવું થશે કે હું ઘાસનો સ્પર્શ ખમી શકું છું, તાપ ખમી શકુંછું, દંશ કે મશકનો ઉપદ્રવ ખમી શકુંછું, અને બીજા પણ અનુકૂળ પ્રતિકૂળ પરીષહ ખમી શકું છું; પણ નગ્ન રહેતાં લજ્જા પરીષહ ખમી શકતો નથી, તે સાધુએ કટિબંધ વસ્ત્ર [ચોલપટ્ટ] રાખવું. (૪૩૩)

જો લજ્જા જીતી શકાતી હોય તો અચેલ [ વસ્ત્ર રહિત ] જ રહેવું તેમ રહેતાં તૃણસ્પર્શ, તાઢ, તાપ, દંશમશક, તથા બીજા પણ અનેક અનુકૂળ પ્રતિકૂળ પરીષહ આવે તે સહન કરવા. એમ કર્યાથી લાઘવ [ અલ્પચિંતા ] પ્રાપ્ત થાય છે, અને તપ પણ પ્રાપ્ત થાય છે. માટે જેમ ભગવાને કહ્યું છે તેનેજ જાણી જેમ બને તેમ સમપણું જાણતા રહેવું. (૪૩૪)

(ચઉભંગી) જે સાધુના મને એમ થાય કે-હું બીજા સાધુને આહારાદિક લાવી આ-

दलइस्सामि, आहडं च सातिज्जिस्सामि [१] जस्सणं भिक्खुस्स एवं भवति;-अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा० आहट्टु दलइस्सामि, आहडं च णो सातिज्जिस्सामि [२] जस्सणं भिक्खुस्स एवं भवति;-अहं च खलु असणं वा० आहट्टु नो दलइस्सामि, आहडं च सातिज्जिस्सामि [३] जस्सणं भिक्खुस्स एवं भवति;-अहं च खलु अण्णेसिं भिक्खूणं असणं वा० आहट्टु नो दलइस्सामि, आहडं च णो सातिज्जिस्सामि [४]-अहं च खलु तेण अधातिरित्तेणं अधेसणिज्जेणं अधापरिग्गहिएणं असणेणं वा० अभिकंख साहम्मियस्स कुज्जा वेयावडियं करणाए। अहं वावि तेण अधातिरित्तेणं अधेसणिज्जेण अधापरिग्गहिएणं असणेणं वा० अभिकंख साहम्मिएहिं कीरमाणं वेयावडियं सातिज्जिस्सामि लाघवियं आगममाणे जाव समत्त मेव समभिजाणिया। (४३५)

जस्सणं भिक्खुस्स एवं भवति;-से गिलामि च खलु अहं इमंमि समए इमं सरीरं अणुपुव्वेणं परिवहित्तए, से अणुपुव्वेणं आहारं संवट्टेज्जा। संवट्टइत्ता कसाए पयणुए किच्चा समाहिअच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिणिव्वुडच्चे, अणुपविसित्ता गामं वा जाव रायहाणिं वा तणाइं जाएज्जा। तणाइं जाएत्ता, से त-मायाए एगंत-मवक्कमेज्जा, अप्पंडे जाव तणाइं संथरेज्जा। एत्थवि समए कायं च, जोगं च, इरियं च, पच्चक्खाएज्जा। (४३६)

तं सच्चं, सच्चावाई ओए तिन्ने छिन्नकहंकहे आतीनट्ठे अणातीते चेच्चाण भिउरं कायं संविहूणिय विरूवरूवे परिसहोवसग्गे अस्सिं विस्संभणाए भेरव मणुचिन्ने। तत्थवि तस्स काल-

પીશ, અને હું પણ બીજાનું લઈશ (૧); અથવા લાવી આપીશ પણ લઈશ નહિ (૨); અથવા હું નહિ લાવી આપુ પણ લાવેલુ લઈશ. (૩) અથવા હું બીજા માટે લાવીશ પણ નહિ અને લઈશ પણ નહિ. (૪) (એ રીતે ચઉભંગીથી પ્રતિજ્ઞા કરે અથવા આ પ્રમાણે છુટી પ્રતિજ્ઞા કરે કે) મારે મારા ખપથી વધેલા યથાયોગ્ય જેવા મળેલ તેવા આહારાદિકથી નિર્જરાના અર્થે સાધર્મે મુનિનુ ઉપકારાર્થે વૈયાવૃત્ય કરવુ. અથવા મારૂં કોઈ તેવી રીતે આહારાદિક આપી વૈયાવૃત્ય કરે તે સ્વીકારીશ જે માટે એવી પ્રતિજ્ઞાથી લાઘવ પ્રાપ્ત થાય છે. તપ પ્રાપ્ત થાય છે. માટે જેમ ભગવાને કહ્યું છે તેનેજ જાણીને સમપણું જાણવુ. (૪૩૫)

જે સાધુને એવો અભિપ્રાય થાય કે હને આ વખતે હું આ શરીરને ક્રિયાઓમાં જોડતાં થકાં અસક્ત થાઉંછું, તેણે અનુક્રમે આહાર ઘટાડવો. તેમ કરીને કષાય પાતલા કરવા. પછી શરીર વ્યાપાર નિયમીને ફળક માફક રહેતાં થકાં મરણ માટે તૈયાર થઈ શરીર સતાપરહિત થઇ ધીરપણે પાદપોપગમન[1] અણસણ કરવું. તે આ રીતે કે ગામાદિકમાં જઇ દર્ભ વગેરે લાવી એકાંતમાં નિર્જીવ ભૂમિએ સથારો પાથરવો, પછી તેવે વખતે, શરીરને, શરીરના વ્યાપારને, અને ઈર્યા એટલે ગતિને ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લેવી (૪૩૬)

સત્યવાદી પરાક્રમી પારગામી "કેમ કરીશ" એવી બીકથી રહિત પદાર્થસ્વરૂપ જાણનાર સંસારમાં નહિ ફસાએલ મુનિ જિન પ્રવચનના વિશ્વાસથી ભયંકર પરીષહ તથા ઉપસર્ગોને અવગણીને આ વિનશ્વર શરીરને છાંડતો થકો ખરેખર સત્ય અને દુઃકર કામ બજાવે

૧ પાદપ એટલે ઝાડ તેને ઉપગમન સરખા થવું એટલે કે ઝાડ માફક સ્થિર થઈ રહેવું, કોઇ પણ અંગોપાંગ હલાવવા નહિં, એવા મરણને પાદપોગમન કહે છે.

परियाए । से तत्थ विअंतिकारए इच्चेयं । विमोहायतण हियं सुहं खमं णिस्सेयसं आणुगामियं-
त्ति बेमि । (४३७)



[ अष्टम उद्देशः ]

अणुपुव्वेण विमोहाइं, जाइं धीरो समासज्ज;
वसुमंतो मतिवंतो, सव्वं णच्चा अणेलिसं ।१। (४३८)

दुविहंपि विदित्ता णं, बुद्धा धम्मस्स पारगा;
अणुपुव्वीई संखाए, कम्मुणा उ तिउद्दति ।२। (४३९)

कसाए पयणुए किच्चा, अप्पाहारो तितिक्खए;
अहभिक्खू गिलाएज्जा, आहारस्सेव अंतियं ।३। (४४०)

जीवियं णाभिकंखेज्जा, मरणं णावि पत्थए;
दुहतोवि ण सज्जेज्जा, जीविते मरणे तहा ।४।
मज्झत्थो णिज्जरापेही, समाहि-मणुपालए;
अंतोवहिं विउस्सज्ज, अज्झत्थं सुद्ध-मेसए ।५। (४४१)

છે. તે મુનિનો આ સ્થળે પણ કાળપર્યાય જ છે. વળી આ સ્થળે તે અંતક્રિયા પણ કરી શકે છે. એ રીતે એ પાદપોપગમન મરણ વિમોહી પુરૂષોનું સ્થાન છે, હિતકર્તા છે, સુખકર્તા છે, વાજબી છે, કર્મ ખપાવનાર છે, અને એનું ફળ ભવાંતરે ચાલે છે. (૪૩૭)



## આઠમો ઉદ્દેશ.

### ( કાલપર્યાયથી ત્રણે મરણની વિધિ )

સંયમી બુદ્ધિશાળી અને ધીર મુનિએ બધી બાબત અતિસરસ રીતે જાણીને અનુક્રમે મોહને દૂર કરનાર ત્રણે[1] મરણની રીતોમાંથી ગમે તે એક પામીને સમાધિ પાળવી. (૪૩૮)

( શરીરાદિ બાહ્ય તથા રાગાદિ અભ્યંતર ) એ બન્ને પ્રકારની વસ્તુ જાણીને[2] ધર્મના પારગામી થએલ મુનિઓ અનુક્રમે અવસર જાણીને કર્મથી છૂટે છે (૪૩૯)

કષાય પાતલા કરી આહાર ઘટાવી (સંકટ) સહન કરતો થકો જો સાધુ કદાચ આહાર વિના બહુ જ મુઝાય તો તદન આહારનો ત્યાગ કરી અણસણ કરે અથવા સમાધિ રાખવા માટે થોડો વખત આહાર લઈ પછી સંલેખણા ચલાવે. (૪૪૦)

મુનિએ અણસણ કરતાં જીવવું પણ ન ઈચ્છવું તેમ મરવું પણ ન ઈચ્છવું. જીવિત અને મરણ એ બન્નેમા આશા ન બાંધવી. કિંતુ સમભાવી થઈ નિર્જરાની પ્રચ્છિા ધરતાં થકાં સમાધિ પાળ્યા કરવી. અંદરના ( કષાય ) અને બાહેરના (શરીરાદિક ) છોડીને પવિત્ર અંતઃકરણ (રાખવા) ચહાવું. (૪૪૧)

---

૧ ભક્તપરિજ્ઞા, ઇંગિત મરણ, તથા પાદપોપગમન મરણ. ૨ યાવત્ છાંડીને.

जं किंचि वक्कमे जाणे, आउक्खेमस्स अप्पणो,
तस्सेव अंतरद्धाए, खिप्पं सिक्खेज्ज पंडिए ।६। (४४२)
गामे वा अदुवा रण्णे, थंडिलं पडिलेहिया;
अप्पपाणं तु विन्नाय, तणाइं संथरे मुणी ।७। (४४३)
अणाहारो तुअट्टेज्जा, पुट्ठो तत्थ हियासए;
णातिवेलं उवचरे, माणुस्सेहिं वि पुट्ठए ।८। (४४४)
संसप्पगा य जे पाणा, जे उ उड्ढ-महे-चरा;
भुंजंते मंससोणीतं, ण छणे ण पमज्जए ।९। (४४५)
पाणा देहं विहिंसंति, ठाणातो ण विउब्भमे;
आसवेहिं विवित्तेहिं तिप्पमाणो हियासए ।१०।
गंथेहिं विवित्तेहिं, आउकालस्स पारए; (४४६)
पग्गहिअतरगं[1] चेयं, दवियस्स वियाणतो ।११। (४४७)
अयं से अवरे धम्मे, णायपुत्तेण साहिए;
आयवज्जं पडीयारं विजहेज्जा तिहा तिहा ।१२। (४४८)

---

१ इत इंगितमरणसूत्रं. प्रगृहीततरकं श्रेष्टतरमित्यर्थ.

( ओचिंत्यो कंइ रोग उत्पन्न थाय तो समाधिने इच्छता मुनिए ) पोताना आयुष्य पाळवाना जे उपाय मालम होय ते उपाय अणसणना अंदर करी लई समाधि मेळवी पाछी पण संलेखणा करवी. (४४२)

गाममां अथवा अरण्यमां स्थंडिल[1] तपासीने तेने जीवजंतु रहित जाणीने मुनि दर्भादि तृणोथी त्यां संथारो पाथरवो. (४४३)

ते संथारा पर आहार त्याग करी ( अणसण करी ) मुनिए शयन करवुं अणसणमां जे परीषह के उपसर्ग [ दुःख तथा संकट ] ऊपजे ते सहन करवा. कोइ मनुष्यो तरफथी उपसर्ग थाय तो मर्यादा उल्लंघवी नहि. ( आर्तध्यानमां न पडवु ) (४४४)

फरता जंतुओ[2] पक्षिओ[3], सर्पादि जंतुओ, मांसभक्षी प्राणिओ,[4] अने रक्तभक्षी प्राणिओ[5] अणसणमां रहेल मुनिने उपद्रव करे तो मुनिए हाथ वगेराथी तेमने मारवु नहि अने रजोहरणादिकथी शरीरने प्रमार्जवुं पण नहि. (४४५)

जंतुओ मारूं शरीर खाए छे पण मारा गुणो नथी खाता, एम विचारी मुनिए ते ठेकाणाथी ऊठी बीजे स्थळे न जवुं. आश्रवो[6] छाडीने आनंदमां रही सर्व सहन करवुं-वळी जूदा जूदा शास्त्रोने साभलतां अथवा जूदी जूदी जातनो परिग्रह छांडतां पोतानुं आयुष्य पूरूं करवुं. (४४६)

हवे जे संयमी मुनि गीतार्थ[7] होय तेवा मुनि इंगितमरण नामनुं अणसण करे छे. ते अणसण घणी कठिन रीते सेवाय छे. (४४७)

ए अणसणमाटे ज्ञातपुत्र वीर प्रभुए एम कहेलुं छे के ते अणसणस्थित मुनिए जाते ज उद्वर्त्तनादि[8] क्रियाओ करवी बीजा पासे त्रिविधे त्रिविधे न कराववी. (४४८)

---

१ स्थळ. २ कीडिओ प्रमुख ३ गीधवगेरा ४ सिंहादि ५ मछर जेवा. ६ कषाय वगेरा पापना हेतुओ ७ जघन्यथी पण नवपूर्वी होवा जोइए ८ उद्वर्त्तन-ऊठवुं, परिवर्त्तन-पासुं फेरववुं, उच्चार-प्रश्रवण जवुं, प्रश्रवण पिशाब करवा जवुं, इत्यादि क्रियाओ.

हरिएसु ण णिवज्जेज्जा, थंडिलं मुणिआ[1] सए;
विउस्सज्ज अणाहारो, पुट्ठो तत्थ ऽहियासए ।१३। (४४९)
इंदिएहिं गिलायंते, समियं आहरे मुणी;
तहावि से अगरहे, अचले जे समाहिए ।१४। (४५०)
अभिक्कमे पडिक्कमे, संकुचए पसारए;
कायसाहारणट्ठाए, इत्थंवावि अचेयणे ।१५। (४५१)
परिक्कमे परिकिलंते, अदुवा चिट्ठे अहायते;[2]
ठाणेण परिकिलंते, णिसिएज्जा य अंतसो ।१६। (४५२)
आसीणे णेलिसं मरणं, इंदियाणि समीरए;
कोलावासं समासज्ज, वितहं पादुरेसए[3] ।१७। (४५३)
जओ वज्जं समुप्पज्जे, ण तत्थ अवलंबए;
ततो उक्कसे अप्पाणं, सव्वे फासे अहियासए ।१८। (४५४)
अय[4] चायततरे सिया, जो एवं अणुपालए;
सव्वगायणिरोधेवि, ठाणातो ण विउब्भमे ।१९। (४५५)

१ ज्ञात्वा २ यथायतः ३ गवेषयेत् ४ पादपोपगममरणविधिः

લીલોતરીવાળી જગ્યામા ન સૂવું કિંતુ નિર્જીવ સ્થંડિલમા શયન કરવું. આહારને ત્યાગીને જે ઉપસર્ગો થતા રહે તે સહન કરવા (૪૪૯)

વળી ઇંદ્રિયો[1] બહુ અકડાય ત્યારે તે ઇંદ્રિયોને હેરવી ફેરવીને આત્માને સમાધિમાં રાખવો. કારણ કે જેમ તેમ કરતાં પણ જે સમાધિવંત રહે છે તે પવિત્ર અને અચલ કહેલો છે. (૩૫૦)

એ અણસણમાં નિયમિત કરેલી ભૂમિમા શરીરના સહજ ટકાવ માટે જવું આવવું, બેસવું, ચરણાદિક પસારવા વગેરા ક્રિયાઓ કરી શકાય છે. અને જો કોઈ સમર્થ મુનિ હોય તો તેણે અચેતન [ નિર્જીવ વસ્તુ ] માફક અડગજ થઈ રહેવું, (૪૫૧)

પણ તેમ નહિ કરી શકતા મુનિએ બેશી બેશી થાકી જતા (સમાધિના અર્થે) હરવું-ફરવું, અથવા હરતાં ફરતાં થાકેલા મુનિએ યતનાપૂર્વક બેસવુ, અને બેશવાથી થાકી જતાં શયન પણ કરવું (૪૫૨)

આવા અણસણમાં ઉજમાલ થએલા મુનિએ પોતાની ઇંદ્રિયો તેમના વિષયોથી ખૂબ ખેંચી લેવી. અવષ્ટંભના માટે [ અઢેલવા માટે ] જે મુનિઓ પોતાની પીઠ પાછલ પાટિઉં રાખે છે તે સુષિર હોય તો તે બદલાવી બીજું લેવુ (૪૫૩)

કારણ કે જેથી પાપ ઉત્પન્ન થાય તેવુ અવલંબન ન કરવું. માટે સર્વ સદોષ યોગોથી આત્માને દૂર કરીને સર્વ પરીષહ તથા ઉપસર્ગ સહેવા. (૪૫૪)

( હવે પાદપોપગમ અણુસણ કહે છે) જે મુનિ સર્વ શરીર અકડાતા પણ જે સ્થાનમા અણુસણ કરેલું હોય તે સ્થાનથી લવલેશ પણ ન ડગે અને એ રીતે જે પાદપોપગમ અણુસણ પાળે તે સર્વથી અધિક કામ જાણવુ (૪૫૫)

૧ કરચરણાદિક

अयं से उत्तमे धम्मे, पुव्वट्ठाणस्स पग्गहे;
अचिरं पडिलेहित्ता, विहरे[1] चिट्ठ माहणे ।२०। (४५६)
अचित्तं तु समासज्ज, ठावए तत्थ अप्पयं;
वोसिरे सव्वसो कायं, ण मे देहे परीसहा ।२१। (४५७)
जावज्जीवं परीसहा, उवसग्गा इति संखया;
संवुडे देहभेयाए, इतिपन्ने धियासए ।२२। (४५८)
भिउरेसु न रज्जेज्जा, कामेसु बहुतरसु वि;
इच्छालोभं ण सेवेज्ज, धुवं वन्नं संपहिया ।२३। (४५९)
सासएहिं णिमंतेज्जा, दिव्वमायं ण सद्दहे;
तं पडिबुज्झ माहणे, सव्वं नूमं विधूणिया ।२४। (४६०)
सव्वट्ठेहिं अमुच्छिए, आउकालस्स पारए;
तितिक्खं[2] परमं णच्चा, विमोहन्नतरं हितं-ति बेमि ।२५। (४६१)



---

१ अनुपालयेदित्यर्थः कार्यः २ (उपसंहारसूत्रं)

આ અણુસણ સર્વથી ઉત્તમ છે, કારણ કે એ પેહેલા બતાવેલા ભક્તપરિજ્ઞા તથા ઇંગિતમરણ એ બન્ને અણુસણોથી મુશ્કેલ છે. (એની વિધિ આ રીતે છે) અચિર એટલે નિર્જીવ ભૂમિ તપાશીને ત્યાં બેશીને એ અણુસણ આદરવું. (૪૫૬)

મતલબ એકે અચિત્ત સ્થંડિલ અથવા ફળક મેળવીને ત્યાં પોતે સ્થિત થવું, અને આખા શરીરને વોસરાવવું. (પછી પરીષહ કે ઉપસર્ગ થાય તો વિચારવું કે ' મારા શરીરમાં પરીષહ છે જ નહિ. (શરીર જ મારૂં નથી ત્યારે તેના પરીષહ તે મારે શેના હોય.) (૪૫૭)

વળી વિચારવું કે જ્યા લગી જીવીશ ત્યા લગી પરીષહોપસર્ગ સહેવાના છે એમ ધારીને "મે શરીરથી જૂદો થવા માટે જ શરીરનો ત્યાગ કરેલો છે?" એમ વિચારી પંડિત મુનિએ સર્વે પરીષહોપસર્ગ સહન કરવા (૪૫૮)

વળી આવે વખતે કદાચ કોઈ રાજાદિક ત્યાં આવી અનેક લાલચો બતાવી મુનિનુ મન ડગાવે તો પણ મુનિએ તે ક્ષણભંગુર શબ્દાદિક વિષયોમાં રાગ કરવો નહિ. સદા સ્થિર રહેનારી યશકીર્ત્તિ વિચારીને મુનિએ ઇચ્છાલોભ એટલે "હું ચક્રવર્ત્તી થાઉં" એ વગેરા નિદાન ન કરવા (૪૫૯)

વળી કોઇ કદાચ શાશ્વત એટલે અનર્ગલ દ્રવ્યથી મુનિને નિમંત્રણા કરે તો મુનિએ ચિંતવવું કે મારૂ શરીર જ શાશ્વત નથી માટે એ દ્રવ્ય શાશ્વત શી રીતે બને." વળી કોઇ દેવતા આવી માયા બતાવે તો તે પણ માનવી નહિ; કિંતુ સર્વે જંજાળ દૂર કરીને હે મુનિ, તું સમજ કે એ નકડી દેવમાયાજ છે. (૪૬૦)

એ રીતે સર્વ વિષયોમાં અમૂર્ચ્છિત થઇને મુનિએ આયુકાળના પારંગામી થવું. (ઉપસંહાર) એ રીતે એ ત્રણે મરણોમાં ઉત્કૃષ્ટ તિતિક્ષા [સહનશીળતા] રહેલી હોવાથી સ્વયોગ્યતાનુસારે ગમે તે મરણ કલ્યાણકર્ત્તા છે. (૪૬૧)

## उपधानश्रुताख्यं नवम मध्ययनम्

[ प्रथम उद्देशः ]

अहासुयं वदिस्सामि, जहा से समणे भगवं उट्ठाय;
सखाय[1] तसि हेमंते, अहुणापव्वइए रीयत्था[2] ।१। (४६२)
णोचेविमेज[3] वत्थेण, पिहिस्सामि तंसि हेमंते;
से पारए आवकहाए, एयं[4] खु अणुधम्मियं तस्स ।२। (४६३)
चत्तारि साहिए मासे, बहवे पाणजाइया आगम्म;
अभिरुज्झ काय विहरिंसु, आरुहिया[5] ण तत्थ हिंसिंसु ।३। (४६४)
संवच्छर साहिय मास, ज ण रिक्कासि[6] वत्थगं भगवं;
अचेलए ततो चाई, त वोसज्ज वत्थ-मणगारे ।४। (४६५)

---

१ ज्ञात्वा २ रीयतेस्म-विजहार इत्यर्थः ३ नचैवानेन ४ वस्त्रधारणं ५ आरुह्य ६ त्यक्तवान्.

# અધ્યયન નવમું.

## ઉપધાનશ્રુત.

### પહેલો ઉદ્દેશ.

( મહાવીર સ્વામિનો વિહાર )

(હે જંબૂ,) મે જેમ સાંભળ્યું છે તેમ કહુ છું કે શ્રમણ ભગવાન (મહાવીરે) દીક્ષા લઇને હેમત ઋતુમાં તરતજ વિહાર કર્યો. (૪૬૨)

( તેમને ઇંદ્રે એક દેવદૂષ્ય વસ્ત્ર આપેલું હતું પણ ) ભગવાને નથી વિચાર્યું કે એ વસ્ત્રને હું શીયાળામાં પહેરીશ. તે ભગવાન તો જીવિતપર્યંત પરીષહોના સહનાર હતા. માત્ર બધા તીર્થંકરોના રિવાજને અનુસરીને તેમણે (ઇંદ્રે આપેલુ) વસ્ત્ર ધર્યું હતુ. (૪૬૩)

(ભગવાનના શરીરે દીક્ષા લેતી વખતે પુષ્કળ સુગંધિ વાસક્ષેપ વર્પેલો હોવાથી ) ચાર મહિના લગી ઘણા ભ્રમરાદિક જંતુઓ તેમના શરીરને વળગતા હતા અને માંસ તથા લોહી ચૂસતા હતા. (૪૬૪)

ભગવાને લગભગ તેર મહિના લગી તે (ઇંદ્રે દીધેલું) વસ્ત્ર સ્કધપર ધર્યું હતું. પછી તે વસ્ત્ર છાંડીને ભગવાન વસ્ત્રરહિત અનગાર થયા, (૪૬૫)

अदु[1] पोरिसिं[2] तिरियभित्ति, चक्खु-मासज्ज[3] अंतसो झाति[4];
अह चक्खुभीया[5] सहिया[6] ते[7], हंता हंता[8] बहवे कंदिंसु ।५। (२६६)

सयणेहिं[9] वितिमिस्सेहिं, इत्थीओ तत्थ से परिन्नाय;
सागारियं ण सेवइ, इति से सयं पवेसिया[10] झाति ।६। (२६७)

जे केइ इमे अगारत्था, मीसीभावं पहाय से झाति,

पुट्ठोवि णाभिभासिंसु, गच्छति णाइवत्तती अंजू ।७। (२६८)

णो सुगर-मेत-मेगेसि, णा भिभासे अभिवायमाणे;
हयपुव्वो तत्थ दंडेहिं, लूसियपुव्वो[11] अपुन्नेहिं ।८। (२६९)

फरुसाइं दुत्तितिक्खाइं, अतिअच्च[12] मुणी परक्कममाणे,
आघायणट्टगीताइं, दंडजुज्झाइं मुट्ठिजुज्झाइं ।९। (२७०)

---

१ अथ २ पुरुषप्रमाणवीथि ३ सावधानोभूत्वा ४ ध्यायति ५ दर्शनभीता. ६ संहिता मिलिताः ७ डिंभाः ८ हत्वा हत्वा ९ शयनेषु-वसतिषु १० आत्मानं वैराग्यमार्गेप्रविश्य. ११ हिंसितपूर्वः १२ अतिगत्य

ભગવાન સાવધાન થઈ પુરૂષપ્રમાણ માર્ગને ઈર્યાસમિતિથી શોધીને ચાલતા હતા. આ વખતે નાના બાળકો તેમને દેખી ભયભ્રાંત થઈ એકઠા મળી તેમને લાકડી વગેરેથી મારતા મારતા રડવા લાગતા (૪૬૬)

વળી ભગવાન, ગૃહસ્થ અને તીર્થંકરોથી સેલભેલ થએલી વસ્તિમાં રહેતા ત્યારે જો સ્ત્રિઓ તેમને પ્રાર્થના કરતી તો તે ભગવાન તે સ્ત્રિઓને શુભમાર્ગની અર્ગલાઓ જાણીને તેમનો પરિહાર કરતા થકા મૈથુન નહિ સેવતા. એ રીતે તેઓ પોતે પોતાના આત્માને વૈરાગ્યમાર્ગમા લાવીને ધર્મધ્યાન ધ્યાતા હતા . (૪૬૭)

ભગવાન, ગૃહસ્થો સાથે હળવું મળવુ છોડીને ધ્યાનનિમગ્ન રહેતા ગૃહસ્થો કંઈ પૂછતા તો તેમના સાથે એ વખતે ભગવાન બોલતા નહિ પણ પોતાનુ હિત સપાદન કરતા ચાલ્યા જતા હતા સરલ સ્વભાવી ભગવાન એ રીતે મોક્ષ માર્ગને અનુવર્ત્તતા હતા. (૪૬૮)

ભગવાનને કોઈ વખાણતા તો તેના સાથે પણ કશું બોલતા નહિ, તેમજ જે પુણ્યહીન અનાર્યો તેમને દંડાદિકથી મારતા કે વાલ ખેંચીને દુખ દેતા તેમના તરફ કોપ કરતા નહિ. (એવું પ્રવર્ત્તન ખરે એવા મહાપુરૂષો જ કરી શકે છે. પ્રાકૃત જનોથી એમ વર્ત્તવું મુશ્કેલ છે.) (૪૬૯)

વળી ભગવાન, નહિ ખમી શકાય એવા કઠોર પરીષહોની કશી દરકાર નહિ કરતા અને લોકોથી થતા નૃત્ય કે ગીતમા રાગ નહિ ધરતા, તથા દંડયુદ્ધ કે મુષ્ટિયુદ્ધની વાતો સાંભળી ઉત્સુક નહિ બનતા. (૪૭૦)

गढिए मिहोकहासु,[1] समयंमि णायपुत्ते विसोगे अदक्खु;
एताइं सो उरालाइं, गच्छति णायपुत्ते असरणाए ।१०। (४७१)

अवि साहिए दुवासे, सीतोदं अभोच्चा णिक्खंते,
एगत्तगए पिहियच्चे, से अहिण्णायदंसणे संते ।११। (४७२)

पुढविं च आउकायं, तेउकायं च वाउकायं च;
पणगाइं बीयहरियाइं, तसकायं च सव्वसो णच्चा ।१२।
" एयाइं संति " पडिलेहे, चित्तमंताइं से अभिण्णाय;
परिवज्जियाण विहरित्था, इति संखाए से महावीरे ।१३। (४७३)

अदु थावरा तसत्ताए, तसजीवा य थावरत्ताए;
अदुवा सव्वजोणिया सत्ता, कम्मुणा कप्पिया पुढो बाला ।१४। (४७४)

भगवं च एवमन्नेसी, सोवहिए हु लुप्पती बाले,
कम्मं च सव्वसो णच्चा, तं पडियाइक्खे पावगं भगवं ।१५। (४७५)

दुविहं समेच्च मेहावी, किरियमक्खायमणेलिसं णाणी;
आयाणसोयमतिवाय, सोयं जोगं च सव्वसो णच्चा ।१६। (४७६)

કોઈ વખતે જ્ઞાતનંદન ભગવાન, સ્ત્રીઓને પરસ્પરની કામકથામાં તલ્લીન થએલી જોતા તો ત્યાં રાગદ્વેષરહિત મધ્યસ્થપણે રહેતા એ રીતે એવા જબરજસ્ત સંકટો પર કશું પણ લક્ષ નહિ આપતા જ્ઞાતપુત્ર ભગવાન્ સંયમમાં પ્રવર્ત્યા જતા હતા. (૪૭૧)

ભગવાને દીક્ષા લીધા અગાઉ લગભગ બે વર્ષથી ઠંડું પાણી પીવું છોડ્યું હતું એ રીતે તેઓ બે વર્ષ લગી અચિત્ત જળ પીતા થકા એકત્વભાવના ભાવતા કષાયરૂપ અગ્નિ ઉપશમાવીને શાંત બન્યા થકા તથા સમ્યક્ત્વભાવથી ભાવિત રહેતા થકા દીક્ષિત થયા. (૪૭૨)

ભગવાન, પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, સેવાલ–બીજ–લીલોતરીરૂપ વનસ્પતિ, તથા ત્રસ કાય એ બધાને "છતા" અને "સજીવ છે" એમ ગણીને તેના આરંભનો પરિહાર કરી વિચરતા. (૪૭૩)

વળી સ્થાવર જીવો કર્માનુસારે ભવાંતરે ત્રસરૂપે પણ ઉપજી શકે છે અને ત્રસ જીવો સ્થાવરરૂપે પણ ઉપજે છે. અથવા રાગદ્વેષ સહિત સર્વ જીવો કર્માનુસારે સર્વ યોનિઓમાં ઉપજતા રહે છે (એમ સંસારની વિચિત્રતા રહેલી છે એવું ભગવાન્ વિચારતા) (૪૭૪)

અને એમ ભગવાન મહાવીરદેવે વિચારીને જાણ્યું કે ઉપધિસહિત[1] અજ્ઞાની જીવ કર્મોથી બંધાય છે માટે સર્વ રીતે કર્મોને જાણીને તે કર્મો તથા તેના હેતુ પાપને ભગવાન ત્યાગ કરતા હતા (૪૭૫)

તે જ્ઞાનવંત બુદ્ધિમાન્ ભગવાને બે પ્રકારના કર્મ[2] તથા તેના આવવાના માર્ગ, હિંસાના માર્ગ, તથા યોગ[3] એ બધું જાણીને સંયમની અત્યુત્તમ ક્રિયા કહેલી છે. (૪૭૬)

---

૧ ઉપધિ–ઉપાધિ–તે બે પ્રકારની છે દ્રવ્યોપધિ તથા ભાવોપધિ ૨ ઈર્યાપ્રત્યય કર્મ તથા સાંપરાયિક કર્મ. ૩ મન વચન કાયરૂપ.

भूतिवातियं[1] अणाउट्टिं[2], सय-मन्नेसि अकरणयाए;
जस्सि त्थिओ परिन्नाया, सव्वकम्मवहा उ से अदक्खू ।१७। (४७७)

अहाकडं न से सेवे, सव्वसो कम्मुणा बंधं अदक्खू;
जंकिंचि पावगं भगवं, तं अकुव्वं वियडं भुंजित्था ।१८। (४७८)

णो सेवती य परवत्थं,[4] परपाए[5] वि से ण भुंजित्था;[6]
परिवज्जियाण ओमाणं[7], गच्छति संखडिं[8] असरणाए ।१९। (४७९)

मायन्ने असणपाणस्स, णाणुगिद्धे रसेसु अपडिन्ने;
अच्छिंपि णो पमज्जिय, णोविय कंडूयये मुणी गायं ।२०। (४८०)

अप्पं[9] तिरियं पेहाए, अप्पं पिट्ठओ व पेहाए;
अप्पं वुइए पडिभाणी, पंथपेही चरे जयमाणे ।२१। (४८१)

सिसिरंसि अद्धपडिवन्ने, तं वोस्सज्ज वत्थ-मणगारे;
पसारित्तु बाहू परक्कमे, णो अवलंबिया ण कंधंसि. ।२२। (४८२)

---

१ अतिपातिकां निर्दोषां २ अहिंसां "आश्रित्य" इतिशेषः ३ अद्राक्षीत् ४ प्रधानं परकीयं वा वस्त्रं ५ परपात्रेपि ६ भुंक्ते ७ अपमानं ८ पाकस्थानं ९ अल्पशब्दोत्राभाववाची.

વળી તે ભગવાને પવિત્ર અહિંસાને અનુસરીને પોતાને તથા બીજાઓને પાપમાં પડતા અટકાવ્યા. અને તે ભગવાને સ્ત્રીઓને સર્વે પાપની મૂળ તરીકે જાણીને ત્યાગી છે માટે ખરેખર તે જ ભગવાન પરમાર્થદર્શી હતા. (૪૭૭)

તે ભગવાન્, આધાકર્માદિક દૂષિત આહારથી સર્વે રીતે કર્મ બંધાતા દેખીને તેવો આહાર સેવતા નહતા એમ જે કંઇ પાપના કારણ છે તે બધાને છાંડીને ભગવાન શુદ્ધ આહાર કરતા હતા. (૪૭૮)

વળી પરાયું વસ્ત્ર અંગે નહિ ધરતા; પરાયા પાત્રમાં પણ તે નહિ જમતા; અને અપમાનને નહિ ગણતાં અદીન ભાવે રસોઇખાનાઓમાં આહાર યાચવા જતા હતા. (૪૭૯)

વળી તેઓ નિયમિત અશનપાન વાપરતા; રસમાં આસક્ત ન થતા,; તથા રસ માટે પ્રતિજ્ઞા પણ નહિ બાંધતા; (કિંબહુના) ખરજ મટાડવા માટે ખરડતા પણ ન હતા. (૪૮૦)

ભગવાન વિહાર કરતાં આડું કે પૂંઠે અલ્પ જોતા (અર્થાત્ જોતા નહિ) રસ્તામાં બોલાવતાં અલ્પ બોલતા (અર્થાત્ બોલતા નહિ.) કિંતુ માર્ગ જોતા થકા યત્નવંત થઇને ચાલ્યા જતા હતા. (૪૮૧)

ભગવાન બીજે વર્ષે જ્યારે અર્ધી શિશિરૠતુ બેઠી ત્યારે તે (ઇંદ્રદત્ત) વસ્ત્રને છાંડી દઇને છૂટ બાહુથી વિહાર કર્યા જતા. (અર્થાત્ ટાઢના માટે બાહુને સંકોચતા નહિ,) તથા સ્કંધ ઉપર પણ બાહુ ધરતા નહિ. (૪૮૨)

एस विही अणुक्कंतो, माहणेण मईमया;
बहुसो अप्पडिन्नेण, भगवया एवं रियंति त्ति बेमि ।२३। (४८३)

[ द्वितीय उद्देशः ]

चरियासणाइं[1] सेज्जाओ, एगतियाओ जाओ बइयाओ;
आइक्ख ताइं सयणा, सणाइ जाइं सेवित्था से महावीरो ।१। (४८४)
आवेसण[2]-सभा[3]-पवासु[4], पणियसालासु [5]एगदा वासो;
अदुवा पलियट्ठाणेसु[6] पलालपुंजेसु[7] एगदावासो ।२। (४८५)
आगंतारे आरामा, गारे णगरे वि एगदा वासो;
सुसाणे सुण्णगारे वा, रुक्खमूले वि एगदा वासो. ।३। (४८६)
एतेहिं मुणी सयणेहिं, समणे आसी पतेरस[8] वासे;
राइं दियंपि जयमाणे, अप्पमत्ते समाहिए झाति ।४। (४८७)
णिद्दंपि णो पगामाए, सेवइ य भगवं उट्ठाए;
जग्गावती य अप्पाणं, इसि साति[9] य अपडिन्ने ।५। (४८८)

१ अयंच श्लोक श्चिरतनटीकाकारेण न व्याख्यात, सूत्रपुस्तकेषु तु दृश्यते। २ शून्यं गृहं. । कुड्याद्याकृतिः ४ पानीयशाळा. ५ पण्यशालासु हट्टेषु. ६ अयस्कारकुड्यादिषु ७ मंचोपरिव्यवस्थितेषु तदध. ८ प्रकर्षेण त्रयोदशं वर्षं यावत् ९ शेते ।

એ રીતે મતિમાન્ મહાન નિરીહ ભગવાન વીર પ્રભુએ અનેક રીતે એવી વિધિ પાળી છે એ વિધિમાં બીજા મુનિઓએ પણ કર્મ ખપાવવા યત્ન કરવો. (૪૮૩)

## બીજો ઉદ્દેશ.

### ( મહાવીર સ્વામિની વસતિ. )

વીર પ્રભુએ વિહાર કરતાં જે જે સ્થળે નિવાસ કર્યો તે તે સ્થળો આ પ્રમાણે છે. (૪૮૪)

કોઈ વખતે ભગવાન નિર્જન ઝૂપડાઓમા; ઝૂપડીઓમા, પાણી પીવા માટે કરેલી પરબોમાં કે હાટોમાં રહેતા તો કોઈ વખતે લુહાર વગેરાની કોડોમાં અથવા ઘાસની ગંજીઓના નીચે રહેતા. (૪૮૫)

કોઇ વખતે પરામા, બાગમાંના ઘરોમાં, કે શહેરમાં રહેતા તો કોઇ વખતે મશાણ, સુનાં ઘર કે ઝાડની તલેટીમાં રહેતા. (૪૮૬)

એ રીતે એવા સ્થળોમાં રહેતા થકાં તે શ્રમણ મુનિ પ્રમાદ પરિહાર કરી સમાધિમાં લીન થઇ બરોબર તેરમા વર્ષ લગી પવિત્ર ધ્યાન ધ્યાતા રહ્યા. (૪૮૭)

દીક્ષા લઇને ભગવાન ક્યાં પણ વધુ નિદ્રા લેતા નહિ[1] અને હમેશાં પોતાને જગાવતા રહ્યા. ક્યાંક જરા સૂતા તો પણ ત્યાં નિદ્રા કરવાની ઇચ્છા નહિ કરતા. (૪૮૮)

૧ ફક્ત બાર વર્ષમાં અસ્થિકગ્રામ (વઢવાણ) પાસે કાઉસગ્ગમા રહ્યા હતા તે વખતે એક મુહૂર્ત માત્ર નિદ્રા લીધી હતી એમ ટીકાકાર જણાવેછે.

संबुज्झमाणे पुणरवि, आसिंसु भगवं उट्ठाए,
णिक्खम्म एगया राओ, बहिं चंकमिया मुहुत्तागं ।६। (४८९)

सयणेहिं[1] तस्सुवसग्गा, भीमा आसी अणेगरूवा य;
संसप्पगाय[2] जे पाणा, अदुवा पक्खिणो उवचरंति[3] ।७। (४९०)

अदुवा कुचरा उवचरंति, गामरक्खाय सत्तिहत्था य,
अदु गामिया उवसग्गा, इत्थी एगतिया पुरिसो वा. ।८। (४९१)

इहलोइयाइं परलोइयाइं, भीमाइं अणेगरूवाइं;
अवि सुब्भि-दुब्भिगंधाइं, सद्दाइं अणेगरूवाइं ।९।

अहियासए सया समिते, फासाइं विरूवरूवाइं; (४९२)
अरतिं रतिं अभिभूय, रीयति माहणे अबहुवाइं ।१०। (४९३)

स जणेहिं तत्थ पुच्छिसु[4], एगचरा[5] वि एगदा राओ;
अव्वाहते[6] कसाइत्था, पेहमाणे समाहिं अपडिन्ने ।११। (४९४)

---

१ शयनेषु वसतिषु शयनैं वा. २ अहिनकुलायः ३ मांसादिकं भक्षयंति ४ पृष्टः ५ ए-कचरा उपपत्यादयः पप्रच्छु रितिशेषः ६ अव्याकृते

તેઓ નિદ્રાને કર્મ બાંધનારી જાણતા થકા જાગતા રહેતા કદાચ નિદ્રા આવવા માંડતી તો તેઓ શીઆળાની રાતે તાઢમાં બાહેર જઈ મુહુર્ત્ત લગી ધ્યાનલીન થઈ નિદ્રા ટાલતા (૪૮૯)

ઉપર જણાવેલા સ્થળોમાં રહેતાં ભગવાનને ભયંકર અનેક પ્રકારના ઉપસર્ગ [દુઃખ] થયા. સર્પ વગેરા જંતુઓ તથા ગીધ વગેરા પખિઓ આવી ભગવાનને કરડતા હતા. (૪૯૦)

જાર પુરૂષો શૂન્ય ઘરમાં કુકર્મ કરવા જતાં ભગવાનને દેખી ઉપસર્ગ કરતા ગામના રખેવાલો શક્તિ વગેરા હથીઆરો હાથમાં ધરી ભગવાનને ઉપસર્ગ કરતા વળી વિષયવાંછનાથી ભગવાનને લોકો ઉપસર્ગ કરતા; જેમકે ભગવાનને એકલા દેખી તેમના રૂપથી મોહિત થઈ વ્યાકુલ બનેલી સ્ત્રીઓ વિષય ભોગ માટે તેમને પ્રાર્થના કરતી, તથા પુરૂષો પણ સતાવતા હતા. (૪૯૧)

એ રીતે ભગવાને મનુષ્ય તથા તિર્યંચો તરફથી અનેક પ્રકારની ભયંકર સુગંધિ તથા દુર્ગંધિ વસ્તુઓના તથા અનેક જાતના શબ્દોના, બીહામણા ઉપસર્ગ હમેશા સમિતિથી વર્તતાં થકાં સહન કર્યા. (૪૯૨)

વળી ભગવાન હર્ષ શોક ટાળીને બહુ થોડું બોલતા થકા વિચરતા રહેતા (૪૯૩)

(નિર્જન સ્થળમાં ભગવાનને ઊભેલા જોઈ) લોકો પૂછતા અથવા રાત્રિને વખતે જાર પુરૂષો તેમને પૂછતા કે અરે તુ કોણ ઉભો છે? આ વખતે ભગવાન કશું નહિ બોલતા; તેથી તેઓ ચીડવાઈ વખતે ભગવાનને મારવાનું પણ કરતા. પણ ભગવાન તો નિરીહ બન્યા થકા સમાધિમાં તલ્લીન બન્યા રહેતા. (૪૯૪)

अय-मंतरंसि को'एत्थ, अह-मंसि-त्ति भिक्खू आहट्टु;
अय-मुत्तमे से धम्मे, तुसिणीए सकसाइए झाति ।१२। (४९५)

जंसि-प्पेगे पवेयंति[1], सिसिरे मारुए पवायते,
तंसि-प्पेगे अणगारा, हिमवाए णिवाय[2] मेसंति. ।१३।

संघाडिओ[3] पविसिस्सामी, एहा य समादहमाणा;
पिहिता वा सक्खामो, अतिदुक्खं हिमगसंफासा ।१४।

तंसि भगवं अपडिन्ने, अहे वियडे अहियासए दविए,[4]
णिक्खम्म एगदा राओ, चाएति[5] भगवं समियाए. ।१५। (४९६)

एस विही अणुक्कंतो, माहणेण मईमया;
बहुसो अपडिण्णेण, भगवया एवं रियंति-त्ति बेमि ।१६। (४९७)



१ कम्पन्ते यद्वा प्रवेदयन्त्यनुभवन्ति २ निवातं-वातरहितस्थानं. ३ वस्त्राणि ४ संयमी ५ शक्नोति

“ઘરે અહીં કોણ ઊભો છે” એવું લોકોએ પૂછતાં, કોઈ વખતે ભગવાન બોલતા કે “હું ભિક્ષુક ઊભો છું” તે સાંભળી જો તેઓ બોલતા કે “અહીંથી જલદી જતો રહે” તો ભગવાન અન્યત્ર જતા કારણ કે એ ઉત્તમ આચાર છે અને જો તેઓ જવાનું કહ્યું નહિ કહેતા કષાયવંત બનતા તો ભગવાન મૌન રહી ત્યાં જ (જે થવાનું હશે તે થશે એમ વિચારી) ધ્યાન કરતા (૪૯૫)

જ્યારે શિશિર ઋતુમાં ટાઢો પવન જોસથી ફુંકાતો હતો, જ્યારે લોકો થરથર ધ્રૂજતા હતા, ત્યારે અપર સાધુઓ તેવી ટાઢીમાં નિર્વાત (વાયરા વિનાની) જગ્યા શોધતા હતા, તથા વસ્ત્રો પહેરવાને ચહાતા હતા, જ્યારે તાપસો લાકડાં બાળીને શીતનું નિવારણ કરતા હતા, એમ જ્યારે શીત સહન કરવું ઘણું દુઃખભરેલું હતું, તેવે સમયે સંયમી ભગવાન (વીર પ્રભુ) નિરીહ બની ખુલ્લા સ્થાનમાં રહી શીતસહન કરતા રહેતા કદાચ અત્યંત શીત પડતાં તે સહન કરવું વિકટ પડતું ત્યારે રાત્રિએ (મુહૂર્ત માત્ર) બાહેર હરી ફરીને સામ્યપણે રહેતા થકા પાછા અંદર બેસી તે શીત સહેતા રહેતા. (૪૯૬)

એ રીતે મતિમાન્ નિરીહ ભગવાને વારંવાર એવી વિધિ પાલન કરી છે, તેમ બીજા મુનિઓએ પણ વર્તવું (૪૯૭)



[ तृतीय उद्देशः ]



तणफासे सीयफासे, तेउफासे य दंसमसगेय;
अहियासए सया समिए, फासाइं विरूवरूवाइं ।१। (४९८)

अह दुच्चर-लाढचारी, वज्जभूमिं च सुब्भभूमिं च;
पंतं सेज्जं सेविंसु, आसणगाइं चेव पंताइं ।२। (४९९)

लाढेसु तस्सु-वसग्गा, बहवे[1] जाणवया लूसिंसु;
अह लूहदेसिए भत्ते, कुक्कुरा तत्थ हिंसिंसु णिवतिंसु ।३। (५००)

अप्पे जणे णिवारेइ, लूसणए सुणए डसमाणे;
छुछुकारंति आहंतुं, "समणं कुक्कुरा डसंतु" ।४। (५०१)

एलिक्खए[2] जणो भुज्जो, बहवे वज्जभूमिइ फरुसासी;
लट्ठिं गहाय णालीयं, समणे[3] तत्थएवि विहरिंसु ।५।

---

१ उपसर्गाणां विसोपणं २ ईदृक्षः ३ शाक्याद्यः

## ત્રીજો ઉદ્દેશ.

## ( વીર પ્રભુએ કેવાં પરીષહ સહ્યાં. )

(મહાવીરદેવ) સદા સમિતિવંત બનીને કર્કશ સ્પર્શ, તાઢ, તાપ, તથા દંશ અને મશકના ડખો વગેરે ભયંકર પરીષહો સહન કરતા (૪૯૮)

વળી ભગવાન દુર્ગમ્ય લાટદેશના વજ્રભૂમિ તથા શુભ્રભૂમિ નામના બન્ને ભાગોમાં જઈ વિચર્યા હતા ત્યાં તેમને રહેવાને ઘણી હલકી વસતિઓ મળતી. તેમજ પીઢફળકાદિ આસન પણ ઘણા હલકા મળતા. (૪૯૯)

લાટ દેશમાં તે ભગવાનને ઘણા ઉપસર્ગો થયા ત્યાંના લોકો તેમને મારતા; ભોજન પણ લૂખું મળતું; તથા કૂતરાઓ આવી વીરપ્રભુના ઉપર પડતા ને કરડતા (૫૦૦)

આ વખતે બહુ થોડા જ લોક તે કૂતરાઓને કરડતાં નિવારતા. નહિ તો ઘણા લોકો તો ઉલટા ભગવાનને મારતા થકા તેમને કરડવા માટે કૂતરાઓને છુછુકારીને તેમના તરફ મોકલાવતા. (૫૦૧)

આવા લોકોમાં ભગવાન ઘણીવાર વિચર્યા. ત્યાંની વજ્રભૂમિના ઘણાખરા લોક લુખું ખાતા તેથી તેઓ વધારે ક્રોધવાળા હોવાથી સાધુને દેખી કૂતરાઓવડે તેને એટલો

एवंपि तत्थ विहरंता, पुट्ठपुव्वा अहेसि सुणएहिं;
संलुंचमाणा सुणएहिं, दुच्चरगाणि तत्थ लाढेहिं[1] ॥६॥

निधाय दंडं पाणेहिं, तं कायं वोसज्ज मणगारे,
अह गामकंटए[2] भगवं, ते अहियासए अभिसमेच्चा ॥७॥ (५०२)

णागो[3] संगामसीसे वा, पारए तत्थ से महावीरे; (५०३)
एवंपि तत्थ लाढेहिं, अलद्धपुव्वोवि एगदा गामे ॥८॥
उवसंकमंत-मपडिन्नं, गामंतियंपि अप्पत्तं;
पडिणिक्खमित्तु लूसिंसु, " एतातो परं पलेहि[4] " त्ति. ॥९॥ (५०४)

हयपुव्वो तत्थ दंडेणं, अदुवा मुट्ठिणा अदु कुंताइफलेणं;
अदु लेलुणा कवालेणं, हंता हंता बहवे कंदिंसु ॥१०॥ (५०५)

मंसूणि छिन्नपुव्वाइं, उट्ठुभिया एगया कायं;
परीसहाइं लुंचिंसु, अहवा पंसुणा उवकरिंसु. ॥११॥
उच्चालइय णिहणिंसु, अदुवा आसणाओ खलइंसु,
वोसट्ठकाये पणयासी[5], दुक्खसहे भगवं अपडिन्ने ॥१२॥ (५०६)

---

१ लाटेषु २ ग्रामालापान् ३ हस्ती ४ पर्येहि ५ प्रणत आसीत्

બધા ઉપદ્રવ કરતા કે ત્યાં (બૌદ્ધધર્મી) ભિક્ષુઓ ત્યાંના ઓળિયા છતાં પણ એક મગેરી લાકડી કે નાલ હાથમાં પકડીને વિચરતા, તેમ છતા પણ કૂતરાઓ તેમની પૂઠ પકડતા તથા કરડી ખાતા. એ રીતે લાટદેશ વિહાર કરવાને ઘણો વિકટ હતો. ત્યાં વીરપ્રભુએ આરંભ ત્યાગ કરીને શરીરને પણ વોસરાવીને નિર્જરાને અર્થે નીચ જનોના કડવાં વાક્યો સહન કર્યા. (૫૦૨)

એ રીતે જેમ બળવાન હસ્તી સંગ્રામના મોખરે પોતાની જય મેળવી પરાક્રમ બતાવે તેમ વીરપ્રભુ એ વિકટ ઉપસર્ગોના પારગામી થયા. (૫૦૩)

વળી એક વખતે જંગળમાં ચાલતાં ચાલતાં સાંજ લગી તેમને કોઇ ગામ પણ પ્રાપ્ત થયો નહોતો અને કોઇ સ્થળે વળી તેઓ ગામના પાદર જતા કે ત્યાંના અનાર્ય લોકો સામા આવી તેમને મારતા અને બોલતા કે "અહિંથી દૂર જતો રહે" (૫૦૪)

ઘણી વખતે લાટ દેશમાં ભગવાનને લોકો લાકડીથી, મૂઠી, ભાળાની આણીથી, પત્થરથી કે હાડકાના ખપ્પરથી મારી મારીને પોકારો પાડતા. (૫૦૫)

કોઇ વખતે ભગવાનને પકડી અનેક ઉપસર્ગો કરી માંસ કાપી લેતા અથવા તેમના પર ધૂળ વરસાવતા અથવા તેમને ઊંચા કરીને નીચે પાડતા અથવા આસનથી નીચે પાડતા. પણ નિરીહ ભગવાન વીરપ્રભુ તો પોતાના શરીરને ત્યક્ત કરીને તે સઘળાં દુઃખો સહન કર્યા જતા. (૫૦૬)

सूरो संगामसीसे वा, संवुडे तत्थ से महावीरे;
पडिसेवमाणे फरुसाइं, अचले भगवं रीइत्था ।१३। (५०७)

एस विही अणुक्कंतो, माहणेण मतीमता;
बहुसो अपडिन्नेणं, भगवया एवं रियंति–त्ति बेमि.।१४। (५०८)



[ चतुर्थ उद्देशः ]

ओमोदरियं चाएति[1], अपुट्ठेवि भगवं रोगेहिं;
पुट्ठे[2] व से अपुट्ठे[3] वा, णो से सातिज्जति तेइच्छं[4] ।१। (५०९)
संसोहणं च वमणं च गायब्भंगणं च सिणाणं च;
संबाहणं ण से कप्पे, दंतपक्खालणं परिण्णाए ।२। (५१०)
विरए य गामधम्मेहिं[5], रीयति माहणे अबहुवाई; (५११)
सिसिरंमि एगदा भगवं, छायाए झाइ आसीया ।३।
आयावई य गिम्हाणं, अच्छति उक्कुडुए अभितावे; (५१२)

१ शक्नोति २ श्वभक्षणादिभिः ३ स्वामकामादिभिः ४ चिकित्सां ५ विषयैः

જેમ શૌર્યવંત પુરૂષ સંગ્રામને મોખરે રહ્યો થકો કોઈથી પાછો હઠે નહિ તેમ પ્રબળસત્વવંત ભગવંત મહાવીર એ ઉપસર્ગોથી પાછા નહિ હઠતાં તે બધાને સહન કરતા થકા વિચરતા. (૫૦૭)

આવી વિધિ નિરીહ મહાવીરપ્રભુએ પાળન કરી છે, તેમ બીજા મુનિઓએ પણ વર્તવું (૫૦૮)



## ચોથો ઉદ્દેશ.

### ( વીરપ્રભુની તપશ્ચર્યા. )

રોગો નહિ હોતાં પણ ભગવાન મિતાહારી રહેતા હતા રોગો ઊપજતાં [1]તેઓ તેનો પ્રતીકાર કરવા નહિ ચાહતા. (૫૦૯)

વળી આખા શરીરને અશુચિમય જાણીને તેઓ જુલાબ, વમન, તૈલાભ્યંગન, સ્નાન, સંબાધન,[2] અને દાતણ પણ નહિ કરતા. (૫૧૦)

ઇંદ્રિયોના વિષયોથી વિરક્ત થઈ ભગવાન અલ્પભાષી થયા થકા વિચરતા હતા. (૫૧૧)

ભગવાન શીઆળામાં છાંયડામાં બેશી ધ્યાન કરતા, અને ઉનાળામાં ઉત્કુટુક આસને તડકામાં બેશી તાપ સહન કરતા (૫૧૨)

૧ ભગવાનને શરીરજન્ય રોગ નહિ થાય–કિંતુ આગંતુક પ્રહારજન્ય રોગ થતા સંભવે. એમ ટીકાકારે જણાવ્યું છે ૨ ચંપી

अदु जावई[1]-स्थ लूहेण, ओयण-मंथु-कुम्मासेण ।४।
एताणि तिन्नि पडिसेवे, अट्ठमासे य जावए भगवं; (५१३)

अवि इत्थ एगया भगवं, अद्धमासं अदुवा मासमवि ।५।

अवि साहिए दुवे मासे, छप्पि मासे अदुवा विहरित्था[2],
राओवरायं[3] अपडिन्ने, अन्नगिलाय[4]-मेगया भुंजे ।६।

छट्ठेण एगया भुंजे, अदुवा अट्ठमेण दसमेण;
दुवालसमेण एगया भुंजे, पेहमाणे समाहिं अपडिन्ने ।७। (५१४)

णच्चाण से महावीरे, णोविय पावगं सय मकासी;
अन्नेहिं वा ण कारित्था, कीरंतंपि णाणुजाणित्था ।८। (५१५)

गामं पविस्स णगरं वा, घास-मेसे कडं परट्ठाए;
सुविसुद्ध मेसिया भगवं, आयतजोगयाए सेवित्था. ।९। (५१६)

अदु वायसा दिगिंच्छित्ता, जे अन्ने रसेसिणो सत्ता,
घासेसणाए चिट्ठंते, सययं णिवतिए य पेहाए ।१०। (५१७)

अदु माहणं च समणं वा, गामपिंडोलगं च अतिहिं वा;
सोवागं मूसियारं वा, कुक्कुरं वा विट्ठितं पुरतो ।११।

---

१ यापयति २ जलमपीत्वा इति शेषः ३ रात्रोपरात्रं ४ पर्युषितान्नं.

શરીર-નિર્વાહાર્થે તેઓ લુખાં ભાત, મથુ અને અડદોનો આહાર કરતા. એમ આઠ મહિના લગણ એ ત્રણ ચીજોજ ભગવાને વાપરી. (૫૧૩)

વળી પનર પનર દિવસ લગી મહિના મહિના લગી તથા બે બે મહિના ને છ છ મહિના લગી ભગવાન પાણી નહિ વાપરતાં નિરાત નિરીહ થઇ વિચરતા વળી અન્ન પણ ઠાન એટલે ટાઢોવાસી વાપરતા ને તેપણ ત્રીજે ત્રીજે, ચોથે ચોથે, તથા પાંચમે પાંચમે દહાડે વાપરતા. (૫૧૪)

તત્વજાણીને મહાવીર દેવ પોતે પાપ નહિ કરતા, બીજાવતી નહિ કરાવતા, તથા કરનારને રૂડું નહિ માનતા (૫૧૫)

ભગવાન શહેર કે ગામમા જઈ બીજાને માટે કરેલું આહાર માગતા. અને એ રીતે પવિત્ર આહાર લઇને સાવધાનપણે તે આહાર વાપરતા. (૫૧૬)

ભિક્ષા લેવા જતાં ભગવાનને રસ્તામા ભૂખેલ્યાં કાગડા વગેરે પક્ષીઓ જમીનપર રહીને હમેશાં પોતાનો આહાર લેતાં જો નજરે પડતા તો ભગવાન તેમને કશી પણ અડચણ ન પાડતા થકા ચાલ્યા જતા. (૫૧૭)

તથા ત્યા કોઈ બ્રાહ્મણ, શ્રમણ, ભિખારી, વિદેશી, ચાંડાળ, માર્જાર કે કૂતરાને કંઈ મળતું

विसिच्छेदं वज्जंतो, तेसि-मप्पत्तियं परिहरंतो;
मंदं परिक्कमे भगवं, अहिंसमाणो घास-मेसित्था ।१२। (५१८)

अवि सूइयं वा सुक्कं वा, सीयपिंडं पुराणकुम्मासं;
अदु बक्कसं पुलागं वा, लद्धे पिंडे अलद्धए दविए ।१३। (५१९)

अवि झाति से महावीरे, आसणत्थे अकुक्कुए झाणं;
उड्ढं अहेयं तिरियंच, लोए झायति समाहि-मपडिन्ने; ।१४। (५२०)

अकसाती विगयगेही य, सद्दरूवेसु अमुच्छिए झाति;
छउमत्थोवि विपरक्कममाणो, ण पमायं सइंपि कुव्वित्था ।१५। (५२०)

सयमेव अभिसमागम्म, आयतजोग-मायसोहीए;
अभिणिव्वुडे अमाइल्ले, आवकहं भगवं समिआसी ।१६।

एस विही अणुक्कंतो, माहणेण मईमया;
बहुसो अपडिन्नेणं, भगवया एवं रीयंतिते त्ति बेमि. (५२२)

## ब्रह्मचर्याख्यः प्रथमः श्रुतस्कंधः समाप्तः

દેખી તેમને વિઘ્ન ન પાડતા થકા તથા મનમાં કશી અપ્રીતિ નહિ ધરતા થકા ધીમે ધીમે ચાલ્યા જતા ( કિંબહુના, ભગવાન કુંથુ વગેરાની પણ હિંસા નહિ કરતા થકા ભિક્ષાટન કરતા ) (૫૧૮)

વળી આહાર પણ ભીંજેલો, કે સૂકેલો, ઠરી ગએલો કે બહુ દિવસપર રાંધેલા અડદનો અથવા જુનાધાન્યનો કે જવવગેરા નીરસ ધાન્યનો જેવો મળી આવતો તે શાંતભાવે વાપરતા, અગર નહિ મળતો તોપણ શાંતભાવે રહેતા (૫૧૯)

વળી તે ભગવાન ઉત્કુટક, ગોદોહિકા, વીરાસન, વગેરા આસનોથી નિર્વિકારપણે ધર્મ ધ્યાન કરતા રહેતા. ને નિરીહ બની અંતઃકરણની પવિત્રતા જાળવતા થકા ઊર્ધ્વ, અધો, અને તિર્યક્લોકના સ્વરૂપનો તે ધ્યાનમાં વિચાર કરતા (૫૨૦)

એ રીતે કષાયરહિત થઇ ગૃદ્ધિ પરિહાર કરી શબ્દાદિક વિષયોમાં નહિ લોભાતા થકા ભગવાન સદા ધ્યાનનિમગ્ન રહેતા અને એ રીતે છદ્મસ્થાવસ્થામાં પણ ભગવાન પ્રબળ પરાક્રમ દાખવી કોઈ વખતે પણ પ્રમાદી નહિ બનતા. (૫૨૧)

પોતાની મેલેજ સંસારની અસારતા જાણીને આત્માની પવિત્રતાથી મન વચન અને શરીરને પોતાને કબજે ધરીને શાંત અને નિષ્કપટી ભગવાન જીંદગીપર્યંત પવિત્ર પ્રવૃત્તિવંત રહ્યા. એવી વિધિ મતિમાન નિરીહ ભગવાને વારંવાર પાળેલી છે.[1] એ રીતે બીજા મુનિઓએ પણ વર્તવું, એમ હું કહું છું. (૫૨૨)

## બ્રહ્મચર્ય નામે પેહેલો શ્રુતસ્કંધ સમાપ્ત.

---

૧ સુજ્ઞ વાંચનારના હૃદયમાં આ અધ્યયનવર્ણિત વીરપ્રભુનું અદ્ભુત વૈરાગ્ય અદ્ભુત સહનશીળતા તથા અદ્ભુત ધૈર્ય વાંચવાથી તેમના ઉપર અદ્ભુત ભક્તિભાવ થાય, એમાં કશી નવાઈ નથી. ( ભાષાંતર કર્તા. )

## द्वितीयः श्रुतस्कंधः

( प्रथमा चूडा )

पिंडैषणानामकं दशम मध्ययनम्.

( प्रथम उद्देशः )

से भिक्खू वा, भिक्खुणी वा, गाहावइकुलं पिंडवायपडियाए[1] अणुपविट्ठे समाणे, से जं पुण जाणेज्जा, असणं वा, पाणं वा, खाइमं वा, साइमं वा, पाणेहिं वा, पणएहिं वा, बीएहिं वा, हरिएहि वा, ससत्तं, उम्मिस्सं, सीओदएण वा उसित्तं, रयसा वा परिघासियं[2]

१ पिंडपातप्रतिज्ञया. २ परिगुंठित.

## શ્રુતસ્કંધ બીજો.

( પહેલી ચૂળિકા )

### અધ્યયન દસમું.

### પિંડૈષણા.

### પહેલો ઉદ્દેશ.

( મુનિએ કયો આહાર લેવો અને કયો નહિ લેવો. )

જો કોઈ ભિક્ષુ અથવા ભિક્ષુણી આહાર લેવા માટે ગૃહસ્થના ઘરે જાય અને ત્યાં તેને એવું જણાય કે અહીં આ અસન પાન ખાદિમ કે સ્વાદિમ રૂપ આહાર, ઝીણા જંતુઓથી, ઉદ્દિત્રથી, બીજથી કે વનસ્પતિથી મળેલો કે ભેળસેળ થએલો છે, અથવા ઠંડા પાણીથી

तहप्पगारं असणं वा, पाणं वा, खाइमं वा, साइमं वा, परहत्थंसि वा, परपायंसि[1] वा, अफासुयं अणेसणिज्जंति मण्णमाणे, लाभेवि संते, नो पडिगाहेज्जा. (५२३)

सेय आहच्च[2] पडिगाहिए सिया, से त्तं आयाए एगंत-मवक्कमेज्जा, एगंत-मवक्कमित्ता अहे[3] आरामंसि वा, अहे उवस्सयंसि वा, अप्पंडे[4] अप्पपाणे अप्पबीए अप्पहरिए अप्पोसे अप्पोदए अप्पुत्तिंग[5]–पणग[6]–दगमट्टिय[7]– मक्कडासंताणए विगिंचिय [२], उम्मीसं विसाहिय [२], तओ संजयामेव[8] भुंजिज्ज वा, पीइज्ज वा । जंच णो संचाएज्जा भोत्तए वा पाइत्तए वा, से त–मायाय एगंत मवक्कमेज्जा । एगंत मवक्कमित्ता अहे[9] ज्झामथंडिलंसि वा[10], अट्ठिरासिंसि वा, किट्टरासिंसि वा, तुसरासिंसि वा, गोमयरासिंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि, पडिलेहिय [२] पमज्जिय [२] तओ संजयामेव परिट्ठवेज्जा । (५२४)

से भिक्खू वा, भिक्खुणी वा, गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे से जाओ पुण ओसहीओ जाणेज्जा कसिणाओ[11] सासिआओ[12] अविदलकडाओ अतिरिच्छच्छिण्णाओ अव्वोच्छिण्णाओ तरुणियं वा छिवाडिं[13] अणभिक्कंतं[14] मभज्जितं पेहाए, अफासुयं अणेसणिज्जंत्ति मण्णमाणे लाभे संते णो पडिगाहेज्जा । (५२५)

---

१ परपात्रे वा. २ सहसात्. ३ अथ. ४ अल्पशब्दोऽभाववचनोऽत्र. ५ तृणाग्रोदकबिंदुः ६ उल्लिः ७ उदकप्रधानामृत्तिका. ८ सम्यग्यत एव. ९ अथ. १० दग्धस्थंडिले वा. ११ कृत्स्नाः १२ स्वाश्रयाः अविनष्टयोनयः १३ मुद्गफलिकां. १४ सचेतनां.

ભીંજાયલો છે, અથવા ધૂળથી બિગડેલો છે, તો તેવો આહાર જે ગૃહસ્થ હાથમાં કે પાત્રમાં ધરીને દેવામાંડેછે તે સજીવ તથા મુનિને અયોગ્ય જાણીને મુનિએ તે આહાર નહિ લેવો. (૫૨૩)

કદાચ ભૂલચૂકથી તે લેવાઇ જાય તો તે આહાર સાથે લઇને મુનિએ નિર્જન પ્રદેશમાં જવું. અને ત્યાં જીવજંતુ વનસ્પતિ તથા ભીનાસ રહિત સ્થળ શોધીને ત્યાં પોતાને મળેલા આહારમાંનો જે ભાગ જીવજંતુઓ વગેરાથી ભેલસેલ થએલો હોય તે જુદો પાડીને તેમાંથી જીવજંતુ ચૂંટી કહાડી નાખવા અને પછી તે આહાર રૂડીરીતે સાવધાન થઈ ખાઇજવો અથવા પીજવો. જો કદિ તે ખાઇ કે પી શકાય તેમ નહોય તો નિર્જન પ્રદેશમાં જઈ બળેલી જમીનમાં અથવા જ્યાં હાડકાં બહુ પડેલા હોય ત્યાં અથવા લોઢા વગેરનો કાટ જ્યાં ઘણો પડેલો હોય ત્યાં અથવા જ્યાં પળાલ કે છાણ ઘણું પડ્યું હોય ત્યાં અથવા તેવી રીતના બીજા સ્થંડિળમાં[1] પૂંજી પ્રમાર્જી તે આહાર યતનાપૂર્વક પરઠવી દેવો. (૫૨૪)

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ ગૃહસ્થના ઘેર આહાર માટે ધાન્ય કે ફળાદિક, અખંડ રહેલા હોવાથી અને તિરકસ કાપીને બે ભાગ પાડેલા ન હોવાથી તેમને સજીવ કે અવિનષ્ટયોનિવાળા[2] જણાય તે તથા કાચી મગ વગેરાની ફળીઓ જેઓ હજૂ તોડી કટકા કરેલી ન હોય તે સર્વે સચિત્ત[3] અને પોતાને અયોગ્ય ધારીને તેમણે ગૃહસ્થે આપતાં છતાં ન લેવાં. (૫૨૫)

---

૧ સ્થળમાં ૨ જેઓ વાવ્યાથી ઊગી શકે તેવા ૩ સજીવ

से भिक्खू वा, भिक्खुणी वा, जाव पविट्ठे समाणे से जाओ पुण ओसहीओ जाणेज्जा अकसिणाओ असासियाओ विदलकडाओ तिरिच्छच्छिण्णाओ अव्वोच्छिण्णाओ तरुणियं वा छिवाडिं आभिक्कतभज्जियं पेहाए, फासुयं एसणिज्जति मण्णमाणे लाभे संते पडिग्गाहेज्जा[1] (५२६)

से भिक्खू वा भिक्खुणी वा जाव पविट्ठेसमाणे से जं पुण जाणेज्जा पिहुयंवा[2], बहुरयं वा, भुज्जियं वा, मंथुं वा, चाउल वा, चाउलपलंबं वा, सइं[3] भज्जियं अफासुयं अणेसणिज्ज मण्णमाणे लाभे संते णो पडिग्गाहेज्जा (५२७)

से भिक्खू वा, भिक्खुणी वा, जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा पिहुयं वा, जाव चाउलपलंबं वा, असइं भज्जियं दुक्खुत्तो वा भज्जियं तिक्खुत्तो वा भज्जियं फासुयं एसणिज्ज जाव लाभे संते पडिग्गाहेज्जा (५२८)

से भिक्खू वा भिक्खुणी वा गाहावतिकुल जाव पविसित्तुकामे णो अन्नउत्थिएण वा, गारत्थिएण वा, परिहारिओ[4] वा अपरिहारिएण सद्धिं, गाहावइकुलं पिंडवायपडियाए पविसेज्ज वा, णिक्खमेज्ज वा (५२९)

से भिक्खू वा, भिक्खुणी वा, बहिया वियारभूमिं[5] वा, विहारभूमिं[6] वा, णिक्खमसमाणे वा पविसमाणे वा णो अण्णउत्थिएण वा गारत्थिएण वा परिहारिओ वा अपरिहारिएण सद्धिं बहिया विचारभूमि वा, विहारभूमिं वा, णिक्खमेज्ज वा पविसेज्ज वा (५३०)

---

१ कारणेसति २ पृथुक ३ सकृत् ४ परिहारिक' साधु. ५ विचारभूमिं संज्ञान्युत्सर्गभूमिं. ६ स्वाध्यायभूमिं.

અને જો તે ધાન્ય કે ફળાદિક વસ્તુ આડી અવળી કાપેલી અને તોડી કટકા કરેલી હોવાથી મુનિને અચિત્ત અને વિનષ્ટયોનિવાળી[1] જણાય તથા કાચી ફળીઓ પણ તોડી કટકા કરેલી હોવાથી અચિત્ત જણાય તો પોતાને યોગ્ય જાણીને તે વસ્તુઓ લઇવાપરવી[2] (૫૨૬)

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ એકજ વાર ભુંજેલા પહુવા, ભમરા, પોક, ઘઉંનો ભૂકો, ચોખા, ચોખાની કણુક વગેરે અપ્રાસુક અને અયોગ્ય જાણીને ગ્રહણ કરવા નહિ. (૫૨૭)

જો એ પહુવા વગેરે બેવાર કે ત્રણવાર શેકેલા હોય તો તે પ્રાસુક અને યોગ્ય જાણી ગ્રહણ કરવા (૫૨૮)

## ( ગૃહસ્થના ઘેર પ્રવેશ કરવાની વિધિ )

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ આહાર લેવા માટે ગૃહસ્થના ઘર તરફ જતાં અન્યતીર્થિકો સાથે અથવા બ્રાહ્મણો સાથે અથવા પાસત્થાવગેરે સાથે તેના ઘરમા પેસવું કે નીકળવું નહિ (૫૨૯)

એજ મુજબ દિશાએ તથા સ્વાધ્યાયસ્થળમા પણ અન્યતીર્થિક, ગૃહસ્થ, કે પાસત્થાઓ સાથે આવવું કે જવુ નહિ. (૫૩૦)

---

૧ ઊગી શકે નહિ તેવી ૨ પ્રયોજન હોય તો.

से भिक्खूवा [२] गामाणुगामं दूइज्जमाणे णो अण्णउत्थिएण वा, गारत्थिएण वा, परिहारिओ अपरिहारिएण वा सद्धिं, गामाणुगामं दूइज्जेज्जा (५३१)

से भिक्खूवा [२] जाव पविट्ठे समाणे णो अण्णउत्थियस्स वा, गारत्थियस्स वा, परिहारिओ अपरिहारिअस्स वा: असणं वा [४] देज्जा वा अणुपदेज्जा[1] वा (५३२)

से भिक्खू वा [२] जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा [४] अस्संपडियाए[2] साहम्मियं समुद्दिस्स, पाणाइं भूताइं जीवाइं सत्ताइं समारब्भ, समुद्दिस्स कीयं पामिच्चं[3] अच्छेज्जं[4] अणिसट्ठं अभिहडं आहट्टु चेतति, तहप्पगारं असणं वा [४] पुरिसंतरकडं अपुरिसंतरकडं वा, बहिया णीहडं वा, अनीहडं वा, अत्तट्ठियं वा, अणत्तट्ठियं वा, परिभुत्तं वा, अपरिभुत्तं वा, आसेवियं वा, अणासेवियं वा, अफासुयं जाव णो पडिग्गाहेज्जा (५३३)

एवं बहवे साहम्मिया, एगा साहम्मिणी, बहवे साहम्मिणीओ, समुद्दिस्स चत्तारि आलावगा भाणियव्वा[5] (५३४)

से भिक्खू वा [२] गाहावइकुलं जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा [४] बहवे समण[6]-माहण अतिथि किवण-वणीमए[7] पगणिय पगणिय समुद्दिस्स, पाणाइं जाव सत्ताइं समारब्भ आसेवियं वा अणासेवियं वा अफासुयं अणेसणिज्जंति मण्णमाणे लाभे संते जाव णो पडिग्गाहेज्जा (५३५)

---

१ अनुप्रदापयेत् परेण. २ अस्वप्रतिज्ञया, निर्ग्रंथप्रतिज्ञया ३ उच्छिन्नक ४ आच्छेद्य ५ पूर्वपश्चिमतीर्थंकरमुनीना मय कल्पः ६ शाक्यादय. श्रमणाः ७ वनीपकाः वंदिप्रायाः

વળી ગ્રામાનુગામ વિચરતાં પણ અન્યતીર્થિક ગૃહસ્થ અને પાસત્થાઓ સાથે વિચરવું નહિ. (૫૩૧)

તથા એ ત્રણેને મુનિએ આહાર દેવો કે દેવરાવવો નહિ (૫૩૨)

ગૃહસ્થે જે આહાર નિર્ગ્રંથ સાધુના સારૂ એટલે કે અમુક સાધર્મિક સાધુને ઉદ્દેશીને છકાયની હિંસા કરી તૈયાર કર્યો હોય, વેચાતો લીધો હોય, ઉધારે લીધો હોય, કોઇના પાસેથી ઝૂંટાવી લીધો હોય કે માલેકની રજા વગર લઇ રાખ્યો હોય તેવો આહાર તે ગૃહસ્થ કોઈ પણ મુનિ કે આર્યાને આપવા માડે તો તેમણે જાણતા છતાં તે આહાર ગ્રહણ નહિ કરવો. અગર જો કે તે આહાર તે ગૃહસ્થે પોતે કર્યો હોય અથવા બીજાએ કર્યો હોય, ઘરથી બાહેર નીકાળ્યો હોય અથવા ન નીકાળ્યો હોય, તે ગૃહસ્થે તે આહાર પોતાનો કરી રાખ્યો હોય અગર ન હોય, તેણે વાપરેલો હોય અગર ન વાપરેલો હોય તોપણ તે અપ્રાસુક અને અનેષણીય જાણીને મુનિએ કે આર્યાએ ગ્રહણ ન કરવો. (૫૩૩)

એ રીતે ઘણા સાધર્મિક સાધુના માટે કરેલો આહાર તથા એક કે ઘણી સાધવીઓ માટે કરેલો આહાર પણ કોઇ સાધુ કે સાધ્વીએ ગ્રહણ કરવો નહિ[1] (૫૩૪)

જે ભોજન ગૃહસ્થે ઘણા પણ મુકરર સખ્યામાના શ્રમણ, બ્રાહ્મણ, પ્રાહુણા, દીન, કે ચારણભાટના માટે કરેલું હોય તે વાપરેલુ છતાં કે અવાપરેલુ છતા અપ્રાસુક અને અનેષણીય ગણી મુનિએ નહિ વ્હોરવું (૫૩૫)

---

૧ પેહેલા તથા છેલા તીર્થંકરના સાધુઓ માટે જ આ નિયમ છે

से भिक्खू वा (२) गाहावइकुल जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) बहवे समण माहण-अतिथ किवण-वणीमए समुद्दिस्स पाणाइं (४) जाव आहट्टु चेतेति, तं तहप्पगारं असण वा (४) अपुरिसतरकडं अवहियाणीहडं अणत्तट्ठियं अपरिभुत्तं अणासेवितं अफासुय अणेसणिज्ज जाव णो पडिग्गाहेज्जा (५३६)

अह पुण एवं जाणेज्जा, पुरिसंतरकडं वहियानीहडं अत्तट्ठियं परिभुत्तं आसेवियं फासुसं एसणिज्ज जाव पडिग्गाहेज्जा (५३७)

से भिक्खू वा [२] गाहावइकुल पिंडवायपडियाए पविसित्तुकामे से जाइं पुण कुलाइं जाणेज्जा, इमेसु खलु कुलेसु णितिए पिंडे दिज्जति, णितिए अग्गपिंडे दिज्जति, णितिए भाए दिज्जति, णितिए अवड्ढभाए दिज्जति, तहप्पगाराइं कुलाइं णितियाइं णितिओमाणाइं, णो भत्ताए वा पाणाए वा पविसेज्ज वा णिक्खमेज्ज वा (५३८)

एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं समिते सहिते सयाजए त्ति बेमि (५३९)



[ द्वितीय उद्देशः ]

से भिक्खू वा [२] गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असण वा [४] अट्ठमिपोसहिएसु वा, अद्धमासिएसु वा, दोमासिएसु वा, तेमासिएसु वा,

જે ભોજન ગૃહસ્થે ઘણા શ્રમણ, બ્રાહ્મણ, પ્રાહુણ, દીન, કે ભાટચારણના માટે કરેલું હોય પણ તે તેણે પોતેજ કર્યું હોય, ઘરથી બાહેર પણ નહિ લાવ્યું હોય અને હજુ પોતાનાજ ખપનું ગણી વાપર્યું પણ ન હોય તો તે અપ્રાસુક અને અનેષણીય ગણીને મુનિએ નહિ લેવું (૫૩૬)

પણ જો તે ભોજન ગૃહસ્થે બીજાના હાથે કરાવ્યું હોય, ઘર બાહેર રાખ્યું હોય અને પોતે પોતાના ખપનું ગણી તે વાપરેલું પણ હોય તો તે પ્રાસુક અને એષણીય જાણીને ગ્રહણ કરવું (૫૩૭)

જે કુળોમાં હમેશાં દાન દેવાતું હોય અથવા જમતી વેળા શરૂઆતમાં દાન માટે અગ્રપિંડ કહાડી રખવામાં આવતો હોય અથવા આખા ભોજનનો દ્વિતીયાંશ કે ચતુર્થાંશ દાનમાં અપાતો હોય અને તેથી ત્યાં ઘણા યાચકો માગવા ભીતરી પડતા હોય તેવા કુળોમાં મુનિએ આહાર-પાણી માટે ન જવું (૫૩૮)

સાધુ કે સાધ્વીનું એજ કર્તવ્ય છે કે હમેશા સર્વ પદાર્થોમાં સમભાવ રાખી જ્ઞાનદર્શન અને ચારિત્ર સાચવતા થકા સદા ઉદ્યોગી થઇ વર્તવું. (૫૩૯)



## બીજો ઉદ્દેશ.

---

( મુનિએ અશુદ્ધ આહાર ન લેવો તથા જમણવારમાં ન જવું )

ગૃહસ્થના ઘરે જ્યારે અષ્ટમીના ઉપવાસના ઉત્સવપ્રસંગે અથવા અર્દ્ધમાસિક, માસિક, દ્વિમાસિક, ત્રિમાસિક, ચતુર્માસિક, પંચમાસિક, છમાસિક, ઉત્સવના વખતે અથવા ઋતુઓના

वा तहप्पगारेसु विरूवरूवेसु महामहेसु वट्टमाणेसु बहवे समण-माहण अतिहि किवण-वणीमए एगातो उक्खातो परिएसिज्जमाणे पेहाए, दोहि, जाव सण्णिहिसंणिचयातो वा परिएसिज्जमाणे पेहाए तहप्पगारं असणं वा [४] अपुरिसंतरकडं जाव णो पडिग्गाहेज्जा (५४३)

अह पुण एवं जाणेज्जा, दिण्णं जं तेसिं दायव्वं, अह तत्थ भुंजमाणे पेहाए, गाहावतिभारियं वा, गाहावतिभगिणिं वा, गाहावतिपुत्तं वा, गाहावतिधूयं वा, सुण्हं वा, धातिं वा, दासं वा, दासिं वा, कम्मकरं वा, कम्मकरिं वा, से पुव्वामेव आलोएज्जा, "आउसो"-त्ति वा, "भगिणी"-त्ति वा, " दाहिसि मे इत्तो अन्नयरं भोयणजायं ? " सेवं वदंतस्स परो असणं वा [४] आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा [४] सयं वा णं जाएज्जा, परो वा से देज्जा, फासुयं जाव पडिग्गाहेज्जा (५४४)

से भिक्खू वा [२] परं अद्धजोयणमेराए संखडिं णच्चा संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए (५४५)

से भिक्खू वा [२] पाईणं संखडिं णच्चा पडीणं गच्छे अणाढायमाणे, पडीणं संखडिं णच्चा पाईणं गच्छे अणाढायमाणे दाहिणं संखडिं णच्चा उदीणं गच्छे अणाढायमाणे, उदीणं संखडिं णच्चा दाहिणं गच्छे अणाढायमाणे (५४६)

તે બાબતનો મહોત્સવ હોય અને તેથી ત્યાં ઘણાએક (શાક્યાદિ) શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દીન તથા ભાટચારણોને એક કે અનેક વાસણોથી ભોજન પીરસાતું હોય અને તે ભોજન મારો-કે હાથે કરેલું છતાં હજુ તે ગૃહસ્થોએ વાપરેલું ન હોય તો તેવા આહારને અશુદ્ધ ગણી મુનીએ તે આહાર ન લેવો. (૫૪૩)

પણ જો ત્યાં મુનિને એમ જણાય કે જેમને એ ભોજન આપવાનું હતું તેમને અપાયું છે અને હવે ગૃહસ્થ લોકો તેને વાપરે છે તો મુનિએ ગૃહસ્થની સ્ત્રીને અથવા બેનને અથવા પુત્ર, પુત્રી કે પુત્રવધૂને અથવા ધાઇ, દાસ, કે દાસીને પહેલેથી જોઇને કહેવું કે હે આયુષ્માન્ અથવા બેન, મને આ ભોજનમાંથી અન્યતર ભોજન આપશો? આમ કહેતા મુનિને તેઓ અશનાદિ આહાર આપવામાંડે તો મુનિએ નિર્દોષ જાણી તે આહાર લેવો (૫૪૪)

બીજા ગામોમાં સંખડિ [જમણવાર] હોય તો એવે વખતે મુનિએ બે ગાઉની હદ-માં પણ સંખડિમાથી ભોજન લેવા માટે ન જવું. (૫૪૫)

જો પૂર્વ દિશામાં સંખડિ હોય તો મુનિએ સંખડિ તરફ કશી લાલચ ન રાખતાં પશ્ચિમદિશા તરફ જતા રહેવું જો પશ્ચિમબાજુ સંખડિ હોય તો પૂર્વતરફ વળવું જો દક્ષિણ બાજુ સંખડિ હોય તો ઉત્તર તરફ વળવું અને જો ઉત્તરબાજુ સંખડિ હોય તો દક્ષિણતરફ વળવું (૫૪૬)

जत्थेव सा संखडी सिया, तंजहा, गामंसि वा, णगरंसि वा, खेडंसि वा, कब्बडंसि वा, मडंबंसि वा, पट्टणंसि वा, आगरंसि वा, दोणमुहंसि वा, निगमंसि वा, आसमंसि वा, रायहाणिंसि वा, संणिवेसंसि वा,–संखडिं संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए। केवली बूया " आयाण-मेयं " (५४७)

संखडिं संखडिपडियाए अभिसंधारेमाणे आहाकम्मियं वा, उद्देसियं वा, मीसजायं वा, कीयगडं वा, पामिच्चं वा, अच्छेज्जं वा, अणिसट्ठं वा, अभिहडं वा, आहट्टु दिज्जमाणं भुंजेज्जा. अस्संजए भिक्खुपडियाए खुड्डियदुवारियाओ महल्लियाओ कुज्जा, महल्लियदुवारियाओ खुड्डियाओ कुज्जा, समाओ सिज्जाओ विसमाओ कुज्जा, विसमाओ सिज्जाओ समाओ कुज्जा, पवायाओ सिज्जाओ णिवायाओ कुज्जा, णिवायाओ सिज्जाओ पवायाओ कुज्जा, अंतो वा बहिंवा उवस्सयस्स, हरियाणि छिंदिय [२] दालिय [२] संथारगं संथारेज्जा, " एस विलुंगयामो सिज्जाए[1]. " तम्हा से संजए णियंठे अण्णयरं वा तहप्पगारं पुरेसंखडिं वा पच्छासंखडिं वा संखडिपडियाए णो अभिसंधारेज्ज गमणाए (५४८)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं, जं सव्वट्ठेहिं समिते सहिते सया जये–त्ति बेमि (५४९)



---

१ इतिविचिंत्य

કિંબહુના, જ્યાં જ્યાં ગામમાં, નગરમાં, ખેડાનાં, કબાડમાં, કસ્બામાં, શેહેરમાં, આકરોમા, બંદરમાં, વ્યાપારસ્થળમાં, તીર્થસ્થળમાં, રાજ્યધાનીમાં કે નગરોપસ્થળમા [કાપમા] સંખડિ હોય તો સંખડિને મનમા ધારીને ત્યાં ન જવું. કારણ કે કેવળી ભગવાને કહ્યું છે કે "સંખડિમાં જવાથી કર્મ બંધાય છે." (૫૪૭)

જો મુનિ સંખડિમાથી ભોજન લેવા માટે સંખડિ તરફ જશે તો આધાકર્મિકાદિદોષદુષ્ટ આહારમાં ફસી પડશે વળી અસયતિ ગ્રહસ્થો તેના સારૂ નાના દરવાજાવાળી જગ્યાઓને મોહોટા દરવાજાવાલી કરશે અથવા મોટા દરવાજાવાલી જગ્યાઓને નાનાદરવાજાવાળી કરશે, સીધી જગ્યાઓને આડી કરશે, આડીઓને સીધી કરશે, બહુ પવનવાળી જગ્યાઓને નિર્વાતજગ્યાઓ કરશે, નિર્વાતજગ્યાઓને બહુ પવનવાળી કરશે, વળી અંદર કે બહાર વનસ્પતિઓ કાપી તોડી મકાન સુધરાવશે અથવા સાધુને અકિંચન ધારી તેના માટે સૂવાનુ બિછાનુ પથરાવશે. (એમ અનેક દોષ સંભવે છે.) માટે નિર્ગ્રંથ સંયતિ મુનિએ અનેક પ્રકારે મનુષ્યની હૈયાતીમા અને મનુષ્યના મરણ પછી કરાતી સંખડિઓમા ભોજન લેવા માટે નહિ જવું (૫૪૮)

મુનિનુ એજ કર્તવ્ય છે કે હમેશાં સર્વ પદાર્થોમાં સમતા રાખી પવિત્ર ગુણો સાચવતાં થકાં યત્નવંત થઈ વર્ત્તવુ (૫૪૯)



( तृतीय उद्देशः )

से एगया अण्णतरं संखडिं आसित्ता पिवित्ता छड्डेज्ज वा वमेज्ज वा, भुत्ते वा से णो सम्मं परिणमेज्जा, अण्णतरे वा से दुक्खे रोयातंके समुप्पज्जेज्जा, केवली बूया ' आयाण मेयं." (५५०)

इह खलु भिक्खू गाहावतीहिं वा, गाहावतिणीहिं वा, परिवायएहिं वा, परिवाइयाहि वा, एगज्झ सद्धिं सोडं पाउ[1] भो वतिमिस्सं हुरत्था[2] वा उवस्सयं पडिलेहमाणे णो लभेज्जा, तमेव उवस्सयं संमिस्सीभाव-मावज्जेज्जा अण्णमण्णे वा से मत्ते विप्परियासियभूते इत्थिविग्गहे वा किलीवे वा तं भिक्खुं उवसंकमित्तु बूया "आउसंतो समणा, अहे आरामंसिवा, अहे उवस्सयंसि वा, राओ वा, वियाले वा, गामधम्मणियंतियं कट्टु रहस्सियमेहुणधम्मपरियारणाए आउट्टामो." तं वेगतितो सातिज्जेज्जा। अकरणिज्जं चेयं संखाए[3]। एते आयतणा संति संचिज्जमाणा पच्चावाया भवति। तम्हा से संजए णियंठे तहप्पगारं पुरेसंखडिं वा पच्छासंखडिं वा संखडिसंपडियाए णो अभिसंधारेज्जा गमणाए (५५१)

से भिक्खू वा [२] अवतर संखडिं वा सोच्चा णिसम्म संपहावेति उस्सुयभूतेण अप्पाणेणं "धुवा संखडी[4]" णो संचाएति तत्थ इयरेतरेहि कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं

१ पातु पीत्वेत्यर्थः २ बहिः ३ संखडिगमनं न कुर्यादितिशेषः ४ इतिकृत्वेति शेषः

## ત્રીજો ઉદ્દેશ.

---

### ( મુનિને જમણવારમાં જવાથી થતા ગેરફાયદા )

જો મુનિ સંખડિભોજન કરશે તો કોઇ વખતે તેને તેનાથી વમન કે વિશૂચિકાના દુઃખમાં ઉતરવું પડશે. અથવા તો ખાધેલું અન્ન રૂડી રીતે ન પચતાં કુષ્ટ કે શૂળાદિક રોગ ઉત્પન્ન થશે. માટે કેવળી ભગવાન જણાવે છે કે સંખડિભોજન કર્મબંધનો હેતુ છે. (૫૫૦)

વળી એ સંખડિઓમાં એકઠા થએલા ગૃહસ્થો, ગૃહસ્થ સ્ત્રીઓ, પરિવ્રાજકો, તથા પરિવ્રાજિકાઓ વગેરે સાથે મુનિ ત્યાં જઈ એકઠો ભેળાયાથી કદાચ મદિરાપાનમાં પણ ફસી પડે[1] અને તેથી તે મદિરાભત્ત બની પોતાના મુકામે નહિ પોહોચતા ત્યાંજ લથડી પડે છે તથા ત્યાં નસાના આવેશથી બેહોસ થઇ સ્ત્રીઓમાં આસક્ત થાય છે અથવા ત્યાં રહેલી સ્ત્રીઓ કે નપુસકોમાંનું કોઇ એક મુનિપર આશક થઇ કહેવા મંડે છે કે "હે આયુષ્મન્ શ્રમણ, આ બગીચામાં અથવા ઉપાશ્રયમાં રાતે અથવા અમુક વખતે આપણે એકઠા મળી ભોગવિલાસમાં વર્ત્તશું." એમ કહી તેઓ મુનિને વિષયોથી લલચાવી કબજે કરે છે. અને તેમાં કદાચ એકલો મુનિ ફસી પણ પડે છે, માટે એ વાતને અકરણીય જાણીને મુનિએ સંખડિમાં નહિ જવું કારણ કે ત્યાં જવાથી ઉપર મુજબ તથા તે કરતાં પણ વખતે વખત ગેરફાયદા થવા સંભવ છે. માટે નિર્ગ્રંથ સંયતિએ પૂર્વસંખડિ કે પશ્ચાત્સંખડિમાં ભોજનાર્થે જવાનો ઇરાદો નહિ કરવો. (૫૫૧)

જો કોઇ મુનિ પૂર્વસંખડિ કે પશ્ચાત્સંખડિ થતી સાંભળી ત્યાં ઉત્સુકતા ધરી ચાલ્યો જશે તો ત્યાં તે જૂદા જૂદા કુળોમાંથી આધાકર્માદિદોષરહિત પવિત્ર આહાર ગ્રહણ કરીને

૧ કેમકે લોલુપ જનને સર્વ કંઈ સંભવે.

पडिगाहेत्ता आहारं आहारेत्तए। माइट्ठाणं संफासे। णो एवं करेज्जा। से तत्थ कालेणं अणुपविसित्ता तत्थेतरेतरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिगाहित्ता आहारं आहारेज्जा (५५२)

से भिक्खू वा [२] से जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा, इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसि वा संखडी सिया, तंपिय गामं वा रायहाणिं वा संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए। केवली बूया आयाणमेयं (५५३)

आइण्णोमाणं संखडिं अणुपविस्समाणस्स पाएण वा पाए अक्कंतपुव्वे भवति, हत्थेण वा हत्थे संचालियपुव्वे भवति, पाएण[1] वा पाए आवडियपुव्वे भवति, सीसेण वा सीसे संघट्टियपुव्वे भवति, काएण वा काए संखोभियपुव्वे भवति, दंडेण वा अट्ठिणा वा मुट्ठिणा वा लेलुणा वा कवालेण वा अभिहयपुव्वे भवति, सीतोदएण वा उस्सित्तपुव्वे भवति, रयसा वा परिघासियपुव्वे भवति, अणेसणिज्जेण वा परिभुत्तपुव्वे भवति, अण्णेसिं वा दिज्जमाणे पडिगाहितपुव्वे भवति, तम्हा से संजए णिग्गंथे तहप्पगारं आइण्णोमाणं संखडिं संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए (५५४)

से भिक्खू वा [२] गाहावइकुलं पिंडवायपडियाए पविट्ठे समाणे से जं पुण जाणेज्जा असणं वा [४] एसणिज्जे सिया अणेसणिज्जे सिया; वितिगिच्छसमावण्णेणं अप्पाणेणं असमाहडाए लेस्साए तहप्पगारं असणं वा [४] लाभे संते णो पडिगाहेज्जा. (५५५)

---

१ पात्रेण.

વાપરી શકવાનો નથી, કિંતુ ત્યાં દૂષિત આહાર વાપરીને દોષપાત્ર થવાનો. માટે મુનિએ સંખડિમાં નહિ જવું. કિંતુ ભિક્ષાના સમયે જૂદા જૂદા કુલોમાં જઇને પવિત્ર આહાર મેળવી તે વાપરવો. (૫૫૨)

જે ગામ કે રાજધાનીમાં સંખડિ થવાની હોય ત્યાં તેના માટે મુનિએ જવાનો ઇરાદો ન કરવો. કેમકે કેવળજ્ઞાનિઓ બોલ્યા છે કે તેમ કરતા કર્મબંધ થાય છે. (૫૫૩)

જે સંખડિમાં ઘણા લોક એકઠા મળ્યા હોય અને ભોજન થોડું રંધાયલું હોય ત્યાં જો મુનિ જાય તો ત્યાં ભીડભીડામાં તેના પગ બીજાઓના પગતળે દબાશે, હાથ બીજાના હાથો સાથે અથડાશે, પાત્ર બીજાઓના પાત્રો સાથે અફળાશે, માથું બીજાના માથા સાથે અફળાશે અને શરીર બીજાના શરીર સાથે ઘસાશે. વળી ત્યાં તેવી ભીડમાં લાકડી, હાડકાં, મૂઠ, પત્થર કે ખપ્પરનો માર પણ કદાચ સહેવો પડશે. અગર કોઇ મુનિના શરીર-પર તાઢું પાણી ફેંકશે, અથવા ધૂળ ફેંકશે, અથવા મુનિને ત્યાં અશુદ્ધ આહાર મળશે, અથવા બીજાને મળવાનું છતા વચગાળેથી મુનિ તે આહાર ઝુંટાવી લેશે. ( એ રીતે અનેક દોષ સંભવે છે ) માટે નિર્ગ્રંથ મુનિએ તેવી જાતની સંખડિમાં ભોજન મેળવવાના ઇરાદાથી કદાપિ નહિ જવું. (૫૫૪)

ગૃહસ્થના ઘરે ભિક્ષા લેવા જતાં મુનિને જે આહાર નિર્દોષ કે સદોષ છતા શક ભરેલો જણાય તો તે આહાર તેવા મલિનાશયથી ગ્રહણ ન કરવો (૫૫૫)

स भिक्खू वा [२] गाहावतिकुल पविसिउकामे सव्वं भंडग-मायाय गाहावतिकुलं पिंड-वायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा (५५६)

से भिक्खू वा [२] बहिया विहारभूमिं वा विचारभूमिं वा णिक्खम्ममाणे पविसमाणे सव्वं भंडग-मायाए बहिया विहारभूमि वा विचारभूमिं वा णिक्खमेज्ज वा पवि-सेज्ज वा (५५७)

से भिक्खू वा [२] गामाणुगामं दूइज्जमाणे सव्वं भंडग-मायाए गामाणुगामं दूइज्जेज्जा (५५८)

से भिक्खू वा [२] अहपुण एवं जाणेज्जा तिव्वदेसियं वासं वासमाणं पेहाए, तिव्व-देसियं महियं सण्णिवयमाणिं पेहाए, महावाएण वा रयं समुद्धयं पेहाए, तिरिच्छसपातिमा वा तसा पाणा संघडा सन्निवयमाणा पेहाए, से एवं णच्चा णो सव्वं भंडग मायाय गाहावइ-कुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा, बहिया विहारभूमिं वा वियारभूमिं वा पविसेज्ज वा णिक्खमेज्ज वा, गामाणुगामं दूइज्जेज्ज वा (५५९)

से भिक्खू वा [२] से ज्जाइं पुण कुलाइं जाणेज्जा; तंजहा, खत्तियाण वा, राईण वा, कुराईण वा, रायपेसियाण वा, रायवंसट्ठियाण वा, अंतो वहिया संणिविट्ठाण वा, गच्छताण वा णिमंतेमाणाण वा अणिमंतेमाणाण वा, असणं वा [४] लाभे संते णो पडिगाहेज्जा-सित्ति बेमि (५६०)



મુનિએ[1] ગૃહસ્થના ઘરે ભિક્ષા લેવા જતા સર્વ ધર્મોપકરણ સાથે લઇને ત્યાં જવું આવવું. (૫૫૬)

તેમજ સ્વાધ્યાયભૂમિપર અથવા દિશાએ જતા પણ તેવીજરીતે જવું આવવું, (૫૫૭)

અને ગ્રામાનુગ્રામ વિહાર કરતા પણ તેજ રીતે વર્ત્તવું. (૫૫૮)

પણ જો વરશાદ બહુ વરસતો હોય અથવા દવ બહુ પડતું હોય અથવા આકરા વા-યુથી ધૂળ બહુ ઉડતી હોય અથવા ઝીણા જીવજતુઓ ઘણા ઊડતા હોય તો ત્યાં સર્વ ધર્મોપ-કરણ સાથે લઇને ભિક્ષા લેવા કે ભણવા કે દિશાએ યા ગ્રામાંતરે જવા આવવાનુ કરવું નહિ. (૫૫૯)

મુનિએ ચક્રવર્તિ પ્રમુખ ક્ષત્રિયો, રાજાઓ, ઠાકોરો, સરદારો, કે રાજ્યવંશી લોકો, જે-ઓ શહેરમા કે શહેર બાહેર રહેતા હોય યા રસ્તે પ્રયાણ કરતા હોય તેમને ત્યાંથી નિમ-ત્રણ છતાં યા નહિ છતાં આહાર ગ્રહણ ન કરવો. (૫૬૦)



---

૧ આ સૂત્ર જિનકલ્પિક વગેરા માટે છે. એમ ટીકાકાર જણાવે છે. ઇહાં સમાચારી એ છે કે જિનકલ્પિકે તો તેવે ટાંકણે ચાલવું જ નહિ. પણ સ્થવિરકલ્પિક કારણ યોગે જાય આવે તો સાથે સર્વોપકરણ નહિ લેવા

( चतुर्थ उद्देशः )

से भिक्खू वा [२] जाव पविट्ठे समाणे सेज्जं पुण जाणेज्जा, मंसाइयं वा, मच्छाइयं वा, मंसखलं वा, मच्छखलं वा, आहेणं वा, पहेणं वा, हिंगोलं वा, संमेलं वा, हीरमाणं पेहाए, अंतरा से मग्गा बहुपाणा बहुबीया बहुहरिया बहुओसा बहुउदया बहुउत्तिंग-पणग-दगमट्टिय-मक्कडासंताणगा, बहवे तत्थ समण-माहण-अतिहि-किवण-वणीमगा उवागता उवागमिस्संति, तत्थाइण्णा वित्ती, णो पण्णस्स णिक्खमणपवेसाए, णो पण्णस्स वायणपुच्छणपरियट्टणाणुपेहाए धम्माणुओगचिंताए, सेवं णच्चा तहप्पगारं पुरेसंखडिं वा पच्छासंखडिं वा संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए (५६१)

से भिक्खू वा [२] गाहावइकुलं पिंडवायपडियाए पविट्ठे समाणे सेज्जं पुण जाणेज्जा, मंसाइयं जाव संमेलं वा हीरमाणं पेहाए अंतरा से मग्गा अप्पंडा जाव अप्पसंताणगा, णो जत्थ बहवे समणमाहणा जाव उवागमिस्संति, अप्पाइण्णा वित्ती, पण्णस्स णिक्खमणपवेसाए पण्णस्स वायण-पुच्छण-परियट्टणाणुपेहाए धम्माणुओगचिंताए, सेवं णच्चा तहप्पगारं पुरेसंखडिं वा पच्छासंखडिं वा संखडिपडियाए अभिसंधारेज्ज गमणाए (५६२)

से भिक्खू वा [२] गाहावइकुलं जाव पविसित्तुकामे से ज्जं पुण जाणेज्जा खीरिणियाओ गावीओ खीरिज्जमाणीओ पेहाए असणं वा [४] उवसंखडिज्जमाणं पेहाए पुरा अप्प-

## ચોથો ઉદ્દેશ.

( મુનિએ જમણવારમાં ન જવું. )

મુનિએ ગૃહસ્થના ઘરે ભિક્ષાર્થે જતા તેને ત્યાં એવું જણાય કે અહિ માંસ, મત્સ્ય કે મદ્યવાળુ વિવાહભોજન, મૃતકભોજન, યા પ્રીતિભોજન છે, અને તેને ત્યાં કોઇ લઇ જતું હોય, તોપણ જો માર્ગમાં બીજ, વનસ્પતિ, ઠાર, પાણી, કે ઝીણા જીવજંતુ ઘણા હોય અ-થવા ત્યાં ઘણાએક (બુદ્ધધર્મી) શ્રમણો, બ્રાહ્મણો, વટેમાર્ગુઓ, રંકભિક્ષુકો, કે ભાટચારણો, આ-વેલા કે આવવાના હોય અને તેથી ત્યાં બહુ ભીડ થવાની હોય જેથી ચતુર મુનિને ત્યાં જવું વળવું મુશ્કેલીભરેલું થઇ પડે અને પઠનપાઠન કે ધર્મોપદેશ અટકી પડવાના જણાય તો તેવા સ્થળે તે મુનિએ જવાનો ઇરાદો નહિ કરવો. (૫૬૧)

પણ જો તેવા માસ મત્સ્ય, કે મદ્યપ્રધાન, વિવાહભોજન, મૃતકભોજન, યા પ્રીતિભો-જનમાં મુનિને કોઈ તેડી જતું હોય અને મુનિને માર્ગમાં કશી વનસ્પતિ, લીલ, કે જીવ-જંતુ નહિ જણાય તેમજ ત્યાં શ્રમણ-બ્રાહ્મણાદિકની બહુ ભીડ પણ નહિ હોય જેથી મુનિને ત્યાં જવું આવવું સુલભ હોય અને પઠનપાઠનાદિક પણ થઈ શકે તો તેવા સ્થળે (કારણુ-યોગે)[1] મુનિએ ભિક્ષાર્થે જવું પણ ખરૂં. (૫૬૨)

ગૃહસ્થના ઘરે મુનિએ જતાં ત્યાં એ વખતે ગાયો દોવાતી હોય અથવા ભોજન રંધાતું હોય અથવા તૈયાર થઇ રહ્યું છતાં હજૂ બીજા યાચકોને અપાયું નહિ હોય તો મુ-

૧ મુનિ રસ્તે ચાલી થાક્યો હોય યા માંદગીથી ઉઠ્યો હોય યા દુર્ભિક્ષ હોય વગેરે કારણ-યોગે માંસાદિક દોષ પરિહાર કરવા સમર્થ મુનિએ ત્યાં જવું એમ ટીકાકારે જણાવ્યું છે.

जूहिए, सेवं णच्चा णो गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्ज वा पविसेज्ज वा। से त्त-मायाए एगंत मवक्कमेज्जा, अणावाय-मसंलोए चिट्ठेज्जा। अहपुण एवं जाणेज्जा, खीरिणीओ गा-वीओ खीरियाओ पेहाए, असण वा [४] उवक्खडियं पेहाए पुरापजूहिते, से एवं णच्चा ततो संजयामेव गाहावतिकुल पिंडवायपडियाए पविसेज्ज वा निक्खमेज्ज वा (५६३)

भिक्खागा णामेगे एव माहंसु समाणे वा वसमाणे वा, गामाणुगामं दूइज्जमाणे, " खुड्डाए खलु अयं गामे संणिरुद्धाए णो महालए, से हंता-भयंतारो बाहिरगाणि गामाणि भिक्खायरियाए वयह " (५६४)

संति तत्थेगतियस्स भिक्खुस्स पुरेसंथुया वा पच्छासंथुया वा परिवसंति, तंजहा, गा-हावती वा, गाहावतिणीओ वा, गाहावतिपुत्ता वा, गाहावतिधूयाओ वा, गाहावतिसुण्हाओ वा, धाईओ वा, दासी वा, दासीओ वा, कम्मकरा वा, कम्मकरीओ वा, तहप्पगाराइं कुलाइं पुरेसथुयाणि वा पच्छासथुयाणि वा पुव्वामेव भिक्खायरियाए अणुपविसिस्सामि, अविय इत्थ लभिस्सामि पिंड वा, लोयं वा, खीरं वा, दधिं वा, नवणीयं वा, घयं वा, गुलं वा, तेल्लं वा, महुं वा, मज्जं वा, मंसं वा, संकुलिं वा, फाणियं वा, पूय वा, सिहरिणिं वा, तं पुव्वा-मेव भुच्चा पेच्चा, पडिग्गहं संलिहिय सपमज्जिय, ततो पच्छा भिक्खूहिं सद्धिं गाहावतिकुलं पिंडवायपडियाए पविसिस्सामि निक्खमिस्सामि वा। माइट्ठाणं फासे। णो एवं करेज्जा। से तत्थ भिक्खूहिं सद्धिं कालेण अणुपविसित्ता तत्थियरेयरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिगाहेत्ता आहारं आहारेज्जा। (५६५)

નિએ તે ઘરમા પ્રવેશ ન કરવો. કિંતુ પાછા વળીને કોઇ નહિ દેખી શકે તેવા સ્થળે જઇ ઊભા રહેવું અને જ્યારે જણાય કે ગાયો દોવાઈ રહી છે યા ભોજન તૈયાર થઇ રહ્યુ છે અને બીજા યાચકોને અપાઇ ચૂક્યું છે ત્યારે યતનાપૂર્વક તે ગૃહસ્થના ઘરે જઇને આહાર લઈ વળવુ (૫૬૩)

વૃદ્ધપણાથી સ્થિરવાસ કરનારા કે માસકલ્પથી ફરનારા મુનિઓ નવા આવતા મુનિઓને એમ કહે કે "હે પુજ્ય મુનિઓ, આ ગામ ઘણો નાનકડો છે અને અહીં ( સૂતકાદિકથી ) ઘણાં ઘરો રોકાયલા છે. માટે આપ બીજા ગામે ભિક્ષામાટે પધારો." તો મુનિએ તેમ સાં-ભળી ગ્રામાંતરે ચાલ્યા જવુ. (૫૬૪)

કોઇ ગામમા મુનિના પૂર્વપરિચિત[૧] તથા પશ્ચાત્પરિચિત[૨] સગાવાહાલા રહેતા હોય, જેમકે,—ગૃહસ્થો, ગૃહસ્થ બાનુઓ, ગૃહસ્થપુત્રો, ગૃહસ્થપુત્રીઓ, ગૃહસ્થ પુત્રવધૂઓ, દાઇઓ, દાસ, દાસીઓ, અને ચાકરો, કે ચાકરણીઓ, તેવા ગામમાં જતા જો તે મુનિ એવો વિચાર કરે કે હું એકવાર બધાથી પહેલાં મારા સગાઓમાં ભિક્ષાર્થે જઇશ, અને ત્યાં મને અન્ન, પાન, દૂધ, દહિ. માખણ, ઘી, ગોળ, તેલ, મધુ, મદ્ય, માંસ, તિલપાપડી, ગોળવાળુ પાણી, બુંદી, કે શ્રીખંડ મળશે તે હુ સર્વથી પેહેલા ખાઈ પાત્રો સાફ કરી પછી બીજા મુનિઓ સાથે ગૃહસ્થના ઘરે ભિક્ષા લેવા જઇશ, તો તે મુનિ દોષપાત્ર થાયછે. માટે મુનિએ એમ નહિ કરવું. કિંતુ બીજા મુનિઓ સાથે વખતસર જૂદા જૂદા કુલોમાં ભિક્ષાનિમિત્તે જઈ કરી ભાગમા મળેલો, નિર્દૂષણ આહાર લઈ વાપરવો (૫૬૫)

---

૧ સ્વપક્ષના ૨ સ્રીપક્ષના સ્વશુરાદિક ૩ વખતે કોઇ અતિપ્રમાદ ગૃદ્ધ હોવાથી મદ્યમાંસ પણ ખાવા ચાહે માટે તે લીધાછે એમ ટીકાકાર લખેછે.

एवं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं। (५६६)

[ पंचम उद्देशः ]

से भिक्खू वा [२] जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा, अग्गपिंडं उक्खिप्पमाणं पेहाए, अग्गपिंडं णिक्खिप्पमाणं पेहाए, अग्गपिंडं हीरमाणं पेहाए, अग्गपिंडं परिभाइज्जमाणं पेहाए, अग्गपिंडं परिभुज्जमाणं पेहाए, अग्गपिंडं परिट्ठवेज्जमाणं पेहाए, पुरा असिणाति वा, अवहाराति वा पुरा, जत्थण्णे समण-माहण-अतिहि-किवण वणीमगा खद्धं खद्धं[1] उवसंकमंति, से हंता अहमवि खद्धं उवसंकमामि, माइट्ठाणं संफासे णो एवं करेज्जा। (५६७)

से भिक्खू वा (२) जाव समाणे अंतरा से वप्पाणि वा, फलिहाणि[2] वा, पागाराणि वा, तोरणाणि वा, अग्गलाणि वा, अग्गलपासगाणि वा, सति परक्कमे संजयामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा। केवली बूया "आयाण-मेयं." । (५६८)

से तत्थ परक्कमेमाणे पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा तत्थ से काये उच्चारेण वा, पासवणेण वा, खेलेण वा, सिंघाणेण वा, वंतेण वा, पित्तेण

१ त्वरितं त्वरितं २ परिखाः

એજ ભિક્ષુ કે ભિક્ષુણીનો પૂર્ણ આચાર છે (૫૬૬)

## પાંચમો ઉદ્દેશ.

### ( મુનિએ કયો આહાર લેવો અને કયો નહિ લેવો. )

ગૃહસ્થને ત્યાં રંધાઈ તૈયાર થએલા આહારમાંથી શરૂઆતમાં થોડુંએક દેવતાને ચડાવવા માટે કહાડેલા અગ્રપિંડનામે આહારને, કહાડતી વેલા, નાખતી વેળા, લઈજતી વેળા, વેંહેચતી વેળા, ખાતી વેળા, કે દેવાલયની ચોમેર ઉછાલતી વેળા ઘણાએક શ્રમણ-બ્રાહ્મણાદિક ભિક્ષુઓ પૂર્વે ઘણી વખતે તે આહાર ખાધેલો અને મેળવેલો હોવાથી ફરી તેનામાટે ત્યાં ઉતાવળા ઉતાવળા દોડ્યા જાયછે. તેમને દેખીને મુનિ વિચારે કે હું પણ ત્યાં જાઉં તો તે દોષપાત્ર થાયછે. માટે મુનિએ તેમ ન કરવું. (૫૬૭)

મુનિને ગૃહસ્થને ત્યાં ભિક્ષા લેવા જતા વચગાલે ગઢ, ખાઈ, કોટ, તોરણ, કે આગળીઓ આડી આવે તો તે રસ્તે નહિ જતાં બીજે રસ્તે મુનિએ ત્યાં જવું. કારણકે તે રસ્તે જતાં કેવળજ્ઞાનિઓ જોખમ ભરેલુ ગણેછે. (૫૬૮)

જેમાટે તે રસ્તે ચાલતાં કદાચ મુનિ ત્યાં લથડી જાય કે પડી પણ જાય અને તેમ થતાં તેનું શરીર, વિષ્ટા, મૂત્ર, શ્લેષ્મ, થૂક, વમન, પિત્ત, પરૂ, વીર્ય, કે લોહીથી ખરાબ પણ થાય. ( હવે કદાચ બીજો માર્ગ ન હોવાથી મુનિએ તેજ રસ્તે જતાં.) તેનું શરીર ઉપર

वा, पूएण वा, सुक्केण वा, सोणिएण वा, उवलित्ते सिया। तहप्पगारं कायं णो अणंतरहियाए[1] पुढवीए, णो ससणिद्धाए पुढवीए, णो ससरक्खाए[2] पुढवीए, णो चित्तमताए सिलाए, णो चित्तमताए लेलूए, कोलावाससि[3] वा दारुए, जीवपतिट्ठिए सअंडे सपाणे जाव ससंताणए, णो आमज्जेज्ज वा, णो पमज्जेज्ज वा,-संलिहेज्ज वा,-णिल्लिहेज्ज वा,-उव्वलेज्ज वा,-उव्वट्टेज्ज वा,-आयावेज्ज वा,-पयावेज्ज वा। से पुव्वामेव अप्पससरक्खं तणं वा, पत्तं वा, कट्ठं वा, सक्करं वा जाएज्जा। जाइत्ता से त मायाए एगंत-मवक्कमेज्जा (२) अहे झामथंडिलंसि[4] वा जाव अण्णयरंसि वा तहप्पगारंसि पडिलेहिय (२) पमज्जिय (२) ततो संजयामेव आमज्जेज्ज वा जाव पयावेज्ज वा। (५६९)

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा, गोणं वियालं[5] पडिपहे पेहाए, महिसं वियालं पडिपहे पेहाए, एवं मणुस्सं आसं हत्थिं सीहं वग्घं दीवियं अच्छं तरच्छं परसर सियालं विरालं सुणयं कोलसुणयं कोकंतियं[6] चित्ताचेल्लरयं[7] वियालं पडिपहे पेहाए, सति परक्कमे संजयामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा। (५७०)

से भिक्खू वा (२) जाव समाणे अंतरा से ओवाओ वा, खाणू वा, कंटए वा, घसी[8] वा, भिलुगा[9] वा विसमे वा विज्जले[10] वा परियावज्जेज्जा, सति परक्कमे संजयामेव णो उज्जुयं गच्छेज्जा। (५७१)

से भिक्खू वा (२) गाहावतिकुलस्स दुवारसाहं कंटकबोंदियाए पडिपिहियं पेहाए तेसिं पुव्वामेव उग्गहं अणणुन्नविय अपडिलेहिय अपमज्जिय णो अवगुणेज्ज[11] वा, पविसेज्ज वा,

---

१ अनंतर्हितया. २ सरजस्कया. ३ घुणाकीर्णे ४ अथ दग्धस्थंडिले. ५ व्यालं दुष्टं. ६ लोमटक ७ आरण्यजीवविशेषं ८ स्थला दधस्ता दवतरणं ९ स्फुटितकृष्णभूराजिः १० कर्दमः ११ उद्घाटयेत्

જણાવેલી રીતે અશુચિથી ખરાબ થાય તો તેણે તરતની સૂકેલી કે ચીકણી કે કચરાવાળી માટીથી અથવા સચિત્ત પત્થરાથી યા ઝીણાજીવજંતુથી ભરેલા લાકડા વગેરાથી શરીરને ઘસવું કે સાફ કરવું કે સૂકવવું નહિ કિંતુ તેવા વખતે તરતજ ગૃહસ્થપાસેથી નિર્જીવ ઘાસ પાન કે કાષ્ટ અથવા રેતી માગી લાવવી. અને તે લઇને એકાંત સ્થળમાં જઇને ત્યાં નિર્જીવ જમીનને જોઇ પ્રમાર્જી યતનાપૂર્વક તે તૃણાદિકવડે શરીરને સાફ કરવુ. (૫૬૯)

મુનિને ભિક્ષા લેવા જતાં માર્ગમાં વિકાલ બળદ, પાડો, મનુષ્ય, અશ્વ, હાથી, સિંહ, વાઘ, દીપડો, રીંછ, તરખ, શરભ, [અષ્ટાપદ], સીઆળ, બિલાડો, કૂતરો, વારાહિસૂઅર, લોંકડો, કે કોઇપણ જાતનુ જંગળી જાનવર ઊભુ રહેલું જણાય અને બીજો રસ્તો હોય તો તે ભયભરેલા સીધે રસ્તે ન જતાં બીજે રસ્તેથી જવું. (૫૭૦)

એજ પ્રમાણે માર્ગમાં ખાડા હોય, ખીલાં હોય, કાંટા હોય, વોકરાંના ઘસ [નળિયાં] હોય, ફાટેલી જમીન હોય, ટીંબાટેકરા હોય, કે કીચડ હોય તો માર્ગાંતર છતાં તે માર્ગે ન જવુ. (૫૭૧)

મુનિએ ગૃહસ્થના ઘરનો દરવાજો કાંટાની ડાળથી ઢાંકેલો દેખી ગૃહસ્થની રજા લીધા શિવાય તથા જોયા પ્રમાર્જ્યા શિવાય ઉઘાડવો નહિ તેમજ તેના અંદર પેસવું પણ નહિ. કિંતુ (જો

णिक्खमेज्ज वा। तेसिं पुव्वामेव उग्गहं अणुन्नविय पडिलेहिय पमज्जिय ततो संजयामेव अवगुणेज्ज वा, पविसेज्ज वा, णिक्खमेज्ज वा। (५७२)

से भिक्खू वा (२ जाव समाणे से ज्जं पुण जाणेज्जा समणं वा, माहणं वा, गाम पिंडोलगं वा, अतिथिंवा, पुव्वपविट्ठं पेहाए णो तेसिं संलोए सपडिदुवारे चिट्ठेज्जा। केवली बूया "आयाण-मेयं" (५७३)

पुरा पेहाए तस्सट्ठाए परो असणं वा (४) आहट्टु दलएज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पतिन्ना, एस हेऊ, एस उवएसो, जं णो तेसिं संलोए सपडिदुवारे चिट्ठेज्जा, से त्त मायाए[1] एगंत-मवक्कमेज्जा (२) अणावाय-मसंलोए चिट्ठेज्जा। (५७४)

से परो अणावाय-मसंलोए चिट्ठमाणस्स असणं वा आहट्टु दलएज्जा, से य वदेज्जा "आउसंतो, समणा, इमे भो, असणे वा (४) सव्वजणाए निसिट्ठे, तं भुंजह च णं, परिभाएह च णं," तं चेगतिओ पडिगाहेत्ता तुसिणीओ ओहेज्जा, "अवियाइ एयं ममभेव सिया" एवं माइट्ठाणं संफासे। णो एवं करेज्जा। से त्त-मायाए तत्थ गच्छेज्जा (२) से पुव्वा मेव आलोएज्जा "आउसंतो समणा, इमे भो, असणे वा (४) सव्वजणाए णिसिट्ठे त भुंजह चणं, परिभाएह च णं" से वं वदंतं परो वएज्जा, "आउसंतो समणा, तुमं चेव णं परिभाएहि" से तत्थ परिभाएमाणे णो अप्पणो खद्धं खद्धं[2] डायं[3] (२) ऊसढं[4] (२) रसियं

१ तं पूर्वप्रविष्टं आदाय ज्ञात्वा. २ प्रचुरं प्रचुरं. ३ शाकं. ४ उत्सृतं वर्णादिगुणोपेतं

જરૂરી કામ હોય તો) ગૃહસ્થની રજા લઈ પોંજી પ્રમાર્જી યતના પૂર્વક ઉઘાડવો અને અંદર જવું. (૫૭૨)

મુનિએ ગોચરીએ જતાં ગૃહસ્થના ઘરે કોઇ પણ શ્રમણ, બ્રાહ્મણ, ભીખારી, કે પરદેશીને પોતાથી પેહેલો પેઠેલો જોઈ તેમના દેખતાં ગૃહસ્થના દરવાજે ઊભા રેહેવું નહિ. કેમકે તેમ ઊભા રેહેતા કેવળી ભગવાને બહુ દોષ જણાવ્યા છે. (૫૭૩)

જે માટે તે મુનિને દરવાજે ઊભો રહેલો જોઈ ગૃહસ્થ તેના માટે આહારદિક બનાવીને આપવાનું કરે છે. માટે મુનિના સારૂ ઊપર જણાવ્યા મુજબ આવી પ્રતિજ્ઞા આવો હેતુ અને આવો ઉપદેશ જરૂરનો છે કે તેણે ગૃહસ્થને ત્યાં પૂર્વે પેઠેલા યાચકોના દેખતાં દરવાજે નહિ ઉભા રેહેવું. કિંતુ કોઈ નહિ દેખી શકે તેવા સ્થળે જઈ ઊભા રેહેવુ. (૫૭૪)

એવે સ્થળે ઊભા રેહેતાં છતાં મુનિને તે ગૃહસ્થ ત્યાં આવી અશનાદિક આહાર આપે અને કહેકે" હે આયુષ્મન્ સાધુઓ, આ આહાર મેં તમો સર્વ જણને આપ્યો છે. માટે તમે બધા જણ ભેગા મળી ખાઓ અથવા વેહેચી લ્યો." તેમ છતાં તે મુનિ આહાર મળ્યાબાદ ચુપચુપ રહી એમ વિચાર કરે કે "આ તો મનેજ માત્ર પૂરતો છે" તો તે દોષપાત્ર થાય છે. માટે એવો વિતર્ક કદાપિ ન કરવો. કિંતુ તે આહાર લઈ બીજા શ્રમણાદિકો પાસે જવું અને શરૂઆતમાંજ જણાવવું કે "આયુષ્મન્ શ્રમણો, આ આહાર આપ સર્વ જણને એકઠો મળ્યો છે માટે ભેગા ખાઓ અથવા વેંહેચી લ્યો." આમ મુનિએ કહેતાં મુનિને કોઇ કહે કે "હે આયુષ્મન્ શ્રમણ, તુંજ બધાને વેહેચી આપ" ત્યારે મુનિએ તે

(२) मणुन्नं (२) णिद्धं (२) लुक्खं (२) से तत्थ अमुच्छिते अगिद्धे अगढिए अणज्झोववण्णे बहुसममेव परिभाएज्जा। (५७५)

से णं परिभाएमाणं परो वदेज्जा "आउसंतो समणा, मा णं तुमं परिभाएहि, सव्वे वेगतिया भोक्खामो वा पहामो[1] वा" से तत्थ[2] भुंजमाणे णो अप्पणो खद्धं (२) जाव लुक्खं- (२) से तत्थ अमुच्छिए (४) बहुसममेव भुंजेज्ज वा पीएज्ज वा। (५७६)

से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा समण वा, माहणं वा, गामपिंडोलगं वा, अतिहिं वा, पुव्वपविट्ठं पेहाए णो ते उवातिकम्म पविसेज्ज वा ओभासेज्ज[3] वा। से य तमायाए एगत-मवक्कमेज्जा अणावाय मसंलोए चिट्ठेज्जा। अह पुण एवं जाणेज्जा, पडिसेहिए व दिन्ने वा, ततो तंसि णियट्टिते संजयामेव पविसेज्ज वा ओभासेज्ज वा। (५७७) एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (५७८)



---

१ पस्यामो वा २ परतीर्थिकैः सार्द्धं न भोक्तव्यं स्वयूथ्यैश्च पार्श्वस्थादिभिः सहभुंजानाना मयं विधिः ३ अवभाषेत वा.

વહેંચી આપતાં પોતાતરફ ઝાઝો ઝાઝો યા સ્વાદિષ્ટ સ્વાદિષ્ટ યા ઉત્તમ ઉત્તમ યા રસિક રસિક યા મનોહર મનોહર યા ઘૃતવાળો ઘૃતવાળો યા ચોખો ચોખો નહિ નાખવો. કિંતુ ત્યાં મુનિએ સર્વ લોલપિપણું ત્યાગ કરી શાંતપણે તે બરોબર સરખીરીતે જ વહેંચી આપવો ૫૭૫

અગર વેંહેંચતી વેળા કોઈ મુનિને કહે કે "હે આયુષ્મન્ શ્રમણ તું વેંહેંચ મા. આપણ બધા એકઠા મળી ખાશુ પીશું." ત્યારે મુનિએ તેમના[1] સાથે જમતાં પણ કશું વધતુ વધતું કે સારૂ સારૂં પોતે નહિ ખાતાં સરખી રીતે શાંતપણે જમવુ. ૫૭૬

મુનિએ ગૃહસ્થના ઘરે ભિક્ષાર્થે જતાં ત્યાં પોતાથી અગાઊ પેઠેલા શ્રમણ, બ્રાહ્મણ, ભીખારી કે અતિથિને ઊભા રહેલા જોઇને તેમનુ ઉલ્લંઘન કરી કદાપિ અંદર પેશવું કે માગવુ નહિ. કિંતુ તેમ જાણી કોઈ નહિ દેખી શકે તેવા સ્થળમાં એકાંતે જઈ ઊભા રહેવું. અને જ્યારે એમ જણાય કે તેમને ગૃહસ્થે પાછા વાળ્યા છે અથવા દીધુ છે ત્યારે તેમના જવા બાદ મુનિએ યતનાપૂર્વક તે ગૃહસ્થના ઘરની અંદર જવુ કે માગવુ ૫૭૭

એજ ખરેખરો મુનિ અને આર્યાઓનો આચારછે. ૫૭૮



---

૧ (પરતીર્થિઓ સાથે નહિ જમવું પણ સ્વયૂથિક પાસત્થાદિક સાથે જમવાની આ વિધિ છે, એમ ટીકાકાર જણાવે છે.

[ षष्ठ उद्देशः ]

से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, रसेसिणो बहवे पाणे घासेसणाए संथडे संणिवतिए पेहाए, तंजहा; कुक्कुडजातिय वा, सूअरजातिय वा, अग्गपिंडंसि वा वायसा संथडा संणिवडिया पेहाए, सति परक्कमे संजयामेव नो उज्जुयं गच्छेज्जा। (५७९)

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे नो गाहावतिकुलस्स दुवारसाहं अवलंबिय (२) चिट्ठेज्जा, नो गाहावतिकुलस्स दगच्छड्डणमत्तए चिट्ठेज्जा; नो गाहावतिकुलस्स चंदणिउयए[1] चिट्ठेज्जा, णो गाहावइकुलस्स सिणाणस्स वा वच्चस्स वा सलोए सपडिदुवारे चिट्ठेज्जा; णो गाहावतिकुलस्स आलोयं वा थिग्गलं वा संधिं वा दगभवणं वा बाहाउ पगिज्झिय (२) अंगुलियाए वा उद्दिसिय (२) ओणमिय (२) उण्णमिय (२) णिज्झाएज्जा; णो गाहावतिं अंगुलियाए उद्दिसिय (२) जाएज्जा; णो गाहावतिं अंगुलियाए चालिय (२) जाएज्जा; णो गाहावतिं अंगुलियाए तज्जिय[2] (२) जाएज्जा; णो गाहावतिं अंगुलियाए उक्खुलंपिय[3] (२) जाएज्जा, णो गाहावतिं वंदिय (२) जाएज्जा; णो वयणं फरुसं वदेज्जा। (५८०)

अह तत्थ कंचि भुंजमाणं पेहाए, तंजहा; गाहावइंय वा जाव कम्मकरिं वा, से पुव्वामेव आलोएज्जा;–"आउसो–त्ति वा भइणि–त्ति वा, दाहिसि मे एत्तो अन्नयरं भोयणजातं।" से एवं वदंतस्स परो हत्थं वा, मत्तं वा, दव्विं वा, भायणं वा, सीतोदगवियडेण

---

१ आचमनोदकप्रवाहभूमौ। २ भयमुपदर्श्य त्यर्थः ३ कंडूयनं कृत्वा

## છઠો ઉદ્દેશ.

### ( કેવો આહાર લેવો તથા કેવો ન લેવો તેના નિયમો. )

મુનિને ભિક્ષાર્થે જતાં માર્ગમાં રસલોલુપી કૂકડાઓ, સૂઅરો, તથા કાગડા વગેરા ઘણાએક પ્રાણિઓ ખાવા માટે રસ્તામાં એકઠા મળેલા જણાય તો તે રસ્તો સીધો છતાં બીજો માર્ગ મળી આવતો હોય તો તે રસ્તે મુનિએ નહિ ચાલવું. (૫૭૯)

મુનિએ ભિક્ષાર્થે ગૃહસ્થના ઘરે જતાં ત્યાં ગૃહસ્થના દરવાજાની શાખા પકડી ઉભા રહેવું નહિ, ગૃહસ્થના પાણી ઢોળવાના સ્થાનક તરફ ઊભા રહેવું નહિં, કોગળા ફેંકવાના સ્થાનક તરફ ઊભા રહેવું નહિં, અને સ્નાન કરવાના કે ખરચુ જવાના સ્થાન તરફ ઊભા રહેવું નહિ. વળી ગૃહસ્થના ઘરની બારીઓ યા છિદ્રો યા ફાટ તથા પાણીઆરાને મુનિએ પોતાના હાથ કે આંગળીઓ અડકાવી ઊંચાનીચા થઈ તેઓમાંથી ગૃહસ્થનું ઘર જોવું નહિ મુનિએ ગૃહસ્થને આંગળીઓવડે નિશાની કરી યાચવું નહિં. તેમજ આંગળીઓ વડે તેને ધુણાવીને કે દબાવીને પણ યાચવું નહિ તથા આંગળીઓવડે તેને ખરજ કરીને પણ યાચવું નહિ. વળી ગૃહસ્થને સલામ કરીને પણ કંઈ યાચવું નહિ. ગૃહસ્થ કદાચ કંઈ નહિ આપે તો કઠોર વચન ન બોલવાં. (૫૮૦)

મુનિએ ગૃહસ્થને ઘરે જતાં ત્યાં કોઈને જમતો દેખી શરૂઆતમાં તપાસ કરવી કે આ કોણ છે, ગૃહસ્થ છે કે યાવત્ ચાકર ચાકરડી છે? ત્યારબાદ તેણે બોલવું કે "હે આયુષ્મન્ અથવા હે બેહેન, આ ભોજનમાંથી મને કંઈ પણ થોડુએક ભોજન આપશો?" એમ મુ-

वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा, पहोएज्ज वा, से पुव्वामेव आलोएज्जा "आउसो–त्ति वा भगिणी–त्ति वा, मा एयं तुमं हत्थं वा, मत्तं वा, दव्विं वा, भायणं वा, सीतोदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेहि वा पहोवाहि वा। अभिकंखसि मे दातुं, एमेव दलयाहि।" से सेवं वदंतस्स परो हत्थं वा [४] सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेत्ता पधोइत्ता आहट्टु दलएज्जा, तहप्पगारेण पुरेकम्मएण हत्थेण वा (४) असणं वा (४) अफासुयं अणेसणिज्जं जाव णो पडिगाहेज्जा । अहपुण एवं जाणेज्जा, णो पुरेकम्मकएण उदउल्लेण[1] तहप्पगारेण उदउल्लेण हत्थेण वा (४) असणं वा (४) अफासुयं अणेसणिज्जं जाव णो पडिगाहेज्जा । अहपुण एवं जाणेज्जा, णो उदउल्लेणं, ससिणिद्धेणं सेसं तं चेव । एवं ससरक्खे, मट्टिया, ऊसे[2], हरियाले, हिंगुलए, मणोसिला, अंजणे, लोणे, गेरुय–वण्णिय[3] सेडिय-सोरट्ठिय-पिट्ठ-कुक्कस-उक्कुट्ठ[4]-संसट्ठेणं । (५८१)

अहपुण एवं जाणेज्जा, णो असंसट्ठे, तहप्पगारेण संसट्ठेण हत्थेण वा (४) असणं वा [४] फासुयं जाव पडिगाहेज्जा। अहपुण एवं जाणेज्जा, असंसट्ठे, तहप्पगारेण संसट्ठेण हत्थेण वा, [४] असणं वा [४] फासुयं जाव पडिगाहेज्जा । (५८२)

से भिक्खू वा [२] सेज्जं पुण जाणेज्जा, पिहुयं वा, बहुरयं वा, जाव चाउलपलंबं वा, असंजए भिक्खुपडियाए चित्तमताए सिलाए जाव मक्कडासंताणाए कोट्टिंसु वा, कोट्टिंति वा, कोट्टिस्संति वा, उप्पणिंसु[5] वा, (३), तहप्पगारं पिहुयं वा जाव चाउलपलंबं वा अफासुयं जाव णो पडिगाहेज्जा । (५८३)

---

१ उदकार्द्रेण. २ क्षारमृत्तिका. ३ पीतमृत्तिका. ४ पर्णचूर्ण ५ वाताय दत्तवंत इत्यर्थः

નિએ બોલતાં ગૃહસ્થ પોતાના હાથ, પાત્ર, અને ચાટવો કે વાસણ થંડા પાણીથી અથવા ઠરીને સચિત્ત થએલા ઊના પાણીથી છાંટે કે ધોવા મંડે તો મુનિએ શરૂઆતમાં જ તેને જણાવવુ કે "હે આયુષ્મન્ યા બેન તમે એમ પાણીથી છાંટીને કે ધોઇને મને આપતા ના. વગર છાટે ધોએજ મને આપો" તેમ કહેતા પણ જો તે ગૃહસ્થ પોતાના હાથપાત્ર પાણીથી છાંટી કે ધોઇને જ આપવા મંડે તો મુનિએ તેવા આહારને અશુદ્ધ ગણીને ગ્રહણ ન કરવુ. તેમજ કદાચ એમ બને કે ગૃહસ્થ આહાર આપ્યા અગાઉ તેમ ચાહીને હાથપાત્ર પાણીથી ભીંજવે નહિ પણ સહજ તેના હાથપાત્ર પાણીથી ભીંજાઈ ગએલા હોય તોપણ તેનાવડે આહાર મુનિએ ન લેવો વળી કદિ ગૃહસ્થના હાથપાત્ર પાણીથી વધુ ભીંજેલા નહિ હોય પણ હવાયલા હોય યા રજ, માટી, ખાર, હરિઆળ. હિંગળો, મણસિલ, અંજન, લૂણ, ગેરૂ, પીળી માટી, ધોળી મોટી, તૂવર માટી, ચોખાની ભૂકી, ફૂકસા કે પાનના ભૂકાથી ખરડેલા હોય તો તે વડે પણ આહાર ન લેવો. (૫૮૧)

જો મુનિને એમ જણાય કે ગૃહસ્થના હાથપાત્ર, જે આહાર તે તેને આપવા માંડે છે તેવીજ જાતના આહારવડે ખરડેલા છે તો તેવડે તેણે તે આહાર ગ્રહણ કરવો અથવા તો જો તદન ચોખા હાથપાત્ર હોય તો તેનાવડે ગ્રહણ કરવો. (૫૮૨)

મુનિને એવુ જણાય કે આ ધાણી, પહુવા, પોંક, કે ચોખાની ભૂકી અસંયતિ ગૃહસ્થોએ મુનિના માટે સચિત્ત અથવા જીવજંતુભરેલી શિળામાં કૂટયા છે કૂટે છે કે કૂટશે, અથવા વાયરામા છાટયાછે છાટે છે કે છાટશે, તો તેવા ધાણી વગેરાને ગ્રહણ નહિ કરવા. (૫૮૩)

से भिक्खू वा [२] जाव समाणे सेज्जं पुण जाणेज्जा, बिलं वा लोणं, उब्भियं वा लोणं, अस्संजए भिक्खुपडियाए चित्तमंताए सिलाए जाव संताणाए भिंदिंसु वा, भिंदंति वा, भिंदिस्संति वा, रुचिंसु[1] वा, [३] बिलं वा लोणं, उब्भियं वा लोणं, अफासुयं जाव णो पडिगाहेज्जा। (५८४)

से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा [४] अगणिणिक्खित्तं तहप्पगारं असणं वा (४) अफासुयं लाभे संते णो पडिगाहेज्जा। केवली बूया "आयाण-मेयं"। अस्संजए भिक्खुपडियाए उस्सिंचमाणे वा, निस्सिंचमाणे वा, आमज्जमाणे वा, पमज्जमाणे वा, ओयारेमाणे वा, उयत्तेमाणेवा अगणिजीवे हिंसेज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पइण्णा, एस हेऊ, एस कारणे, एसुवएसे, जं तहप्पगारं असणं वा [४] अगणिणिक्खित्तं अफासुयं अणेसणिज्जं लाभे संते णो पडिगाहेज्जा। (५८५)

एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं। (५८६)

---

( सप्तम उद्देशः )

से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा, असणं वा (४) खंधंसि वा, थंभंसि वा, मंचंसि वा, मालंसि वा, पासायंसि वा, हम्मियतलंसि वा, अन्नयरंसि वा त-

---

१ पिष्टवंतइत्यर्थः

એજ પ્રમાણે બીડલૂણ કે સીંધાલૂણ અથવા દરિઆઈ લૂણ ગૃહસ્થોએ મુનિના માટે સચિત્ત યા જીવજંતુ ભરેલી શિળામાં વાટયું હોય કે પીસ્યું હોય તો તે પણ અયોગ્ય ગણીને મુનિએ ગ્રહણ ન કરવું (૫૮૪)

ગૃહસ્થના ઘરે જે આહાર અગ્નિ ઉપરજ ચડેલો પડયો હોય તે મુનિએ ગ્રહણ ન કરવો કેમકે તે ગ્રહણ કર્યાથી દોષપાત્ર થવાય છે. જે માટે તે આહાર મુનિએ લેતાં અસંયતિ ગૃહસ્થ સાધુના માટે આહાર કહાડતા કે પાછું નાખતા, સાફ કરતા, ઉતારતાં, કે આડું અવળું કરતાં અગ્નિના જીવોની હિંસા કરશે માટે મુનિને એવી પ્રતિજ્ઞા અને એવો ઉપદેશ છે કે તેણે અગ્નિ ઉપર ચડેલો આહાર અશુદ્ધ ગણીને મળતાં છતાં પણ ન લેવો (૫૮૫)

એ મુનિ અને આર્યાઓનો પવિત્ર આચાર છે (૫૮૬)

---

## સાતમો ઉદ્દેશ.

( કેમ અને કેવો આહાર લેવો તથા કેમ અને કેવો ન લેવો. )

જે આહાર ગૃહસ્થે ભીંત ઉપર, થાંભલા ઉપર, માચા ઉપર, માળ ઉપર, ઘર ઉપર કે હવેલી ઉપર અથવા એવી જાતના કોઇપણ ઉચ્ચસ્થળમાં રાખ્યો હોય અને ત્યાંથી લાવીને

प्पगारंसि अंतलिक्खजायंसि उवणिक्खित्ते सिया, तहप्पगारं मालोहडं असणं वा (४) जाव अफासुयं णो पडिगाहेज्जा। केवली बूया "आयाण-मेतं"। अस्संजए भिक्खुपडियाए पीढं वा, फलहग वा, णिस्सेणिं वा, उदूहलं वा, आहट्टु उस्सविय दुरुहेज्जा। से तत्थ दुरुहमाणे पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा हत्थं वा, पायं वा, बाहुं वा, ऊरू वा, उदरं वा, सीसं वा, अण्णयरंवा कायंसि इंदियजायं लूसेज्ज वा, पाणाणि वा भूयाणि वा जीवाणि वा सत्ताणि वा अभिहणेज्ज वा वत्तेज्ज वा लेसेज्ज वा संघसेज्ज वा संघट्टेज्ज वा परियावेज्ज वा किलामेज्ज वा ठाणाओ ठाणं संकामेज्ज वा। तं तहप्पगारं मालोहडं असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जा। (५८७)

से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) कोट्ठियातो वा कोलज्जातो[1] वा अस्संजए भिक्खुपडियाए उक्कुज्जिया अवउज्जिया ओहरिया आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) मालोहडंति णच्चा लाभे संते णो पडिगाहेज्जा। (५८८)

से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) मट्टिओलित्तं तहप्पयारं असणं वा (४) जाव लाभे संते णो पडिगाहेज्जा। केवली बूया "आयाण-मेय" अस्संजए भिक्खु-पडियाए मट्टिओलित्तं असणं (४) उब्भिंदमाणे पुढविकाय समारंभेज्जा, तहा तेऊ-वाऊ-वणस्सति-तस-कायं समारंभेज्जा, पुणरवि ओलिंपमाणे पच्छाकम्मं करेज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव ज तहप्पगारं मट्टिओलित्तं असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जा। (५८९)

से भिक्खू वा (२) जाव पविट्ठेसमाणे से ज्जं पुण जाणेज्जा, असणं वा (४) पुढविकायपतिट्ठियं, तहप्पगारं असणं वा (४) अफासुयं जाव णो पडिगाहेज्जा। (५९०)

---

१ अधोभूमखाताकारात्.

ગૃહસ્થ આપવા માંડે તો તે આહાર અશુદ્ધ ગણીને મુનિએ ન લેવો. કેમકે કેવળજ્ઞાનિઓએ તેમા દોષ બતાવ્યા છે જે માટે ગૃહસ્થ સાધુના માટે ત્યા બાજોઠ, પાટિઉં, નિસરણી કે ઉખળ માંડી ત્યાં ચડતા જો પડે તો તેના હાથ, પગ, બાહુ, સાથળ, પેટ, માથુ કે ગમે તે અંગનો ભંગ થાય તથા બીજા જીવજંતુઓ પણ હણાય માટે તેવી જાતનો માળથી આણેલો આહાર મળતા છતા પણ ન લેવો. (૫૮૭)

વળી જો ગૃહસ્થ, કોઠીમાં કે કોઠલામાથી સાધુના માટે ઉંચો નીચો કે આડો થઈ આહાર લાવી મુનિને આપવા માંડે તો તે પણ ન લેવો (૫૮૮)

મુનિએ જે આહાર માટીથી લીંપી બંધ રાખેલો હોય તે મળતા છતાં નહિ લેવો જે માટે કેવળજ્ઞાનિઓએ એમા દોષ બતાવ્યા છે, કેમકે અસયતિ ગૃહસ્થ સાધુના માટે માટી ઉખેડી તે આહારને કહાડવા જતાં પૃથ્વીકાય તથા અગ્નિ, વાયુ, વનસ્પતિ, અને ત્રસકાયની હિંસા કરે, તથા પાછુ બંધ કરતા પણ તેટલી હિંસા કરે માટે સાધુને એવી ભલામણ છે કે તેણે માટીથી બંધ કરેલો આહાર મળતા નહિ લેવો (૫૮૯)

મુનિએ જે આહાર સચિત્ત પૃથ્વીકાય ઉપર પડેલો હોય તે પોતાને અયોગ્ય ધારી ગ્રહણ ન કરવો (૫૯૦)

से भिक्खू वा (२) सेज्जं पुण जाणेज्जा, असणं वा (४) 'आउकायपतिट्ठियं तह चेव एवं अगणिकायपतिट्ठियं लाभे संते णो पडिगाहेज्जा। केवली बूया " आयाण मेय" अस्संजए भिक्खुपडियाए अगणिं उस्सक्किय (२) णिस्सिक्किय (२) ओहरिय (२) आहट्टु दलएज्जा अह भिक्खूण पुव्वोवदिट्ठा जाव णो पडिगाहेज्जा। (५९१)

से भिक्खू वा (२) जाव पविट्ठेसमाणे से ज्जं पुण जाणेज्जा, असणं वा (४) अच्चुसिणं, अस्संजए भिक्खुपडियाए सूवेण वा, विहुणेण वा, तालियंटेण वा, पत्तेण वा, साहाए वा, साहाभंगेण वा, पिहुणेण वा, पिहुणहत्थेण वा, चेलेण वा, चेलकण्णेण वा, हत्थेण वा, मुहेण वा, फुसेज्ज वा, वीएज्ज वा; से पुव्वामेव आलोएज्जा " आउसो-त्ति वा, भगिणि-त्ति वा, मा एयं तुमं असणं वा (४) अच्चुसिणं सूएण वा जाव फुसाहि वा वीयाहि वा। अभिकंखसि मे दातुं, एमेव दलयाहि।" से सेव वदंतस्स परो सूवेण वा जाव वीइत्ता आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) जाव णो पडिगाहेज्जा। (५९२)

से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा [४] वणस्सइकायपतिट्ठिय, तहप्पगारं असणं वा (४) वणस्सइकायपतिट्ठियं अफासुयं अणेसणिज्जं लाभे संते णो पडिगाहेज्जा। एवं तसकाएवि। (५९३)

## ( पानकाधिकारः )

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण पाणगजात जाणेज्जा, तंजहा;

એજ રીતે પાણી ઉપર રહેલો આહાર પણ ન લેવો વળી અગ્નિ ઉપર ચડેલો આહાર પણ ન લેવો કેમકે તેમ કરતા કર્મબંધ થાય છે જે માટે તેવે વખતે અસયતિ ગૃહસ્થ મુનિના માટે અગ્નિને વધતી બાળશે અથવા ઓછી કરશે, અથવા હાંલ્લાને આઘુ પાછુ કરશે. માટે મુનિને ઉપર જણાવેલી ખાસ ભલામણ છે કે તેણે અગ્નિ ઉપર ચડેલો આહાર ગ્રહણ ન કરવો (૫૯૧)

આહાર-પાણી અતિ ઊનાં હોવાથી ગૃહસ્થ તેને મુનિના માટે સૂપડાવડે, વીંજણાવડે. મોરપીંછના વીંજણાવડે. પંખાવડે, શાખાવડે, શાખાના કટકાવડે, મોરપીંછવડે, કપડાવડે, કપડાની કિનારવડે, હાથવડે કે મુખવડે વીંજીકરીને ઠંડા પાડવાં માંડે ત્યારે મુનિએ શરૂઆતમા જ તેને જોઇને જણાવવું કે" હે આયુષ્મન્, અથવા બેહેન, તમે આ આહારપાણીને સૂપડા કે પખા વગેરાથી વીંજો મા. જો મને દેવા ચાહાતા હો તો એમજ આપો" એમ કહ્યા છતા પણ ગૃહસ્થ તે આહારને સૂપડા વગેરાથી વીંજી કરીને આપે તો તેવી જાતના આહાર-પાણી ગ્રહણ ન કરવા (૫૯૨)

જે આહાર વનસ્પતિ ઊપર કે ત્રસ જીવો ઊપર પડેલો હોય તે પણ મુનિએ ગ્રહણ ન કરવો. (૫૯૩)

## ( પાણીનો અધિકાર. )

લોટ મસળવામાટેનુ પાણી, તિલધોયાનું પાણી, ચોખ ધોયાનુ પાણી, તથા એવીજ જાતનુ

उस्सेइमं[1] वा, संसेइमं[2] वा, चाउलोदगं वा, अण्णतरं वा तहप्पगारं पाणगजातं अहुणाधोतं अणांबिल अवक्कंतं अपरिणत अविद्धत्थ[3] अफासुय अणेसणिज्जं मण्णमाणे णो पडिगाहेज्जा। (५९४)

अह पुण एवं जाणेज्जा चिराधोतं अंबिलं वक्कंतं परिणतं विद्धत्थं फासुयं जाव पडिगाहेज्जा। (५९५)

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण पाणगजातं जाणेज्जा, तंजहा; तिलोदगं वा, तुसोदगं वा, जवोदगं वा, आयामं[4] वा, सोवीरं[5] वा, सुद्धवियडं वा, अण्णतरं वा तहप्पगारं पाणगजातं पुव्वामेव आलोएज्जा, "आउसो-त्ति वा, भगिणि-त्ति वा, दाहिसि मे एत्तो अन्नतरं पाणगजातं?" से सेवं वदंतं परो वएज्जा "आउसंतो समणा, तुमं चेवेदं पाणगजातं पडिग्गहेण वा उस्सिंचियाणं (?) ओयत्तियाणं[6] गिण्हाहि," तहप्पगारं पाणगजायं सयं वा गिण्हिज्जा, परो वा से दिज्जा, फासुयं लाभे संते पडिगाहेज्जा। (५९६)

से भिक्खू वा (२) से ज्जं पुण पाणगं जाणेज्जा अणंतरहियाए पुढवीए जाव संताणए ओहट्टु निक्खित्ते सिया, असंजए भिक्खुपडियाए उदउल्लेण वा ससिणिद्धेण वा सकसाएण वा मत्तेण, सीओदएण वा संभोएत्ता आहट्टु दलएज्जा, तहप्पगारं पाणगजातं अफासुयं लाभे संते णो पडिगाहेज्जा। (५९७)

---

१ पिष्टोत्स्वेदनार्थं मुदकं २ तिलधावनोदकं ३ अविध्वस्त. ४ अवस्त्रावनकं ५ आरनाल-नामाम्लिद्रव ६ अपवृत्य

બીજું વગેરે પાણી જો તરતનું ધોયલું હોય અને હજુ તેનો સ્વાદ ફર્યો ન હોય તેમજ તેનું પૂરતું પરિણામાંતર પણ ન થયું હોય તથા તેનો યોનિવિધ્વંસ પણ હજુ ન થયો હોય તો તેવું પાણી અનેષણીય જાણીને મુનિએ નહિ લેવું. (૫૯૪)

પણ જો તેવું પાણી લાંબા વખતનું ધોયલું સ્વાદથી ફરેલું પરિણામાંતર પામેલું અને યોનિરહિત થએલું હોય તો તે લેવું. (૫૯૫)

મુનિએ તિલ, તુષ, કે જવથી અચિત્ત કરેલું પાણી, ઓસામણનું પાણી, છાશની પરાશ, ઊનું પાણી, તથા એવી જાતનાં બીજાં પાણી જોઇને તેના માલેકને કહેવું "હે આયુષ્મન્ અથવા બેહેન, મને આ પાણીમાંથી થોડું પાણી આપશો?" ત્યારે તે કદાચ એવું બોલે કે "હે આયુષ્મન્ તમે પોતેજ બીજા વાસણવડે અથવા તેજ પાણીના વાસણને ઢિલટાવીને પાણી લઈ લ્યો" ત્યારે મુનિએ તે પોતે પણ લેવું, અથવા બીજો આપે તો તેમ પણ લેવું (૫૯૬)

જે પાણી લીલી કે જીવજંતુવાળી માટી પર રાખેલું હોય અથવા અસંયત ગૃહસ્થ અચિત્તપાણી કે માટીથી ભીંજેલા કે ખરડેલા વાસણવડે મુનિને આપવા માટે અથવા તે પાણીમાં બીજું થોડું ઠંડું પાણી ઉમેરીને આપવા માટે તો તે અપ્રાસુક જાણીને મુનિએ નહિ લેવું (૫૯૭)

एवं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (५९८)

[ सप्तम उद्देशः ]

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण पाणगजातं जाणेज्जा, तंजहा; अंबपाणगं वा, अंबाडगपाणगं वा, कविट्ठपाणगं वा, मातुलिंगपाणगं वा, मुद्दियापाणगं[1] वा, दाडिमपाणगं वा, खज्जूरपाणगं वा, णालिएरपाणगं वा, करीरपाणगं वा, कोलपाणगं[2] वा, आमलगपाणगं वा, चिंचापाणगं वा, अण्णतरं वा तहप्पगारं पाणगजातं सअट्ठियं सकणुयं[3] सबीयगं अस्संजए भिक्खुपडियाए छब्बेण वा, दूसेण वा, वालगेण वा, आवीलियाण[4] परिपीलियाण परिसाइयाण आहट्टु दलएज्जा, तहप्पगारं पाणगजातं अफासुयं लाभे संते णो पडिगाहेज्जा। (५९९)

से भिक्खू वा [२] जाव पविट्ठे समाणे से आगंतारेसु वा, आरामागारेसु वा, गाहावतिकुलेसु वा, परियावसहेसु[5] वा, अन्नगंधाणि वा पाणगंधाणि वा सुरभिगंधाणि वा अग्घाय (२) से तत्थ आसायवडियाए मुच्छिए गिद्धे गढिए अज्झोववण्णे "अहो गंधो" (२) णो गंध-मासाएज्जा। (६००)

से भिक्खू वा [२] जाव समाणे सेज्जंपुण जाणेज्जा सालुयं[6] वा, विरालियं[7] वा, सासवणालियं[8] वा, अण्णतरं वा तहप्पगारं आमगं असत्थपरिणयं अफासुयं जाव लाभे संते णो पडिगाहेज्जा। (६०१)

---

१ मुद्दा द्राक्षा २ कोलानि बदराणि ३ कणुक त्वगाद्यवयव. ४ आपीड्य ५ मठेषु ६ जळजकंदं ७ स्थळजकंदं ८ सर्षपकंदल्यादि

એ સર્વે મુનિ તથા આર્યાઓનો આચાર છે. (૫૯૮)

## આઠમો ઉદ્દેશ.

( પાણી ફળફુલ તથા પરચુરણ આહાર લેવા ન લેવાના નિયમો. )

આંબાનું પાણી, અંબાડાનુ પાણી, કોઠનુ પાણી, બીજોરાનુ પાણી, દ્રાક્ષનું પાણી, દાડમનું પાણી, ખજૂરનુ પાણી, નાલિએરનુ પાણી, કેરાનું પાણી, બોરનુ પાણી, આંબળાનુ પાણી, આંબળીનું પાણી, તથા એવીજ જાતનુ બીજું હરેક પાણી, જે ઠળી, [કુચી] છાલ, કે બીજવાળું હોવાથી ગૃહસ્થ સાધુના માટે તેને છાબ કપડા કે વાળવાળા વાસણમાં નાખી તથા ગાળી કરીને મુનિને આપવા માંડે તો મુનિએ તેવુ પાણી અપ્રાસુક જાણીને ન લેવું. (૫૯૯)

મુનિએ ગોચરીએ જતાં માર્ગમાં મુસાફરખાનાઓમાં, બંગલાઓમાં, ગૃહસ્થોના ઘરોમાં કે ભિક્ષુકાદિકના મઠોમાં રહેલા આહારપાણીની ખુશબો સૂંઘીને તેવા આહાર-પાણીને ખાવા પીવામાટે તેમાં આસક્ત બનીને "વાહ સુગંધ! વાહ સુગંધ!" એમ ધારી ગંધ સૂંઘવી નહિ (૬૦૦)

( કંદ ફળાદિકનો અધિકાર. )

મુનિએ કાચા અને શસ્ત્રથી નહિ બદલાયલા સાલુકનામે જળકંદ, વિરાલિકા નામે સ્થળકંદ, તથા સર્ષપકંદ વગેરા કંદો ગ્રહણ ન કરવા. (૬૦૧)

से भिक्खू वा (२) जाव पविट्ठेसमाणे सेज्ज पुण जाणेज्जा पिप्पलि वा, पिप्पलिचुन्नं वा, मिरियं वा, मिरियचुन्नं वा, सिंगबेरं[1] वा, सिंगबेरचुन्नं वा, अन्नतरं वा तहप्पगारं आमगं असत्थपरिणतं अफासुयं जाव णो पडिगाहेज्जा । (६०२)

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे सेज्जंपुण जाणेज्जा पलंबजातं[2], तंजहा; अंबपलंबं वा, अंबाडगपलंबं वा तालपलंबं वा, झिज्झिरिपलंबं[3] वा, सुरभिपलंबं[4] वा, सल्लइपलंबं वा, अन्नतरं वा तहप्पगारं पलंबजातं आमगं असत्थपरिणतं अफासुयं अणेसणिज्जं जाव लाभेसंते णो पडिगाहेज्जा । (६०३)

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे सेज्जं पुण पवालजातं जाणेज्जा, तंजहा; आसोत्थपवालं[5] वा, णग्गोहपवालं वा, पिलंक्खुपवालं[6] वा, णीयूरपवालं[7] वा, सल्लइपवालं वा, अन्नतरं वा तहप्पगारं पवालजातं आमगं असत्थपरिणयं अफासुयं अणेसणिज्जं जाव णो पडिगाहेज्जा । (६०४)

से भिक्खू वा (२) जाव समाणे सेज्जंपुण सरडुयजायं[8] जाणेज्जा, तंजहा; अंबसरडुयं वा, कविट्ठसरडुयं वा, दाडिमसरडुयं वा बिल्लसरडुयं वा, अण्णतरं वा तहप्पगारं सरडुयजातं आमं असत्थपरिणतं अफासुयं जाव णो पडिगाहेज्जा । (६०५)

से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे सेज्जंपुण मंथुजातं[9] जाणेज्जा, तंजहा; उंबरमंथुं वा, णग्गोहमंथुं वा, पिलंक्खुमंथुं वा आसोत्थमंथुं वा, अण्णतरं वा तहप्पगारं मंथुजातं आ-

१ आर्द्रकं. २ फलजातं ३ ( वल्लीविशेष. ) ४ ( शतद्रुः ) ५ ( पिप्पलं ) ६ ( पिप्पली ) ७ ( नंदी वृक्ष. ) ८ अबद्धास्थिकफलजातं. ९ चूर्णजातं

તેમજ પીપર, પીપરનું ચૂર્ણ, મરચાં, મરચાંનું ચૂર્ણ, આદુ, આદુનું ચૂર્ણ, તથા એવી જાતની બીજી ચીજો પણ જો કાચી અને શસ્ત્રથી ભેદાયલી નહિ હોય તો અપ્રાસુક ગણીને નહિ લેવી (૬૦૨)

વળી આંબાનાફળ અંબાડાનાફળ, તાળફળ, ઝિંઝિરિવેલનાફળ, શતદ્રુફળ, સલ્લકિફળ, તથા એવા બીજા પણ હરેક ફળ કાચા હોય ને શસ્ત્રથી છુદાયલા નહિ હોય તો ગ્રહણ ન કરવા (૬૦૩)

તથા કાચાં અને શસ્ત્રથી નહિ ભેદાયલા પીપળાનાં કૂપળ, વડના કૂપળ, પીપળીનાં કૂપળ, નંદીવૃક્ષના કૂપળ, તથા શલ્લકિનાં કૂપળ પણ નહિ લેવાં. (૬૦૪)

એજરીતે કાચા અને શસ્ત્રથી નહિ ભેદાયલાં આંબાનાં મોર. (કાચાં ફળ) કોઠના મોર, દાડમનાં મોર; બિલુનાં મોર તથા એવી જાતના બીજાં પણ સઘળા મોર મુનીએ ગ્રહણ ન કરવા (૬૦૫)

મુનિએ ઉંબરનું ચૂર્ણ, વડનું ચૂર્ણ. પીપળીનું ચૂર્ણ, પીપળાનું ચૂર્ણ, કે એવી જાતના

मयं दुरुक्कं[1] साणुवीयं[2] अफासुयं जाव णो पडिगाहेज्जा । (६०६)

से भिक्खू वा (२) जाव समाणे सेज्जंपुण जाणेज्जा, आमडाग[3] वा पूतिपिण्णागं[4] वा महुंवा, मज्जं वा, सप्पिं वा, खोल[5] वा, । पुराणं, एत्थ पाणा अणुप्पसूता, एत्थ पाणा सवुड्ढा, एत्थ पाणा जाया एत्थ पाणा अवुक्कता, एत्थ पाणा अपरिणता, एत्थ पाणा अविद्धत्था, णो पडिगाहेज्जा । (६०७)

से भिक्खू वा (२) जाव समाणे सेज्जं पुण जाणेज्जा उच्छुमेरगं[6] वा, अक्करेलुयं[7] वा, कसेरुगं वा सिंग्वाडग वा, पूतिआलुग वा, अन्नतरं वा तहप्पगारं आमगं असत्थपरिणयं जाव णो पडिगाहेज्जा । (६०८)

से भिक्खू वा (२) सेज्जं पुण जाणेज्जा, उप्पलं वा, उप्पलनालं वा, भिस वा, भिसमुणालं वा, पोक्खलं वा, पोक्खलविभगं वा, अण्णतर वा तहप्पगारं जाव णो पडिगाहेज्जा । (६०९)

से भिक्खू वा (२) जाव समाणे सेज्जं पुण जाणेज्जा, अग्गबीयाणि[8] वा, मूलबीयाणि[9] वा, खंधबीयाणि[10] वा, पोरबीयाणि वा[11]; अग्गजाताणि वा, मूलजाताणि वा, खंधजाताणि वा, पोरजाताणि वा, णण्णत्थ[12], तक्कलिमत्थएण[13] वा, तक्कलिसीसेण[14] वा, णालिएरमत्थएण वा, खज्जूरमत्थएण वा, तालमत्थएण वा, अन्नतरं वा तहप्पगारं आमं असत्थपरिणयं जाव णो पडिगाहेज्जा । (६१०)

---

१ ईषत्पिष्ट २ अविध्वस्तयोनिकं ३ अर्द्धपक्व ४ कुथितखल ५ मद्याधः कर्दमः ६ अपनीत त्वगिक्षुगंडिका ७ अंककरेलुकाद्या जळजवनस्पतिविशेषाः । ८ ज्जपाकुसुमादीनि. ९ जात्यादीनि. १० शल्लक्यादीनि. ११ इक्ष्वादीनि पर्वबीजानि १२ नान्यस्मात् प्ररोहितानि किंतु तत्रैव जातानि १३ कदलीगर्भः १४ कदलीस्तवकः

બીજા ચૂર્ણ કાચાં થોડા પીડેલાં અને સબીજ (યોનિસહિત) જણાય તો ગ્રહણ ન કરવાં. (૬૦૬)

મુનિએ ગોચરીએ જતાં અર્ધી રંધાએલ શાકભાજી ન લેવી તથા સડેલું ખોળ ન લેવુ, તથા જૂનુ મધ, જૂની મદિરા, જૂનુ ઘૃત જૂનો મદિરાની નીચે બેશતો કચરો, એ પણ ન લેવા, એટલે કે જે ચીજ જૂની થતા તેમાં જીવજતુ ઊપજેલા અને હજુ હયાતીમાં વર્ત્તનારા જણાય તે ચીજ ન લેવી. (૬૦૭)

મુનિએ છાલ ઊતારેલો શેલડીનો સાઠો અથવા અકકરેલુ, કસેરૂ, શ્રૃગાટક કે પૂતિઆલુક વગેરા જળમાં થનારી વનસ્પતિ કાચી હોવા સાથે શસ્ત્રોથી કાપી કટકા કટકા નહિ કરેલી હોય તો તે અપ્રાસુક ધારીને નહિ લેવી. (૬૦૮)

એજ પ્રમાણે મુનિએ ઉત્પળ, ઉત્પળનાળ, પદ્મકદનું મૂળ, પદ્મકદની ઊપરલીવેલ, પદ્મકેશર, કે પદ્મકંદ અથવા એવીજ જાતની બીજી ચીજો કાચી હોવા સાથે શસ્ત્રભેદિત ન હોય તો ન લેવી. (૬૦૯)

મુનિએ જપાકુસુમાદિક અગ્રબીજ વનસ્પતિ, જાત્યાદિક મૂળબીજ વનસ્પતિ, શલ્લક્યાદિક સ્કંધબીજ વનસ્પતિ, શેલડીવગેરા પર્વબીજ વનસ્પતિ, તથા કેળનો ગર્ભ, કેળનો ગુચ્છો, નાળિએર, ખજૂર કે વૃક્ષના ગર્ભ વગેરા ચીજો કાચી હોવાસાથે શસ્ત્રભેદિત ન હોય તો નહિ લેવી. (૬૧૦)

से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, उच्छु वा काणग अंगारिय म्मिस्सं विगदूसित, वेत्तग्ग वा, कदलिऊसय वा, अण्णतर वा तहप्पगार आमं असत्थपरियं जाव णो पडिगाहेज्जा। (६११)

से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा, लसुणं वा लसुणपत्तं वा, लसुणनाल वा, लसुणकंदं वा, लसुणचोयं[1] वा, अण्णयरं वा तहप्पगारं आमं असत्थपरिणतं जाव णो पडिगाहेज्जा। (६१२)

से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा, अत्थिअं वा कुंभिपक्कं, तिंदुगं वा, टेंवरुय वा, विलुय[2] वा पलग वा, कासवणालियं[3] वा, अण्णतर वा आमं असत्थपरिणतं जाव णो पडिगाहेज्जा। (६१३)

से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा, कणं वा, कणकुंडगं[4] वा, कणपूयलिं वा, चाउल वा, चाउलपिट्ठं वा, तिल वा, तिलपिट्ठं वा, तिलपप्पडगं वा, अन्नतरं वा तहप्पगारं आमं असत्थपरिणत जाव लाभे संते णो पडिगाहेज्जा। (६१४)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (६१५)



१ बाह्यत्वक् २ विल्वं ३ श्रीपर्णीफल ४ कणमिश्रकुक्कुसा.

વળી શેલડી, નેતરની છડી, કે કદળિગર્ભ વીંધવાળા, કાળાં થએલા, ફૂટેલી છાલવાળા, કે શિયાળોએ બગાડેલા જણાય તો તે પણ મુનિએ ગ્રહણ ન કરવા. (કારણકે એટલાથી કંઇ તે શસ્ત્રભેદિત નથી ગણાતા.) (૬૧૧)

મુનિએ લશણ, લશણના પાન, લશણની દાંડી, લશણનો કંદ, લશણની છાલ કે એવી જાતના બીજા કંદો કાચા અને શસ્ત્રવડે નહિ ચૂંથાયલાં હોય તો ગ્રહણ ન કરવા. (૬૧૨)

મુનિએ ખાડ વગેરેમાં નાખી જોરથી પકાવેલા અસ્થિકફળ, તિંદુકફળ, ટેંબરૂફળ, બિલુંફળ પળગફલ, શ્રીપર્ણીફળ, કે એવીજ જાતનાં બીજા ફળો પણ કાચા અને શસ્ત્રવડે નહિ ચૂંથાયલા હોય તો ગ્રહણ ન કરવાં (૬૧૩)

મુનિએ ધાન્યના દાણા, દાણાવાળા ફૂસકા દાણાવાલી રોટલી, ચાવળ, ચાવળનો લોટ, તળ, તળનો લોટ, તળપાપડી, કે એવીજ જાતનું બીજું કંઇ પણ કાચું અને શસ્ત્રવડે નહિ ચૂરાએલું હોય તે ગ્રહણ ન કરવું (૬૧૪)

એ સર્વે, મુનિ અને આર્યાનો આચાર છે (૬૧૫)



[ नवम उद्देशः ]

इह खलु पाईणं वा, पडीणं वा, दाहिणं वा, उदीणं वा, संतेगतिया सड्ढा[1] भवंति; गाहावती वा जाव कम्मकरी वा । तेसिं च णं एवं वुत्तपुव्वं भवति,-जे इमे भवंति समणा, भगवंतो, सीलमंता, वयसंता, गुणमंता, संजता, संवुडा, बंभचारी, उवरया मेहुणाओ धम्माओ, णो खलु एतेसिं कप्पति आहाकम्मिए असणे वा [४] भोइत्तए वा पाइत्तए वा। सेज्जंपुण इम अम्हं अट्ठाए णिट्ठित, तंजहा; असणं वा [४] सव्वमेयं समणाणं णिसिरामो। अवियाइं वयं पच्छावि अप्पणो सअट्ठाए असणं वा [४] चेतिस्सामो.[2] " एयप्पगारं णिग्घोसं सोच्चा[3] णिसम्म[4] तहप्पगारं असणं वा [४] अफासुयं अणेसणिज्जं लाभे संते णो पडिगाहेज्जा। (६१६)

से भिक्खू वा (२) जाव समणे वसमाणे वा गामाणुगामं दूइज्जमाणे सेज्जंपुण जाणेज्जा गामं जाव वा रायहाणि वा, इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसि वा संतेगतियस्स भिक्खुस्स पुरेसंथुया वा पच्छासंथुया वा परिवसंति, तंजहा; गाहावती वा जाव कम्मकरी वा; तहप्पगाराइं कुलाइं णो पुव्वामेव भत्ताए वा पाणाए वा णिक्खमेज्ज वा पविसेज्ज वा। केवली बूया, " आयाण-मेयं।" पुरा पेहाए तस्स परो अट्ठाए असणं वा (४) उवकरेज्ज वा उवक्खडेज्ज वा; अह भिक्खूणं पुव्वोवदिट्ठा [४] जं णो तहप्पगाराइं कुलाइं

---

१ श्रावकाः प्रकृतिभद्रावा २ चेतयिष्यामो निष्पादयिष्याम इतियावत् ३ (स्वयं) ४(परतः)

## નવમો ઉદ્દેશ.

---

### ( કયો આહાર લેવો અને કયો ન લેવો )

આ જગતમા ચારે દિશાઓ તરફ કેટલાએક ગૃહસ્થો, સ્ત્રીઓ કે તેમના દાસદાસીઓ શ્રાવકો અથવા ભદ્રસ્વભાવવાળા હોયછે. તેઓ હમેશાં એવું બોલેછે કે " જે મુનિઓ જ્ઞાનવત, શીળવ્રત વ્રતવંત, ગુણવત, સંયમવત, સવરવત, બ્રહ્મચારી, અને મૈથુનને ત્યાગ કરનારા હોયછે તેઓ આધાકર્મિક આહારપાણી બિલકુલ લેતા નથી. જે આપણા સારૂ આહારપાણી તૈયાર કરેલા છે તે સર્વ તેમને આપશું અને આપણે વળી આપણાસારૂ બીજા તૈયાર કરશું" આવાં વાક્યો સાંભળીને મુનિએ તે આહારપાણી અનેષણીય જાણીને ગ્રહણ કરવાં નહિ. (૬૧૬)

મુનિએ શહેરમાં વસતા કે ગ્રામાનુગ્રામ ફરતાં તેને એવું જણાય કે આ ગામમાં કે આ રાજધાનીમાં અમુક સાધુના સગાવહાલા રહે છે તો તેવા સગાઓના ઘરે ભિક્ષાકાળથી અગાઊ આહારપાણી માટે ન જવું. કેમકે તેમ કરતા બહુ દોષ સંભવે છે. જે માટે ભિક્ષાકાળથી અગાઉ ત્યાં ગયાથી તે ગૃહસ્થો મુનિને જોઇને તેના માટે ઉપકરણ બનાવવા માંડશે અથવા આહાર રાધવા માંડશે. માટે ભિક્ષુને એજ ભલામણ છે કે તેણે ભિક્ષાકાળથી અગાઉ તેવા સગાવાહાલાઓના ઘરે નહિ જવું કદાચ ઓચિંતું ત્યાં જવાય તો ઝટ પાછા

पुव्वामेव भत्ताए वा पाणाए वा पविसेज्ज वा णिक्खमेज्ज वा। से त्त-मायाय, एगंत-मवक्कमित्ता अणावाय मसंलोए चिट्ठेज्जा। से तत्थ कालेणं अणुपविसेज्जा (२) तत्थितरेतरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं एसित्ता आहारं आहारेज्जा। (६१७)

सिया से परो कालेण अणुपविट्ठस्स आधाकम्मियं असणं वा [४] उवकरेज्ज[1] वा उवक्खडेज्ज वा, तं चेगतिओ तूसणीओ उवेहेज्जा "आहट-मेव पच्चाइक्खिस्सामि" माइट्ठाण संफासे। णो एवं करेज्जा। से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भगिणि-त्ति वा, णो खलु मे कप्पति आहाकम्मियं असणं वा [४] भोत्तए वा पायए वा। मा उवकरिज्जा, मा उवक्खडेहि।" से सेवं वदंतस्स परो आहाकम्मियं असणं वा [४] उवक्खडेत्ता आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा [४] अफासुयं लाभे सते णो पडिगाहेज्जा। (६१८)

से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा मंसं वा मच्छं वा भज्जिज्जमाणं पेहाए तेल्लपूययं वा आएसाए[2] उवक्खडिज्जमाण पेहाए णो खद्धं खद्धं[3] उवसंकमित्तु ओभासेज्जा। णन्नत्थ गिलाणणीसाए। (६१९)

से भिक्खू वा जाव समाणे अण्णतरं भोयणजायं पडिगाहेत्ता सुब्भिं सुब्भिं भोच्चा दुब्भिं दुब्भिं परिट्ठवेति; माइट्ठाणं संफासे। णो एवं करेज्जा। सुब्भिं वा दुब्भिं वा सव्वं भुंजे, न छड्डए। (६२०)

---

१ उपकरणं ढौकयेत् २ प्राघूर्णकार्थं ३ त्वरितं त्वरितं

વળી કોઈ દેખે નહિ તેવા એકાન્ત સ્થળમાં ઊભા રહેવું અને પછી ભિક્ષાકાળ થતા જૂદા જૂદા ઘરોમાંથી નિર્દોષ આહાર લઈને વાપરવો. (૬૧૭)

મુનિએ ટાઈમસર ભિક્ષાર્થે જતા ગૃહસ્થ તેના માટે ઉપકરણ કે આહાર બનાવવા માંડે અને મુનિ તેમ જાણીને તે વખતેજ તેને મનાઈ ન પાડતાં એમ વિચારે જે જ્યારે મને આપવા માંડશે ત્યારે ના પાડીશ તો તે દોષપાત્ર થાય છે. માટે એમ નહિ કરવું. કિંતુ શરૂઆતમાંજ મુનિએ તે ગૃહસ્થને જણાવવું કે " હે આયુષ્મન્ અથવા બેહેન, મને મારા માટે બનાવેલું આહારપાણી કામ આવતું નથી. માટે તમે મારા માટે બનાવો મા. " એમ કહ્યા છતાં પણ ગૃહસ્થ આધાકર્મિક આહારપાણી બનાવી આપવા માંડે તો તે, મુનિએ ગ્રહણ ન કરવું. (૬૧૮)

મુનિએ માંસ કે મત્સ્ય ભુંજાતા જોઈ અથવા પરોણાના માટે પૂરીઓ તેલમા તળાતી જોઈ તેના સારૂ ગૃહસ્થપાસે ઉતાવળા ઉતાવળા દોડી ને ચીજો માગવી નહિં. અગર માંદગી ભોગવનાર મુનીના સારૂ (એટલે કે તેના દરદપર લેપ વગેરે કરવા સારૂ) તે ચીજો ખપતી હોય તો જૂદી વાત છે. (૬૧૯)

જો મુનિ કોઈપણ ભોજન લઈ આવ્યા બાદ તેમાંનુ સુગંધિ સુગંધિ ખાઈ કરીને દુર્ગંધિ દુર્ગંધિ પરઠવી આપે તો તે દોષપાત્ર થાયછે. માટે તેમ ન કરવું કિંતુ સુગંધિ દુર્ગંધિ સર્વ કંઈ ખાઈ જવું; છાંડવું નહિ (૬૨૦)

से भिक्खू वा (२) जाव समाणे अन्नतरं वा पाणयजायं पडिगाहेत्ता पुप्फं[1] आसाइत्ता कसायं[2] परिट्ठवेति, माइट्ठाण संफासे णो एवं करेज्जा। पुप्फं पुप्फेति वा, कसायं कसाएति वा, सव्वमेयं भुंजेज्जा, णो किंचिवि परिट्ठवेज्जा। (६२१)

से भिक्खू वा (२) बहुपरियावण्णं भोयणजायं पडिगाहेत्ता, बहवे साहम्मिया तत्थ व. संति संभोइया समणुन्ना अपरिहारिया[3] अदूरगया, तेसिं अणालोइया अणामंतिया परिट्ठवेति, माइट्ठाण सफासे णो एवं करेज्जा से त्त मादाय तत्थ गच्छेज्जा, (२) से पुव्वामेव आलोएज्जा "आउसंतो समणा, इमे मे असणे वा (४) बहुपरियावण्णे तं भुंजह च णं" से सेवं वदंतं परो वदेज्जा "आउसंतो समणा, आहार-मेतं असणं वा (४) जावतियं (२) परिसडति, तावतियं(२) भोक्खामो वा पाहामो वा, सव्व मेयं परिसडइ सव्वमेयं भोक्खामो वा।" (६२२)

से भिक्खू वा (२) सेज्जं पुण जाणेज्जा असणं वा (४) परं समुद्दिस्स बहिया णीहडं तं परेहिं असमणुन्नातं अणिसिट्ठं अफासुयं जाव णो पडिगाहेज्जा, तं परेहिं समणुन्नातं संणिसिट्ठं फासुयं लाभे संते जाव पडिगाहेज्जा। (६२३)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (६२४)

---

१ वर्णगंधोपेतं २ तद्विपरीतं ३ एकार्थिका इमे शब्दाः

જો મુનિ કંઈ પણ પાણી લઇ આવ્યાબાદ તેમાનુ મીઠું અને સુદર પાણી પી કરીને કસાયલુ પાણી પરઠવી આપે તો તે દોષપાત્ર થાય છે માટે એમ નહિ કરતા મીઠું કે કસાયલું સર્વે કંઈ પી જવુ; છાડવું નહિ. (૬૨૧)

જે મુનિ પોતાના ખપ કરતા વધુ ભોજન લઈ આવ્યો હોય ને ત્યાં નજીકમાં ઘણાએક સમાનધર્મિ મુનિઓ રહેતા હોયતો તેમને તે આહાર બતાવ્યા કે આમત્રણ કર્યા શિવાય જો પરઠવી આવે તો દોષપાત્ર થાયછે માટે તેમ નહિ કરવુ કિંતુ તે આહાર લઇને મુનિએ તે સાધર્મિક મુનિઓ પાસે જઈ કહેવું "હે આયુષ્મન્ મુનિઓ; આ આહાર મને વધી પડયો છે માટે આપ વાપરો," આમ કહેનાર મુનિને તે સાધર્મિક મુનિઓએ આ પ્રમાણે કહેવુ "હે આયુષ્મન્ મુનિ, આ આહારમાંથી જેટલો અમોને જોઇશે એટલો વાપરીશું અગર બધો વાપરીશું (૬૨૨)

મુનિએ જે આહાર બીજાને આપવામાટે લઇ જવાનો હોય તે બીજાની રજા શિવાય ગ્રહણ ન કરવો. અને જો બીજાઓ રજા આપે કે આપવા માંડે તો તે ગ્રહણ કરવો. (૬૨૩)

એ સર્વે, મુનિ અને આર્યાઓનો આચારછે. (૬૨૪)

[ दशम उद्देशः ]

से एगतिओ साधारणं वा पिंडवायं पडिगाहेत्ता, ते साहम्मिए अणापुच्छित्ता जस्स जस्स इच्छइ तस्स तस्स खद्धं खद्धं दलाति, माइट्ठाणं संफासे, नो एवं करेज्जा। से त-मायाए तत्थ गच्छेज्जा (२) पुव्वामेव आलोएज्जा " आउसंतो समणा, संति मम पुरेसथुया वा पच्छा-संथुया वा, तंजहा; आयरिए वा, उवज्झाए वा, पवत्ती वा, थेरे वा, गणी वा, गणहरे वा, गणावच्छेइए वा, अवियाइं एतेसिं खद्धं खद्धं दाहामि " सेणेवं वयंतं परो वएज्जा "कामं खलु आउसो अहापज्जत्तं णिसराहि, जावइयं (२) परो वदति तावइयं (२) णिसिरेज्जा, सव्वमेयं परो वदति सव्वमेव णिसिरेज्जा " । (६२५)

से एगतिओ मणुन्नं भोयणजायं पडिगाहित्ता पंतेण भोयणेण पलिच्छाएति " मामेतं दाइयं संत दट्ठूणं सय-माइए आयरिए वा जाव गणावच्छेइए वा, णो खलु से कस्सवि किंचि दायव्वं सिया, " माइट्ठाणं संफासे, णो एवं करेज्जा, से त मायाए तत्थ गच्छेज्जा (२) पुव्वा-मेव उत्ताणए हत्थे पडिग्गहं कट्टु " इमं खलु इमं खलु त्ति " आलोएज्जा, णो किंचिवि णिगूहेज्जा । (६२६)

## દશમો ઉદ્દેશ.

---

### ( મુનીએ આહારપાણી લાવતાં શી રીતે વર્તવુ. )

કોઈ પણ મુનિ બધા મુનિઓના માટે સાધારણ આહાર લાવ્યા પછી તેઓને પૂછયા શિવાય પોતાની મરજી મુજબ ગમે તેને ઝટ ઝટ આપવા માંડે તો તે દોષપાત્ર થાય માટે કોઇએ તેમ નહિ કરવુ કિંતુ તેવો આહાર લાવીને બધા મુનિઓ પાસે લઈ જઈ કહેવું કે " હે આયુષ્મન્ સાધુઓ મારા પૂર્વપરિચિત[1] યા પશ્ચાત્ પરિચિત[2] આચાર્ય[3]; ઉપાધ્યાય[4] પ્રવર્તક[5]; સ્થવિર[6] ગણી,[7] ગણધર,[8] કે ગણાવચ્છેદકને[9] આ આહાર હું આપી આવુ ? " આવુ સાંભળી ને મુનિઓએ બોલવુ કે "હે આયુષ્મન્, ખુશીથી જે જોઇએ તે આપી આવો. અગર જો તેમને બધો જોઇતું હોય તો બધો આપી આવો." (૬૨૫)

કોઇ મુનિ મનોહર ભોજન લાવીને મનમાં વિચારે કે "જેએને આ ખુલ્લું બતાવીશ તો આચાર્ય કે ઉપરી સાધુ લઇ લેશે પણ મારે તો કોઇને આપવું નથી" એમ વિચારી તે મનોહર ભોજનને હલકા ભોજન વડે ઢાંકી કરીને પછી આચાર્યાદિકને બતાવે તો તે દોષ પાત્ર થાય છે માટે એમ મુનિએ નહિ કરવું, કિંતુ તે મનોહર ભોજનના પાત્રને ઊંચા હાથમા ખુલ્લું ધરીને" આ આ રહ્યું, આ આ રહ્યુ" એમ ખુલ્લું બતાવવું. કઇ પણ વસ્તુ છુપાવવી નહિં. (૬૨૬)

---

૧ જેમના પાસે દીક્ષા લીધેલી તેઓ ૨ જેમના પાસે જ્ઞાનાદિ શીખેલા હોય તેઓ ૩ સૂત્રાર્થ શીખવનાર ૪ સૂત્રશીખવનાર ૫ પ્રવર્ત્તાવનાર ૬ વૃદ્ધ ૭ ગચ્છનાયક ૮ ગચ્છના અમુક ભાગને સંભાળનાર ૯ ગચ્છની ચિંતા કરનાર.

से एगतिओ अण्णतरं भोयणजायं पडिगाहेज्जा, भद्दयं [२] भोच्चा विवण्णं [२] समाहरति, माइट्ठाणं संफासे। णो एवं करेज्जा। (६२७)

से भिक्खू वा [२] सेज्जं पुण जाणेज्जा, अंतरुच्छुयं वा उच्छुगंडियं वा, उच्छुचोयगं वा, उच्छुमेरगं वा, उच्छुसालगं वा, उच्छुडालगं वा, संबलिं वा, संबलिथालगं वा;–अस्सि खलु पडिगाहियंसि अप्पे सिया भोयणजाए, बहु उज्झियधम्मए–तहप्पगारं अंतरुच्छुयं जाव संबलिथालगं वा अफासुयं जाव णो पडिगाहेज्जा। (६२८)

से भिक्खू वा (२) सेज्जं पुण जाणेज्जा, बहुअट्ठियं मंसं वा, मच्छं वा बहुकंटगं;–अस्सिं खलु पडिगाहितंसि अप्पे सिया भोयणजाए, बहु उज्झियधम्मिए–तहप्पगार बहुअट्ठियं मंसं मच्छं वा बहुकंटगं लाभे संते जाव णो पडिगाहेज्जा। (६२९)

से भिक्खू वा [२] जाव समाणे सिया णं परो बहुअट्ठिएण मंसेण मच्छेण उवणिमंतेज्जा "आउसंतो समणा, अभिकंखसि बहुअट्ठियं मंसं पडिगाहेत्तए?" एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा, "आउसो–त्ति वा भइणित्ति वा, णो खलु मे कप्पइ से बहुअट्ठियं मंसं पडिगाहेत्तए। अभिकंखसि मे दाउं, जावइयं तावइयं पोग्गलं दलयाहि, मा अट्ठियाइं।" से सेवं वदंतस्स परो अभिहट्टु अंतो पडिग्गहगंसि बहुअट्ठियं मंसं परिभाएत्ता णिहट्टु दलएज्जा; तहप्पगारं पडिग्गहगं परहत्थंसि वा परपायंसि वा अफासुयं अणेसणिज्जं लाभे संते जाव णो पडिगाहेज्जा। से आहच्च पडिगाहिए सिया, तं णो "हि" त्ति वएज्जा, णो "अणहि" त्ति वइज्जा। से-त्त मायाए एगंत-मवक्कमेज्जा, (२) अहे आरामंसि वा अहे उवस्सयंसि वा अप्पंडए जाव अप्पसंताणए मंसगं मच्छगं भोच्चा अट्ठियाइं कं-

કોઈ મુનિ લાવેલા ભોજનમાંથી સારૂં સારૂં ખાઇ કરીને ખરાબ ખરાબ બતાવવા જાય તો તે દોષપાત્ર થાય છે, માટે તેમ પણ નહિ કરવું (૬૨૭)

મુનિએ શેલડીની ગાંઠો, ગાંઠવાળું કકડું, શેલડીના છાલાં, શેલડીનાં પૂછડાં, શેલડીની આખી શાખા કે તેનો કટકો કે બાફેલી મગફળી કે વાલની ફળી વગેરે જેઓમાં થોડુ ખાવાનું હોયછે અને બહુ છાંડવાનું હોયછે, તેવી ચીજો ગ્રહણ ન કરવી. (૬૨૮)

વળી બહુ હાડકાંવાળુ માંસ યા બહુ કાંટાવાલાં માછલાં કે જે લેવાથી થોડુ ખાવાનુ બને અને બહુ છાંડવું પડેછે તેપણ ગ્રહણ નહિ કરવાં (૬૨૯)

કદાચ મુનિને કોઇ નિમન્ત્રણ કરેકે "હે આયુષ્મન્ શ્રમણ, તમને બહુહાડકાંવાળુ માંસ જોઇએ છીએ?" આવું વાક્ય સાંભળી મુનિએ તરતજ જવાબ આપવો કે "હે આયુષ્મન્ યા બેહેન, મને બહુ હાડકાંવાળું માંસ નથી જોઇતું. અગર તમે મને તે દેવા ચહાતા હો તો જેટલુ તેના અંદર પુર્ગલ છે તેટલુ આપો, હાડકા નહિ આપો." એમ કહ્યા છતાં પણ ગૃહસ્થ પોતાના વાસણમાંથી તેવું બહુ હાડકાંવાળું માંસ લાવીને આપવા માંડે તો તે મુનિએ તેનાજ હાથમા કે વાસણમાં રહેવા દેવુ, ગ્રહણ નહિ કરવું. અગર કદાચ ગૃહસ્થ તે મુનિના પાત્રમાં ઝટ નાખી દે તો મુનિએ તે ગૃહસ્થને કશું નહિ કહેવુ, કિંતુ તે આહાર લઈ એકાંત સ્થળમા જઇ જીવ જંતુ વગેરેથી રહિત બાગ કે ઉપાશ્રયના અંદર બેશીને માંસ-

टए गहाय से त मायाए पूगत-मवक्कमेज्जा । अहे ज्झामथंडिलंसि वा जाव पमज्जिय (२) परिट्ठवेज्जा। (६३०)

से भिक्खू वा [२] जाव समाणे सिया, से परो अभिहट्टु अंतो पडिग्गहए बिलं वा लोणं, उब्भियं वा लोणं, परिभाएत्ता णाहट्टु दलएज्जा; तहप्पगारं पडिग्गहगं परहत्थंसि वा परपायंसि वा अफासुयं जाव णो पडिगाहेज्जा। से आहच्च पडिग्गाहिते सिया, तंच णातिदूरगए जाणेज्जा से त्त-मायाए तत्थ गच्छेज्जा [२] पुव्वामेव आलएज्जा, "आउसो-त्ति वा भइणि-त्ति वा, इमं ते किं जाणता दिन्नं उदाहु अजाणता?" सो य भणेज्जा "णो खलु मे जाणता दिन्नं, अजाणता दिन्नं। कामं खलु आउसो इदाणिं णिसिरामि । तं भुंजह च णं, परिभाएह च णं।" तं परेहिं समणुन्नाय समणुसिट्ठं ततो संजयामेव भुंजेज्ज वा पीएज्ज वा। जं च णो संचाएति भोत्तए वा पायए वा, साहम्मिया तत्थ वसंति संभोइया समणुन्ना अपरिहारिया अदूरगया तेसिं अणुप्पदायव्वं। सिया णो जत्थ साहम्मिया जहेव बहुपरियावन्ने कीरति तहेव कायव्वं सिया। (६३१)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (६३२)



## કલમ ૬૨૯-૬૩૦ પેટે જરૂરી ખુલાસો.

અહીં બાળાવબોધકાર જણાવે છે કે આ ઉત્સર્ગસૂત્ર છે, માટે ઉત્સર્ગમાર્ગે मांस-मत्स्य શબ્દનો અર્થ લોકપ્રસિદ્ધ નહિ લેવો પણ તે શબ્દોનો અર્થ વનસ્પતિરૂપે કરવો જોઇયે, એમ જણાવીને તેમણે ભુજ્ ધાતુનો ખાવાનો અર્થ કાયમ રાખી બાકીના શકભરેલા શબ્દોના નીચે મુજબ અર્થ આપ્યા છે

मास=( પનસ વગેરે ) ફળોનુ ગર્ભ

मत्स्य=એ નામની વનસ્પતિ

अस्थि=ફળના અંદર રહેલા ગોટળા કે ઠળિયાં

पुद्गल=ગર્ભ ગાભો કે ગર

कंटक=ફળના રહેલા કાટા.

ટીકાકારે આ સૂત્રને અપવાદ તરીકે ગણીને સઘળુ શબ્દોનો લોક પ્રસિદ્ધ અર્થ કાયમ રાખી ભુજ્ ધાતુનો અર્થ ખાવાનો નહિ પણ બાહ્યપરિભોગનો કર્યો છે

અમે ભાષાન્તરમા ટીકાને અનુસરતો અર્થ આપ્યો છે, છતા બાળાવબોધકારના અર્થ સાથે પણ અમારે વાંધા જેવુ નથી. વધુ ખુલાસા માટે જુઓ શબ્દાર્થ વિવેક.

---

વના કહ્યાથી મુનિ કદાચ માંસકે મત્સ્યને શરીરપર રાખીને તે વ્યાધિને મટાડે તેનામાટે આ સૂત્ર છે અને અહીં ભુજ ધાતુનો અર્થ ખાવું નહિ કરતાં શરીરપર લગાડવું એવો કરવો; અગર છેદસૂત્રોના અભિપ્રાયે આ સૂત્રનું વ્યાખ્યાન કરવું. દશવૈકાળિકની ટીકામા હરિભદ્રસૂરિએ માંસ અને મત્સ્ય શબ્દે તે નામની વનસ્પતિ સમજવી એવી વ્યાખ્યા પણ કરીછે. ૨ વધીપડેલો આહાર

[ एकादश उद्देशः ]

भिक्खागा[1] णामेगे एव माहंसु समाणे[2] वा वसमाण वा गामाणुगामं दूइज्जमाणं मणुण्ण भोयणजातं लभित्ता; "से भिक्खू गिलाई, से हदह[3] ण तस्साहरह[4], सेय भिक्खू णो भुंजेज्जा, तुमं चेव णं भुंजेज्जासि" सेगतितो "भोक्खामि त्ति" कट्टु पलिउंचिय[5] पलिउंचिय आलोएज्जा, तजहा,-इमे पिंडे, इमे लोए[6], इमे तित्तए, इमे कडुए, इमे कसाए, इमे अंबिले, इमे महुरे, णो खलु एत्तो किंचि गिलाणस्स सदति त्ति, माइट्ठाणं सफासे णो एवं करेज्जा तहेव[7] त आलोएज्जा जहेव तं गिलाणस्स सयति, तंजहा;-तित्तयं तित्तएति वा, कडुय कडुए त्ति वा, कसायं कसाए त्ति वा, अंबिलं अंबिले त्ति वा, महुरं महुरेत्ति वा।(६३३)

भिक्खागा णामेगे एवमाहंसु समाणे वा वसमाणे वा गामाणुगाम दूइज्जमाणे मणुन्न भोयणजातं लभित्ता; "से भिक्खू गिलाइ, से हंदह णं तस्साहरह से य भिक्खू णो भुंजेज्जा, आहरेज्जा सि णं" "णो खलु मे अंतराए, आहरिस्सामि" इच्चेयाइं आयतणाइं उवातिकम्म[8] । (६३४)

---

१ भिक्षाटाः २ समानान् सांभोगिकान् वा शब्दादसांभोगिकांश्च ३ गृहीत यूयं ४ तस्य आहरत तस्मै प्रयच्छत ५ गोपित्वा गोपित्वा ६ रुक्षः ७ तथावस्थितं ८ दद्या दाहरेद्वेतिशेषः।

## અગીઆરમો ઉદ્દેશ.

---

### ( મળેલા આહાર માટેની બે શિક્ષાઓ, તથા સાતપિંડેષણાઓ[1] અને સાત પાણેષણાઓ.[2] )

ભિક્ષાર્થી મુનિઓ પોતાના સંભોગી[3] કે ત્યાં વસનારા કે ગ્રામાનુગ્રામ ફરનારા મુનિને એવુ કહે કે "આપણનો અમુક મુનિ માંદો છે, માટે તેના સારૂ તમે રૂડું ભોજન મળે તો લાવીને તેને આપશો; અને તે મુનિ જો તે નહિ ખાય તો તે તમે ખાઈ જજો" આવે વખતે જો તે આહાર લાવનાર મુનિ તે આહાર પોતે ખાવા ઇચ્છીને તેના માટે માંદા મુનિને ઊંધુ ચતું સમજાવે; જેમકે. "આ લાવેલું ભોજન છે પણ તે લૂખુછું, યા તીખું, કડક, કસાલું, ખાટુ, કે મીઠું છે જેથી તે માંદા માણસને લાયકનું નથી" તો તે મુનિ દોષપાત્ર થાય છે. માટે એમ કદાપિ નહિ કરવુ. કિંતુ જેમ તે આહાર માંદા મુનિને કામ આવતું હોય તેમ તેને જણાવવું. (૬૩૩)

ભિક્ષાર્થી મુનિઓ પોતાના સંભોગી કે ત્યાં વસનારા કે ગ્રામાનુગ્રામ ફરતા મુનિને આવુ કહે કે આપણનો અમુક મુનિ માંદો છે તેના માટે તેને રૂડુ ભોજન લાવી આપશો. અને જો તે માંદો મુનિ તે નહિ ખાય તો તે અમારા પાસે લાવશો" આવું સાભલી લાવનાર મુનિ બોલે કે મને કંઇ વિઘ્ન નહિ નડશે તો હું લાવી આપીશ. આમ કહી તે મુનિ આહાર લાવી માંદાને બતાવે અને જો તે નહિ ખાય તો તે પોતે ખાવા ઇચ્છી બીજાઓને જો તે બતાવવા નહિ જાય તો તે દોષપાત્ર થાય છે માટે તેમ પણ ન કરવુ. (૬૩૪)

---

૧ આહાર લેવાની પ્રતિજ્ઞાઓ ૨ પાણી લેવાની પ્રતિજ્ઞાઓ ૩ સાથે બેશી જમનાર (ટીકામાં વા શબ્દથી અસંભોગિક પણ સાથે લીધા છે.)

अह भिक्खू जाणेज्जा सत्त पिंडेसणाओ सत्त पाणेसणाओ। तत्थ खलु इमा पढमा पिंडेसणा–असंसट्ठे हत्थे असंसट्ठे मत्ते; तहप्पगारेण असंसट्ठेण हत्थेण वा मत्तएण वा, असणं वा पाणं वा खाइमं वा साइमं वा, सयं वा ण जाएज्जा, परोवा से दिज्जा, फासुयं जाव पडिगाहेज्जा इति पढमा पिंडेसणा। (६३५)

अहावरा दोच्चा पिंडेसणा;–संसट्ठे हत्थे संसट्ठे मत्तए; तहेव दोच्चा पिंडेसणा इति दोच्चा पिंडेसणा। (६३६)

अहावरा तच्चा पिंडेसणा;–इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति, गाहावती वा जाव कम्मकरी वा, तेसिं च णं अण्णतरेसु विरूवरूवेसु भायणजातेसु उवणिक्खित्तपुव्वे[1] सिया, तंजहा;–थालंसि वा, पिढरंसि वा, सरगंसि[2] वा, परगंसि[3] वा, वरगंसि[4] वा। अहपुण एवं जाणेज्जा–असंसट्ठे हत्थे संसट्ठे मत्ते, संसट्ठे हत्थे असंसट्ठे मत्ते–सेय पडिग्गहधारी सिया पाणिपडिग्गहिए वा–से पुव्वामेव आलोएज्जा, "आउसो त्ति वा, भगिणि त्ति वा, एतेणं तुमं असंसट्ठेण हत्थेण संसट्ठेण मत्तेण, संसट्ठेण वा हत्थेण असंसट्ठेण मत्तेण अस्सि पडिग्गहगंसि वा पाणिंसि वा णिहट्टु उवित्तु दलयाहि" तहप्पगारं भोयणजायं सयं वा णं जाएज्जा परो वा से देज्जा, फासुयं जाव पडिगाहेज्जा तच्चा पिंडेसणा। (६३७)

अहावरा चउत्था पिंडेसणा;–से भिक्खू वा भिक्खूणी वा सेज्जपुण जाणेज्जा–पिहुअं वा

१ अशनादि इतिशेष. २ सूर्पादौ ३ दर्व्यिकादौ ४ महर्घ्यपात्रे.

હવે મુનિને સાત પિંડેષણાઓ અને સાત પાનેષણાઓ જાણવાની છે ત્યાં પહેલી પિંડેષણા આ કે–ચોખો હાથ અને ચોખું પાત્ર. આ ચોખા હાથ અને ચોખા પાત્રથીજ મળતાં આહારપાણી પોતે માગી લેવાં અથવા બીજો આપવા માંડે તે ગ્રહણ કરવાં. એ પહેલી પિંડેષણા. (૬૩૫)

બીજી પિંડેષણા આ કે ખરડેલો હાથ અને ખરડેલું પાત્ર આવી રીતેજ આહારપાણી ગ્રહણ કરવા. એ બીજી પિંડેષણા. (૬૩૬)

ત્રીજી પિંડેષણા આ છે. આ પૃથ્વીપર ચારે બાજુ કેટલાએક ગૃહસ્થથી માંડી ચાકર લગીના શ્રદ્ધાલુ જીવ હોય છે. તેઓને ત્યાં થાલ, હાંડાં, સૂપડા, છાબ, કે બહુ મૂલા વાસણમા આહારપાણી પડેલા હોય છે. ત્યાં હવે એવું જણાય કે તેના હાથ ચોખા છે અને વાસણ ખરડેલા છે, તો આવે વખતે પાત્રધારી અથવા કરપાત્રી મુનિએ શરૂઆતમાંજ આવું કહેવું કે "હે આયુષ્મન્ અથવા બહેન, તમો ચોખા હાથ અને ખરડેલા પાત્રવડે અથવા ખરડેલા હાથ અને ચોખા પાત્રવડે આ અમારા પાત્રમાં કે હાથમાં આપવાનું કરો." અને આ રીતે મળેલો આહારજ ગ્રહણ કરવો. એ ત્રીજી પિંડેષણા. (૬૩૭)

ચોથી પિંડેષણા–મુનિ કે આર્યાએ જે પૌંવાં કે ચોખાની ભૂકી એવી જણાય કે

जाव चाउलपलंबं वा-अस्सिं खलु पडिगाहितंसि अप्पे पच्छाकम्मे अप्पे पज्जवजाते[1]-तहप्पगारं पिंधुं वा सयं वा जाएज्जा जाव पडिगाहेज्जा। चउत्था पिंडेसणा (६३८)

अहावरा पंचमा पिंडेसणा; से भिक्खू वा भिक्खूणी वा जाव समाणे उग्गहितमेव भोयण जातं जाणेज्जा, तंजहा,-सरावंसि वा, डिंडिमंसि[2] वा कोसगंसि[3] वा-अहपुण एवं जाणेज्जा-बहुपरियावन्ने पाणिसु उदगलेवे-तहप्पगारं असणं वा पाणं वा खाइमं वा साइमं वा सयं वा णं जाएज्जा जाव पडिगाहेज्जा। पंचमा पिंडेसणा। (६३९)

अहावरा छट्ठा पिंडेसणा;-से भिक्खू वा भिक्खुणी वा उग्गहियमेव भोयणजायं जाणेज्जा जंच सयट्ठाए पग्गहियं जंच परट्ठाए पग्गहियं पायपरियावन्नं पाणिपरियावन्नं फासुयं जाव पडिगाहेज्जा। छट्ठा पिंडेसणा। (६४०)

अहावरा सत्तमा पिंडेसणा;-से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे उज्झियधम्मियं भोयणजायं जाणेज्जा-जंचन्ने बहवे दुपय-चउप्पय-समण-माहण-अतिहि-किवण-वणीमगा णावकंखंति, तहप्पगारं उज्झियधम्मियं भोयणजायं सयं वा णं जाएज्जा परो वा से दिज्जा जाव फासुयं पडिगाहेज्जा। सत्तमा पिंडेसणा। इच्चेयाओ सत्त पिंडेसणाओ। (६४१)

अहावरा सत्त पाणेसणाओ। तत्थ खलु इमा पढमा पाणेसणा,-असंसट्ठे हत्थे, तंचेव भाणियव्वं। नवरं चउत्थाए णाणत्तं। से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे सेज्जंपुण पाणगजायं जाणेज्जा, तंजहा;- तिलोदगं वा, तुसोदगं वा, जवोदगं वा, आयामं वा, सोवीरं वा, सुद्धवियडं वा,-अस्सिं खलु पडिग्गाहियंसि अप्पे पच्छाकम्मे-तहेव पडिग्गाहेज्जा। (६४२)

---

१ अल्पं तुषादि त्यजनीयं २ डिंडिमं कांस्यं भाजनं ३ मगधप्रसिद्धभाजनविशेषः

જે લીધાથી થોડોજ પશ્ચાત્કર્મ નામનો દોષ થશે તથા તેમાંની થોડીજ છાલ વગેરે છાંડવી પડશે તેવાં પૌંવાં કે ચોખાની ભૂકી વગેરેજ ગ્રહણ કરવા એ ચોથી પિંડેષણા. (૬૩૮)

પાચમી પિંડેષણા-મુનિ કે આર્યાએ જે ભોજન ગૃહસ્થે પોતે ખાવા માટે પ્યાલા, થાલી, કે કોપક નામના વાસણમાં ખુલ્લું ધરેલું હોય ને તે ગૃહસ્થના હાથપરની ભીનાશ સૂકાઈ ગએલી હોય તોજ તે ગ્રહણ કરવું. એ પાંચમી પિંડેષણા, (૬૩૯)

છઠ્ઠી પિંડેષણા-મુનિ કે આર્યાએ ગૃહસ્થે પોતા માટે કે બીજાને દેવા માટે પાત્ર કે હાથમાં ખુલ્લુ ધરેલું જે ભોજન જણાય તેજ લેવું. એ છઠ્ઠી પિંડેષણા. (૬૪૦)

સાતમી પિંડેષણા-મુનિ કે આર્યાએ જે ભોજન કેંકી દેવા યોગ્ય જણાય અને જેને બીજા મનુષ્ય કે જાનવરો અથવા તો શ્રમણ બ્રાહ્મણાદિક લેવા ન ઇચ્છે તેવુંજ ભોજન ગ્રહણ કરવુ. એ સાતમી પિંડેસણા. એ રીતે સાત પિંડેસણાઓ જાણવી. (૬૪૧)

હવે સાત પાનેષણાઓ આ પ્રમાણે-ત્યાં પેહેલી પાનેષણા એ કે હાથ ચોખા અને પાત્ર ખરડેલા. એમ પિંડષણા મુજબ સમજી લેવું, માત્ર ચોથી પાનેષણામાં આ પ્રમાણે વિશેષ છે કે,—મુનિ અથવા આર્યાએ તળનુ ધોવણ, તુષનું ધોવણ, જવનું ધોવણ, ઓસામણનું પાણી, કાંજીનું પાણી, કે ઉનું પાણી કે જે લીધાથી અલ્પ પશ્ચાત્કર્મ નામનો દોષ સંભવે તેજ ગ્રહણ કરવાં, એ ચોથી પાનેષણા. (૬૪૨)

इच्चेतासिं सत्तण्हं पिंडेसणाणं सत्तण्ह पाणेसणाणं अण्णतरं पडिमं पडिवज्जमाणे णो एवं वदेज्जा;–"मिच्छा पडिवन्ना खलु एते भयवंतारो। अहमेगे सम्मं पडिवन्ने। जे एते भयवंतारो एयाओ पडिमाओ पडिवज्जित्ताणं विहरंति, जो य अहमंसि एयं पडिमं पडिवज्जित्ताणं विहरामि, सव्वे ते जिणाणाए उवट्ठिता अन्नोन्नसमाहीए एवं चणं विहरंति। (६४३)

एय खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (६४४)



એ રીતે સાત પિંડેષણાઓ અને સાત પાનેષણાઓમાંની કોઇ પણ પ્રતિજ્ઞા અંગીકાર કરનાર મુનિએ આવું કદાપિ ન બોલવું કે "બીજા મુનિઓએ ગેરવાજબી રીતે પ્રતિજ્ઞાઓ લીધી છે, માત્ર મેજ રૂડી રીતે લીધી છે." કિંતુ જે બીજા મુનિઓ એ પ્રતિજ્ઞાઓ ધરીને ફરે છે તથા હું પણ એ પ્રતિજ્ઞા ધરીને ફરૂછું તે સર્વે જિનેશ્વરના ફરમાનને તાબે રહી પરસ્પર શાંતિથી સરખાજ છીએ ( એ રીતે આત્મોત્કર્ષ ત્યાગ કરવો. ) (૬૪૩)

એ ભિક્ષુ અને આર્યાઓનું સંપૂર્ણ સાધુપણું છે. (૬૪૪)



# शय्याख्य मेकादश मध्ययनम्

( प्रथम उद्देशः )

जे भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा उवस्सयं एसित्तए, से अणुपविसे गामं वा नगर वा जाव रायहाणि वा। (६४५)

सेज्जंपुण उवस्सयं जाणेज्जा सअंडं सपाणं जाव ससंताणयं तहप्पगारे उवस्सए णो ठाणं[1] वा सेज्जं[2] वा निसीहियं[3] वा चेतेज्जा[4]। (६४६)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उवस्सयं जाणेज्जा अप्पंडं अप्पपाणं जाव अप्पसंताणयं तहप्पगारे उवस्सए पडिलेहेत्ता पमज्जेत्ता ततो संजयामेव ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा। (६४७)

से ज्जं पुण उवस्सयं जाणेज्जा अस्सिपडियाए[5] एगं साहम्मियं समुद्दिस्स पाणाइ भू-

---

१ कायोत्सर्ग २ संस्तारकं ३ स्वाध्यायं ४ चिंतयेत् कुर्यात. ५ एतान् मुनीन् प्रतिज्ञाय.

## અધ્યયન અગ્યારમું,

### શય્યા.

### પહેલો ઉદ્દેશ.

( વસતિના વિચિત્ર દોષોનું વર્ણન. )

જે ભિક્ષુક અથવા આર્યાને ઉપાશ્રય [મકાન] મેળવવાની જરૂર પડે ત્યારે તેણે ગામ નગર કે રાજધાનિમા જવું. (૬૪૫)

જે મકાન ઈંડાં, જંતુઓ, અને કિડિઓવાળુ જણાય તેવા મકાનમાં સ્થાન, શય્યા કે બેઠક નહિ કરવી. (૬૪૬)

ભિક્ષુક અથવા આર્યાએ જે મકાનમાં ઈંડાં, જંતુઓ અને કીડિઓ ઘણા થોડા જણાય તેવા ઉપાશ્રયમાં જોઈ તપાસી પ્રમાર્જન કરી ત્યારબાદ યતનાપૂર્વક ત્યાં સ્થાન શય્યા કે બેઠક કરવી. (૬૪૭)

વળી જે ઉપાશ્રય મુનિઓના માટેજ બંધાવેલો કે શમેલો જણાય. જેમકે, તે એક મુકરર સમાનધર્મી સાધુના માટે જીવહિંસાપૂર્વક બંધાયો હોય યા વેચાતો લઇ રાખ્યો

ताइं जीवाइं सत्ताइं समारब्भ समुद्दिस्स कीयं पामिच्चं अच्छेज्जं अणिसट्ठं अभिहडं आहट्टु चेएति तहप्पगारे उवस्सए पुरिसंतरगडे वा अपुरिसंतरगडे वा जाव आसेविते वा णो ठाणं वा सज्ज वा णिसीहिय वा चेतेज्जा । एवं वहवे साहम्मिया एगा साहम्मिणी वहवे साहम्मिणीओ। (६४८)

से भिक्खू वा भिक्खुणी वा से ज्ज पुण उवस्सय जाणेज्जा अस्संजए भिक्खुपडियाए किवणवणिमए पगणिय पगणिय समुद्दिस्स पाणाई भूयाई जीवाइं सत्ताइं जाव चेएई तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव अणासेविए णो ठाणं वा सेज्ज वा णिसीहिय वा चेतेज्जा अहपुण एव जाणेज्जा पुरिसतरगडे जाव आसेविते पडिलेहित्ता पमज्जित्ता ततो संजयामेव ठाण वा सेज्ज वा णिसीहियं वा चेतेज्जा । (६४९)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उवस्सयं जाणेज्जा अस्संजए भिक्खुपडियाए[1] कट्टिए[2] वा उक्कंपिए वा छन्ने वा लित्ते वा घट्ठे वा मट्ठे वा संमट्ठे वा संपधूमिए वा, तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव अणासेविए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा अहपुण एव जाणेज्जा पुरिसंतरगडे जाव आसेविते, पडिलेहित्ता पमज्जित्ता ततो संजयामेव जाव चेतेज्जा । (६५०)

---

१ उपाश्रयं कुर्यात् सचैवं भूतःस्यादितिशेषः २ काष्टादिभिःसंस्कृतः

હોય અથવા ભાડે રાખેલો હોય યા ઝૂટાવી લઇ રાખેલો હોય યા માલેકની રજા લીધા શિવાય રાખેલો હોય યા તે તૈયાર થઇ રહેતાં તરત બીજા માણસવતી મુનિના સામે જઇ જણાવેલો હોય તેવો ઉપાશ્રય અગર તેજ દેનાર ધણીએ ચણેલો હોય યા બીજા પુરૂષે ચણેલો હોય તેમજ તે દેનારે નહિ વાપરેલો હોય યા વાપરેલો હોય તોપણ તેમા મુનિએ તથા આર્યાએ સ્થાન શય્યા કે બેઠક નહિ કરવી એજ રીતે ઘણા મુનિઓને યા એક આર્યા કે ઘણી આર્યાઓને ઉદ્દેશીને કરેલા મકાનમા પણ નહિ રહેવુ (૬૪૮)

મુનિ અથવા આર્યાએ જે મકાન ઘણાએક (બુદ્ધમતી) શ્રમણ, બ્રાહ્મણ, વટેમાર્ગુ, યાચક, કે ભાટચારણોના માટે કરેલુ કે રાખેલું જણાય અને તે મકાન તે દેનાર પુરૂષેજ કરેલું હોય અને હજુ વપરાયલુ પણ ન હોય તો તેવા મકાનમા રહેવુ નહિ. અને જો તે દેનાર પુરૂષથી બીજા પુરૂષે કરેલ હોય અને વપરાયલ પણ હોય તો મુનિ અથવા આર્યાએ યતનાપૂર્વક તેમા રહેવુ (૬૪૯)

જે ઉપાશ્રય મુનિના માટે અસયતિ ગૃહસ્થોએ સુધરાવ્યો હોય. સમરાવ્યો હોય, લીંપાવ્યો હોય, સાફ કરાવ્યો હોય કે સુગધિત કરાવ્યો હોય તેવો ઉપાશ્રય જો તે દેનાર પુરૂષેજ તેમ કરેલો હોય અને સુધરાવ્યા બાદ વાપરેલો પણ ન હોય તો તેમાં મુનિ તથા આર્યાએ સ્થાન શય્યા કે બેઠક નહિ કરવી. અને જો તે દેનાર પુરૂષથી બીજા પુરૂષે. કરેલો હોય અને વપરાયલો પણ હોય તો યતનાપૂર્વક ત્યા વસવું (૬૫૦)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-अस्संजए भिक्खुपडियाए खुड्डियाओ दुवारिओ महल्लिआओ कुज्जा, पुव्वा पिंडेसणाए, जाव संथारगं संथरेज्जा बहिया णिणक्खु तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव अणासेविते णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। अहपुण एवं जाणेज्जा-पुरिसंतरगडे जाव आसेवित-पडिलेहित्ता पमज्जित्ता ततो संजयामेव जाव चेतेज्जा। (६५१)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा अस्संजए भिक्खुपडियाए उदग्गपसूयाणि कंदाणि वा, मूलाणि वा, पत्ताणि वा, पुप्फाणि वा, बीयाणि वा, हरियाणि वा, ठाणातो ठाणं साहरति, बहिया वा णिणक्खु[1]-तहप्पगारे उवस्सए अपुरिसंतरकडे जाव णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। अह पुण एवं जाणेज्जा, पुरिसंतरगडे जाव चेतेज्जा। (६५२)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण जाणेज्जा-अस्संजए भिक्खुपडियाए पीढं वा, फलगं वा, णिस्सेणिं वा, उदूहलं वा, ठाणातो ठाणं साहरति, बहिया वा णिणक्खु,-तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। अहपुण एवं जाणेज्जा पुरिसंतरगडे जाव चेतेज्जा। (६५३)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा, तंजहा;-खंधंसि वा, मंचंसि वा, मालंसि वा, पासायंसि वा, हम्मियतलंसि वा, अण्णतरंसि वा तहप्पगारंसि अंतलिक्खजायंसि, णणत्थ आगाढा-गाढेहिं कारणेहिं[2], ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। (६५४)

---

१ निस्सारयति २ तथाविधात् प्रयोजनादित्यर्थः

જે મકાનમાના નાના ઓરડાઓને મુનિના માટે અસયતિ ગૃહસ્થ મોહોટાં કરાવે અગર મોહોટાને નાના કરાવે અથવા મુનિના માટે અંદર એઠક કરે અથવા બાહેર કરે તો તેવો ઉપાશ્રય જો તે દેનાર પુરૂષેજ તેમ કરેલો અને હજુ વાપરેલો ન હોય તો ત્યાં નહિ વસવુ પણ જો તે બીજા પુરૂષે કરેલો અને વાપરેલો જણાય તો ત્યાં યતનાપૂર્વક વસવું (૬૫૧)

જે મકાનમાથી ગૃહસ્થ સાધુના માટે કંદ મૂળ, પત્ર, પુષ્પ, ફળ, બીજ, કે ઘાસ વગેરે લીલોતરીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઉખેડીને લઈ જાય અથવા બાહેર કહાડે તેવો ઉપાશ્રય જો તે દેનાર પુરૂષે તેમ કરેલો જણાય તો ત્યા નહિં રહેવુ. પણ જો તે બીજા પુરૂષે તેમ કરેલો જણાય તો ત્યાં રહેવું (૬૫૨)

જે મકાનમાં ગૃહસ્થ સાધુના માટે બાજોઠ, પાટ, નીસરણી કે ઉખળ ઉથલાવીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગખે અથવા બાહેર કહાડી મેલે તેવો ઉપાશ્રય જો લેનાર ધણીએજ તેમ કરેલ હોય તો ત્યાં નહિ વસવુ પણ જો પુરૂષાંતરકૃત હોય તો યતનાપૂર્વક ત્યાં રહેવુ (૬૫૩)

મુનિએ કે આર્યાએ થાંભલાની ટોચ પર રહેલા મકાનમાં માંચડાઓ ઉપર કે માલ ઉપર અથવા બીજી ભોં ઉપર અથવા અગાશીમા કે બીજા કોઈ પણ આકાશવર્ત્તી મકાનમા જરૂરી કારણો શિવાય રહેવુ નહિ (૬૫૪)

स आहच्च चेतिते सिया, णो तत्थ सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा हत्थाणि वा, पादाणि वा, अच्छीणि वा, दंताणि, वा, मुहं वा, उच्छोलेज्ज वा पहोएज्ज वा; णो तत्थ ऊसढं[1] पगरेज्जा, तंजहा,—उच्चार वा, पासवण वा, खेलं वा, सिंघाणं वा, वंतं वा, पित्त वा, पूतिं वा, सोणियं वा, अन्नतरं वा सरीरावयवं। केवली बूया "आयाण—मेयं"। से तत्थ ऊसढं पगरेमाणे पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे पवडेमाणे वा हत्थं वा जाव सीसं वा अन्नतरं वा कायंसि इंदियजात लूसेज्जा, पाणाणि वा अभिहणेज्ज वा जाव ववरोवेज्ज वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पइन्ना जाव जं तहप्पगारे उवस्सए अंतलिक्खजाते णो ठाण वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। (६५५)

से भिक्खू वा भिक्खुणी वा से ज्ज पुण उवस्सय जाणेज्जा-सइत्थिय सखुड्डं[2] सपसुभत्तपाणं, तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। आयाण-मेय भिक्खुस्स गाहावतिकुलेण सद्धिं संवसमाणस्स। अलसए[3] वा विसूइया वा छड्डी वा णं उव्वाहिज्जा अन्नतरे वा से दुक्खे रोगातंके समुप्पज्जेज्जा, असंजए कलुणवडियाए त भिक्खुस्स गात तेलेण वा, घएण वा, णवणीतेण वा, वसाए वा, अब्भगेज्ज वा मक्खिज्ज वा, सिणाणेण[4] वा कक्केण[5] वा लोद्देण[6] वा वन्नेण[7] वा चुण्णेण वा पउमेण[8] वा आघंसेज्ज वा उव्वलेज्ज वा उव्वट्टेज्ज वा; सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पच्छोलेज्ज वा पहोएज्ज वा सिणाविज्ज वा सिंचेज्ज वा दारुणा वा दारुपरिणामं कट्टु अगणिकायं उज्जालेज्ज वा पयालिज्ज वा उज्जलित्ता कायं आयावेज्ज वा पयावेज्ज वा। अह भिक्खूणं पु-

---

१ उत्सृष्टं २ सबाल क्षुद्रजंतुसहितं वा ३ हस्तपादादिस्तंभः श्वयथुर्वा ४ (सुगंधिद्रव्यसमुदय:) ५ (कषायद्रव्यक्वाथः) ६ लोध्रं प्रतीतं. ७ कंपिल्लकादि ८ पद्मं प्रतीतं

કદાચ ત્યાં રહેવું પડે ત્યારે ત્યા થડા કે ગરમ પાણીથી હાથ, પગ, દાત કે મુખ ધોવાં કરવા નહિ તેમજ ત્યા ખરચુ પાણી કે લઘુનીત [ પિશાબ ] તથા શ્લેષ્મ [બડખા], વમન, પિત્ત, પરૂ, લોહી કે કોઈ પણ શરીર સબધી અશુચિ કરવી નહિ, કેમકે તેમ કરતા કેવળજ્ઞાનિએ દૂષણ વર્ણવ્યા છે, જે માટે ત્યાં તેમ કરતાં કદાચ મુનિ સ્ખળિત થઈ નીચે પડી જાય તો તેના હાથપગ કે માથુ અથવા કોઈ પણ ઇંદ્રિયો ભાંગી નાશ પામે અને હેઠે આવેલા જીવ જતુઓનો પણ નાશ થાય માટે મુનિને એવી ભલામણ છે કે તેણે આકાશવર્ત્તી મકાનમા નિવાસ ન કરવો (૬૫૫)

જે મકાનમાં બાલબચ્ચા કે સ્ત્રીઓ રહેતી હોય અથવા કૂતરા બિલાડા વિગેરે ક્ષુદ્ર જતુઓ રહેતા હોય અથવા જાનવરો રહેતાં હોય તથા તેમના ખાનપાન ત્યા રખાતા હોય તેવા ગૃહસ્થના પરિચયવાલા મકાનમા વાસ ન કરવો કારણ કે તેવા ગૃહસ્થના ઘરમાં વસતા બહુ દોષ સભવે છે. ત્યા રહેલા મુનિને ત્યા પહેલો દોષ એ કે કદાચ જો સોજા, વિશુચિકા, ઉલટી, કે કોઇ પણ રોગ કે શળ વગેરા પીડા ઉત્પન્ન થશે તો ત્યા રહેતા અસયતિ ગૃહસ્થો તરત કરૂણા લાવીને તે મુનિના શરીરને તેલ, ઘૃત, માખણ કે ચરબી મસલે કે ચોપડે, અથવા તો સુગધિ દ્રવ્યો વડે, યા ઉકાળેલા કવાથજળવડે, યા લોદ્રવડે યા ચૂર્ણ વડે યા પદ્મકવડે ઘશસે કે ખરડશે; અથવા થંડા કે ગરમ પાણીથી છાંટશે, ધોશે, નવરાવશે,

व्वोवदिट्ठा एस पतिन्ना जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा । (६५६)

आयाण-मेयं भिक्खुस्स सागारिए उवस्सए वसमाणस्स,-इहखलु गाहावती वा जाव कम्मकरी वा अन्नमन्नं अक्कोसंति वा वयंति वा रुंभंति वा उद्दवंति वा, अह भिक्खू ण उच्चावयं मण णियच्छेज्जा.—एते खलु अन्नमन्नं उक्कोसतु वा, मा वा उक्कोसंतु जाव मा वा उद्दवंतु । अह भिक्खुणं पुव्वोवदिट्ठा एस पइन्ना जाव जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा । (६५७)

आयाण-मेयं भिक्खुस्स गाहावतीहिं सद्धिं संवसमाणस्सः—इहखलु गाहावती अप्पणो सअट्ठाए अगणिकायं उज्जालेज्ज वा पज्जालेज्ज वा विज्झावेज्ज वा, अह भिक्खू उच्चावयं मणं णियच्छेज्जा.—एते खलु अगणिकायं उज्जालेंतुवा, मा वा उज्जालेंतु, जाव मा वा विज्झवेंतु अह भिक्खु ण पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए नो ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा । (६५८)

आयाण-मेयं भिक्खुस्स गाहावतीहिं सद्धिं संवसमाणस्स,—इहखलु गाहावतिस्स कुंडले वा, गुणं[1] वा, मणी वा, मोत्तिए वा, हिरन्ने वा, कडगाणि वा तुडियाणि[2] वा, तिसरगाणि वा, पालंबाणि वा, हारे वा, अद्धहारे वा, एगावली वा, मुत्तावली वा, कणगावली वा, रयणावली वा तरुणियं वा कुमारिं अलंकियविभूसियं पेहाए, अह भिक्खू उच्चावयं मणं णियच्छेज्जा, " एरिसिया वा सा, णोवा एरिसिया " इति वा णं बूया, इति वा णं मणं साएज्जा । अह भिक्खुणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा । (६५९)

---

१ रसना-मेखलामंडन मितियावत् २ अंगदानि

સીંચશે, અથવા લાકડાને લાકડા સાથ ઘસી અગ્નિ સલગાવી શરીરને તપાવશે. માટે સાધુને એવી ભલામણ છે કે તેણે તેવી તરેહના ગૃહસ્થના ઘરે નિવાસ ન કરવો (૬૫૬)

ત્યા વસતાં વળી બીજો આ દોષ છે. ત્યાં રહેતા ગૃહસ્થથી ચાકર લગીના લોકો અરસપરસ બોલાચાલી કરે યા મારામારી વગેરા બખેડા કરે ત્યારે તે દેખી સાધુનુ દિલ ઉચું થાય જેમકે **"એઓ ભલે લડયા કરો અથવા એઓ લડોમાં"** તે માટે સાધુને એ ભલામણ છે કે તેણે તેવા પ્રકારના ગૃહસ્થના ઘરે નિવાસ ન કરવો (૬૫૭)

વળી ત્યા ત્રીજો એ દોષ છે કે ત્યાં ગૃહસ્થ પોતાના માટે અગ્નિ ધખાવીને બાલે કે વધારે ત્યારે મુનિનુ કદાચ દિલ ઉચુ નીચુ થાય કે આ ગૃહસ્થો ભલે અગ્નિ ધખાવો અગર મા ધખાવો, માટે મુનિને એવી ભલામણ છે કે તેણે તેવી જાતના મકાનમાં નહિ રહેવું (૬૫૮)

મુનિને ગૃહસ્થ સાથે વસતાં ચોથો આ દોષ છે,–ગૃહસ્થને ત્યાં કુંડલ, કંદોરા, મણિ, મોતી, સુવર્ણ, કડા, બાજુબંધ, ગઠા, સાંકળ, હાર, અર્ધહાર, એકાવળી, મુક્તાવળી, કનકાવળી, રત્નાવળી, વગેરા આભૂષણો જોઈ અથવા તેના સણગારથી શોભિત યુવાન કુમારિઓ જોઈ મુનિના મનને વિતર્ક થાય કે મારે ઘરે પણ બધુ આવું જ હતું યા મારે ત્યાં આવુ ન હતુ માટે મુનિને એવી ભલામણ છે કે તેણે આવે સ્થળે ન રહેવું (૬૫૯)

आयाण मेयं भिक्खुस्स गाहावतिहिं सद्धिं संवसमाणस्सः–इह गाहावतिणीओ वा, गाहावतिधूयाओ वा, गाहावतिसुण्हाओ वा, गाहावतिधातीओ वा गाहावतिदासीओ वा, गाहावतिकम्मकरीओ वा, तासिं च णं एव वुत्तपुव्वं भवति–" जे इमे भवंति समणा भगवंतो जाव उवरता मेहुणातो धम्मातो, णो खलु एतेसिं कप्पइ मेहुणधम्मं परियारणाए आउट्टित्तए, जा य खलु एतेसिं सद्धिं मेहुणधम्मं परियारणाए आउट्टेज्जा, पुत्तं खलु सा लभेज्जा ओयस्सिं तेयस्सिं वच्चस्सिं[1] जसस्सिं संपराइयं[2] आलोय दरिसणिज्जं. " एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म तासिं च णं अण्णयरी सड्ढिया तं तवस्सिं भिक्खुं मेहुणधम्मपरियारणाए आउट्टावेज्जा[3]। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। (६६०)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (६६१)

---

[ द्वितीय उद्देशः ]

गाहावई णामेगे सुइसमायारा भवंति, भिक्खू य असिणाणाए मोयसमायारे[4] से तग्गंधे दुग्गंधे पडिकूले पडिलोमे यावि भवति। जं पुव्वकम्मं तं पच्छाकम्मं, जं पच्छाकम्मं तं पुव्वकम्मं ते भिक्खुपडियाए वट्टमाणे करेज्जा वा नो करेज्जा वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा

---

१ रूपवंतं २ सामर्थ्यं ३ अभिमुखं कुर्यात् ४ कायिकाव्यापारवान्, कार्यवशात्.

ગૃહસ્થ સાથે વસતા પાચમો આ દોષ છે, ગૃહસ્થના ઘરે તેની સ્ત્રીઓ, અથવા પુત્રીઓ અથવા વહુઓ, અથવા દાઇઓ અથવા દાસીઓ એક બીજાને આવું બોલે છે કે " જે આ સ્ત્રીસંભોગથી નિવર્તેલા શ્રમણ ભગવંત હોય છે તેઓને સ્ત્રીઓ સાથે મૈથુન કરવું નિષિદ્ધ છે, પણ જો કોઈ સ્ત્રી ( એમને ઠગાવીને ) એમના સાથે સંભોગ કરે તો તેણીને બળવાન્ તેજસ્વી રૂપવાન્ યશસ્વી અને વિજયી પુત્રની પ્રાપ્તિ થાય " આવું બોલવું સાંભળીને કોઈ પુત્રની વાંછા ધરનારી ભોળી સ્ત્રી તે તપસ્વિ મુનિને ઠગાવીને તેને પોતાના પાશમા પાડે. માટે મુનિને એવી ભલામણ છે કે તેણે એવા સ્થળે નહિ રહેવું (૬૬૦)

એ સર્વ મુનિ અને આર્યાનું સમાચરણ છે (૬૬૧)

---

## બીજો ઉદ્દેશ,

---

### મુનિને ગૃહસ્થ સાથે વસતાં થતા દોષો તથા તેણે કયા કયા સ્થળે ન રહેવું.

ગૃહસ્થ સાથે મુનિને વસતા છઠ્ઠો આ દોષ કહેલો છે. ઘણાએક ગૃહસ્થો શૌચાચારને પાળનારા હોય છે. અને મુનિ તો સ્નાન રહિત હોવાથી તથા ( કારણ યોગે લઘુનીતિથી પણ શુચિ કર્મ કરતા હોવાથી) અપર્ગ ગંધવાળા અને દુર્ગંધિશરીરવાળા હોય છે, જેથી તે ગૃહસ્થને ઘણા અણગમાનું થઇ પડે છે વળી ગૃહસ્થને જે પેહેલા કરવાનું હોય

जाव जं तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा। (६६२)

आयाण मेयं भिक्खुस्स गाहावतिहिं सद्धिं सवसमाणस्स—इहखलु गाहावतिस्स अप्पणो सअट्ठाए विरूवरूवे भोयणजाए उवखडिए सिया, अह भिक्खुपडियाए असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडेज्ज वा उवकरेज्ज वा, तं च भिक्खू अभिकंखेज्जा भोत्तए वा पीत्तए वा वियट्टित्तए[1] वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव ज नो तहप्पगारे उवस्सए ठाणं चेतेज्जा। (६६३)

आयाण मेयं भिक्खुस्स गाहावतिणा सद्धिं संवसमाणस्सः—इहखलु गाहावतिस्स अप्पणो सयट्ठाए विरूवरूवाइं दारुयाइं भिन्नपुव्वाइं भवंति, अह पच्छा भिक्खुपडियाए विरूवरूवाइं दारुयाइं भिंदेज्ज वा किणेज्ज वा पामिच्चेज्ज वा दारुणा वा दारुपरिणामं कट्टु अगणिकायं उज्जालेज्ज वा पज्जालेज्ज वा तत्थ भिक्खू अभिकंखेज्ज वा आतावेत्तए वा पयावेत्तए वा वियट्टित्तए वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए णो ठाण चेतेज्जा। (६६४)

से भिक्खू वा भिक्खुणी वा उच्चारपासवणेणं उव्वाहिज्जमाणे राओ वा वियाले वा गाहावतिकुलस्स दुवारवाहं अवगुणेज्जा[2], तेणे य तस्संधियारी अणुपविसेज्जा, तस्स भिक्खुस्स णो कप्पति एवं वदित्तए—"अयं तेणे पविसइ वा, णो वा पविसइ, उवल्लियति वा, णो

१ तत्रैव विवर्त्तितुं आसितुं. २ उद्घाटयेत्.

छे ते मुनिनी शामे छेल्ले करवु पडे छे अथवा जे पछी करवानुं होय छे ते पहेलां करी ले छे. माटे मुनिने एवी भलामण छे के तेणे तेवा स्थळे मूळथीज न रहेवु. (६६२)

वळी गृहस्थो साथे वसतां सातमो आ दोष छे—गृहस्थने त्यां पोताना माटे जूदी जूदी जातनु भोजन तैयार थएलु होय छे. अने जो मुनि तेमने त्यां रहे तो मुनिना माटे पण ते गृहस्थ आहार पाणी तैयार करावे अने वखते मुनि ते आहार पाणी खावा पीवा के वापरवानी इच्छा पण करे. एटला माटे तेने भलामण छे के तेणे तेवा स्थळे मूळथीज न रहेवु. (६६३)

गृहस्थो साथ वसतां आठमो आ दोष छे,—गृहस्थने त्यां पोताना माटे घणाएक लाकडांओ कापी फोडी राखेला होय छे. अने जो तेमने त्यां मुनि जई रहे तो पछी तेना सारु तेओ लाकडां फोडे या वेचातां लावे या उधारा लावे अने वळी लाकडा साथे लाकडु घसीने अग्नि धखावे अने तेवे वखते कदाच मुनिने अग्नि पासे तपवा करवानी इच्छा उत्पन्न थाय. माटे मुनिने ए भलामण छे के तेणे तेवा स्थळे रहेवुं नहि (६६४)

गृहस्थ साथे वसता मुनिने नवमो आ दोष छे. गृहस्थने त्यां वसता मुनि के आर्या लघुनीत के वडी नीत करवा माटे रात्रिए अथवा साज सवारे गृहस्थना घरनो दरवाजो उघाडे ते वखते कदाच कोई चोर अंदर भराई बेशे तो हवे मुनिथी तो आवु बोली शकाय नहि के "आ चोर पेसे छे के छुपाए छे या दोडी आवे छे के बोले छे, अथवा तेणे चोर्युं के बीजाए चोर्युं, ते गृहस्थनु चोरायु

या उवालिंमाने, आयवाति वा, णो वा आयवाति, वदति वा, णो वा वदति, तेण हडं अण्णेण हडं, तस्स हडं अण्णस्स हडं, अयं तेणे, अयं उवचरए, अयं हंता, अयं एत्थमकासी," तं तवस्सिं भिक्खुं अतेणं तेणं-ति संकति । अह भिक्खूण पुव्वोवदिट्ठा जाव णो चेएज्जा । (६६५)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा, तंजहाः—तणपुंजेसु वा पलालपुंजेसु वा सअंडे जाव ससंताणए, तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा । (६६६)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा—तणपुंजेसु वा पलालपुंजेसु अप्पंडे[1] जाव चेतेज्जा । (६६७)

से आगंतारेसु वा आरामागारेसु वा गाहावतिकुलेसु वा परियावसहेसु वा अभिक्खणं अभिक्खणं साहम्मिएहिं ओवयमाणेहिं णो ओवएज्जा[2] । (६६८)

से आगंतारेसु वा जाव परियावसहेसु वा जे भयंतारो उडुबद्धियं[3] वासावासियं वा कप्पं उवातिणित्ता तत्थेव भुज्जो भुज्जो संवसंति, अयं माउसो कालाइक्कंतकिरिया भवति । (६६९)

से आगंतारेसु वा जाव परियावसहेसु वा जे भयंतारो उडुबद्धियं वा वासावासियं वा कप्पं उवातिणावेत्ता तं दुगुणा-तिगुणेण अपरिहरित्ता तत्थेव भुज्जो भुज्जो संवसंति अयं-माउसो उवट्ठाणकिरिया यावि भवति । (६७०)

---

१ अल्पशब्दोऽभाववचनः २ अवतरेत् ३ ऋतुबद्ध शीतोष्णकालयोर्मासकल्पं.

કે બીજા કોઇનું ચોરાયું, આ રહ્યો ચોર, આ રહ્યો તેનો મદદગાર, આ રહ્યો મારનાર, અને એણે અહીં સઘળું કીધું ઇત્યાદિ." એવી કરીને પાછળથી તે ગૃહસ્થ તે તપસ્વિનેજ ચોર કરી માને છે માટે મુનિને એવી ભલામણ છે કે તેણે ગૃહસ્થના સાથે નહિ રહેવું. (૬૬૫)

મુનિને કે આર્યાને જે મકાન ઘાસ તથા પરાળના જથ્થામાં આવેલું હોવાથી ઝીણા ઈંડા તથા જીવજંતુસહિત રહેલું જણાય તેવા મકાનમાં તેમણે નહિ રહેવું (૬૬૬)

અને જે મકાન ઘાસ કે પરાળના જથ્થામાં આવેલું છતાં જીવજંતુ રહિત જણાય ત્યાં નિવાસ કરવો. (૬૬૭)

વળી મુસાફરખાના, બગલા, ઘરો, તથા મઠો કે જ્યાં વારંવાર બીજા સાધુઓ આવી પડતા હોય ત્યાં પણ મુનિએ નહિ જવું (૬૬૮)

જે મુનિ ભગવંતો તેવા મુસાફરખાના, બગલા, યા ઘરો કે મઠોમાં એક મહિનો અથવા વર્ષાઋતુના ચાર મહિના રહ્યા બાદ ફરી વારંવાર ત્યાં આવી વસે છે, એ હે આયુષ્મન, કાલાતિક્રાતક્રિયા નામે દોષવાળી વસતી જાણવી. (૬૬૯)

જે મુનિ ભગવંતો તેવા મુસાફરખાના કે મઠોમાં એક મહિનો અથવા વર્ષાઋતુના ચાર મહિના રહી પાછા તે ગુજારેલા કાળથી બમણા ત્રમણા વખતનું અંતર નહિ પાડતાં તરતજ ત્યાં પાછા વારંવાર વસે છે, એ હે આયુષ્મન ઉપસ્થાનક્રિયા નામે દોષવાળી વસતિ જાણવી. (૬૭૦)

इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति, तजहा, गाहावती वा, जाव कम्मकरीओ वा। तेसिं च णं आयारगोयरे णो सुणिसंते[1] भवति। त स-इहमाणेहिं तं पत्तियमाणेहिं त रोयमाणेहिं बहवे समण-माहण-अतिहि-किवण-वणीमए समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइ चेइआइं[2] भवंति, तंजहाः-आएसणाणि[3] वा, आयतणाणि[4] वा, देवकुलाणि वा, सहाओ वा, पवाणि वा, पणियगिहाणि वा, पणियमालाओ वा, जाणगिहाणि वा, जाणसालाओ, सुधाकम्मंताणि[5] वा, दब्भकम्मंताणि वा, वद्धकम्मंताणि[6] वा, वक्ककम्मंताणि वा, वणकम्मंताणि वा, इंगालकम्मंताणि वा, कट्ठकम्मंताणि वा, सुसाणकम्मंताणि वा, सतिकम्मंताणि वा, सुण्णागारकम्मंताणि वा, गिरिकम्मंताणि वा, कंदराकम्मंताणि वा सेलोवट्ठाणकम्मंताणि[7] वा, भवणगिहाणि[8] वा, जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा तेहि ओवयमाणेहिं ओवयति, अय-माउसो अभिक्कंतकिरिया[9] वि भवति। (६७१)

इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति-जाव तं रोयमाणेहिं बहवे समण-माहण-अतिहि-किवण-वणीमए समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं आगाराइं चेइयाइं भवंति; तंजहाः- आएसणाणि वा जाव भवणगिहाणि वा। जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा तेहिं अणोवयमाणेहि ओवयंति, अय माउसो, अणभिक्कंतकिरिया वि भवति। (६७२)

---

१ सुष्टुनिशांतः श्रुतः २ महांति-कृतानि इति शेषः ३ लोहकारशालाः ४ देवकुलपार्श्वापवरकाणि, ५ सुधाकर्मांतानि सुधागृहाणि ६ वाध्रकर्मांतानि ७ पाषाणमंडपगृहाणि ८ द्वावपि शब्दावेकार्थौ ९ अल्पदोषाचेयं

આ જગતમાં ચારે બાજુ કેટલાએક ગૃહસ્થ તથા સ્ત્રીઓ ભોળા અને શ્રદ્ધાળુ હોય છે. તેઓને મુનિના આચારની ઝાઝી માહિતી હોતી નથી, માત્ર મુનિને દાન આપવામાં મહાફળ છે એવી શ્રદ્ધા અને રૂચી ધરીને તેઓ ઘણા શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દીન, તથા ભાટ ચારણોને રહેવા માટે મોહોટા મકાનો ચણાવે છે જેવા કે લોહારના કારખાનાઓ, દેવાલયોની બાજુના ઓરડાઓ, દેવાળયો, સભાઓ, પ્રપાઓ, દુકાનો, વખારો, યાનશાળાઓ, ચૂનાના કારખાનાઓ, દર્ભના કારખાનાઓ, વાધ્રોના કારખાનાઓ, વલ્કના કારખાનાઓ, વનસ્પતિના કારખાનાઓ, અગારના (અગ્નિના) કારખાનાઓ, કાષ્ટના કારખાનાઓ, સ્મશાનગૃહ, શાંતિગૃહ, શૂન્યઘરો, પર્વતના મથાળાપર બાંધેલા ઘરો, ગુફાઓ, તથા પાષાણના મંડપો વગેરે સ્થળો-આવી જાતના સ્થળોમા તે શ્રમણ બ્રાહ્મણાદિક આવી ગયા પછી જે મુનિભગવતો તેમા ઉતરે છે તે હે આયુષ્મન્, અભિક્રાન્તક્રિયા નામે દોષવાળી વસતિ[1] જાણવી (૬૭૧)

આ જગતમાં ચારે બાજુ કેટલાએક શ્રદ્ધાળુ લોકો હોય છે તેઓ શ્રદ્ધા ધરીને ઘણા એક શ્રમણ બ્રાહ્મણ અતિથિ દીન તથા બંદિજનોના માટે જગાએ જગાએ ઉપર જણાવેલાં જૂદી જૂદી જાતનાં ઘરો ચણાવે છે. તેવા ઘરોમા હજુ અન્ય શ્રમણબ્રાહ્મણાદિક નહિ આવી ગએલા છતા જે મુનિ ભગવનો ઉતરે તે હે આયુષ્મન્ અનભિક્રાંતક્રિયા નામે દોષવાળી વસતિ જાણવી (૬૭૨)

---

૧ આ વસતિ થોડા દોષવાળી હોવાથી મુનિ સેવે છે.

इहखलु पाईणं वा पडीण वा दाहिणं वा उदीण वा संतेगइआ सड्ढा भवति, तजहाः–गाहावई वा जाव कम्मकरी वा । तेसिं च णं एव वुत्तपुव्वं भवति–"जे इमे भवंति समणा भगवंतो सीलमंता जाव उवरया मेहुणाओ धम्माओ, णो खलु एएसिं कप्पति आहाकम्मिए उवस्सए वत्थए[1]; से जाणि इमाणि अम्ह अप्पणो अट्ठाए चेइयाइं भवंति, तंजहाः–आएसणाणि वा जाव भवणगिहाणि वा, सव्वाणि ताणि समणाणं णिसिरामो । अवियाइं वयं पच्छा अप्पणो सयट्ठाए चेतिस्सामो, तजहा.–आएसणाणि वा जाव भवणगिहाणि वा ।" एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छति, उवागच्छित्ता इतरातरेहिं पाहुडेहिं[2] वट्टति, अय–माउसो, वज्जकिरिया वि भवति । (६७३)

इहखलु पाईणं वा पडीण वा दाहिणं वा उदीणं वा संतेगइया सड्ढा भवंति । तेसिं च णं आयारगोयरे णा सुणिसंते भवइ, जाव त रोयमाणेहिं वहवे समण–माहण–अतिहि–किवण–वणीमए पगणिय पगणिय समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवंति, तंजहा.–आएसणाणि वा जाव भवणगिहाणि वा । जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति इतरातरेहिं पाहुडेहिं वट्टति, अय–माउसो, महावज्जकिरिया वि भवइ । (६७४)

इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणंवा सतेगइया सड्ढा भवंति, जाव तं रोयमाणेहिं वहवे समणजाए समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवंति, तंजहाः–आएसणाणि वा जाव भवणगिहाणि वा । जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छति इयरायरेहिं पाहुडेहिं वट्टति, अय–माउसो सावज्जाकिरिया वि भवइ । (६७५)

---

१ वसितुं २ प्राभृतेपु दत्तेपु गृहेपु.

આ જગતમા ચારે બાજુ કેટલાએક શ્રદ્ધાળુ જીવો હોય છે તેઓ આમ બોલે છે–"જેઓ આ મૈથુન–કર્મથી નિવર્ત્તીને શીળવત થઈ શ્રમણ ભગવત થએલા હોય છે, તેઓને તેઓનાજ માટે કરેલા મકાનમા ઉતરવુ નિષિદ્ધ છે. માટે જે આપણે આપણા માટે ચણાવેલા ઘરો છે તે તેમને આપી દેશુ; અને આપણે પાછા આપણા માટે નવા બનાવી લેશુ " આવો અવાજ સાંભળી જે મુનિ–ભગવાનો તેવા ઘરો તરફ જાય છે અને ત્યાં રહે છે, તે હે આયુષ્મન્, વર્જ્યક્રિયા નામેની દોષવાળી વસતિ જાણવી (૬૭૩)

આ જગતમાં ચારે બાજુ કેટલાએક શ્રદ્ધાલુ જીવો હોય છે તેમને મુનિના આચારની કશી માહિતી નથી હોતી તોપણ તેઓ શ્રદ્ધા ધરીને ઘણા શ્રમણ બ્રાહ્મણ અતિથિ દીન તથા બદિજનોના માટે છૂટ્ટુ છૂટ્ટુ નિર્ધાર કરીને મકાનો ચણી રાખે છે. તેવા મકાનો તરફ જે મુનિઓ જઇને રહે છે તે હે આયુષ્મન્, મહાવર્જ્યક્રિયા નામના દોષ વાળી વસતિ જાણવી (૬૭૪)

આ જગતમાં ચારે બાજુ કેટલાએક ભોળા શ્રદ્ધાળુ જીવો હોય છે તેઓ ઘણા એક મુનિઓના ઉદ્દેશે કરી તેમના સારૂ મકાનો ચણાવી રાખે છે. તેવા મકાનોમા જે મુનિઓ જઇને ઊતરે તે હે આયુષ્મન્ સાવદ્યક્રિયા નામે દોષવાળી વસતિ જાણવી (૬૭૫)

इह खलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगइया सड्ढा भवंति, तंजहा:-गाहावई वा जाव कम्मकरी वा । तेसिं च णं आयारगोयरे णो सुणिसंते भवति, जाव तं रोयमाणेहिं एगं समणजायं समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवंति, तंजहा:-आएसणाणि वा जाव भवणगिहाणि वा महया पुढविकायसमारंभेणं एवं महया आउ-तेउ-वाउ-वणस्सइ-तसकायसमारंभेणं, महया संरंभेणं महया आरंभेणं, महया विरूवरूवेहिं पावकम्मेहिं, तंजहा:-छायणओ, लेवणओ, संथारदुवारपिहणओ, सीतोदए वा परिट्ठवियपुव्वे भवति, अगणिकाए वा उज्जालियपुव्वे भवति । जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति, इतराइतरेहिं पाहुडेहिं वट्टंति, दुपक्खं ते कम्मं सेवंति, अय-माउसो, महासावज्जकिरिया वि भवइ । (६७६)

इह खलु पाईणं वा जाव तं रोयमाणेहिं अप्पणो सयट्ठाए तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवंति, तंजहा:-आएसणाणि वा जाव भवणगिहाणि वा महया पुढविकायसमारंभेणं जाव अगणिकाए वा उज्जालियपुव्वे भवति, जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति इतराइतरेहिं पाहुडेहिं वट्टंति, एगपक्खं ते कम्मं सेवंति, अय-माउसो अप्पसावज्जा किरिया वि भवति । (६७७)

एवं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं । (६७८)



એજ રીતે જે મકાન એક તેજ મુનિને ઉદ્દેશીને ગૃહસ્થે છકાયના જીવોની હિંસા કરીને તથા લીંપન ધુપન જળ છાંટન અગ્નિજ્વાલન વગેરા અનેક પાપ કર્મ કરીને તૈયાર કરેલું હોય ત્યાં જઈ ને મુનિ રહે છે તેઓ દેખીતા સાધુ છતા પરમાર્થે ગૃહસ્થ જેવા હોવાથી દ્વિપક્ષી કામ કરે છે. માટે તે, મહાસાવદ્ય નામના દોષવાળી વસતિ થાય છે. (૬૭૬)

આ જગતમાં ચારે બાજુએ રહેતા શ્રદ્ધાળુ જનોએ, અનેક પાપ કરી પોતાના ખપ માટે ચણેલા કારખાના કે મકાનોમાં જે મુનિ-ભગવાનો જઈને રહે છે તેઓ સાધુપણું રૂપ એક પક્ષના કામનેજ કરનારા છે. તેમની તેવી વસતિને અલ્પક્રિયા ( ક્રિયાદોષ રહિત ) વસતિ જાણવી. (૬૭૭)

( એ નવ જાતની વસતિઓમાં અભિક્રાંતક્રિયા નામની વસતિ અને અલ્પક્રિયા નામની વસતિ મુનિને ઊતરવા યોગ્ય છે ) બાકીની વસતિ અયોગ્ય છે એ સૂત્રે મુનિ તથા આર્યાનો આચાર છે. (૬૭૮)



[ तृतीय उद्देशः ]

"से[1] य णो सुलभे फासुए उंच्छे[2] अहेसणिज्जे। णो य खलु सुद्धे इमेहिं पाहुडेहिं[3] तंजहाः-छायणओ, लेवणओ, संथारदुवारपिहणओ, पिंडवायेसणाओ। सेय भिक्खू चरियारए ठाणरए निसीहियारए सेज्जा-संथार-पिंडवातेसणारए." संति भिक्खुणो[4] एव मक्खाइणो उज्जुअडा णियागपडिवन्ना अमायं कुव्वमाणा वियाहिया। (६७९)

संतेगइआ[5] पाहुडिया[6] उक्खित्तपुव्वा भवति, एव णिक्खित्तपुव्वा भवति, परिभाइय पुव्वा भवति, परिभुत्तपुव्वा भवति, परिट्ठावियपुव्वा भवति। एव वियागरेमाणे समियाए वियागरेति? हंता, भवति। (६८०)

[7]से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-खुड्डियाओ, खुड्डदुवारियाओ, नीयाओ, संनिरुद्धाओ भवंति-तहप्पगारे उवस्सए राओ वा वियाले वा णिक्खममाणे

१ गृहस्थं प्रति मुनिवाक्य मेतत् २ छादनादिदोषरहित ३ पापोपादानकर्मभिः ४ भिक्षवः ५ संति केचन ये एवभूतां छलनां कुर्युर्यथा ६ दानार्थं कल्पिता वसतिः ७ कार्य वशात् चरकादिभि. सह संवासे विधि रय यथा से भिक्खू वेत्यादि.

## ત્રીજો ઉદ્દેશ.

### ( મુનિએ કયા સ્થળે રહેવુ કયા સ્થળે ન રહેવું. )

( જો કોઈ ગૃહસ્થ મુનિને કહે કે અહીં આહાર પાણી સુલભ છે માટે રહેવાની કૃપા કરો તો મુનિએ આ પ્રમાણે તેને કહેવું - ) "સઘળુ સુલભ છતા પણ નિર્દોષ જગ્યા મળવી મુસ્કેલ છે કારણ કે તેમા મુનિને માટે યા છત કરી હશે યા લીપ્યુ ગૂપ્યુ હશે યા બેઠકનો ફેરફાર કર્યો હશે યા દરવાજા કે કમાડ નાના મોટા કર્યા હશે વળી કદાચ ત્યાં રહેતાં મુનિ તે જગ્યાના માલેકના ઘરેથી શય્યાતર દોષને ટાળવા આહારપાણી ન લ્યે ત્યારે તે માલેક કોપાયમાન પણ થાય; ઇત્યાદિ અનેક દોષ સભવે છે અને કદાચ એ દૂષણોથી રહિત મકાન મળે તોપણ મુનિના ખપને અનુકૂળ મકાન મળવુ મુસ્કેલજ છે કારણ કે તેઓને તો વખતે ફરવાનુ હોય છે, વખતે સ્થિર બેસવાનુ હોય છે, વખતે અભ્યાસ કરવાનું હોય છે, વખતે સૂવાનુ હોય છે, અને વખતે ગોચરીએ જવાનુ હોય છે માટે એ બધી બાબતમાં સવળ પડતુ મકાન મળવું દુર્લભજ છે" આ રીતે કેટલાએક સરળ મુમુક્ષુ મુનિઓ નિષ્કપટપણે વસતિના દોષ કહી બતાવે છે. (૬૭૯)

ઘણીએક વેળા કેટલાએક ગૃહસ્થો મુનિના માટેજ મકાન બાંધીને મુનિ આગળ આવી છલના કરે છે, જેમકે આ મકાન તો અમે અમારા સારુજ બાંધ્યુ છે, રાખ્યુ છે, વહેચ્યું છે, કે વાપર્યું છે માટે મુનિએ એવી છલનાથી ભૂલવુ નહિ. જે મુનિ ઉપર પ્રમાણે વસતિના દોષો ગૃહસ્થોને કહી બતાવે છે તે યથાર્થપણાને કશુ ઉલ્લંઘન કરતો નથી. (૬૮૦)

કારણયોગે મુનિએ ચરક તાપસ વગેરાઓના સાથે એકજ મકાનમા રહેતા તે મકાન જો ઘણુ નાનું નીચુ કે સાકડુ હોય તો તેવા મકાનમા રાતવિરાતે નીકળતા પેસતા કે પહેલાં

वा पविसमाणे वा पुरा हत्थेण पच्छा पाएण ततो संजयामेव णिक्खमेज्ज वा पविसेज्ज वा। [1]केवली बूया "आयाण मेयं।" जे तत्थ समणेण वा माहणेण वा छत्तए वा, मत्तए वा, दंडए वा, लट्ठिआ वा, भिसिया[2] वा, चेले वा, चिलिमिली[3] वा, चम्मए वा, चम्मकोसए[4] वा, चम्मछेदणए वा, दुब्बद्धे दुण्णिक्खित्ते अणिकंपे चलाचले; भिक्खू च राओ वा वियाले वा णिक्खममाणे वा पविसमाणे वा पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा हत्थं वा पायं वा जाव इंदियजाय वा लूसेज्ज वा पाणाणि वा भूयाणि वा जीवाणि वा सत्ताणि वा अभिहणेज्ज वा जाव ववरोवेज्ज वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए पुरा हत्थेणं पच्छा पाएणं ततो संजयामेव णिक्खमेज्ज वा पविसेज्ज वा। (६८१)

से आगंतारेसु वा अणुवीइ उवस्सयं जाएज्जा। जे तत्थ ईसरे जे तत्थ समाहिट्ठए, ते उवस्सयं अणुण्णवेज्जाः-"कामं[5] खलु आउसो, अहालंदं अहापरिण्णातं वसिस्सामो, जाव[6] आउसंतो, जाव आउसंतस्स उवस्सए, जाव साहम्मियाए, तावत्ता उवस्सयं गिण्हिस्सामो तेण परं विहरिस्सामो। (६८२)

से भिक्खू वा भिक्खुणी वा जस्सुवस्सए संवसेज्जा तस्स णामगोयं पुव्वामेव जाणेज्जा। तओ पच्छा तस्स गिहे णिमंतेमाणस्स अणिमंतेमाणस्स वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (६८३)

---

१ अन्यथेति अध्याहार्य्यं। २ (कमंडलुः) ३ यवनिका ४ पाष्णित्रं ५ तवेच्छया ६ अत्र यावच्छब्दो नातिदेशे किंतु परिमाणार्थे तावता संबद्धश्चास्ति.

હાથ આગલ કરી પછી પગ આગલ ધરીને યતના પૂર્વક નીકલવું કે પેસવું. એમ કર્યા શિવાય કેવળજ્ઞાનિઓ કહે છે કે દોષપાત્ર થવાય છે. કારણ કે ત્યાં રહેલા ચરક તાપસાદિકોના કે બ્રાહ્મણોના છત્ર, પાત્ર, દંડ લાકડી, કમંડલુ, વસ્ત્ર, પરદા, ચામડાં, પગરખાં, કે ચર્મ કાપવાના હથીઆરો આમ તેમ રખડતા પડેલા હોય છે. અને સાધુ જો રાતવિરાતે ત્યાંથી ઉપર જણાવેલી રીત વાપર્યા શિવાય આવ જાવ કરે તો ત્યાં પડી કે આખડીને હાથપગ કે કોઇ પણ શરીરનો અવયવ ખોઈ બેશે તથા તેમ થતાં જીવજંતુની પણ વિરાધના થાય. માટે મુનિને એ ભલામણ છે કે તેણે એવે પ્રસંગે પેહેલા હાથ આગલ કરી પછી પગ આગલ ધરવા. (૬૮૧)

મુનિએ મુસાફરખાના, બંગલા કે ઘરો માગી લેવામાં ઘણું સાવચેત રહેવું. તેઓનો જે માલેક અથવા કબ્જેદાર મુખત્યાર હોય તેની આ પ્રમાણે રજા લેવી-"હે આયુષ્મન્ જો તમારી ઇચ્છા હોય તો તમારી રજાના અનુસારે અમે અત્રે એક માસ કે ચાર માસ રહીશું અગર એટલો વખત આપની અહિં સ્થિરતા નહિ હશે તો જ્યાં સુધી આપ અહીં હશો અથવા જ્યાં સુધી આપના કબજે આ મકાન હશે ત્યાં સુધીજ અમે એમાં રહીશું. (કદાચ ગૃહસ્થ પૂછે કે તમે કેટલાજણ અહીં રહેશો તો મુનિએ સંખ્યાનિયમ ન પાડવો કિંતુ આ પ્રમાણે કહેવુ-) જેટલા મુનિઓ આવશે એટલા રહીશું. (૬૮૨)

મુનિ અથવા આર્યાએ જેના મકાનમાં રહેવું તે ધણીના નામઠામ પેહેલેથીજ જાણી લેવાં અને ત્યારબાદ તેના ઘરથી નિમંત્રણ છતાં કે ન છતા અશુદ્ધ આહારપાણી ગ્રહણ નહિ કરવાં (૬૮૩)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा–ससागारियं सागणिय स-उदय णो पण्णस्स णिक्खमणपवेसणाए णो पण्णस्स वायण जाव चिंताए–तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्ज वा निसीहियं वा चेतेज्जा। (६८४)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा–गाहावइकुलस्स मज्झं मज्झेण गतुं पपपएपडिवद्ध णो पण्णस्स णिक्खमण जाव चिंताए तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहिय वा चेतेज्जा। (६८५)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा–इह खलु गाहावई वा जाव कम्मरीओ वा अण्णमण्ण–मक्कोसंति वा जाव उद्दवेंति वा, णो पण्णस्स जाव चिंताए, तहप्पगारे उवस्सए णो ठाणंवा जाव चेतेज्जा। (६८६)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा, इहखलु गाहावई वा जाव कम्मरीओ वा अण्णमण्णस्स गायं तेल्लेण वा घएण वा णवणीएण वा वसाए वा अ-ब्भगेंति वा मक्खेंति वा णो पण्णस्स जाव चिंताए–तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा। (६८७)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा–इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णस्स गायं सिणाणेण वा कक्केण वा लोद्धेण वा वण्णेण वा चुण्णे-ण वा पउमेण वा आघसंति वा पघसंति वा उव्वट्टेंति वा णो पण्णस्स णिक्खमण जाव चिंताए–तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा। (६८८)

મુનિ અથવા આર્યાએ જે મકાન, ગૃહસ્થ અગ્નિ તથા પાણીના પ્રચારવાળુ જણાય અને તેથી તેમા નીકળવુ પેસવુ કે વાંચવા ભણવાનુ કરવું મુસ્કેલી ભરેલું જણાય તો ત્યાં નહિ રહેવુ (૬૮૪)

મુનિ અથવા આર્યાએ જે મકાનમા ગૃહસ્થના ઘરની અંદરથી થઇને જવાનુ હોય ને તેથી નીકળવા પેસવાની તથા ભણવા ગણવાની અડચણ પડતી માલમ પડે તો ત્યા નહિ રહેવુ (૬૮૫)

મુનિ અથવા આર્યાએ જે મકાનમા ગૃહસ્થો કે ચાકરડીઓ અરસપરસ બોલાચાલી કે મારામારી કરતા જણાય તેવા મકાનમા પણ નીકળવા–પેસવાની તથા ભણવા ગણવાની અડચણ પડતી હોવાથી નહિ રહેવુ (૬૮૬)

મુનિ અથવા આર્યાએ જે મકાન ગૃહસ્થો કે ચાકરડીઓ અરસપરસના શરીરને તેલ, ઘૃત, માખણ, કે ચરબી મશલતા હોય કે ચોપડતા હોય તેવા મકાનમા ઉપર મુજબની અડચણ પડતી હોવાથી નહિ રહેવુ (૬૮૭)

મુનિ અથવા આર્યાએ જે મકાનમા ગૃહસ્થ કે ચાકરડીઓ એક એકના શરીરને ખુ-શબોદાર ચીજો, કસાલી ચીજોના ક્વાથ, લોદ, વર્ણક, ચૂર્ણ કે પદ્મક વગેરે સાબુના ગુણ ધરાવનાર ચીજોથી ઘસતા મશલતા કે મેળ ઉતારતા હોય ત્યા પણ નીકળવા પેસવામા તથા ભણવા ગણવામા અડચણ પડતી હોવાથી નિવાસ ન કરવો. (૬૮૮)

से भिक्खू वा भिक्खुणी वा से जं पुण उवस्सयं जाणेज्जा-इह खलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णस्स गायं सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलिंति वा पधोवेंति वा सिंचंति वा सिणावेंति वा णो पण्णस्स जाव णो ठाणं वा जाव चेतेज्जा। (६८९)

से भिक्खू वा भिक्खुणी वा से जं पुण उवस्सयं जाणेज्जा इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा णिगिणा ठिता णिगिणा उवलीणा मेहुणधम्मं विण्णवेंति[1] रहस्सियं वा मंतं मंतेंति णो पण्णस्स जाव णो ठाणं वा जाव चेतेज्जा। (६९०)

से भिक्खू वा भिक्खुणी वा से जं पुण उवस्सयं जाणेज्जा आइण्णसंलेक्खं[2], णो पण्णस्स जाव चिंताए जाव णो ठाणं वा से जं वा निसीहियं वा चेतेज्जा.। (६९१)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा संथारं[3] एसित्तए:-। (६९२)

से जं पुण संथारयं जाणेज्जा सअंडं जाव संताणगं तहप्पगारं संथारगं लाभे संते णो पडिग्गाहेज्जा। (६९३)

से भिक्खू वा भिक्खुणी वा से जं पुण संथारयं जाणेज्जा अप्पंडं जाव संताणगं गरुयं-तहप्पगारं लाभे संते णो पडिग्गाहेज्जा। (६९४)

से भिक्खू वा भिक्खुणी वा से जं पुण संथारयं जाणेज्जा अप्पंडं जाव संताणगं लहुयं अप्पडिहारियं[4]-तहप्पगारं संथारयं लाभे संते णो पडिग्गाहेज्जा। (६९५)

---

१ कथयंति. २ चित्राकीर्णं ३ फलकादि ४ अप्रतिहारकं गृहस्थेनपुनरनादेयमानं

મુનિએ અથવા આર્યાએ જે મકાનમાં ગૃહસ્થો કે ચાકરડીઓ એક-બીજાના શરીરને ઠંડા કે ગરમ પાણીથી છાંટતા હોય, ધોતા હોય, પખાળતા હોય, કે નવરાવતા હોય ત્યાં પણ જવા આવવાની તથા ભણવા ગણવાની અડચણ રહેલી હોવાથી ઊતરવું નહિ. (૬૮૯)

મુનિ અથવા આર્યાએ જે મકાનમાં ગૃહસ્થો અથવા ચાકર-ચાકરડીઓ નગ્ન થઈને ખુલ્લા કે છાના મૈથુન કરવા બાબતની વાતો કરતા જણાય અથવા બીજી કંઈ પણ છૂપી અકાર્ય સબંધી ગુપ્ત વાત કરતા જણાય ત્યાં પણ ભણવા ગણવામાં પડતી અડચણ તથા પોતાના મનમા ઉત્પન્ન થતી કામવાસના વગેરે અનેક દોષનો સભવ હોવાથી નહિ રહેવું (૬૯૦)

મુનિ અથવા આર્યાએ જે મકાનમાં વિરૂપ ચિત્રો પાડેલાં હોય તેવા મકાનમાં પણ પૂર્વાનુભૂત કામક્રિડાના સ્મરણાદિકનો સંભવ હોવાથી નહિ રહેવું. (૬૯૧)

## સંસ્તારક એટલે સૂવાની શય્યા તે કેવી લેવી?

મુનિ તથા આર્યાને જ્યારે સસ્તારક (સૂવાનીશય્યાની) જરૂર પડે ત્યારે તેમણે આ રીતે વર્તવું (૬૯૨)

જે સંસ્તારક ઈંડાં ઘડાં કે જીવજંતુ સહિત જણાય તે ન લેવું. (૬૯૩)

જે સંસ્તારક જીવજંતુ રહિત છતાં મોટું જણાય તે પણ ન લેવું. (૬૯૪)

જે સંસ્તારક જીવજંતુ રહિત તથા નાનું છતાં પણ ગૃહસ્થ તે પાછું રાખવા નાપાડતો હોય તો તે પણ ન લેવું. (૬૯૫)

से भिक्खू वा भिक्खुणी वा से जं पुण संथारगं जाणेज्जा-अप्पंडं जाव संताणगं लहुयं पाडिहारियं णो अहाबद्धं-तहप्पगारं लाभे संते णो पडिग्गाहेज्जा। (६९६)

से भिक्खू वा भिक्खुणी वा से जं पुण संथारगं जाणेज्जा-अप्पंडं जाव संताणगं लहुयं पडिहारियं अहाबद्धं-तहप्पगारं संथारगं जाव लाभे संते पडिग्गाहेज्जा। ६९७

इच्चेयाइं आयतणाइं उवातिकम्म[1]। अह भिक्खू जाणेज्जा इमाहिं चउहिं पडिमाहिं संथारगं एसित्तए; तत्थ खलु इमा पढमा पडिमा—से भिक्खू वा, भिक्खुणी वा उद्दिसिय उद्दिसिय संथारगं जाएज्जा, तंजहा; इक्कडं वा, कढिणं[2] वा, जंतुयं[3] वा, परगं[4] वा, मोरगं वा, तणं वा, कुसं वा, कुच्चगं[5] वा, पव्वगं वा; पिप्पलगं वा, पलालगं वा;[6] से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा, भगिणी त्ति वा, दाहिसि मे एत्तो अण्णयरं संथारगं?" तहप्पगारं सयं वा णं जाएज्जा परो वा से देज्जा फासुयं एसणिज्जं लाभे संते पडिग्गाहेज्जा। पढमा पडिमा। (६९८)

अहावरा दोच्चा पडिमा—से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए संथारगं जाएज्जा, तंजहा, गाहावई वा जाव कम्मकरी वा; से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भ-

१ संस्तारको आदातुमिति शेषः २ वंशकटादि. ३ जंतुकं तृणविशेषोत्पन्नः ४ येन तृणेन पुष्पाणि ग्रथ्यंते ५ येन कूर्चकाः क्रियंते ६ एतेच जलप्रधानदेशे आर्द्रभूम्यंतरणार्थं अनुज्ञाताः

જે સંસ્તારક નિર્જીવ નાનું ને ગૃહસ્થે પાછું લેવા કબૂલ કરેલું હોવા છતાં બરોબર ગોઠવાયલું ન હોય તે પણ નહિ લેવું. (૬૯૬)

માત્ર જે સંસ્તારક નિર્જીવ નાનું ગૃહસ્થે પાછું લેવા કબૂલ કરેલું અને બરોબર ગોઠવેલું હોય તે મળે તો મુનિ કે આર્યાએ ગ્રહણ કરવું (૬૯૭)

(સંસ્તારકની ચાર પ્રતિજ્ઞાઓ)

મુનિએ ઉપર મુજબ દોષો ટાળીને આ ચાર પ્રતિજ્ઞાઓવડે સંસ્તારક લેવા શીખવું-ત્યાં પહેલી પ્રતિજ્ઞા આ-મુનિ અથવા આર્યાએ ઇક્કડનું પાથરણું, સાદડી, જંતુક નામના ઘાસનું પાથરણું, ફૂલ ગુંથવાના ઘાસનું પાથરણું, મોરના પીછાનું પાથરણું, તૃણનું પાથરણું, દર્ભનું પાથરણું, કૂર્ચ નામના ઘાસનું પાથરણું, ગાંઠનું પાથરણું, પીંપળના પાનનું પાથરણું કે પરાળનું પાથરણું, ઇત્યાદિક પાથરણાંઓમાંથી[1] ગમે તે એકનું મુકરર નામ લઈને માગણી કરવી. શરૂઆતમાંજ મુનિએ કહેવું કે "હે આયુષ્મન્, અથવા બેહેન, આ સંસ્તારકોમાંથી અમુક સંસ્તારક મને આપશો?" એ રીતે પોતે માગી લેવું, યા બીજાએ આપવાનું કરતાં ગ્રહણ કરવું એ પહેલી પ્રતિજ્ઞા. (૬૯૮)

બીજી પ્રતિજ્ઞા આ પ્રમાણે છે-મુનિ અથવા આર્યાએ ગૃહસ્થ કે તેના ચાકર નફર પાસે પોતાને જોઇતું સંસ્તારક પોતાને દૃષ્ટિગોચર થાય તોજ તે માગવું તેણે શરૂઆતમાંજ કહેવું કે "હે આયુષ્મન્ અથવા બેહેન, આ સંસ્તારકોમાંથી મને અમુક સંસ્તારક આપશો?"

૧ આ પાથરણાંઓ જળપ્રચુર દેશમાં લીલી જમીન ઓળંગવાને મુનિઓને કહ્યાં છે.

गिणी ति वा, दाहिसि मे एत्तो अण्णयरं संथारगं ?" तहप्पगारं संथारगं सयं वा णं जाणेज्जा परो धा से देज्जा फासुयं एसणिज्जं जाव पडिग्गाहेज्जा । दोच्चा पडिमा (६९९)

अहावरा तच्चा पडिमाः-से भिक्खू वा भिक्खुणी वा जस्सु-वस्सए संवसेज्जा, जे तत्थ अहासमण्णागते, तंजहा; इक्कडे वा जाव पलाले वा; तस्स लाभे संवसेज्जा; तस्स अलाभे उक्कुडुए वा निसज्जिए वा विहरेज्जा। तच्चा पडिमा । (७००)

अहावरा चउत्था पडिमा-से भिक्खू वा भिक्खुणी वा अहासंथड-मेव संथारगं जाणेज्जा, तंजहा, पुढविसिलं वा, कट्ठसिलं वा अहासंथडमेव; तस्स लाभे संवसेज्जा; अलाभे उक्कुडए वा निसज्जिए वा विहरेज्जा । चउत्था पडिमा । (७०१)

इच्चेयाणं चउण्हं पडिमाणं अण्णयरं पडिमं पडिवज्जमाणे तं चेव जाव अन्नोन्नसमाहीए एवं च णं विहरंति । (७०२)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा संथारं पच्चप्पिणितए; से ज्जं पुण संथारगं जाणेज्जा सअंडं जाव संताणगं तहप्पगारं संथारगं णो पच्चप्पिणेज्जा । (७०३)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा संथारगं पच्चप्पिणित्तए; से ज्जं पुण संथारगं जाणेज्जा अप्पंडं जाव संताणगं, तहप्पगारं संथारगं पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय आयाविय विणिधूणिय विणिधूणिय तओ संजयामेव पच्चप्पिणेज्जा । (७०४)

એ રીતે તેવી જાતનુ સસ્તારક જાતે માગી લેવું અથવા ગૃહસ્થ પોતે આપવા માંડે તો નિર્દોષ જાણી ગ્રહણ કરવું. એ બીજી પ્રતિજ્ઞા. (૬૯૯)

ત્રીજી પ્રતિજ્ઞા આ પ્રમાણે—મુનિ અથવા આર્યાએ પોતે જેના મકાનમાં નિવાસ કર્યો હોય તેને ત્યાંથીજ જો કંઇ સસ્તારક મળી આવે તો તે ગ્રહણ કરવુ અને જો નહિ મળે તો (આખી રાત) ઉત્કુટુક આસને[1] અથવા પલાંઠી વાળી બેશી કરીને ગુજારવી. એ ત્રીજી પ્રતિજ્ઞા (૭૦૦)

ચોથી પ્રતિજ્ઞા આ પ્રમાણે—મુનિ અથવા આર્યાએ જે પથર કે કાષ્ટનુ સસ્તારક યથાયોગ્ય પણે પાથરેલુંજ મળી આવે તેનાપર રહેવું. અગર તેમ નહિ મળે તો (આખી રાત) ઉતરત આસને કે પલાંઠી વાળી બેશીને ગુજારવી. એ ચોથી પ્રતિજ્ઞા. (૭૦૧)

એ ચારે પ્રતિજ્ઞાઓમાંની કોઈ પણ પ્રતિજ્ઞાને સ્વીકાર કરતા મુનિએ બીજા મુનિને કોઇ વખતે પણ ધિક્કારવુ નહિ કારણ કે તેઓ સર્વે પરસ્પરની સમાધિથી જિનાજ્ઞામાં રહી સરખાપણે રહેલા છે. (૭૦૨)

મુનિ અથવા આર્યાએ જ્યારે લીધેલું સસ્તારક ગૃહસ્થને પાછું આપવું પડે ત્યારે જો તે સસ્તારક ઇંડા કે ઝીણા જીવજંતુવાળુ જણાય તો તે પાછું નહિ આપવું (૭૦૩)

કિંતુ જ્યારે તે ઇંડાં કે જીવજંતુ રહિત જણાય ત્યારે જોઇ તપાશી પ્રમાર્જન કરી તડકામાં તપાવી તપાવી (યતનાથી) ઝાટકી ઝૂટકીને ત્યારબાદ યતના પૂર્વક ગૃહસ્થને પાછું આપવુ. (૭૦૪)

---

૧ બે ઘુંટણપર ઊતરત બેશીને

से भिक्खू वा भिक्खुणी वा समाणे वा वसमाणे वा गामाणुगामं दूइज्जमाणे पुव्वामेव ण पण्णस्स उच्चारपासवणभूमिं पडिलेहेज्जा । केवली[1] बूया "आयाणं मेयं"। अपडिलेहियाए उच्चारपासवणभूमीए भिक्खू वा भिक्खुणी वा, राओ वा वियालेवा उच्चारपासवण परिट्ठवेमाणे पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलमाणे वा पवडमाणे वा हत्थं वा पायवा जाव लूसिज्जा, पाणाणि वा जाव ववरोवेज्जा । अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव ज पुव्वामेव पण्णस्स उच्चारपासवणभूमिं पडिलेहेज्जा। (७०५)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा सेज्जासंथारगभूमिं पडिलेहियए, णणत्थ आयरिएण वा उवज्झाएण वा जाव गणावच्छेइएण वा बुड्ढेण वा सेहेण वा गिलाणेण वा आएसेण[2] वा अंतेण[3] वा मज्झेण वा समेण वा विसमेण वा पवाएण वा णिवाएण वा तओ सजयामेव पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय बहुफासुयं सेज्जासंथारगं संथरेज्जा । (७०६)

से भिक्खू वा भिक्खुणी वा बहुफासुयं सेज्जासंथारग संथरित्ता अभिकंखेज्जा बहुफासुए सेज्जासंथारए दुरुहित्तए । (७०७)

से भिक्खू वा भिक्खुणी वा बहुफासुए सेज्जासंथारए दुरुहमाणे से पुव्वमेव ससीसोवरियं कायं पाए य पमज्जिय पमज्जिय ततो संजयामेव बहुफासुए सेज्जासंथारगे दुरुहित्ता तओ सजयामेव बहुफासुए सेज्जासंथारए सएज्जा । (७०८)

---

१ अन्वयेतियोज्यं २ प्राघूर्णकेन वा ३ इतः सप्तम्यर्थे तृतीया.

મુનિએ કે આર્યાએ કોઈ પણ સ્થળે રહેતાં કે ગ્રામાનુગ્રામ ફરતાં શરૂઆતમા ત્યાં ખરચુપાણીની ભૂમિ જોઇ તપાશી રાખવી. નહિ તો તે દોષ પાત્ર થાય છે એમ કેવળજ્ઞાનિએ જણાવ્યું છે. કારણ કે વગર તપાશેલી જગ્યામા મુનિ કે આર્યા રાતવિરાતે વડી નીત કે લઘુનીતને છાંડતા થકા પડે કે આખડે તો હાથપગ કે ઇંદ્રિયનો પણ ભગ થઈ જાય તથા જીવજતુની વિરાધના થાય. માટે મુનિને એવી ભલામણ છે કે તેમણે પ્રથમથીજ તે જગા જોઇ તપાશી રાખવી (૭૦૫)

મુનિ અથવા આર્યાએ સુવા માટે અગાઉથી જમીન તપાશી રાખવી અને એને પ્રમ ગે આચાર્ય, ઉપાધ્યાય, ગણાવચ્છેદક, તથા વૃદ્ધ, બાળ, બિમાર કે પ્રાહુણા મુનિના માટે રખાયલી જગા છોડી બાકીની બીજી જગામા છેડે કે વચ્ચમાં સરખી જમીનમા કે ખરબચડીમાં બહુપવન વાળીમાં કે પવન વિનાનીમાં મુનિએ યતના પૂર્વક જોઇ તપાશી પુજી પ્રમાર્જીને નિર્જીવ શય્યા પાથરવી (૭૦૬)

મુનિ કે આર્યાએ ઉપર જણાવ્યા મુજબ નિર્જીવ શય્યા પાથરીને તેવી શય્યામા આલોટવા ચહાવુ. (૭૦૭)

મુનિ અથવા આર્યાએ શય્યા પર સુતી વખતે શરૂઆતમાંજ મસ્તકથી પગ લગીના શરીરને પ્રમાર્જી પ્રમાર્જીને યતના પૂર્વક તે શય્યા ઊપર શયન કરવું (૭૦૮)

से भिक्खू वा भिक्खुणी वा बहुफासुए सेज्जासंथारए सयमाणे णो अण्णमण्णस्स हत्थेण हत्थं पाएण पायं काएण कायं आसाएज्जा । से अणासायमाणे तओ संजयामेव बहुफासुए सेज्जासंथारए सएज्जा । (७०९)

से भिक्खू वा भिक्खुणी वा ऊससमाणे वा णीससमाणे वा कासमाणे वा छीयमाणे वा जंभायमाणे वा उड्डोए वा वातणिसग्गे वा करेमाणे पुव्वामेव आसयं[1] वा पोसयं[2] वा पाणिणा परिपिहित्ता तओ संजयामेव ऊससेज्ज वा जाव वायणिसग्गं वा करेज्जा । (७१०)

से भिक्खू वा भिक्खुणी वा, समा वेगया सेज्जा भवेज्जा, विसमा वेगया सेज्जा भवेज्जा, पवाता वेगया सेज्जा भवेज्जा, णिवाता वेगया सेज्जा भवेज्जा, ससरक्खा वेगया सेज्जा भवेज्जा, अप्पससरक्खा वेगया सेज्जा भवेज्जा, सदंसमसगा वेगया सेज्जा भवेज्जा, अप्पदंसमसगा वेगया सेज्जा भवेज्जा, सपरिसाडा वेगया सेज्जा भवेज्जा, अपरिसाडा वेगया सेज्जा भवेज्जा, सउवसग्गा वेगया सेज्जा भवेज्जा, णिरुवसग्गा वेगया सेज्जा भवेज्जा, तहप्पगाराहिं सेज्जाहिं संविज्जमाणाहिं पग्गहिततरागं[3] विहारं विहरेज्जा, णो किंचिवि गिलाएज्जा । (७११)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिते सदा जएज्जासि त्ति बेमि । (७१२)



१ आस्यं मुखं २ पोस्यं अधिष्ठानं ३ प्रगृहीततरं सुष्टु गृहीतं.

મુનિ અથવા આર્યાએ શય્યામાં શયન કરતાં કોઇ કોઇના હાથ પગ કે શરીરને અડકવું નહિ. અને વગર અડકે યતના પૂર્વક તેવી શય્યામાં સુવું. (૭૦૯)

મુનિ અથવા આર્યાએ સુતા બાદ શ્વાસોશ્વાસ લેતાં ખાંસી કરતા, છીંકતાં, જૃંભા કે ઉદ્દગાર કરતાં યા વાતોત્સર્ગ કરતાં પોતાના મુખ કે અધિષ્ઠાનને હાથથી ઢાંકી યતના પૂર્વક તે કરવાં. (૭૧૦)

મુનિ અથવા આર્યાને સુવા માટે કોઇ વખતે સરખી જગા મળે કોઇ વખતે ખરબચડી મળે, કોઇ વખતે પવનવાળી મળે કોઈ વખતે બધીઆર મળે, કોઇ વખતે કચરાવાળી મળે કોઇ વખતે સાફ કરેલી મળે, કોઇ વખતે ડાંસમચ્છરવાળી મળે કોઈ વખતે ડાંસમચ્છર રહિત મળે, કોઇ વખતે પડેલી ખડેલી મળે કોઇ વખતે આબાદ મળે, કોઇ વખતે ભય ભરેલી મળે કોઇ વખતે નિર્ભય મળે, એમ વિચિત્ર પ્રકારની જગાઓ મળતાં મુનિ તથા આર્યાએ સર્વને સરખી રીતે ગ્રહણ કરી સમભાવપણે વર્તવું. કંઈ પણ નરમ ગરમ ન થવુ (૭૧૧)

એજ મુનિ અને આર્યાના આચારની પૂર્ણતા છે કે તેમણે સર્વ કાર્યોમાં હમેશાં ઉત્સાહી થઈ રહેવું, એમ હું કહું છું. (૭૧૨)



# ईर्याख्यं द्वादशमध्ययनं.

[ प्रथम उद्देश ]

" अब्भुवगते खलु वासावासे, अभिपवुट्टे[1], बहवे पाणा अभिसम्भूया, बहवे बीया अ-हुणुब्भिन्ना, अतरा से मग्गा बहुपाणा बहुबीया जाव संताणगा, अण्णोक्कता पथा, णो वि-ण्णाया मग्गा," सेवं णच्चा णो गामाणुगामं दूईज्जेज्जा, तओ संजयामेव वासावासं उवल्लि-एज्जा। (७१३)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा–इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसि वा णो महती विहारभूमी[2], णो महती विचारभूमी[3], णो सुलभे पीठ–फलग–सेज्जा–संथारए, णो सुलभे फासुए उंछे[4] अहेसणिज्जे, बहवे जत्थ समण–माहण–अतिहि–किवण–वणीमगा उवागया उवागमिस्संति य, अच्चाइण्णा वित्ती, णो पण्णस्स णिक्खमणपवेसाए जाव धम्माणुओगचिंताए,–से वं णच्चा तहप्पगारं गामं वा णगरं वा जाव रायहाणिं वा णो वासावासं उवल्लिएज्जा। (७१४)

---

१ पयोधर इतिशेषः २ स्वाध्यायभूमिः ३ बहिर्गमनभूमिः ४ एषणीयः

## અધ્યયન બારમું.

### ઈર્યા.[1]

### પહેલો ઉદ્દેશ.

મુનિ અથવા આર્યા એવું જાણે કે "વરસાદની રૂતુ આવી ચૂકી છે, વરસાદ વરસ્યો છે, ઘણા જીવજંતુ ઉત્પન્ન થયા છે, ઘણા અંકુર ફૂટયા છે, રસ્તાઓ તેઓ વડે ભરાઈ ગયા છે અને તેઓના પર વધુ આવજાવ થતી અટકી પડવાથી તેઓ પૂરેપૂરા માલમ પણ પડી શકતા નથી" તો તેમણે ગામોગામ ફરવાનુ બધ કરી વર્ષાકાલના ( ચાર મહિના ) લગી એક મુકામે નિવાસ કરવો (૭૧૩)

જે ગામ કે શહેરમા મુનિને યોગ્ય મોહોટી ભણવા કરવાને અનુકૂળ પડતી જગા ન હોય અથવા ખરચુ પાણીની સવલ પડતી જગા ન હોય અથવા મુનિને જોઈતા પાટ બા-જોટ કે દર્ભાદિકના પાથરણાં કે શુદ્ધ આહારપાણી મળી શકતા ન હોય અથવા જ્યાં ઘ-ણાજ ભિક્ષુકો આવી વસેલા હોય કે આવવાના હોય જેથી મુનિને ભણવા ગણવામાં કંઈ પણ અડચણ પડે તો તેવા ગામ કે શહેરમાં વર્ષાકાળ ગુજારવા માટે નિવાસ નહિ કરવો. (૭૧૪)

---

૧ ફરવુ કે ચાલવું હાલવું

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण जाणेज्जा गाम वा जाव रायहाणिं वा–इमंसि खलु गामंसि वा रायहाणिंसि वा महती विहारभूमी, महती वियारभूमी, सुलभे जत्थ पीढ-फलग सेज्जा-संथारए, सुलभे फासुए उंछे अहेसणिज्जे, णो जत्थ बहवे समण जाव उवा-गया उवागमिस्संति य, अप्पाइण्णा वित्ती, जाव रायहाणिंसि वा ततो संजयामेव वासावासं उवल्लिएज्जा । (७१५)

अहपुण एवं जाणेज्जा,–चत्तारि मासा वासाणं वीइक्कंता, हेमंताण य पंचदस रायकप्पे परिवुसिते, अंतरा से मग्गा बहुपाणा जाव संताणगा; णो जत्थ बहवे समण जाव उवागया उवागमिस्संतिय–सेवं णच्चा णो गामाणुगामं दूइज्जेज्जा । (७१६)

अहपुण एवं जाणेज्जा,–चत्तारि मासा वासाणं वीइक्कंता, हेमंताण य पंचदस रायकप्पे परिवुसिए, अंतरा से मग्गा अप्पंडा जाव संताणगा, बहवे जत्थ समण जाव उवागमिस्संति य, सेवं णच्चा तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा । (७१७)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे पुरओ जुगमायं[1] पेहमाणे दट्ठूण तसे पाणे उद्धट्टु[2] पायं रीएज्जा, साहट्टु[3] पायं रीएज्जा, उक्खिप्प पायं रीएज्जा, तिरिच्छं वा कट्टु पादं रीएज्जा[4], सति परक्कमे संजतामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा । (७१८)

---

१ युगमात्रं चतुर्हस्त प्रमाणं. २ उद्धृत्य. ३ संहृत्य. ४ अयं चान्य मार्गाभावे विधिः सतिवतस्मिन् तेनैवगच्छेत्.

જે ગામ કે શહેરમાં ભણવા ગણવાને તથા ખરચુ પાણીને અનુકૂળ પડતી વિશાળ જગા મળી આવે તથા જોઇતી વસ્તુ કે આહાર પાણી મગવા સુલભ પડે અને ઝાઝા ભિક્ષુકો પણ આવેલા કે આવવના ન હોય તેવે સ્થળે મુનિએ વર્ષાકાળ ગુજારવો. (૭૧૫)

જ્યારે એમ જણાય કે વર્ષાકાળના ચાર માસ વહી ગયા છે તેમજ હેમન્ત ઋતુના પંદર દિવસ પણ પસાર થયા છે, છતા હજુ એક ગામથી બીજે ગામ જવાના રસ્તાઓ જીવજંતુ તથા વનસ્પતિથી ભરપૂરજ છે અને તેમના પર હજુ ઘણા લોકો ચાલતા થયા નથી તો તેમ જણાતાં મુનિએ તે વખતે પણ ગ્રામાનુગ્રામ ફરવાનુ શરૂ નહિ કરવું. (૭૧૬)

પણ જો એ વખતે રસ્તાઓ અલ્પ જીવજંતુ અને અલ્પ વનસ્પતિવાળા થયેલા હોય અને તેમનાપર લોકોની પણ પૂરતી આવજાવ થવા લાગી હોય તો તેવું જાણી યતના પૂર્વક મુનિએ ગ્રામાનુગ્રામ ફરવું. (૭૧૭)

મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામ ફરતાં પોતાની આગલનો ચાર હાથ જેટલો રસ્તો જોતાં જોતાં ચાલવું. તેમ ચાલતાં તે રસ્તામાં હરતા ફરતા જીવજંતુ દેખવામાં આવે અને બીજો રસ્તો મળી આવતો હોય તો તે જીવજતુવાળો રસ્તો છોડી બીજા રસ્તેજ ચાલવું. પણ જો બીજો રસ્તો નહિ મળે તો પોતાનાં પગ જીવજંતુથી આગલ યા પાછલ યા પડખે સંભાળી સંભાળીને મૂકવાં અને એ રીતે ચાલવુ (૭૧૮)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाणाणि वा बीयाणि वा हरियाणि वा उदए वा मट्टिया वा अविद्धत्थे, सई परक्कमे णो उज्जुयं गच्छेज्जा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (७१९)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से विरूवरूवाणि पच्चंतिकाणि दस्सुगायतणाणि मिलक्खूणि अणारियाणि दुस्सन्नप्पाणि दुप्पण्णवणिज्जाणि अकालपडिबोहीणि अकालपरिभोईणि, सति लाढे[1] विहाराए संथरमाणेहिं[2] जणवएहिं णो विहारवत्तियाए पवज्जेज्जा गमणाए। केवली बूया 'आयाण मेयं' ते ण बाला "अयं तेणे, अयं उवचरए, अयं तओ आगए" त्ति कट्टु तं भिक्खुं अक्कोसेज्ज वा जाव उवद्दवेज्ज वा, वत्थं पडिग्गहं कंबलं पायपुच्छणं अच्छिंदेज्ज वा अभिंदेज्ज वा अवहरेज्ज वा परिभवेज्ज वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा पतिण्णा जाव जं णो तहप्पगाराणि विरूवरूवाणि पच्चंतियाणि दस्सुगायतणाणि जाव विहारवत्तियाए णो पवज्जेज्जा गमणाए, तओ संजयामेव गामाणुगामं दुइज्जेज्जा। (७२०)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दुइज्जमाणे अंतरा से अरायाणि वा गणरायाणि वा जुवरायाणि वा दोरज्जाणि वा वेरज्जाणि वा विरुद्धरज्जाणि वा सति लाढे विहाराए संथरमाणेहिं जणवएहिं णो विहारवत्तियाए पवज्जेज्ज गमणाए। केवली बूया 'आयाण मेयं'। ते ण बाला "अयं तेणे," तंचेव जाव णो विहारवत्तियाए पवज्जेज्ज गमणाए, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (७२१)

---

१ लढे श्रेष्ठे २ अन्येषु आर्यदेशेषु सत्सु.

મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામ કરતાં વચ્ચે રસ્તામાં નાના જીવજંતુ, વનસ્પતિના બીજ, વનસ્પતિ, પાણી યા લીલી માટી આવી પડે તો બીજો રસ્તો મળતા છતા તે રસ્તે ન ચાલવુ કિંતુ બીજેજ રસ્તે યતના પૂર્વક ચાલવુ (૭૧૯)

મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામ કરતા વચગાલે કે દેશના સીમાડે વસેલા હઠીલા, જડ, અકાળચારી અને અકાળભક્ષી જૂદી જૂદી જાતના લુટારા તથા મ્લેચ્છઆદિક અનાર્ય લોકોના વિભાગોમાં બીજા સારા દેશો વિહાર કરવાને અનુકૂળ મળી આવતા છતાં જવાનુ નહિ કરવુ કારણ કે તેમ કરતાં કેવળજ્ઞાનિઓ બહુ દોષ બતાવે છે. જે માટે મુનિએ ત્યાં જતા ત્યાંના અનાર્ય લોકો તે મુનિને ચોર કે જાસુસ ઠેરવીને તેને અનેક ઉપદ્રવ કરે યા તેના વસ્ત્રપાત્ર લૂટી લે યા ચોરી લે. માટે મુનિને એ ભલામણ છે કે તેણે તેવા પ્રાંતમા જવાનુંજ નહિ કરવુ (૭૨૦)

વળી જે પ્રાંતોમા કોઇ રાજાજ નહિ હોય યા અનેક જણ રાજ્ય કર્તા થઇ પડ્યા હોય યા રાજ્યકર્તા બહુ લઘુવયનો યા બે રાજ્ય ચાલતા હોય યા એક બીજાના વિરોધી રાજ્ય થઇ પડ્યાં હોય તેવા પ્રાંતોમા, બીજા સારા દેશો વિહાર કરવાને અનુકૂળ મળી આવતા છતાં વિહાર નહિ કરવો, કારણ કે કેવળજ્ઞાનિએ તેમ કરવું નિષિદ્ધ કર્યું છે જે માટે મુનિએ તેવા સ્થળે જતા ત્યાંના લોકો તેને ચોર કે જાસુસ ઠેરવી અનેક અડચણો પાડશે. માટે મુનિને એવી ભલામણ છે કે તેણે તેવા પ્રાંતોમા નહિ જતા બીજા સારા પ્રાંતોમાં સંભાળ પૂર્વક ફરતા રહેવુ. (૭૨૧)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से विहं सिया.–से ज्जं पुण विहं[1] 'जाणेज्जा एगाहेण वा दुयाहेण वा तियाहेण वा चउयाहेण वा पंचाहेण वा पाउणेज्ज वा, णो पाउणेज्ज वा, तहप्पगारं विहं अणेगाहगमणिज्जं सति लाढे जाव णो विहारवत्तियाए पवज्जेज्ज गमणाए। केवली बूया 'आयाण मेयं'। अंतरा से वासंसि वा पाणेसु वा बीएसु वा हरिएसु वा उदएसु वा मट्टियाए वा अविद्धत्थाए। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारं अणेगाहगमणिज्जं जाव णो गमणाए, ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा गमणाए। (७२२)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूईज्जमाणे अंतरा से णावासंतारिमं उदयं सिया, से ज्जं पुण णावं जाणेज्जा–असंजए भिक्खुपडियाए किणेज्ज, वा पामिच्चेज्ज वा, णावाए वा णावापरिणामं कट्टु[2], थलाओ वा णावं जलंसि ओगाहेज्जा, जलाओ वा णावं थलंसि उक्कसेज्जा, पुण्णं वा णावं उस्सिंचेज्जा, सण्णं वा णावं उप्पीलावेज्जा, तहप्पगारं णावं उड्ढगामिणिं वा अहेगामिणिं वा तिरियगामिणिं वा परं जोयणमेराए अद्धजोयणमेराए अप्पतरो[3] वा भुज्जतरो[4] वा णो दुरुहेज्ज गमणाए। (७२३)

से भिक्खू वा भिक्खुणी वा पुव्वामेव तिरिच्छसंपातिमं णावं जाणेज्जा, जाणित्ता से त-मायाए[5] एगंत मवक्कमित्ता भंडगं पडिलेहेज्जा, पडिलेहित्ता एगओ भोयणभंडगं करेज्जा,

---

१ अनेकाहगमनीयः पंथाः। २ कुर्यादित्यर्थः ३–४–इमे मार्गविशेषणे ५ ज्ञात्वा.

મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ ફરતાં વચ્ચે કોઇ મોહોટું મેદાન ઉલ્લંઘવાનુ આવી પડે કે જેનુ છેડુ આખો એક દિવસ કે બે ત્રણ ચાર યા પાંચ દિવસ ચાલ્યાથીજ મળી શકે યા નહિ પણ મળી શકે, તેવા બહુ લાંબા રસ્તે બીજો ટુંકો રસ્તો મળી આવતાં છતાં નહિ ચાલવું કારણ કે તેવે લાંબે રસ્તે ચાલતા કેવળજ્ઞાનિએ અનેક દોષ બતાવ્યા છે. જે માટે ત્યાં લાંબો વખત ચાલવાનુ હોતાં વચ્ચે કદાચ વરસાદ આવી પડે તો તે રસ્તામાં જીવજંતુ, વનસ્પતિ, પાણી તથા લીલી માટી ભરાઈ જાય છે. માટે મુનિએ તેવે માર્ગે નહિ ચાલવું. (૭૨૨)

## મુનિએ વહાણ પર ક્યારે ચઢવુ ?

મુનિ કે આર્યાને એક ગ્રામથી બીજે ગ્રામ જતા વચ્ચે કદાચ વહાણથીજ તરી શકાય એટલું પાણી આડે આવે તો તેમણે આ પ્રમાણે વર્ત્તવુ–જે વહાણ અસંયમી ગૃહસ્થે સાધુના માટેજ વેચાતું લઇ રાખ્યુ હોય યા ઊછીતુ લઈ રાખ્યુ હોય યા અદલબદલ કરી રાખ્યું હોય યા સ્થળથી જળમાં કે જળથી સ્થળમાં લાવેલું હોય યા ભરેલું હોતા ખાલી કર્યું હોય યા ખૂચી ગએલું હોતાં ઊપડાવી રાખ્યુ હોય તેવા જૂદી જૂદી દિશા તરફ જતા વહાણ પર ચાર ગાઉ યા બે ગાઊ ઝાઝા યા થોડા રસ્તા લગી પણ ચડવુ નહિ. (૭૨૩)

કિંતુ જે વહાણને ગૃહસ્થો પોતાના માટે તે પાણીના આરપાર લઇ જવાના હોય તેવા વહાણની મુનિ કે આર્યાએ શરૂઆતમાં તપાસ કરવી. તપાસ કરતાં તે માલમ પડ્યાથી મુનિએ એકાંત સ્થળમાં આવી પોતાના ઉપકરણ પાત્ર જોઈ તપાશી લેવા. તે તપાશી ल-

करित्ता समीसोवरियं कायं पाए य पसज्जेज्जा, पमज्जित्ता सागारियभत्तं पच्चक्खाएज्जा, पच्चक्खाइत्ता एगं पायं जले किच्चा[1] एगं पायं थले किच्चा, तओ संजयामेव णावं दुरुहेज्जा। (७२४)

से भिक्खु वा भिक्खुणी वा णावं दुरुहमाणे णो णावाए पुरओ दुरुहेज्जा, णो णावाए अग्गओ दुरुहेज्जा, णो णावाए मज्झतो दुरुहेज्जा, णो बाहाओ पगिज्झिय पगिज्झिय, अंगुलीए उवदंसिय उवदंसिय उण्णमिय उण्णमिय णिज्झाएज्जा। (७२५)

से णं परो[2] णावागतो णावागयं वएज्जा "आउसंतो समणा, एयं तुमं णावं उक्कसाहि वा वोक्कसाहि वा खिवाहि वा, रज्जुए वा गहाय आगसाहि" णो से-यं परिन्नं परियाणेज्जा, तुसिणीओ उवेहेज्जा। (७२६)

से णं परो णावागतो णावागयं वएज्जा "आउसंतो समणा, णो संचाएसि णावं उक्कसित्तए वा वोक्कसित्तए वा खिवित्तए वा रज्जुदाए वा गहाय आकसित्तए, आहर[3] एतं णावाए रज्जुयं, सय चेव णं वयं नावं उक्कसिस्सामो वा जाव रज्जुए वा गहाय आकसिस्सामो," णो से-यं परिन्नं परियाणेज्जा, तुसिणीओ उवेहेज्जा। (७२७)

से णं परो णावागओ णावागयं वएज्जा "आउसंतो समणा, एयं ता तुमं णावं अ-

---

१ कृत्वा. २ नाविकः ३ आनय.

ઈ એક તરફ ધરી પગથી માથા લગીના શરીરને પ્રમાર્જિત કરવું. તે કર્યા બાદ સાગારી અણુસણ ગ્રહણ કરવું. તે ગ્રહણ કરીને પછી એક પગ પાણીમા ધરતા એક પગ સ્થળમા (એટલે પાણીના ઊપર) ધરતા વહાણ પર ચડવુ (૭૨૪)

મુનિ અથવા આર્યાએ વહાણપર ચડતા વહાણના મોખરે જઈ ન બેસવું તથા સર્વથી અગાઉ ચડી ન બેસવુ તથા વહાણના વચ્ચોવચ પણ ચડી ન બેસવુ તેમજ શરૂઆતમાં વહાણના બાહેર ઊભા હોતા વહાણના પડખાઓને પકડી આંગળીઓ વડે તાકી તાકીને યા ઊંચા ઊંચા થઈને તેના અંદર જોવાનુ પણ નહિ કરવુ (૭૨૫)

વહાણપર ચડેલા મુનિને વહાણવાળા લોકો એમ કહે કે "હે આયુષ્મન્ શ્રમણ, તમે આ વહાણને (અમુક દિશા તરફ) ખેંચો યા વાળો યા એમાંનાં સામાનને દરિઆમાં ફેંકો યા દોરડાંઓ ખેંચો" તો મુનિએ તે વાત કરવા કબૂલ નહિ થવુ કિંતુ અબોલ્યા રહી ધર્મધ્યાન કર્યા કરવું. (૭૨૬)

વહાણપર ચડેલા મુનિને વહાણવાળા લોકો એમ કહે કે "હે આયુષ્મન્ શ્રમણ, તમે આ વહાણને ખેંચવા કરવામાં તથા એમાના સામાનને ફેંકી દોરડાઓ તાણવાના કામમા અશક્ત છો તો અમુક દોરડુ મને લાવી આપો, અમે પોતે વહાણને ચાલતા કરવાનુ કરતા રહીશું" આવું સાભળી મુનિએ તેમ પણ કબુલ નહિ કરવુ કિંતુ મૌન રહી ધર્મ ધ્યાન ધ્યાયા કરવુ (૭૨૭)

વહાણપર ચડેલા મુનિને વહાણવાળા લોકો એવુ કહે કે "હે આયુષ્મન્ શ્રમણ, આ વહાણને તમે આ પાટીઆના અલતાઓ કે હલેસાઓવડે યા વાસ કે વળાવડે યા અવલુક નામના

लित्तेण वा पीढेण वा वंसेण वा वलएण वा अवलुएण वा वाहेहि; " णो से यं परिण्णं परिजाणेज्जा, तुसिणीओ उवेहेज्जा। (७२८)

से णं परो णावागओ णावागयं वदेज्जा " आउसंतो समणा, एयं ता तुमं णावाए उदयं हत्थेण वा पाएण वा मत्तेण वा पडिग्गहेण वा णावाउस्सिचणेण वा उस्सिचाहि " णो से-यं परिण्णं परिजाणेज्जा। (७२९)

से णं परो णावागतो णावागत वएज्जा " आउसंतो समणा, एतं तो तुमं णावाए उत्तिंग[1] हत्थेण वा पाएण वा बाहुणा वा ऊरुणा वा उदरेण वा सीसेण वा काएण वा णावाउस्सिचणेण वा चेलेण वा मट्टियाए वा कुसपत्तएण वा कुरुविंदेण वा पिहेहि " णो से-य परिण्णं परिजाणेज्जा। (७३०)

से भिक्खू वा भिक्खुणी वा णावाए उत्तिंगेणं उदयं आसवमाणं पेहाए उवरुवरि णावं कज्जलावेमाणं[2] पेहाए णो परं उवसकमित्तु एव बूया " आउसंतो गाहवइ, एयं ते णावाए उदयं उत्तिंगेण आसवति, उवरुवरि वा णावा कज्जलावेति " एतप्पगारं मणं वा वायं वा णो पुरओ कट्टु विहरेज्जा। अप्पुस्सुए[3] अबहिलेस्से एगंतिगएणं अप्पाणं विपोसेज्ज समाहीए, तओ सजयामेव णावासंतारिमे उदए अहारियं[4] रीएज्जा। (७३१)

---

१ रंध्रं २ प्लाव्यमाना मित्यर्थः ३ अविमनस्कः ४ यथार्य भवति तथा

હથિયાર વડે આગલ ચલાવો." તો આ વાત પણ મુનિએ ન સ્વીકારવી. કિંતુ મૌન રહ્યા કરવુ. (૭૨૮)

વહાણપર ચડેલા મુનિને વહાણવાળા લોકો એવુ કહે કે "હે આયુષ્મન્ શ્રમણ, આ વહાણના અંદર ભરાતા પાણીને તમે તમારા હાથથી યા પગથી યા વાસણથી કે પાત્રથી યા વહાણ માહેના પાણી કહાડવાના હથિયારથી બહાર કાઢતા રહો" તો આ વાત પણ મુનિએ ન સ્વીકારવી કિંતુ મૌન ધરી રહેવુ (૭૨૯)

વહાણપર ચડેલા મુનિને વહાણવાળા લોકો એમ કહે કે "હે આયુષ્મન્ શ્રમણ, આ વહાણમા પડેલા અમુક છિદ્રને તમે તમારા હાથ, પગ, બાહુ, જંગા, ઉદર, મસ્તક, કે આખા શરીર વડે યા વહાણમા રહેલા ઉલિચણ નામના હથિયારવડે યા વસ્ત્ર, માટી, કમળ પત્ર કે કુરુવિંદ નામના ઘાસવડે ઢાકી રાખો." તો મુનિએ આ વાત પણ નહિ સ્વીકારવી (૭૩૦)

મુનિ અથવા આર્યાએ વહાણમાં છિદ્ર પડ્યાથી પાણી ભરાતું જોઇ તથા ઉપરા ઉપરી વહાણને બૂડતુ જોઈ બીજાને એ વાત જણાવવી નહિ અને પોતે પણ પોતાના મનમાં એ બાબતના સંકલ્પવિકલ્પ ધરવા નહિ. કિંતુ શાંત પણે સ્વસ્વરૂપમા રમતા રહી એકાંત પ્રદેશમાં રહીને સમાધિસ્થ રહેવુ. એ રીતે વહાણથી પાર પમાતા જળમાર્ગમાં યથાસુંદરતાએ પ્રવર્તતા રહેવું. (૭૩૧)

एवं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिते सदा जएज्जासि त्ति बेमि। (७३२)

---

[ द्वितीय उद्देशः ]

से णं परो णावागओ णावागयं वदेज्जाः–"आउसंतो समणा, एयं ता तुमं छत्तगं वा जाव चम्मछेयणगं वा गिण्हाहि, एयाणि तुमं विरूवरूवाणि सत्थजायाणि धारेहि, एयं ता तुमं दारगं वा दारिगं वा पज्जेहि[1]," णो सेत्तं परिण्णं[2] परिजाणेज्जा, तुसिणीओ उवेहेज्जा। (७३३)

से णं परो णावागओ णावागयं वदेज्जाः–"एस णं समणे णावाए भंडभारिए[3] भवति, से णं बाहाए गहाय णावाओ उदगंसि पक्खिवह," एतप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से य चीवरधारी सिया खिप्पामेव चीवराणि उव्वेढेज्ज वा णिव्वेढेज्ज वा उप्पोसं[4] वा करेज्जा। (७३४)

अह पुण एवं जाणेज्जा–अभिक्कंतकूरकम्मा खलु बाला बाहाहिं गहाय नावाओ उदगंसि पक्खिवेज्जा, से पुव्वामेव वएज्जा "आउसंतो गाहावती, मा मेत्तो बाहाए गहाय णावाओ उदगंसि पक्खिवह, सयं चेव णं अहं णावातो उदगंसि ओगाहिस्सामि." से णेवं

---

१ पायय २ प्रार्थनामित्यर्थः ३ भंडवत् भारवान् भंडेन वा भारवान् ४ शिरोवेष्टनं.

એજ ખરેખર મુનિ અને આર્યાના આચારની સંપૂર્ણતા છે કે તેમણે બધી બાબતોમાં સંભાળ પૂર્વક વર્તવું. (૭૩૨)

---

## બીજો ઉદ્દેશ.

---

### ( વહાણપર ચડવા તથા પાણીમાંથી પસાર થવા વગેરે વિધિ ).

વહાણપર ચડેલા મુનિને બીજા વહાણપર ચડેલા લોક એવું કહે કે "હે આયુષ્મન્ શ્રમણ આ છત્ર યા ચર્મ કાપવાનો હથિયાર પકડ, તથા આ જૂદી જૂદી જાતના હથિયારો ધરી રાખ, અથવા આ બાળક કે બાળિકાને ( દૂધ વગેરે ) પીવરાવ" આ હુકમ સ્વીકારવો નહિ કિંતુ મૌન રહ્યા કરવું (૭૩૩)

વહાણપર ચડેલા મુનિ તરફ વહાણમાંનો કોઈ બોલે કે "આ સાધુ વહાણ ઉપર બહુ બોજો કરે છે, માટે એને બાહુથી પકડીને પાણીમાં ફેંકી દ્યો. "આવાં વાક્યો સાંભળીને વસ્ત્રધારી મુનિએ તરતજ પોતાના ભારવાળાં વસ્ત્રો ઉતારીને હલકાં વસ્ત્રો વીંટી લેવાં તથા માથાપર પણ વસ્ત્ર વીંટી લેવું (૭૩૪)

એવામાં તે ક્રૂર કર્મી અજાણ મનુષ્યો મુનિને બાહુથી પકડી પાણીમાં નાખવા તૈયાર થાય તો તેના નાખવાના અગાઉજ મુનિએ કહેવું કે "હે આયુષ્મન્ ગૃહસ્થો તમારે મને પકડીને પાણીમાં નાખવાની કશી જરૂર નથી. હું જાતેજ વહાણથી પાણીમાં ઝીંપલાવું

वयंतं परो नहत्था वलला याहाहिं गहाय उदगंसि पक्खिवेज्जा, तं णो सुमणे सिया, णो दुम्मणे सिया, णो उच्चावयं मणं णियच्छेज्जा, णो तेसिं बालाणं घाताए वहाए समुट्ठेज्जा, अप्पुस्सुए जाव समाहीए ततो संजयामेव उदयंसि पवज्जेज्जा। (७३५)

से भिक्खू वा भिक्खुणी वा उदगंसि पवमाणे णो हत्थेण हत्थं पाएण पायं काएण कायं आसाएज्जा[1], से अणासायए अणासायमाणे तओ संजयामेव उदगंसि पवज्जेज्जा। (७३६)

से भिक्खू वा भिक्खुणी वा उदगंसि पवमाणे णो उम्मग्गणिम्मग्गियं करेज्जा, मा मेयं उदगं कण्णेसु वा अच्छीसु वा णक्कंसि वा मुहंसि वा परियावज्जेज्जा, तओ संजयामेव उदगंसि पवज्जेज्जा। (७३७)

से भिक्खू वा भिक्खुणी वा उदगंसि पवमाणे दोब्बलियं[2] पाउणेज्जा, खिप्पामेव उवधिं विगिंचेज्ज वा विसोहेज्ज वा, णो चेव णं सातिज्जेज्जा अह पुण एवं जाणेज्जा, पारए सिया उदगाओ तीरं पाउणित्तए, तओ संजयामेव उदउल्लेण वा ससिणिद्धेण वा काएण उदगतीरे चिट्ठेज्जा। (७३८)

से भिक्खू वा भिक्खुणी वा उदउल्लं वा ससिणिद्धं वा कायं णो आमज्जेज्ज वा पमज्जेज्ज वा संलिहेज्ज णिल्लिहेज्ज वा उव्वलेज्ज वा उव्वट्टेज्ज वा आयावेज्ज वा पयावेज्ज वा। अह पुण एवं जाणेज्जा, विगतोदए मे काए छिण्णसिणेहे, तहप्पगारं कायं आमज्जेज्ज वा जाव पयावेज्ज वा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (७३९)

१ संस्पृशेत् २ श्रमं

છું." આવું બોલતા છતા જલદી તે માણસો મુનિને બાહુથી પકડીને પાણીમાં ફેંકી દે તો મુનિએ મનમાં ઢગો પણ રાગ કે દ્વેષ ન લાવવો તથા સંકલ્પવિકલ્પ ન કરવા, તેમજ તે અજાણુ પુરૂષોને નાશ કરવા કે મારવા કદાપિ નહિ ઉઠવું શાંત પણે પાણીમા જઈ પડવું. (૭૩૫)

મુનિ અથવા આર્યાએ પાણીમાં તણાતા હાથ સાથે હાથ, પગ સાથે પગ, અને શરીરના કોઈ પણ અવયવ સાથે બીજો અવયવ લગાડવો નહિ. એ રીતે યત્નપૂર્વક તણાતા રહેવું (૭૩૬)

મુનિ અથવા આર્યાએ પાણીમાં તણાતાં ડુબકીઓ નહિ મારવી, જેથી કરીને કાન, આંખ, નાસિકા તથા મુખમા પાણી જઈને વિનાશ ન પામે. (૭૩૭)

મુનિ અથવા આર્યા પાણીમાં તરતાં થાકી જાય ત્યારે તેમણે તરતજ પોતાને ભારી પડતા વસ્ત્રો છોડી દેવાં. તે વસ્ત્રોપર મૂર્છિત નહિ રહેવું. પછી જ્યારે કાંઠો પ્રાપ્ત થાય ત્યારે પાણીથી શરીર ભીંજાયલુ હોય ત્યાં લગી કાંઠાપરજ બેસી રહેવુ. (૭૩૮)

મુનિ અથવા આર્યાએ પાણીથી ભીંજાયલા શરીરને ઘસવું છાટવું કે દાબવું નહિ તેમજ તપાવવું કરવું પણ નહિ. (કિંતુ પોતાની મેળે પાણીને પડવા દેવું) અને જ્યારે શરીરપરથી સઘળી ભિનાશ ઊડી જાય ત્યારેજ શરીરને ઘસવું છાટવુ કે દાબવુ તથા તપાવવું. અને ત્યાર બાદ ગ્રામાનુગ્રામ ફરવાનું શરૂ કરવુ. (૭૩૯)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे णो परेहिं सद्धिं परिजवियाँ[1] परिजविया गामाणुगामं दूइज्जेज्जा। तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (७४०)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से जंघासंतारिमे उदए सिया, से पुव्वामेव ससीसोवरियं कायं पादे य पमज्जेज्जा, से पुव्वामेव पमज्जित्ता एग पायं जले किच्चा एगं पायं थले किच्चा तओ संजयामेव जंघासंतारिमे उदए अहारियं रीएज्जा। (७४१)

से भिक्खू वा भिक्खुणी वा जंघासंतारिमे उदगे अहारियं रीयमाणे णो हत्थेण वा हत्थ पादेण वा पादं काएण वा कायं आसाएज्जा। से अणासादए अणासादमाणे तओ संजयामेव जंघासंतारिमे उदए अहारियं रीएज्जा। (७४२)

से भिक्खू भिक्खुणी वा जंघासंतारिमे उदए अहारियं रीयमाणे णो सायावडियाए णो परिदाहवडियाए महति महालयंसि[2] उदगंसि कायं विउसेज्जा। तओ संजयामेव जंघासंतारिमे उदए अहारियं रीएज्जा। अहपुण एवं जाणेज्जा पारए सिया उदगाओ तीरं पाउणित्तए, तओ संजयामेव उदउल्लेण वा ससिणिद्धेण वा काएण उदगतीरे चिट्ठेज्जा। (७४३)

से भिक्खू वा भिक्खुणी वा उदउल्लं वा कायं ससिणिद्धं वा कायं णो आमज्जेज्ज वा पमज्जेज्ज वा। अहपुण एवं जाणेज्जा, विगतोदए मे काए छिण्णसिणेहे, तहप्पगारं कायं आमज्जेज्ज वा जाव पयावेज्ज वा। तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (७४४)

१ भृश मुल्लापं कुर्वन् २ वक्षस्थलादिप्रमाणे

મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામ ફરતાં માર્ગમાં મળેલા ગૃહસ્થો સાથે બહુ બકબકારો કરતા નહિ ચાલવું. કિંતુ સંભાળ પૂર્વકજ ચાલતા રહેવું. (૭૪૦)

મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ ફરતા વચગાળે જંઘા[1] પ્રમાણ પાણી ઊતરવાનું આવે ત્યારે તેમણે આખા શરીરને પ્રમાર્જન કરી એક પગ જળમાં ધરતા અને એક પગ સ્થળમાં ધરતા સંભાળપૂર્વક રૂડી રીતે તે જળમાંથી પસાર થવું (૭૫૧)

મુનિ અથવા આર્યાએ આવે વખતે હાથ સાથે હાથ, પગ સાથે પગ, તથા શરીર સાથે શરીર લગાવવાં નહિ (૭૪૨)

મુનિ અથવા આર્યાએ જંઘાપ્રમાણના પાણીમાંથી પસાર થતાં શરીરને ઠંડક મેળવવા માટે કે બળતરા મટાડવા માટે ઊંડા પાણીમાં ઝોકાવવું નહિ. કિંતુ જંઘા-પ્રમાણના પાણીમાંથીજ ચાલ્યા જવું અને જ્યારે કાંઠો પ્રાપ્ત થાય ત્યારે શરીરપર પાણીની ભિનાશ હોય ત્યાં લગી ત્યાંજ થોભી રહેવું. (૭૪૩)

મુનિ અથવા આર્યાએ એ વખતે શરીરને ઘસવું કે તપાવવું નહિ. પણ જ્યારે ભિનાશ પોતાની મેળે ઊડી ગએલી જણાય ત્યારે શરીરને છાટી છુંદી તડકે તપાવી ફરીને ગ્રામાનુગ્રામ ફરવાનું શરૂ કરવું. (૭૪૪)

૧ સાથળ.

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे णो मट्टियामएहिं पाएहिं हरियाणि छिंदिय छिंदिय विकुज्जिय विफालिय उम्मग्गेण हरियवधाए गच्छेज्जा; " जहेयं पाएहिं मट्टियं खिप्पामेव हरिताणि अवहरंतु." माइट्ठाण संफासे । णो एवं करेज्जा । से पुव्वामेव अप्पहरियं मग्गं पडिलेहेज्जा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा । (७४५)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से वप्पाणि वा फलिहाणि वा पागाराणि वा तोरणाणि वा अग्गलाणि वा अग्गलपासगाणि वा गड्डाओ वा दरीओ वा सति परक्कमे संजयामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा । केवली बूया 'आयाण मेयं ।' से तत्थ परक्कममाणे पयलेज्ज वा पवडेज्ज वा । (७४६)

से तत्थ पयलमाणे वा पवडमाणे वा रुक्खाणि वा गुच्छाणि वा गुम्माणि वा लयाओ वा वल्लीओ वा तणाणि वा गहणाणि वा हरियाणि वा अवलंबिय अवलंबिय उत्तरेज्जा, जे तत्थ पाडिपहिया उवागच्छंति ते पाणी जाएज्जा, तओ संजयामेव अवलंबिय अवलंबिय उत्तरेज्जा, तओ गामाणुगामं दूइज्जेज्जा । (७४७)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से जवसाणि[1] वा सगडाणि वा रहाणि वा सचक्काणि वा परचक्काणि वा सेणं[2] वा विरूवरूवं संणिविट्ठं पेहाए सति परक्कमे संजयामेव णो उज्जुयं गच्छेज्जा । (७४८)

---

१ गोधूमादिधान्यानि. २ स्कंधावारनिवेशादिकं

મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામ ફરવાનુ કરતાં ચીખળથી ખરડાયલા પોતાના પગોને સાફ કરવાના ઇરાદાથી માર્ગથી આઘાપાછા જઈ લીલોતરીને તોડતા તોડતા દાબતાં દાબતાં કે ઉખેડતાં ઉખેડતા નહિ ચાલવું. જો તેમ કરે તો દોષપાત્ર થવાનો, માટે એમ નહિ કરવું. કિંતુ શરૂઆતમાંજ તેમણે થોડી લીલોતરીવાલો રસ્તો ગોધવો અને તેના વડે ગ્રામાનુગ્રામ ફરવું. (૭૪૫)

મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ ફરતાં વચગાળે કિલ્લા, ખાઇ, કોટ, તોરણો, આગળીઓ, આગળીઓના પડખાઓ, ખાડાઓ, કે કોતરો ઓલગવાના આવી પડે તો બીજો રસ્તો મળતાં તે રસ્તે પસાર નહિ થવું. કેમકે કેવળજ્ઞાનિએ તેમાં દોષ જણાવ્યા છે. જે માટે તેવે રસ્તે ચાલતાં કદાચ પડી આખડી પણ જવાય. (૭૪૬)

(બીજો રસ્તો ન મળતાં જો તેવેજ રસ્તે જવું પડે તો) ત્યાં પડતાં કે આખડતાં ઝાડ, ગુચ્છ, ગુલ્મ, લતાઓ, વેલાઓ, ઘાસ, ઝૂડાઓ, કે ગમે તે લીલોત્રીને પકડી પકડીને ઊતરવું, અથવા તો ત્યાં જે વટેમાર્ગુ આવી પડે તેના હાથની મદદ માગવી અને તેના હાથ પકડી પકડીને તે વિષમ રસ્તો પસાર કરી ગ્રામાનુગ્રામ ફરવું. (૭૪૭)

મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામ ફરતાં વચ્ચે ધાન્યની બજારો, ગાડીઓ, રથો, લશ્કર કે જૂદી જૂદી સેનાઓ પડાવ નાખી પડેલી જોઇને બીજો રસ્તો મળતાં તે રસ્તે નહિ ચાલવું. (૭૪૮)

से णं परो सेणागतो वदेज्जा, " आउसंतो एपणं समणो सेणाए अभिनिवारियं करेइ, से ण बाहाए गहाय आगसह " से ण परो बाहाहिं गहाय आगसेज्जा, तं णो सुमणे सिया जाव समाहीए तओ संजयामेव गामाणुगाम दूइज्जेज्जा। (७४९)

से भिक्खू वा भिक्खुणी वा अंतरा से पाडिपहिया उवागच्छेज्जा, ते णं पाडिपहिया एवं वदेज्जा " आउसंतो समणा, केवतिए एस गामे रायहाणी वा? केवइया एत्थ आसा, हत्थी, गामपिंडोलगा[1], मणुस्सा, परिवसंति? से बहुभत्ते बहुउदए बहुजणे बहुजवसे? से अप्पुदए अप्पभत्ते अप्पजणे अप्पजवसे? एय-प्पगाराणि पसिणाणि पुट्ठो णो आइक्खेज्जा; एतप्पगाराणि पसिणाणि णो पुच्छेज्जा। (७५०)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (७५१)



[ तृतीय उद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूतिज्जमाणे अंतरा से वप्पाणि वा, फलिहाणि वा, पागाराणि वा, जाव दरीओ वा, कूडागाराणि[2] वा, पासादाणि वा, णूमगि-

1 ग्रामभिक्षाचरा. 2 पर्वतोपरिगृहाणि

કદાચ બીજો રસ્તો ન મળતા તેજ રસ્તે મુનિને ચાલવુ પડે તેવે વખતે કોઇ સૈન્યનો માણસ એવુ કહે કે " અયુષ્માન્ સૈનિકો, આ સાધુ આપણા લશ્કરની હીલચાલ જોવાને જાસુસ તરીકે આવેલો છે માટે એને ધક્કા મારી કહાડી મેલો " આવુ કહી તેમ કરવા માડે તોપણ મુનિએ કશો હર્ષશોક ન લાવવો કિંતુ સમાધિથી વર્તતા રહેવુ. (૭૪૯)

મુનિ અથવા આર્યાને માર્ગે ચાલતા વચ્ચે વટેમાર્ગુઓ મળે અને તેઓ એવુ પૂછવા માડે કે " હે આયુષ્મન્ શ્રમણ, આ ગામ કે શહેર કેવડુ મોટુ છે? તેમજ અહીં કેટલા ઘોડા, હાથી, ભિખારી, કે મનુષ્યો રહે છે? તથા એમા ભાત પાણી, માણસો, અને ધાન્ય ઘણા છે કે થોડા છે? આવા પ્રશ્નો સાભળી તેનો કશો જવાબ નહિ વાળવો. તેમજ મુનિએ પોતે પણ એવા પ્રશ્ન કોઇને નહિ પૂછવા (૭૫૦)

એ સઘળો મુનિ અને આર્યાઓનો સપૂર્ણ આચાર છે. (૭૫૧)



## ત્રીજો ઉદ્દેશ.

### ( વિહાર કરવાની વિધિ. )

મુનિ તથા આર્યાએ ગ્રામાનુગ્રામ ફરતા વચ્ચે આવતા કિલ્લા, ખાઈ, કોટ, ગુફાઓ, ટેકરીઓપર રહેલા ઘરો, ભોયરાઓ, ઝાડોથી શોભતા ઘરો, પર્વત ઊપર બાંધેલા ઘરો, ઝાડ

हाणि[1] वा, रुक्खगिहाणि वा, पव्वयगिहाणि[2] वा, रुक्खं वा चेतियकडं[3], थूमं वा चेतियकडं, आएसणाणि वा, जाव भवणगिहाणि,वा, णो बाहाओ पगिज्झिय पगिज्झिय अंगुलीयाए उद्दिसिय उद्दिसिय उण्णमिय उण्णमिय णिज्झाएज्जा । ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा । (७५२)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से कच्छाणि[4] वा दविचाणि[5] वा णूमाणि[6] वा वलयाणि[7] वा गहणाणि[8] वा गहणविदुग्गाणि वा वणाणि वा वणपव्वयाणि वा पव्वतविदुग्गाणि वा पव्वतगिहाणि वा अगडाणि वा तलागाणि वा दहाणि वा णदीओ वा वावीओ[9] वा पुक्खरणीओ वा दीहियाओ वा गुंजालियाओ[10] वा सराणि वा सरपंतियाणि वा सरसरपंतियाणि वा, णो बाहाओ पगिज्झिय जाव णिज्झाएज्जा । केवली बूया 'आयाण मेयं'। जे तत्थ मिगा वा पसू वा, पक्खी वा, सिरीसिवा वा, सीहा वा, जळचरा वा, थलचरा वा खचरा वा सत्ता ते उत्तसेज्ज वा वित्तसेज्ज वा वाडं वा सरणं वा कंखेज्जा "वारेति मे अयं समणे।" अह भिक्खूणं पुव्वोवदिट्ठा पतिण्णा जं णो बाहाओ पगिज्झिय पगिज्झिय जाव णिज्झाएज्जा । तओ संजयामेव आयरियउवज्झाएहिं सद्धिं गामाणुगामं दूइज्जेज्जा । (७५३)

---

१ भूमिगृहाणि २ गुहाः ३ वृक्षस्याधोव्यंतरादिस्थानकं ४ नद्यासन्ननिम्नप्रदेशाः ५ अटव्यांवासार्थराजरक्षितभूमयः ६ गर्त्तादीनि ७ नद्यावेष्टितभूभागाः ८ रण्यक्षेत्राणि ९ कमळरहिताः वाप्य. १० दीर्घा गंभीराः कुटिला. श्लक्ष्णाः वाप्यः

નીચેના વ્યંતરાદિકના સ્થાનકો, વ્યંતરાદિકના સ્તૂપો ( ઘુમટો ), મુશાફર શાળાઓ,તથા હરેક જાતના ઘરો હાથે પકડી પકડીને કે આગળીઓ વડે તાકી તાકીને યા ઊંચુ નીચુ થઇને જોવા નહિ કિંતુ રૂડી રીતે સંભાળથી વર્ત્તવું. (૭૫૨)

એજ પ્રમાણે મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામ ચાલતાં વચ્ચે આવી પડતા નદીના નજદીકના નીચા પ્રદેશો, ઘાસના જંગલો, ખાડાઓ, નદીથી વીંટાયલી ટેકરીઓ, ઊજડ ટેકરીઓ, જંગલો, ઝાડીથી ભરેલા પર્વતો પર્વતોપરના કિલ્લાઓ, પર્વતપરના ઘરો, કૂવા, તલાવો, દ્રહો, નદીઓ, વાવડીઓ, પુષ્કરિણીઓ ( ફૂલોવાળી વાવડીઓ ) દીર્ઘિકાઓ, ( રમવાની વાવડીઓ ) ગુંજાળિકાઓ, ( ઊંડી કુંડાળાવાળી વાવડીઓ ) સરોવરો, સરોવરોની હારો, ઇત્યાદિક સ્થળોને હાથ પકડી પકડીને કે આંગળીઓ વડે તાકી તાકીને જોવા નહિ. કારણ કે કેવળજ્ઞાનીએ તેમ કરતાં દોષ બતાવ્યા છે. જે માટે તેમ કરતા ત્યાં જે હરિણાદિક પશુઓ તથા પક્ષિઓ, સર્પો, સિંહો વગેરે જળચર જંતુઓ, સ્થળચર જંતુઓ તથા આકાશચારી જંતુઓ રહેલા હોય તે ભય પામી દોડમદોડા કરવા મડે અથવા "અમોને આ શ્રમણ પાછા વાળે છે" એમ ધારી તેઓ પાછા ગીચ ઝાડીમા આસરો લે એટલા માટે મુનિઓને એવી ભલામણ છે કે તેમણે તેમ નહિ કરવું. કિંતુ સંભાળ-પૂર્વક આચાર્ય કે ઉપાધ્યાય સાથે ગ્રામેગ્રામ ફર્યા કરવુ (૭૫૩)

से भिक्खू वा भिक्खुणी वा आयरियउवज्झाएहिं सद्धिं गामाणुगामं दूईज्जमाणे णो आयरियउवज्झायस्स हत्थेण वा हत्थं जाव अणासायमाणे तओ संजयामेव आयरियउवज्झाएहिं सद्धिं जाव दूइज्जेज्जा । (७५४)

से भिक्खू वा भिक्खुणी वा आयरियउवज्झाएहिं सद्धिं दूईज्जमाणे अंतरा से पाडिपहिया उवागच्छेज्जा । तेणं पाडिपहिया से एवं वदेज्जा " आउसंतो समणा के तुब्भे ? कओ वा एह ? कहिं वा गच्छिहिह ? " जे तत्थ आयरिए उवज्झाए वा से भासेज्ज वा वियागरेज्ज वा । आयरियोवज्झायस्स भासमाणस्स वा वियागरेमाणस्स वा णो अंतराभासं करेज्जा । तओ संजयामेव अहारातिणियाए दूईज्जेज्जा । (७५५)

से भिक्खु वा भिक्खुणी वा अहारातिणियं गामाणुगामं दूईज्जमाणे णो अहारातिणियस्स हत्थेण हत्थं जाव अणासायमाणे ततो सजयामेव अहारातणियं गामाणुगामं दूईज्जेज्जा। (७५६)

से भिक्खू वा भिक्खुणी वा अहारातणियं दूईज्जमाणे अंतरा से पाडिपहिया उवागच्छेज्जा । तेणं पाडिपहिया एवं वदेज्जा–" आउसंतो समणा, के तुब्भे ? " जे तत्थ सव्वरातिणिए से भासेज्ज वा वागरेज्ज वा । अहारातिणियस्स भासमाणस्स वियागरमाणस्स वा णो अंतराभासं भासेज्जा । ततो संजयामेव गामाणुगाम दुईज्जेज्जा । (७५७)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूईज्जमाणे अतरा से पाडिपहिया आगच्छेज्जा । तेणं पाडिपहिया एवं वदेज्जाः–" आउसंतो समणा, अवियाइं एत्तो पडिपहे पासह, तंजहा, मणुस्सं वा गोण वा महिसं वा पसुं वा पक्खि वा सिरीसिवं वा जलयरं वा,

મુનિ અથવા આર્યાએ આચાર્ય કે ઉપાધ્યાય સાથે વિચરતાં તેમના હાથપગ સાથે પોતાના હાથપગ નહિ અફળાવતા તેમની સાથે વિનયપૂર્વક ગામે ગામ ફરવું. (૭૫૪)

મુનિ અથવા આર્યાને આચાર્ય કે ઉપાધ્યાય સાથે ફરતા વચ્ચે કોઈ વટેમાર્ગુ એવું પુછે કે " હે આયુષ્મન્ શ્રમણો તમે કોણ છો ? અને ક્યાંથી આવો છો ? અથવા ક્યાં જાઓછો ?" ત્યારે તેનો જવાબ મુનિએ ન આપતાં આચાર્યે કે ઉપાધ્યાયે વાળવો, અને તેમણે જવાબ વાળતા મુનિએ વચ્ચમા કશુ બોલવું કરવું નહિ કિંતુ સભાળ સાથે વિનયથી નમ્ર થઇ વર્તવુ (૭૫૫)

મુનિ અથવા આર્યાએ ગ્રામાનુગ્રામે પોતાથી અધિક ગુણવાળા મુનિ સાથે વિચરતા તેના હાથપગ વગેરે અવયવોને અડકી અડચણ આપવી નહિ. (૭૫૬)

મુનિ અથવા આર્યાએ પોતાથી અધિક ગુણવાન સાધુ સાથે ગ્રામાનુગ્રામ ફરતાં વચ્ચે કોઇ વટેમાર્ગુ મળે અને તે પૂછે કે " હે આયુષ્મન્ શ્રમણો, તમે કોણ છો ?" તો આનો જવાબ અધિક ગુણવાળા મુનિએ વાળવો અને તેની વચ્ચે બીજા મુનિઓએ કશું ન બોલવુ કિંતુ સભાળ–પૂર્વક વર્ત્યા કરવુ. (૭૫૭)

મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ ફરતા વચ્ચે કોઇ વટેમાર્ગુ મળે અને તે પૂછે કે "હે આયુષ્મન્ શ્રમણો, તમે આ રસ્તાપર જો કોઇ મનુષ્ય, બળદ, પાડુ, અન્ય જાનવર, પક્ષિ, સર્પ કે જળચર જતુ જોયુ હોય તો કહો અને બતાવો " ત્યારે મુનિ કે આર્યાએ તે

आइक्खह दंसेह." तं णो आइक्खेज्जा, णो दंसेज्जा, णो तेसिं तं परिण्णं परिजाणेज्जा, तुसिणीओ उवेहेज्जा, जाणं वा, णो जाणंति वएज्जा । तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा । (७५८)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया आगच्छेज्जा । तेणं पाडिपहिया एवं वदेज्जाः–" आउसंतो समणा, अवियाइं एत्तो पडिपहे पासह उदग-पसूयाणि कंदाणि वा मूलाणि वा तयाणि वा पत्ताणि वा पुप्फाणि वा फलाणि वा बीयाणि वा हरिताणि वा, उदगं वा संणिहियं, अगणिं वा संणिक्खित्तं, सेसं तं चेव, से आइक्खह, जाव, दूइज्जेज्जा । (७५९)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया उवाग-च्छेज्जा । तेणं पाडिपहिया एवं वदेज्जाः–" आउसंतो समणा, अवियाइं एत्तो पडिपहे पासह जवसाणि वा जाव सेणं वा विरूवरूवं संणिविट्ठं; से आइक्खह, जाव दूइज्जेज्जा । (७६०)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया जाव " आ-उसंतो समणा, केवतिए एत्तो गामे वा जाव रायहाणी वा, से आइक्खह जाव दूइज्जेज्जा । (७६१)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया जाव " आउसंतो समणा, केवतिए एत्तो गामस्स वा णगरस्स वा जाव रायहाणीए वा मग्गे, से आइक्खह, तहेव जाव दूइज्जेज्जा । (७६२)

બાબત તેમને કંઇ પણ કહેવું કે બતાવવું નહિ, અને તેમના તે સવાલને કોઈરીતે પણ સ્વી-કાર ન કરતાં મૌન ધરી રહેવું. અથવા તો ખરૂં જાણતાં છતાં પણ (જીવદયાના નિમિત્તે) "હું કંઇ નથી જાણતો" એમ કહેવું. અને સંભાળપૂર્વક ગ્રામાનુગ્રામ ફરતા રહેવું. (૭૫૮)

એજ રીતે મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ ફરતાં વચ્ચે કોઇ વટેમાર્ગુ મળે અને તે પૂછે કે "હે આયુષ્મન્ શ્રમણો, તમે આ રસ્તે જો કંદ, મૂળ, પાન, ફુલ ફળ, બીજ, વનસ્પતિ, પાણીનો જથ્થો, કે અગ્નિ જોઇ હોય તો અમને કહો અને બતાવો" ત્યારે મુનિ કે આર્યાએ તે બાબત તેમને કંઇ પણ કહેવું કરવું નહિ અને તેમના તે સવાલનો કશી રીતેસ્વીકાર ન કરતાં મૌન ધરી રહેવું અથવા જાણતાં છતાં (જીવદયા નિમિત્તે) "હું નથી જાણતો" એમ કહેવું. (૭૫૯)

મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ જતાં વચ્ચે કોઇ વટેમાર્ગુઓ મળે, અને તેઓ એવું પૂછે કે "હે આયુષ્મન્ શ્રમણો, આ માર્ગપર તમે ધાન્ય, કે પશુ નામી પટેલ જુદું જુદું લશ્કર દેખતા હો તો કહો અને બતાવો." આવે વખતે પણ મુનિએ ઉપર પ્રમા-ણેજ મૌન રહેવું અથવા "હું નથી જાણતો" એમ કહેવું. (૭૬૦)

એજ રીતે મુનિ તથા આર્યાને ગ્રામાનુગ્રામ જતાં કોઇ વટેમાર્ગુઓ એવું પૂછે કે હે આયુષ્મન્ શ્રમણો, "અહીંથી હવે કયો ગામ કે શહેર આવશે" ત્યારે પણ મુનિએ ઉપર પ્ર-માણે મૌન રહેવું અથવા "હું નથી જાણતો" એમ કહેવું. (૭૬૧)

વળી મુનિ કે આર્યાને માર્ગે જતાં કોઇ વટેમાર્ગુ એવું પૂછે કે "હે આયુષ્મન્ શ્રમણો, અહીંથી ગામ શહેર કે રાજધાનીનો કયો રસ્તો જાય છે તે જણાવો" તો તે પણ મુનિએ નહિ જણાવવો. (૭૬૨)

से[1] भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से गोणं वियाल पडिपहे पेहाए जाव चित्ताचेल्लड वियाल पडिपहे पेहाए णो तेसिं भीतो उम्मग्गेणं गच्छेज्जा, णो मग्गाओ मग्गं संकमेज्जा, णो गहणं वा, दुग्ग वा, अणुपविसेज्जा, णो रुक्खंसि दुरूहेज्जा, णो महति महालयंसि उदयंसि कायं विउसेज्जा, णो वाड वा सरणं वा सत्थ[2] वा कखेज्जा। अप्पुस्सुए जाव समाहीए तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (७६३)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से विहं[3] सिया। से ज्ज पुण विहं जाणेज्जा, इमंसि खलु विहंसि बहवे आमोसगा उवकरणपडियाए संपिंडिया गच्छेज्जा, णो तेसि भीओ उम्मग्गं चेव जाव समाहीए ततो संजयामेव गामाणुगाम दूइज्जेज्जा। (७६४)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से आमोसगा संपिंडिया गच्छेज्जा। तेण आमोसगा एवं वदेज्जाः—" आउसंतो समणा, आहर एय वत्थं वा पाय वा कंबलं वा पायपुंच्छण वा, देहि, णिक्खिवाहि; " तं णो देज्जा, णिक्खिवेज्जा, णो वंदिय वंदिय जाएज्जा, णो अंजलिं कट्टु जाएज्जा, णो कलुणपडियाए जाएज्जा, धम्मियाए जाएज्जा, तुसिणीयभावेण वा से णं आमोसगा "सयं करणिज्जं" ति कट्टु अक्कोसंति वा, जाव उवद्दवंति वा वत्थं वा, पायं वा, कंबलं वा, पायपुंछणं वा अच्छिंदेज्ज वा जाव परिट्ठवेज्ज वा; तं णं णो गामसं-

---

## કલમ ૭૫૮–૭૫૯–૭૬૦–૭૬૧–૭૬૨ પેટે જરૂરી ખુલાસો.

આ સ્થળે બાળાવબોધકાર જણાવે છે કે "जाण वा णो, जाणं ति वएज्जा" એ સૂત્રપાઠનો અર્થ એમ કરવો કે "જાણતા છતા પણ, જાણું છું એમ ન બોલવું" આમ અર્થ કરવાથી પહેલું વ્રત પણ સચવાય છે, અને બીજું વ્રત પણ સચવાયછે.

આ તર્ક પ્રમાણે ટીકાકારની વ્યાખ્યાના વાક્યને પણ એવા જ અર્થમા ખેચવું હોય તો ખેચી શકાય તેમ છે. પરંતુ ચાલુ રીતે ટીકાપરથી એવોજ અર્થ નીકળે છે કે "જાણતા છતાં પણ હું નથી જાણતો એમ બોલવું" અમે ચાલુ અર્થને અનુસરી ભાષાંતર આપ્યું છે, તેમજ જેકોબી સાહેબે પણ તે રીતેજ ઇંગ્રેજીમા અર્થ કર્યો છે, અને વાક્યસંદર્ભ જોતા પણ તેવા અર્થની ઉપસ્થિતિ પહેલી થાય છે, તોપણ જિનેશ્વરના ઉપદેશમાં મૃષાવાદ બોલવાનું ફરમાન અઘટમાન લાગતું હોવાથી બાળાવબોધકાર જે તર્ક કરી અર્થાંતર ઊપર દોરાયા છે, તે તર્ક પણ લક્ષ્ય રાખવા યોગ્ય છે.

---

[illegible]
ધર્મકથન પૂર્વક માગવા, અથવા મૌન ધરી રહેવું કદાચ તે લુટારૂઓ તેમના દુષ્ટ રિવાજને અનુસરીને મુનિને ધમકાવે અથવા હેરાન કરે કે વસ્ત્રાદિ ઉપકરણ લૂટીલ્યે તો તે વાત મુનિએ ગામમા કે દરબારમાં પસરાવવી નહિ. તેમજ કોઇ ગૃહસ્થ પાસે જઇ તેને એવું પણ

---

૧ આ સૂત્ર જિનકલ્પિના માટેનું છે એમ ટીકાકારે જણાવ્યું છે. ૨ આ સૂત્ર પણ જિનકલ્પિને માટે છે.

सारियं कुज्जा, णो रायसंसारियं कुज्जा, णो परं उवसंकमित्तु बूया " आउसंतो गाहावई, एते खलु मे आमोसगा उवकरणपडियाए ' सयं करणिज्जं ' त्ति कट्टु अक्कोसंति वा जाव परिट्ठवेंति वा। एतप्पगारं मणं वा वयं वा णो पुरओ कट्टु विहरेज्जा, अप्पुस्सुए जाव समाहीए ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (७६५)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिते सया जएज्जासि त्ति बेमि। (७६६)



नहि कहेवु के " हे आयुष्मन् गृहस्थ, आ लूटारुओ वस्त्रादिवस्तु लूटवा पोताना दुष्ट रिवाजने अनुसरीने मने धमकावे छे, हेरान करे छे के लूटे छे." वळी आवी रीते मनथी-के शरीरथी पण करी हीलचाल न करवी. किंतु धीरपणे समाधिथी यत्न पूर्वक ग्रामानुग्राम फरता रहेवु. (७६५)

एज मुनि अने आर्याना आचारनी संपूर्णता छे के तेमणे बधी बाबतोमां सावधानीथी वर्त्तता रहेवुं एम हुं कहुछुं. (७६६)



# भाषाजातं नाम त्रयोदश मध्ययनम् ।

[ प्रथम उद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा इमाइं वइ[1] आयाराइं सोच्चा णिसम्म इमाइं अणायरियपुव्वाइं जाणेज्जाः– जे कोहा वा वायं विउंजंति, जे माणा वा, जे मायाए वा, जे लोभा वा वायं विउंजंति, जाणओ वा फरुसं वयंति, अजाणओ वा फरुसं वयंति; सव्व मेतं सावज्जं वज्जेज्जा विवेग मायाए। (७६७)

धुवं[2] चेयं जाणेज्जा, अधुवं वा; असणं वा पाणं वा खाइमं वा साइमं वा लभिय, णो लभिय; भुंजिय, णो भुंजिय, अदुवा आगते, अदुवा णो आगते; अदुवा एति, अदुवा णो एति; अदुवा एहिति, अदुवा णो एहिति; एत्थवि आगते, एत्थवि णो आगते; एत्थवि एति, एत्थवि णो एति; एत्थवि एहिति, एत्थवि णो एहिति। (७६८)

अणुवीइ णिट्ठाभासी[3] समियाए संजए भासं भासेज्जा; तंजहा, एगवयणं,(१) दुवय-

१ वाचि २ साधुना नैवं सावधारणं वचो वाच्य यथा ३ सावधारणभाषी.

# અધ્યયન તેરમું

## ભાષાજાત.

## પહેલો ઉદ્દેશ

### ( ભાષાના સોલ વિભાગ તથા ચાર પ્રકારો )

મુનિ અથવા આર્યાએ પોતાને જે રીતે બોલવું જોઇએ તે રીતો જાણીને જે રીતો ખરાબ અને સત્પુરૂષોએ નહિ વાપરેલી છે તેવી રીતો પરિહાર કરવી. જેવીકે–ક્રોધથી બોલાતા વાક્યો, માનથી બોલાતા વાક્યો. કપટથી બોલાતા વાક્યો, લોભથી બોલાતા વાક્યો, જાણી બૂઝીને બોલાતા કઠોર વાક્યો, અજાણપણે બોલાતા કઠોર વાક્યો, ઇત્યાદિક સર્વે દોષભરેલા વાક્યો મુનિએ વિવેક રાખીને વર્જન કરવા. (૭૬૭)

મુનિને કોઇએ કંઈ પૂછતાં ( જો પાકી ખબર નહિ હોયતો ) મુનિએ એવું નક્કી ઠેરવીને નહિ બોલવું કે આ નક્કી એમ જ છે યા એમ નથીજ, અથવા અમુક સાધુ નક્કી આહારપાણી લાવશે કે નહિજ લાવી શકશે, યા ત્યાં ખાઇને જ આવશે યા નહિજ ખાઇ આવશે, અથવા તે આવ્યો જ છે કે નથીજ આવ્યો, યા આવેજ છે કે નથીજ આવતો; યા આવશેજ કે નહિજ આવશે, યા અહી આવેલોજ છે કે નથીજ આવેલો, યા અહી આવેજ છે કે નથીજ આવતો, યા અહી આવશેજ કે નહિજ આવશે, ઇત્યાદિ ( ૭૬૮ )

કિંતુ કામ પડતા વિચાર કરીનેજ પછી નક્કીપણે, બોલતાં સાવધાન રહીને ભાષાસમિતિ સાચવીને ભાષા બોલવી ને ભાષામા બોલાતા વાક્યોના સોળ ભાગ જણાવે છે, જેઓ આપ્રમાણે છે—

णं, (२) बहुवयणं, (३) इत्थिवयणं, (४) पुरिसवयणं, (५) णपुंसगवयण, (६) अज्झत्थवयणं, (७) उवणीतवयणं, (८) अवणीतवयणं, (९) उवणीयावणीयवयणं, (१०) अवणीय-उवणीय-वयण, (११) तीयवयण, (१२) पडुप्पन्नवयणं, (१३) अणागतवयणं, (१४) पच्चक्खवयणं, (१५) परोक्खवयणं।(१६) (७६९)

से एगवयण वदिस्सामीति एगवयणं वदेज्जा, जाव, परोक्ख-वयणं वदिस्सामीति परोक्खवयणं वदेज्जा। इत्थी वे-स, पुरिस वे-स, णपुंसग वे-स, एवं वा वेयं, अण्णहा वा वेयं, अणुवीइ णिट्ठाभासी समियाए संजए भासं भासेज्जा, इच्चेयाइं आयतणाइं[1] उवातिकम्म। (७७०)

अह भिक्खू णं जाणेज्जा चत्तारि भासाजायाइं, तंजहा, सच्चमेगं पढम भासज्जाय, वीयं मोसं, तइयं सच्चामोसं, जं णेव सच्चं णेव मोसं "असच्चामोसं" णाम तं चउत्थं भासज्जातं। (७७१)

से बेमि जे अतीता जेय पडुप्पन्ना जे य अणागता अरहंता भगवंतो, सव्वे ते एयाणि चेव चत्तारि भासज्जायाइं भासिंसु वा भासंति वा भासिस्संति वा, पण्णविंसु वा पण्णवेंति वा पण्णविस्संति वा। सव्वाइं च णं एयाणि वण्णमंताणि गंधमंताणि रसवंताणि फासमंताणि चओवचइयाइं विपरिणामधम्माइं भवंतीति समक्खायाइं। (७७२)

से भिक्खू वा भिक्खुणी वा[2], पुव्वं भासा अभासा, भासमाणा भासा भासा, भा-

१ दोषस्थानानि. २ एवं जानीयादिति शेषः

એક વચન,[1] દ્વિવચન,[2] બહુવચન,[3] સ્ત્રીજાતિવચન,[4] પુરૂષજાતિવચન,[5] નપુંસક જાતિવચન,[6] અધ્યાત્મ વાક્ય[7] ઉત્કર્ષ વાક્ય,[8] અપકર્ષ વાક્ય,[9] ઉત્કર્ષાપકર્ષ વાક્ય,[10] અપકર્ષોત્કર્ષ વાક્ય,[11] ભૂતકાળ વચન,[12] વર્તમાનકાળ વચન,[13] અનાગતકાળ વચન,[14] પ્રસક્ષ વચન,[15] અને પરોક્ષ વચન[16] (૭૬૯)

મુનિએ એક વચન જ્યા કહેવાનુ હોય ત્યા એકવચન વાપરવું. એમ પરોક્ષ વચનના ઠેકાણે પરોક્ષવચન વાપરવુ. વળી આ સ્ત્રીજ છે કે પુરૂષજ છે કે નપુસકજ છે અથવા આ બાબત આમજ છે કે તેમજ છે એ સઘળુ તપાસી નક્કી કર્યા બાદ ભાષાસમિતિ સાચવી નક્કી પણે બોલવુ અને સઘળી જાતના વચનદોષ પરિહાર કરવા. (૭૭૦)

મુનિએ નીચે લખેલા ભાષાના ચાર પ્રકારો જાણવા જોઇએ,-પેહેલી સત્ય ભાષા, બીજી અસત્ય ભાષા, ત્રીજી મિશ્ર ભાષા અને ચોથી સત્યાસત્યરહિત વ્યવહારૂ ભાષા. (૭૭૧)

હું કહું છુ કે થઇ ગએલા, વર્તમાન, અને થનાર સર્વે તીર્થંકરો ભાષાના એજ ચાર પ્રકાર કહી બતાવે છે. એ ચારે ભેદોમાં વપરાતી ભાષાના પુદ્ગળો વર્ણ-ગંધ-રસ અને સ્પર્શવાળા છે, તથા વધઘટ અને ફેરફારને પામતા પણ કહેલા છે. (૭૭૨)

મુનિ અથવા આર્યાએ જાણવાનુ છે કે બોલ્યા અગાઉની ભાષા (અર્થાત્ ભાષાના

૧ ઘોડો ૨ સંસ્કૃતમા અશ્વૌ ૩ ઘોડાઓ ૪ ગાય ૫ બળદ ૬ ઘર ૭ પેટમાં હોય તે બોલી જવાનું વાક્ય જેમકે "જળ પા"ને બદલે "રૂ પા" ૮ રૂપવતી સ્ત્રી ૯ કુરૂપવતી સ્ત્રી ૧૦ રૂપવતી કિંતુ દુ ગીળા ૧૧ કુરૂપા પરંતુ સુશીળા ૧૨ થયું ૧૩ થાય છે ૧૪ થશે ૧૫ આ ૧૬ તે

सासमर्यादातिक्रांता भासिया भासा अभासा । (७७३)

से भिक्खू वा भिक्खुणी वा जाय भासा सच्चा, जायभासा मोसा, जाय भासा सच्चामोसा, जाय भासा असच्चामोसा, तहप्पगारं भासं सावज्जं सकिरियं[1] कक्कसं[2] कडुयं[3] निट्ठुरं[4] फरूसं[5] अण्हयकरिं[6] छेदकरिं परितावणकरिं उवद्दवकरिं भूतोवघाइय, अभिकंख णो भासं भासेज्जा । (७७४)

से भिक्खू वा भिक्खुणी वा पुमं आमंतमाणे, आमंतिते वा अपडिसुणमाणे णो एवं वदेज्जाः-होले-ति वा, गोले-ति वा, वसले ति वा, कुपक्खे ति वा, घडदासे ति वा, साणे ति वा, तेणे ति वा, चारिए ति वा, माई ति वा, मुसावादी ति वा, एयाइ तुमं, इतियाइ ते जणगा । एतप्पगारं भासं सावज्जं जाव अभिकंख णो भासेज्जा । (७७५)

से भिक्खू वा भिक्खुणी वा पुमं आमंतेमाणे आमंतिए वा अपडिसुणमाणे एवं वदेज्जाः-अमुगेति वा, आउसो त्ति वा, आउसंतो ति वा, सावगेति वा, उपासगेति वा, धम्मिएति वा, धम्मप्पियेति वा । एयप्पगारं भासं असावज्जं जाव अभूतोवघातियं अभिकंख भासेज्जा । (७७६)

---

१ अनर्थदण्डप्रवृत्त्युपेतां. २ चर्वितांक्षरां. ३ चित्तोद्वेगकरीं ४ हक्काप्रधानां. ५ मर्यादोद्घटनपरां. ६ आश्रवकरीं.

પુદ્‌ગળો ) તે અભાષા છે. બોલ્યા પછીની ભાષા પણ અભાષાજ છે માત્ર બોલાતી ભાષાજ ભાષા જાણવી (૭૭૩)

મુનિ અથવા આર્યાએ પાપપ્રવૃત્તિ ફેલાવનારી, નિંદિતાક્ષરવાળી, સામા ધણીનાદિલમા ઉચાટ ઊપજાવનારી, ધમકી ભરેલી, સામા ધણીના મર્મને ખુલ્લુ કરનારી, કર્મબંધ કરાવનારી, કોઈપણ જીવના અંગોપાંગનો છેદ કરાવનારી, પરિતાપ ઊપજાવનારી, કોઈને ઉપદ્રવ કરનારી યા જીવઘાત કરાવનારી-સત્ય ભાષા યા મૃષા ભાષા યા મિશ્ર ભાષા યા વ્યવહાર ભાષા જાણી બૂઝીને કદાપિ નહિ બોલવી (૭૭૪)

મુનિ અથવા આર્યાએ કોઈ પણ પુરૂષને બોલાવતાં અથવા બોલાવ્યા છતાં નહિ સાંભળતો હોતાં તેને એમ ન કહેવુ કે અરે હોલ, અરે ગોલ (ગુલામ), અરે વૃષળ (ચાંડાળ), અરે કુપક્ષ, અરે ધડદાસ, અરે કુતરા, અરે ચોર, અરે વ્યભિચારી, અરે કપટી, અરે જૂઠા, ઈત્યાદિ, અથવા તું આવો છે યા તારાં માબાપ આવા છે ઈત્યાદિ, આવી રીતની દોષિત ભાષા મુનિએ નહિ બોલવી (૭૭૫)

કિંતુ કોઈ પણ પુરૂષને મુનિ અથવા આર્યાએ બોલાવતાં અથવા બોલાવ્યા છતાં તેણે નહિ સાંભળતા આ પ્રમાણે તેને બોલાવવું - હે અમુક, હે આયુષ્મન્, હે આયુષ્મંતો, હે શ્રાવક, હે ઉપાસક, હે ધાર્મિક, હે ધર્મપ્રિય.-ઈત્યાદિ. આવી તરેહની નિર્દોષ ભાષા મુનિએ વાપરવી (૭૭૬)

से भिक्खू वा भिक्खुणी वा इत्थी आमंतेमाणे आमंतिते य अपडिसुणमाणी नो एवं वदेज्जाः-होलेत्ति वा, गोलेति वा, इत्थिगमेणं णेतव्वं । (७७७)

से भिक्खू वा भिक्खुणी वा इत्थियं आमंतेमाणे आमंतिए य अपडिसुणमाणी एव वदेज्जा; आउसो त्ति वा, भगिणी त्ति वा, भगवती त्ति वा, साविगे त्ति वा, उवासिए त्ति वा, धम्मिए त्ति वा, धम्मप्पिए त्ति वा। एतप्पगारं भास असावज्जं जाव अभिकख भासेज्जा। (७७८)

से भिक्खू वा भिक्खुणी वा णो एव वदेज्जाः-णभोदेवे त्ति वा, गज्जदेवे त्ति वा, विज्जुदेवे त्ति वा, पवुट्ठदेवे त्ति वा, निवुट्ठदेवे त्ति वा, पडउ वास, मावा पडउ, णिप्फज्जउ वा सस्स, मा वा णिप्फज्जउ; विभायउ वा रयणी, मावा विभायउ; उदउ वा सूरिए, मावा उदउ, सो वा राया जयउ, मा वा । णो एतप्पगारं भासं भासेज्ज पण्णवं । (७७९)

से भिक्खू वा भिक्खुणी वा अंतलिक्खे त्ति वा, गुज्झाणुचरिएत्ति वा, समुच्छिए वा णिवइए पओए, एवं वदेज्ज वा, वुट्ठे बलाहगेत्ति । (७८०)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं । (७८१)



એજ રીતે કોઇ સ્ત્રીને બોલાવતાં પણ દાસી ગુલામડી કે ચંડાળણી યા જાતિહીન, ઘડદાસી, કૂતરી, ચોરી કરનારી, વ્યભિચારિણી, દગાખોર કે જૂઠી કહીને કદાપિ નહિ બોલાવવુ (૭૭૭)

કિંતુ હે આયુષ્મતી, હે બેહેન, હે ભગવતી ( મહિમાવતી ) હે શ્રાવિકા, હે ઉપાસિકા હે ધાર્મિકા, હે ધર્મપ્રિયા, ઇત્યાદિ નિર્દોષ શબ્દોથી તેને બોલાવવુ (૭૭૮)

મુનિ અથવા આર્યાએ આકાશ, ગર્જના, વીજળી, અને વરશાદને દેવ કરી ન બોલાવવું તથા વરશાદ પડો કે મા પડો, ધાન્ય થાઓ કે મા થાઓ, રાત ખુલો કે મા ખુલો, સૂર્ય ઉદય પામો અથવા મા પામો, તે રાજા જીતો યા મા જીતો, ઇત્યાદિ વાક્યો પણ નહિ બોલવાં (૭૭૯)

મુનિ અથવા આર્યાએ આકાશને અંતરિક્ષ ગુહ્યાનુચરિત ઇત્યાદિનામોથી બોલવુ અને વરશાદને પયોદ કે બળાહક વરસ્યો કે પડયો એવી રીતે કહેવું. (એમજ ગાજવીજ વિષે પણ જાણી લેવુ.) (૭૮૦)

એજ ખરેખર સાધુ અને સાધ્વીઓના આચારની સંપૂર્ણતા છે કે તેમણે સર્વ બાબતોમાં સાવધાનતાથી વર્તવુ. (૭૮૧)



[ द्वितीय-उद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा जहावेगइयाइं रूवाइं पासेज्जा तहावि ताइं णो एवं वदेज्जा, तंजहा, गंडी गंडीति वा, कुट्ठी कुट्ठीति वा, जाव, महुमेही महुमेहीति वा, हत्थच्छिण्णे हत्थच्छिण्णे त्ति वा, एवं पाद-णक्क-कण्ण-उ-च्छिण्णे त्ति वा। जेया वन्ने तहप्पगारा तहप्पगाराहिं भासाहिं वूइया वूइया कुप्पंति माणवा, तेयावि तहप्पगाराहिं भासाहिं अभिकंख णो भासेज्जा। (७८२)

से भिक्खू वा भिक्खुणी वा जहावेगइयाइं रूवाइं पासेज्जा तहावि ताइं एवं वदेज्जाः ओयंसी ओयंसीति वा, तेयंसी तेयंसीति वा, वच्चंसी वच्चंसीति वा, जसंसी जसंसीति वा, अभिरूव अभिरूवेति वा, पडिरूवं पडिरूवेति वा, पासादियं पासादियेति वा, दरिसणिज्ज दरिसणिएति वा। जेयावण्णे तहप्पगारा एयप्पगाराहिं भासाहिं वूइया वूइया णो कुप्पंति माणवा, तेयावि तहप्पगारा एयप्पगाराहिं भासाहि अभिकंख भासेज्जा। तहप्पगारं भासं असावज्ज जाव भासेज्जा। (७८३)

से भिक्खू वा भिक्खुणी वा जहा वेगतियाइं रूवाइं पासेज्जा, तंजहा, वप्पाणि वा, जाव, भवणगिहाणि वा, तहावि ताइं णो एवं वएज्जा, तंजहा, सुकडे इ वा, सुटु कडे इ वा, साहु कडे इ वा, कल्लाणे इ वा, करणिज्जे इ वा। एयप्पगार भासं सावज्ज जाव णो भासेज्जा। (७८४)

## બીજો ઉદ્દેશ.

### ( મુનિએ કેવી રીતે બોલવું ? )

મુનિ અથવા આર્યાએ હીન રૂપ જોઇને તેવા નામોથી કોઇને બોલાવવું નહિ. જેમકે ગડરોગવાળાને ગડી, કુષ્ટરોગવાળાને કુષ્ટિ, યાવત્ મધુ પ્રમેહવાળાને મધુ પ્રમેહી, છિન્નહસ્ત[1]ને છિન્નહસ્ત, એજ રીતે છિન્નપાદ, છિન્નનાસ, છિન્નકર્ણ, તથા છિન્નઓષ્ઠ કહીને બોલાવવું નહિ મતલબ કે જે મનુષ્યો જે શબ્દોવડે બોલાવ્યાથી નાખુશ થતા હોય તે મનુષ્યોને તે તે શબ્દોવડે ચાહીને નહિ બોલાવવું. (૭૮૨)

મુનિ અથવા આર્યાએ તેવા રૂપો જોઇને પણ તેઓમા રહેલા કોઇ પણ ગુણને ગ્રહણ કરીને કામ પ્રસંગે તેમને રૂડા નામોથી બોલાવવું જેમકે પરાક્રમીને પરાક્રમી, તેજસ્વીને તેજસ્વી, વક્તાને વક્તા, યશસ્વીને યશસ્વી, સુરૂપને સુરૂપ, મનોહરને મનોહર, રમણીયને રમણીય, અને દેખવાલાયકને દેખવા લાયક કહીને બોલાવવું અને એ રીતે બીજા પણ જે મનુષ્યો જે શબ્દોવડે બોલાવ્યાથી નાખુશ થતા નહિ હોય તેવા નિર્દોષ શબ્દોવડે તેમને બોલાવવુ (૭૮૩)

મુનિ અથવા આર્યાએ કોટ, કિલ્લા, કે ઘર વગેરે દેખીને એવુ કહેવું નહિ કે એ રૂડા બનેલા છે યા ખૂબ બનાવ્યા છે, યા ફાયદા કારક છે, યા કરવા લાયક છે, કારણ કે એવુ બોલવુ સાવદ્ય ( સદોષ ) છે (૭૮૪)

---

૧ જેના હાથ કપાયલા હોય તે છિન્નહસ્ત કહેવાય.

से भिक्खू वा भिक्खुणी वा जहावेगइयाइं रूवाइं पासेज्जा, तंजहा, वप्पाणि वा, जाव, भवणगिहाणि वा, तहावि ताइं एवं वएज्जा, तंजहा, आरंभकडे ति वा, सावज्जकडे ति वा, पयत्तकडे ति वा, पासादियं पासादिए ति वा, दरिसणीयं दरिसणीए त्ति वा, अभिरूवं अभिरूवेति वा, पडिरूवं पडिरूवे ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा। (७८५)

से भिक्खू वा, भिक्खुणी वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडियं पेहाए, तहावि तं णो एवं वदेज्जा, तंजहाः–सुकडे ति वा, सुट्ठुकडे ति वा, साहुकडे ति वा, कल्लाणे ति वा, करणिज्जे ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। (७८६)

से भिक्खू वा भिक्खुणी वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडियं पेहाए एवं वदेज्जा, तंजहा, आरंभकडे ति वा, सावज्जकडेति वा, पयत्तकडे ति वा, भद्दं भद्दएति वा, ऊसढं ऊसढे ति वा, रसियं रसिए ति वा मणुण्णं मणुण्णे त्ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा। (७८७)

से भिक्खू वा भिक्खुणी वा, मणुस्सं वा गोणं वा, महिसं वा, मिगं वा, पसुं वा, पक्खि वा, जलयर वा,–से त्तं परिवूढकायं–पेहाए णो एवं वदेज्जा,–थुल्ले ति वा, पमेतिले[1] ति वा, वट्टे ति वा वज्झे ति वा, पाइमे ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। (७८८)

---

१ प्रमेदुरः

કિંતુ મુનિ અથવા આર્યાએ કોટ, કિલ્લા, કે ઘર વગેરે દેખીને કામ પડતાં એવું બોલવું કે એ હિંસાથી કરેલા છે, યા પાપથી કરેલા છે, યા બહુ મેહેનતે કરેલાં છે, યા રમણીય છે; યા દેખવા લાયક છે. યા સરખી બાંધણીવાળા કે શોભીતા છે, એ રીતે નિરવદ્ય ( નિર્દોષ ) ભાષા બોલવી (૭૮૫)

એજ રીતે મુનિ અથવા આર્યાએ આહારપાણી તૈયાર કરેલા જોઇ એવું ન બોલવું કે એ સારાં કર્યાં છે યા રૂડી રીતે કર્યા છે યા કાયદાકારક છે, યા કરવા લાયક છે. કારણ કે એમ બોલવું એ દોષ ભરેલું છે. (૭૮૬)

કિંતુ મુનિ અથવા આર્યાએ આહારપાણી તૈયાર થએલાં જોઈ કામ પડતા એવું બોલવું કે એ હિંસાથી કે પાપથી કરેલાં છે. યા મેહેનતથી કરેલાં છે, વળી તે જો રૂડાં હોય તો રૂડા કહેવાં; તાજા હોય તો તાજા કહેવા રસવાલાં હોય તો રસિક કહેવા અને મનોહર હોય તો મનોહર કહેવાં એમ નિર્દોષ ભાષા વાપરવી. (૭૮૭)

મુનિ અથવા આર્યાએ મનુષ્ય, યા બળદ, યા પાડા, યા હરિણ, યા કોઇ પણ જાતના જાનવર, યા પક્ષિ, યા સર્પ, યા જળચારી જતુને યુવાવસ્થા પ્રાપ્ત થએલા દેખી એવું નહિ બોલવું કે આ જાડા છે, અથવા આનદી છે, અથવા ગોળ છે, અથવા મારવા લાયક છે, અથવા પકડવા લાયક છે, આવી રીતની ભાષા પાપ ભરેલી છે માટે નહિ બોલવી. (૭૮૮)

से भिक्खू वा भिक्खुणी वा मणुस्सं जाव जलयरं वा से त्तं परिवूढकायं पेहाए एवं वदेज्जा,-परिवूढकाए त्ति वा, उवचितकाए त्ति वा, उवचितमंससोणिए त्ति वा, बहुपडिपुण्णइंदिए त्ति वा, एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा। (७८९)

से भिक्खू वा भिक्खुणी वा विरूवरूवाओ गाओ पेहाए णो एवं वदेज्जा, तजहा, गाओ दोज्झा त्ति वा, दम्मा इ वा गोहरा, वाहिमा त्ति वा रहजोग्गा त्ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। (७९०)

से भिक्खू वा भिक्खुणी वा विरूवरूवाओ गाओ पेहाए एवं वदेज्जा, तजहा –जुवं गवे त्ति वा, धेणू त्ति वा, रसवती त्ति वा; हस्से त्ति वा, महल्लए त्ति वा, महव्वए त्ति, सवाहणे त्ति वा। एयप्पगारं भासं असावज्जं जाव अभिकंख भासेज्जा (७९१)

से भिक्खू वा भिक्खुणी वा तहेव गंतु मुज्जाणाइं पव्वयाइं वणाणि वा, रुक्खा महल्ला पेहाए णो एवं वदेज्जा, तंजहाः–पासायजोग्गा त्ति वा, तोरणजोग्गा त्ति वा, गिहजोग्गा त्ति वा, फलिहजोग्गा त्ति वा, अग्गल–णावा–उदगदोणि–पीढ–चंगबेर–णंगल–कुलिय–जंतलट्ठि–णाभि–गंडी–आसण–सयण–जाण–उवस्सय–जोग्गा त्ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। (७९२)

મુનિ અથવા આર્યાએ મનુષ્ય કે યાવત્ જળચારી જંતુને અવસ્થાગત થએલા દેખી કામ પડતા એવું બોલવું કે આ શરીરે મોહોટા થએલા છે, યા શરીરે સુધરેલાછે, યા લોહીમાંસે સુધરેલા છે, યા લગભગ સંપૂર્ણ અંગવાળા થયા છે, આવી રીતની ભાષા નિર્દોષ છે માટે તે બોલવી (૭૮૯)

મુનિ અથવા આર્યાએ જૂદી જૂદી તરેહની ગાયો અથવા બળદો જોઇને એવું નહિ બોલવું કે આ ગાયો દોહોવા લાયક છે, અથવા આ વાછરડાઓ ખેડવા લાયક છે, અથવા ગાડીમાં જોડવા લાયક છે, આવી રીતની ભાષા પાપ ભરેલી છે, માટે નહિ વાપરવી. (૭૯૦)

મુનિ અથવા આર્યાએ જૂદી જૂદી તરેહની ગાયો અથવા બળદો જોઇને કામ પડતાં એવું બોલવું કે આ બળદ યુવાન છે, અથવા આ ગાય દૂધવાળી કે રસવાળી છે, યા આ બળદ નાનો છે, યા મોહોટો છે, યા ભાર ઉપાડવા સમર્થ છે, આવી રીતની ભાષા નિર્દોષ છે, માટે બોલવી. (૭૯૧)

મુનિ અથવા આર્યાએ, બાગ પર્વત કે વનમાં જઇ ત્યાં રહેલા મોહોટા ઝાડોને જોઇ એવું નહિ બોલવું કે આ ઝાડો હવેલીના કામના છે, યા દરવાજાના કામના છે, યા ઘરના કામના છે, યા બાકડા કરવાના કામના છે, યા અર્ગળાના કામના છે, યા વહાણ કે મછવાના કામના છે, યા પાટ કે બાજોઠના કામના છે. યા હળ કુશિયા કે યંત્રલષ્ટિના[1] કામના છે, યા પનાળ કે ગડીના ( કુંડીના ) કામના છે, યા બેસવાના, સૂવાના, ચડવાના કે રહેવાના સામાનના કામના છે, આવી રીતની ભાષા પાપ ભરેલી છે, માટે નહિ બોલવી. (૭૯૨)

---

૧ ગાડાની ધુંસરી વગેરેના.

से भिक्खू वा भिक्खुणी वा तहेव गंतु मुज्जाणाइं पव्वयाणि वणाणि, रुक्खा महल्ला पेहाए एवं वएज्जा, तंजहा, जातिमंता ति वा, दीहवट्टा ति वा, महालया ति वा, पयायसाला ति वा, विडिमसाला[1] ति वा, पासादिया ति वा, जाव पडिरूवा ति वा। एयप्पगारं भासं असावज्जं जाव अभिकंख भासेज्जा। (७९३)

से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूया वणफला पेहाए तहावि ते णो एवं वएज्जा, तंजहा:-पक्का ति वा, पायखज्जा ति वा, वेलोचिया ति वा, टाला[2] ति वा, वेहिया[3] ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। (७९४)

से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूयफला अंबा पेहाए एवं वएज्जा, तंजहा-असंथडा[4] ति वा, बहुनिवट्टिमफला ति वा, बहुसंभूया ति वा, भूतरूवा ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा। (७९५)

से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूयाओ ओसहीओ पेहाए तहावि ताओ णो एवं वएज्जा, तंजहा:-पक्का ति वा, नीलिया ति वा, छवी इ वा, लाइमा इ वा, भज्जिमा इ वा, बहुखज्जा इ वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। (७९६)

से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूयाओ ओसहीओ पेहाए तहावि एवं वएज्जा,

---

१ चतुर्षु दिक्षु चतुःशाखावंति २ कोमलानि ३ द्विधाकरणयोग्यानि ४ अनम्रा.

મુનિ અથવા આર્યાએ બાગ, પર્વત, કે વનમાં જઈ મોટાં ઝાડ જોઈને કામ પડતાં એવું કહેવું કે આ ઝાડ સારી જાતનાં છે, યા ઊંચાં અને ગોળ છે. યા મોટા વિસ્તાર વાળાં છે, યા બહુ શાખા વાળાં છે, યા ચોમેર સરખી નીકળેલી ચાર શાખા વાળાં છે, યા રમણીય છે, આવી રીતની ભાષા નિર્દોષ છે, માટે કામ પડતાં બોલવી. (૭૯૩)

મુનિ અથવા આર્યાએ વનમાં ઘણાં ફળો પાકેલાં જોઈને એવું ન બોલવું કે આ ફળો પાકેલાં છે, અથવા પકાવીને ખાવા લાયક છે, અથવા હમણાંજ તોડવા લાયક છે. અથવા કોમળ છે અથવા બે કટકા કરવા લાયક છે, આવી રીતની ભાષા પાપ ભરેલી છે, માટે નહિ બોલવી. (૭૯૪)

મુનિ અથવા આર્યાએ આંબાનાં ઝાડ બહુ ફૂલેલાં જોઈ કામ પડતાં એવું બોલવું કે આ ઝાડો ભાર ઝીલી શકતાં નથી, યા બહુ ફળેલાં છે, યા એઓમાં ઘણાં ફળો તૈયાર થએલાં છે, યા એઓમાં ફળોનું રૂપ બંધાયું છે. આવી રીતની નિર્દોષ ભાષા કામ પડતાં બોલવી. (૭૯૫)

મુનિ અથવા આર્યાએ ધાન બહુ પાકેલાં જોઈ એવું નહિ બોલવું કે એ પાકેલાં છે, અથવા કાચાં છે, ઘટ્ટ છે, યા સુકવા યોગ્ય છે, યા ભુંજવા યોગ્ય છે, યા ખાવા યોગ્ય છે. આવી રીતની ભાષા પાપ ભરેલી છે માટે નહિ બોલવી. (૭૯૬)

મુનિ અથવા આર્યાએ ધાન બહુ પાકેલાં જોઈ એવું બોલવું કે ધાન બહુ વધ્યાં

तंजहा:-रूढा ति वा, बहुसंभूता ति वा, थिरा ति वा, ऊसढा ति वा, गब्भिया ति वा, कासारा ति वा। एयप्पगारं असावज्जं जाव भासेज्जा। (७९७)

से भिक्खू वा भिक्खुणी वा जहा वेगइयाइं सद्दाइं सुणेज्जा तहावि एयाइं णो एवं वदेज्जा, तंजहा-सुसद्दे ति वा दुसद्दे ति वा। एयप्पगारं सावज्जं जाव णो भासेज्जा। तहाविधाइं एव वदेज्जा, तंजहा-सुसद्दं सुसद्दे त्ति वा, दुसद्दं दुसद्दे त्ति वा। एयप्पगारं असावज्जं जाव भासेज्जा।(७९८)

एवं रूवाइं कण्हे ति वा; गंधाइं सुब्भिगंधे ति वा; रसाइं तित्ताणि वा; फासाइं कक्खडाणि वा। (७९९)

से भिक्खू वा भिक्खुणी वा वंता कोहं च माणं च मायं च लोभं च, अणुवीइ णिट्ठाभासी णिसम्मभासी अतुरियभासी विवेगभासी समियाए संजते भासं भासेज्जा। (८००)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (८०१)

---

છે, અથવા બહુ નીપજ્યા છે, અથવા મજબૂત છે, અથવા ઉમદા છે અથવા એઓમાં બીજ પેદા થયું છે, અથવા તૈયાર થયું છે, અથવા એ કણથી ભરપૂર છે. આવી રીતની ભાષા નિર્દોષ છે માટે કામ પડતાં બોલવી (૭૯૭)

મુનિ અથવા આર્યાએ અવાજ સાંભળીને એવું નહિ બોલવું કે આ સારો અવાજ છે અથવા આ ખરાબ અવાજ છે આવી રીતની પાપ ભરેલી ભાષા નહિ બોલવી પણ શબ્દનું સ્વરૂપ બતાવવા ખાતર સુશબ્દને સુશબ્દ કહેવું અને ખરાબ શબ્દને ખરાબ કહેવું એ રીતની ભાષા નિર્દોષ છે, માટે બોલવી. (૭૯૮)

એજ રીતે કાળું વગેરે રંગ (રૂપ), સુગંધ વગેરે ગંધ, તીખુ વગેરે રસ, અને કર્કશ વગેરે સ્પર્શ પણ પ્રીતિ કે દ્વેષ બુદ્ધિથી બોલવા નહિ કિંતુ સ્વરૂપ દેખાડવા ખાતર જેમ હોય તેમ યથાર્થ પણ બોલતાં દોષ નથી. (૭૯૯)

મુનિ અથવા આર્યાએ ક્રોધ, ગર્વ, કપટ તથા લોભ મૂકી દઈને વિચાર પૂર્વક, નિશ્ચય પૂર્વક, સાંભળ્યા પૂર્વક, ઉતાવળા ન થતાં વિવેકથી શાંત પણે લક્ષ રાખીને નિર્દોષ ભાષા બોલવી (૮૦૦)

એ ખરેખર મુનિ અને આર્યાઓનો પવિત્ર આચાર છે. (૮૦૧)

---

# वस्त्रैषणाख्यं चतुर्दश मध्ययनम्.

[ प्रथम उद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा आभकंखेज्जा वत्थ एसित्तए । से ज्जं पुण वत्थं जाणेज्जा, तंजहा,–जांगयं[1] वा, भंगियं[2] वा, साणयं[3] वा, पोत्तयं[4] वा, खोमियं[5] वा, तूलकड वा, तहप्पगार वत्थं[6] (८०२)

जे णिग्गंथे तरुणे जुगव बलवं अप्पायंके थिरसंघयणे, से एगं वत्थं धारेज्जा, णो बितियं । जा णिग्गंथी सा चत्तारि संघाडीओ धारेज्जा,–एगं दुहत्थवित्थारं, दो तिहत्थवित्थाराओ, एग चउहत्थवित्थारं । एएहिं वत्थेहि अविज्जमाणेहि अह पच्छा एगमेगं संसीविज्जा (८०३)

से भिक्खू वा भिक्खुणी वा परं अद्धजोयणमेराए वत्थपडियाए नो अभिसंधारेज्जा गमणाए । (८०४)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा, अस्संपडियाए[7] एगं साहम्मियं समुद्दिस्स पाणाइं, ( जहा पिंडेसणाए । (८०५)

१ ऊर्णानिष्पन्नं २ लालानिष्पन्नं, ३ सणनिष्पन्नं ४ पत्रनिष्पन्नं ५ कार्पासिकं ६ धारयेदितिशेषः ७ अस्वप्रत्ययं, निर्ग्रंथनिमित्तं.

## અધ્યયન ચૌદમું.

### વસ્ત્રૈષણા.

### પહેલો ઉદ્દેશ.

( મુનિએ વસ્ત્રો કેવાં અને કેમ લેવાં ? )

મુનિ અથવા આર્યાએ કપડા તપાસ પૂર્વક લેવા. જેવાં કે–ઊનનાં, રેશમી, શણીના, પાનનાં, કપાસના, આકે તૂલના, અને એવી તરેહની બીજી જાતોના (૮૦૨)

જે મુનિ યુવાન બળવાન નિરોગી અને મજબૂત બાધાવાળો[1] હોય તેણે એકજ વસ્ત્ર પહેરવું; બીજું નહિ પહેરવું આર્યાએ ચાર સાડીઓ રાખવી –એક બે હાથની, બે ત્રણ હાથની, અને એક ચાર હાથની. અને એ મુજબ કદાચ વસ્ત્ર ન મળે તો તે બીજા સાથે સાંધી પૂરાં કરવાં (૮૦૩)

મુનિ અથવા આર્યાએ બે ગાઊથી લાબે કપડા માગવા માટે જવાનો ઈરાદો ન કરવો.(૮૦૪)

મુનિ અથવા આર્યાએ જે વસ્ત્ર ગૃહસ્થે એકજ મુનિને માટે તૈયાર કરેલું હોય તે નહિ લેવુ ( અહિ વધારે વિશેષ પિંડેષણા નામના અધ્યયન પ્રમાણે સમજવો ) (૮૦૫)

૧ દુર્બળ વૃદ્ધ કે હલકા સંહનનવાળો હોય તે પોતાની સમાધિ પ્રમાણે બે કે વધુ વસ્ત્રો પણ ધારે જિનકલ્પિ તો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણેજ વર્ત્તે–તેને અપવાદ નથી.

एव-बहवे साहम्मिया, एग साहम्मिणिं, बहवे साहम्मिणीओ, बहवे समणमाहणा, तहेव पुरिसंतरकड ( जहा पिंडेसणाए ) (८०६)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा, अस्संजए भिक्खुपडियाए कीतं वा, धोयं वा, रत्तं वा, घट्टं वा, मट्ठं वा, संमट्ठं वा, संपधूमितं वा, तहप्पगारं वत्थं अपुरिसंतरकडं जाव णो पडिगाहेज्जा। अह पुण एवं जाणेज्जा, पुरिसंतरकडं जाव पडिगाहेज्जा। (८०७)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण वत्थाइं जाणेज्जा विरूवरूवाइं महद्धणमोल्लाइं, तंजहा;-आजिणाणि वा, सहिणाणि[1] वा, सहिणकल्लाणाणि वा, आयाणि[2] वा, कायकाणि[3] वा, खोमियाणि वा, दुगुल्लाणि[4] वा, पट्टाणि वा, मलयाणि वा, पत्तुण्णाणि[5] वा अंसुयाणि वा,[6] चीणंसुयाणि वा, देसरागाणि वा, अमिलाणि वा, गज्जलाणि वा, फालियाणि वा, कायहाणि वा, कंबलगाणि वा, पावरणाणि वा, अण्णयराणि तहप्पगाराइं वत्थाइं महद्धणमोल्लाइं लाभे सते णो पडिगाहेज्जा। (८०८)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण आईणपाउरणाणि वत्थाणि जाणेज्जा, तंजहा; उद्दाणि[7] वा, पेसाणि वा पेसलेसाणि वा, किण्हमिगाईणगाणि वा, णीलमिगाईणगाणि वा,

१ श्लक्ष्णानि. २ अजारोमनिष्पन्नानि ३ इन्द्रनीलवर्णकर्पासोद्भवानि ४ दुकूलानि ५ वल्कलोद्भवानि ६ देशप्रसिद्धानि अतःपरंसर्वाणि ७ मत्स्यचर्मनिष्पन्नानि

એજ રીતે ઘણા મુનિ, એક આર્યા, ઘણી આર્યાઓ, તથા ઘણા શ્રમણ બ્રાહ્મણોના માટે તૈયાર કરેલા વસ્ત્રો વિષે પણ પિંડૈષણા નામના અધ્યયનમાં રહેલા આવીજ કિસમના સૂત્ર પ્રમાણે સમજી લેવું (૮૦૬)

મુનિ અથવા આર્યાએ જે કપડા ગૃહસ્થે સાધુના માટે ખરીદી લાવેલાં, યા ધોઇ રાખેલા, યા રંગી તૈયાર કરેલા, યા સાફ કરેલા, યા સુધારેલા, યા ધૂપ આપી સુગંધિત કરી રાખેલાં હોય તેવાં વસ્ત્ર તેજ માણસે તેમ કરેલાં હોય તો તેના પાસેથી નહિ લેવાં, પણ જો બીજા માણસે તેમ કરેલા હોય તો લઇ શકાય (૮૦૭)

મુનિ અથવા આર્યાએ નીચે જણાવેલાં જૂદી જૂદી કિસમનાં બહુમૂલ્યવાન્ વસ્ત્રો નહિ લેવાં.—ચામડાના કપડા, સુંવાળા કપડા, સુંવાળાં અને શોભિતાં કપડાં, બકરીના વાળથી બનેલા, આશમાની રંગના રૂથી બનેલા, સફેદ રૂના, બંગાળી રૂના બનેલા, પટ્ટસૂત્રના બનેલાં, મળય સૂત્રના બનેલા, છાલના બનેલાં, અંશુક,[1] ચીનાંશુક, દેશરાગ, આમિલ, ગજ્જળ, ફાલિક, કાયહ, તથા ઊનના અને મખમલના કપડા મત્સ્ય તથા એવી તરેહનાં બીજાં પણ સર્વે બહુમૂલ્યવાન્ કપડાં મુનિએ નહિ લેવા (૮૦૮)

મુનિ અથવા આર્યાએ નીચે જણાવેલા ચામડાનાં વસ્ત્રો ન લેવાં.—રૂદ્ર જાતના મત્સ્યના ચામડાના, પેશ નામના જાનવરના ચામડાના તથા પશમના બનેલા, કાળા—નીલા—તથા ધોળા

૧ અંશુકથી કાયહ સુધીની જાતો દેશોના નામોથી પડેલી છે.

गोरमिगाईणगाणि वा, कणगाणि वा, कणगकंताणि वा, कणगपट्टाणि वा, कणगखइयाणि वा, कणगफुसियाणि वा, वग्घाणि वा, विवग्घाणि वा, आभरणाणि वा, आभरणविचित्ताणि वा, अण्णयराणि वा तहप्पगाराणि आईणपाउरणाणि वत्थाणि लाभे संते नो पडिगाहेज्जा। (८०९)

इच्चेयाइं आयतणाइं उवातिकम्म अह भिक्खू जाणेज्जा चउहिं पडिमाहिं वत्थं एसित्तए। (८१०)

तत्थ खलु इमा पढमा पडिमा—से भिक्खू वा भिक्खुणी वा उद्दिसिय वत्थं जाएज्जा, तंजहा, जंगियं वा, भंगियं वा, साणयं वा, पोत्तयं वा, खोमियं वा, तूलकडं वा, तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, परो वा णं देज्जा, फासुयं एसणीयं लाभे संते पडिगाहेज्जा। पढमा पडिमा। (८११)

अहावरा दोच्चा पडिमा—से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए वत्थं जाएज्जा, तंजहा, गाहावती वा, जाव, कम्मकरी वा—से पुव्वामेव आलोएज्जा, "आउसो" त्ति वा, "भगिणी त्ति" वा, "दाहिसि मे एत्तो अण्णतरं वत्थं?" तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, परो वा से देज्जा, जाव फासुयं एसणीयं लाभे संते पडिगाहेज्जा दोच्चा पडिमा। (८१२)

अहावरा तच्चा पडिमा:—से भिक्खू वा भिक्खुणी वा से जं पुण वत्थं जाणेज्जा, तंजहा, अंतरिज्जगं वा, उत्तरिज्जगं वा तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, जाव पडिगाहेज्जा। तच्चा पडिमा। (८१३)

હરણના ચામડાનાં, સોનાના તારથી યા સોના જેવી કાંતિવાળા તારથી યા સોનાના પાટથી યા કિનખાબથી યા જરીથી ભરેલા ચામડાના, વાઘના ચામડાનાં, યા વાઘના ચામડાથી મઢેલા, યા આભૂષણ રૂપ યા આભૂષણથી જડેલાં, તથા એવી જાતના બીજા ચામડાનાં કપડા મુનિએ પહેરવા નહિ (૮૦૯)

ઉપર જણાવેલા દોષો ટાળીને મુનિએ નીચે લખી ચાર પ્રતિજ્ઞાઓથી વસ્ત્ર લેવાં (૮૧૦)

ત્યા પેહેલી પ્રતિજ્ઞા આ પ્રમાણે છે મુનિ અથવા આર્યાએ ઊનનાં, રેશમનાં, સણીનાં, પાનના, કપાશનાં, કે તૂલના કપડામાનું અમુક જાતનુજ કપડું લેવાની ધારણા કરવી અને તેવુ કપડુ પોતે માગતા અથવા ગૃહસ્થે આપવા માંડતાં નિર્દોષ હોય તો ગ્રહણ કરવું. એ પેહેલી પ્રતિજ્ઞા (૮૧૧)

બીજી પ્રતિજ્ઞા—મુનિ અથવા આર્યાએ પોતાને ખપ લાગતુ વસ્ત્ર ગૃહસ્થના ઘરે જોઇને તે માગવુ. તે આ રીતે કે શરૂઆતમાજ ગૃહસ્થના ઘરમા રહેતા માણસો તરફ જોઇને કહેવું કે હે આયુષ્મન્ અથવા હે બહેન, મને આ તમારા વસ્ત્રોમાંથી એકાદ વસ્ત્ર આપશો? આવી રીતે માગતાં અથવા ગૃહસ્થે પોતાની મેળે તેવુ વસ્ત્ર આપતાં નિર્દોષ જાણીને તે વસ્ત્ર ગ્રહણ કરવું. એ બીજી પ્રતિજ્ઞા (૮૧૨)

ત્રીજી પ્રતિજ્ઞા—મુનિ અથવા આર્યાએ જે વસ્ત્ર ગૃહસ્થે અંદર પહેરીને વાપરેલુ યા ઊપર પહેરીને વાપરેલું હોય તેવુ વસ્ત્ર પોતે માગી લેવુ, યા ગૃહસ્થે આપવા માંડતા નિર્દોષ જણાતાં ગ્રહણ કરવું. એ ત્રીજી પ્રતિજ્ઞા. (૮૧૩)

अहावरा चउत्था पडिमाः—से भिक्खू वा भिक्खुणी वा उज्झियधम्मियं वत्थं जाएज्जा। जं चण्णे बहवे समण–माहण–अतिहि–किवण–वणीमगा णावकंखंति, तहप्पगारं उज्झियधम्मियं वत्थं सयं वा णं जाएज्जा, परो वा से देज्जा, फासुयं जाव पडिगाहेज्जा। चउत्था पडिमा। (८१४)

इच्चेयाणं चउण्हं पडिमाणं जहा पिंडेसणाए। (७१५)

सिया णं तीए एसणाए एसमाणं परो वदेज्जा "आउसंतो समणा, एज्जाहि तुमं मासेण वा, दसराएण वा, पंचराएण वा, सुए वा सुयतरे वा, तो ते वयं आउसो अण्णयरं वत्थं दासामो," तहप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा, भइणि त्ति वा, णो खलु मे कप्पइ एयप्पगारे संगारे वयणे पडिसुणेत्तए। अभिकंखसि मे दाउं, इयाणिमेव दलयाहि." से णेवं वदंतं परो वदेज्जा "आउसंतो समणा अणुगच्छाहि तो ते वयं अण्णयरं वत्थं दासामो," से पुव्वामेव आलोएज्जा, "आउसो त्ति वा भइणि त्ति वा, णो खलु मे कप्पइ एयप्पगारे संगारे पडिसुणेत्तए। अभिकंखसि मे दाउं, इयाणिमेव दलयाहि।" से सेवं वदंतं परो णेत्ता वदेज्जा "आउसो त्ति वा भइणि त्ति वा, आहरेयं[1] वत्थं, समणस्स दास्सामो, अवियाइं वयं पच्छावि अप्पणो सयट्ठाए पाणाइं भूयाइं जीवाइं सत्ताइं समारम्भ समुद्दिस्स जाव चेइस्सामो" एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा। (८१६)

---

1 आहरस्वैतत्

ચોથી પ્રતિજ્ઞા—મુનિ અથવા આર્યાએ ફેંકી દેવા લાયક વસ્ત્રો માગવા—એટલે કે જે વસ્ત્રો બીજા કોઈ પણ શ્રમણ, બ્રાહ્મણ, મુસાફર, રાંક, કે ભિખારી ચાહે નહિ તેવાં પોતે માગી લેવાં યા ગૃહસ્થે પોતાની મેળે આપતાં નિર્દોષ જાણીને ગ્રહણ કરવા. એ ચોથી પ્રતિજ્ઞા (૮૧૪)

એ ચારે પ્રતિજ્ઞાઓ માટે વધુ ખુલાસો પિંડૈષણા નામના અધ્યયનથી ધારવો (૮૧૫)

કદાચ ઉપરની પ્રતિજ્ઞાઓ અનુસરીને જોઈતાં વસ્ત્ર લેવા જતાં મુનિને કોઇ ગૃહસ્થ એવું કહે કે હે આયુષ્મન્ શ્રમણ, તમો એક માસ રહીને અથવા દસ દિવસ રહીને અથવા પાંચ દિવસ રહીને અથવા આવતી કાલે અથવા પરમદહાડે અત્રે આવજો તો તમોને અમે કોઇ પણ વસ્ત્ર આપીશું" આવા બોલ સાંભળી મુનિએ કહેવું જોઇએ કે "હે આયુષ્મન્ અથવા બહેન, મારાથી આવી રીતનુ બોલવુ કબુલ કરી શકાય તેમ નથી માટે જો દેવા ચાહાતા હો તો હમણાજ આપો આમ કહ્યાથી ગૃહસ્થ કદાચ કહે કે હે આયુષ્મન્ શ્રમણ: ત્યારે મારા પાછળ ચાલ્યા આવો તો તમને કોઇ પણ જોઇતું વસ્ત્ર આપીશું" ત્યારે મુનિએ જબાપ આપવો જોઇએ કે "હે આયુષ્મન્ અથવા બેહેન મારાથી એવા બોલ કબુલ થઇ શકે તેમ નથી. માટે જો દેવા ચાહાતા હો તો હમણાજ દ્યો" આવી રીતે મુનિએ કહ્યાથી ગૃહસ્થ પોતાના ઘરમાં રહેલા માણસને કહે કે "હે આયુષ્મન્ અથવા બેહેન, પેહેલું વસ્ત્ર લઈ આવ, આપણે તે વસ્ત્ર આ સાધુને આપીશુ, અને આપણે આપણા માટે પાછું બનાવી લેશું" આવા બોલ સાંભળી મુનિએ તેવી જાતના વસ્ત્ર સદોષ ધારીને ગ્રહણ કરવાં નહિ. (૮૧૬)

सिया णं परो णेत्ता वएज्जा "आउसो त्ति वा, भइणी त्ति वा, आहरेयं वत्थं, सिणाणेणवा जाव आघंसित्ता वा पघंसिता वा समणस्स णं दास्सामो." एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा, "आउसो त्ति वा, भयणी त्ति वा, मा एयं तुम वत्थं सिणाणेण[1] वा जाव पघंसाहि वा । अभिकंखसि मे दातुं, एमेव दलयाहि।" से णेवं वदंतस्स परो सिणाणेण वा जाव पघंसित्ता दलएज्जा, तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा। (८१७)

से णं परो णेत्ता वदेज्जा "आउसो त्ति वा भइणी ति वा, आहर एतं वत्थ, सीओदगवियडेण वा उसिणोदगवियडेणवा उच्छोलेत्ता वा पधोवेत्ता वा समणस्स दासामो" एयप्पगारं णिग्घोसं-तहेव, णवरं, "मा एयं तुमं वत्थं सीओदगवियडेण वा, उसिणोदग वियडेण वा उच्छोलेहि वा पधोवेहि वा। अभिकंखसि-सेसं तहेव, जाव णो पडिगाहेज्जा। (८१८)

से णं परो णेत्ता वदेज्जा,-"आउसो त्ति वा, भयणीति वा, आहरेतं वत्थं, कंदाणि वा हरियाणि वा विसोधेत्ता समणस्स दासामो." एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म जाव, "भइणी ति वा, मा एयाणि तुमं कंदाणि वा जाव विसोहेहि, णो खलु मे कप्पति एतप्पगारे वत्थे पडिग्गाहित्तए।" से सेवं वदंतस्स परो कंदाणि वा जाव विसोहेत्ता दलएज्जा तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (८१९)

---

१ सुगंधिद्रव्येण

કદાચ મુનિને તેડી જનાર ગૃહસ્થ પોતાના ઘરના માણસોને આવું કહે કે "હે આયુષ્મન્ અથવા બેહેન, પેલું વસ્ત્ર લઈ આવો, એને આપણે સ્નાનાદિકમાં વપરાતા સુગંધી દ્રવ્યો વડે ઘસી કે વાસી કરીને સાધુને આપીશું ' આવા શબ્દો સાંભળીને મુનિએ પેહેલેથીજ કહેવું કે "હે આયુષ્મન્ અથવા બહેન, એ વસ્ત્રને તમે તેવા સુગંધિ દ્રવ્યો વડે ઘસતા કે વાસતા નહિ. જો દેવા ચાહતા હો તો ઘસ્યા કે વાસ્યા વગર એમજ આપો. તેમ છતાં ગૃહસ્થ ઘસી કે વાસીને આપે તો તેવું વસ્ત્ર અયોગ્ય ગણીને લેવું નહિ. (૮૧૭)

કદાચ મુનિને તેડી જનાર ગૃહસ્થ પોતાના ઘરના માણસોને એવું કહે કે હે આયુષ્મન્ અથવા બેહેન, પેલું વસ્ત્ર લઈ આવો, આપણે તેને થડા યા ગરમ પાણીથી છાંટીને અથવા ધોઈને આ સાધુને આપીશું.' આવા બોલો સાંભળી મુનિએ તેમ કરવા ગૃહસ્થને ના પાડવી; અને કહેવું કે જો તમે મને દેવા ચાહાતા હો એમને એમજ આપો. તેમ કહ્યા છતાં ગૃહસ્થ માને નહિ તો તે વસ્ત્ર ગ્રહણ ન કરવું. (૮૧૮)

કદાચ મુનિને તેડી જનાર ગૃહસ્થ ઘેર જઈ પોતાના માણસોને કહે કે "હે આયુષ્મન્ અથવા બેહેન, પેલું વસ્ત્ર લાવો, આપણે એના ઉપર અડેલા કંદ કે લીલોતરી ઉતારી સાફ કરીને એ વસ્ત્ર સાધુને આપીશું." આવા બોલો સાંભળીને તેમ કરવા ગૃહસ્થને ના પાડવી. ના પાડયા છતાં ગૃહસ્થ માને નહિ તો તે વસ્ત્ર ગ્રહણ ન કરવું. (૮૧૯)

सिया से परो णेत्ता वत्थ णिसिरेज्जा[1], से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भइणी ति वा, तुमंचेवणं संतिय[2] वत्थं अंतोमंतेण पडिलेहिस्सामि." केवली बूया 'आयाण-मेयं;-वत्थंतेण ओबद्धे सिया कुंडले वा, गुणे वा, हिरण्णे[3] वा, सुवण्णे वा, मणी वा, जाव, रयणावली वा, पाणे वा, बीए वा, हरिए वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं पुव्वामेव वत्थं अंतोअंतेण पडिलेहिज्जा। (८२०)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा सअंड जाव सताणगं, तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (८२१)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा अप्पंड जाव संताणगं अणलं अथिर अधुवं अधारणिज्जं रोइज्जंतं ण रोचइ, तहप्पगारं वत्थ अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (८२२)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा अप्पंडं जाव संताणगं अलं थिरं धुव धारणिज्जं रोइज्जंतं रुच्चइ तहप्पगारं वत्थं फासुय जाव पडिग्गाहेज्जा।

से भिक्खू वा भिक्खुणी वा "णो णवए मे वत्थे" त्ति कट्टु णो बहुदेसिएण सिणाणेण वा जाव पघंसेज्जा। (८२३)

---

१ दद्यात् २ त्वदीय मेव ३ रूप्यं

કદાચ મુનિને તેડી જનાર ગૃહસ્થ મુનિને કોઇ પણ વસ્ત્ર આપવા માડે તો મુનિએ શરૂઆતમાંજ કહેવુ કે "હે આયુષ્મન્ અથવા બહેન હું એકવાર તમારા વસ્ત્રને ચારે બાજુ તપાશી લઊં, પછી ગ્રહણ કરીશ. જો તપાસ્યા વગરજ તે વસ્ત્ર મુનિ ગ્રહણ કરે તો કેવળ જ્ઞાનિઓએ તેમાં દોષ બતાવ્યા છે. કારણ કે તે વસ્ત્રના છેડામા કદાચ કુંડળ, સાંકળ, રૂપુ, સોનું, મણિ કે રત્નની માળા વગેરે પણ બાંધેલા હોય ( અને તે કંઈ મુનિને લેવા યોગ્ય નથી ) તથા વળી તે વસ્ત્ર સાથે જીવજંતુ કે ધાન્ય યા લીલોતરી વળગેલાં હોય, માટે મુનિને ખાસ એજ ભલામણ છે. કે તેણે શરૂઆતમાંજ વસ્ત્રને ચારે બાજુ તપાશી પછી ગ્રહણ કરવું (૮૨૦)

મુનિ અથવા આર્યાએ જે વસ્ત્ર, ઇંડાં કે જીવજંતુથી ભરેલુ જણાય અને જે પોતાના ખપનું પણ ન હોય તથા જે ઝાઝું ટકી શકે નહિ તથા જે થોડા વખત સુધી જ વાપરવા મળતું હોય તથા જે ધરવા લાયક ન હોય તથા કોઈ પણ રીતે પસંદ પડતું પણ ન હોય તેવા અયોગ્ય વસ્ત્રને ગ્રહણ ન કરવું (૮૨૧)

મુનિ અથવા આર્યાએ જે વસ્ત્ર ઇંડાં કે જીવજંતુથી રહિત, પોતાના ખપના ખતું, ટકાઉ, હમેશના માટે મળતું, અને ધરવા લાયક તથા પસંદ પડતું હોય તેવા નિર્દોષ વસ્ત્રને ગ્રહણ કરવુ. (૮૨૨)

મુનિ અથવા આર્યાએ "મારૂં વસ્ત્ર નવું નથી અર્થાત્ જુનું થઇ ગએલુ છે " એમ ધારીને તેને જરા ઝાઝેરા સુગંધી દ્રવ્યોથી ઘસવુ કે મસળવુ નહિ. (૮૨૩)

से भिक्खू वा भिक्खुणी वा " णो णवए मे वत्थे " त्ति कट्टु णो बहुदेसिएण सीतोदगवियडेण वा जाव पधोवेज्जा। (८१४)

से भिक्खू वा भिक्खुणी वा " दुब्भिगंधे मे वत्थे " त्ति कट्टु णो बहुदेसिएण सिणाणेण वा, तहेव, सीतोदगवियडेण वा उसिणोदगवियडेण वा, (आलावगो)। (८२५)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्ज वत्थं आयावेत्तए वा पयावेत्तए वा, तहप्पगारं वत्थं णो अणंतरहियाए पुढवीए, णो ससणिद्धाए, जाव संताणए आयावेज्ज वा पयावेज्ज वा। (८२६)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्तए वा तहप्पगारं वत्थं थूणंसि वा, गिहेलुगंसि[1] वा, उसुयालंसि[2] वा, कामजलंसि[3] वा, अण्णयरे वा तहप्पगारे अंतलिक्खजाए दुब्बद्धे दुन्निक्खित्ते अणिकंपे चलाचले णो आयावेज्ज वा णो पयावेज्ज वा। (८२७)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्तए वा, तहप्पगारं वत्थं कुलियंसि[4] वा, भित्तिंसि[5] वा, सिलंसि वा, अण्णतरे वा तहप्पगारे अंतलिक्खजाए जाव णो आयावेज्ज वा पयावेज्ज वा। (८२८)

---

१ उंबरे व. २ उदूखले वा. ३ स्नानपीठे वा. ४ भित्तौ ५ नदीतटे

એમજ પ્રમાણે જૂના થએલા વસ્ત્રને જરા ઝાઝેરા થંડા કે ગરમ પાણીથી ધોવું પણ નહિ[1] (૮૨૪)

મુનિ અથવા આર્યાએ " મારૂં વસ્ત્ર મેલું થએલ છે " એમ ધારીને જરા ઝાઝેરા સુગન્ધિદ્રવ્યોથી તેને ઘસવું મસળવું નહિ તથા થંડા કે ગરમ પાણીથી તેને ધોવું કરવું નહિ. (૮૨૫)

મુનિ અથવા આર્યાને જ્યારે કોઈ પણ વસ્ત્રને તડકે સૂકવવાની જરૂર પડે ત્યારે તે વસ્ત્રો તેમણે તરતની સુકેલી, યા ભીંજેલી, યા જીવજંતુવાળી જમીન પર ન સૂકાવવાં. (૮૨૬)

એમજ પ્રમાણે તે વસ્ત્રો લાકડાની સ્થૂણી ઉપર યા દરવાજા પર યા ઊખળ ઉપર યા સ્નાન કરવાના બાજોટ ઉપર યા એવીજ કિશમની કોઈ પણ જમીનથી ઉંચી રહેતી વસ્તુ ઉપર આમતેમ લટકતાં ટાંગીને નહિ સૂકવવાં (૮૨૭)

વળી તે વસ્ત્રો ભીંતઉપર યા નદીના તટ ઉપર યા પાષાણો ઉપર અથવા એવીજ કિશમના હરેક જમીનથી ઊંચા રહેતા પદાર્થ પર પણ નહિ સૂકવવાં. (૮૨૮)

---

૧ ગચ્છ નિર્ગત અર્થાત્ જિનકલ્પિ સાધુના માટે આ સૂત્ર છે. ગચ્છમાં રહેલા મુનિએ તો યતનાપૂર્વક વસ્ત્ર ધોવાં પણ ખરાં એમ ટીકાકાર જણાવે છે.

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्त वा, तहप्पगारे वत्थे खधंसि वा, मंचंसि वा, मालंसि वा, पासायंसि वा, हम्मियतलंसि वा, अण्णयरे वा अतलिक्खजाए जाव णो आयावेज्ज वा पयावेज्ज वा। (८२९)

से-त्त-मादाय एगंत मवक्कमेज्जा; अहे ज्झामथंडिलंसि वा, जाव, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय ततो संजयामेव वत्थं आयावेज्ज वा पयावेज्ज वा। (८३०)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (८३१)

[ द्वितीय उद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा अहेसणिज्जाइं[1] वत्थाइं जाएज्जा, अहापरिग्गहाइं वत्थाइं धारेज्जा, णो धोएज्जा, णो रएज्जा, णो धोयरत्ताइं वत्थाइं धारेज्जा, अपलिउंचमाणे[2] गामंतरेसु ओमचेलिए। एतं खलु वत्थधारिस्स सामग्गियं[3]। (८३२)

से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए पविसिउकामे सव्वं चीवर मायाए गाहावइकुलं पिंडवायपडियाए [4]णिक्खमेज्ज वा पविसेज्ज वा। एवं बहिया विचार भूमिं वा विहारभूमिं वा गामाणुग्गामं दूइज्जेज्जा। अह पुण एवं जाणेज्जा तिव्वदेसियं वा वासं वासमाणं पेहाए, जहा पिंडेसणाए, णवरं, सव्वं चीवर-मायाए। (८३३)

---

१ अपरिकर्माणि २ अगोपयन् ३ एतच्च सूत्रं जिनकल्पिकोद्देशेन द्रष्टव्यं, वस्त्रधारित्व विशेषणाद् गच्छान्तर्गतेपि चाविरुद्धं। ४ मुहूर्त्तादिकालोद्देशेन।

વળી તે વસ્ત્રો કોઈ પણ ચીજોના ઢગલા ઉપર યા માંચા ઉપર યા માળ ઉપર યા ઘર ઉપર યા હવેલી ઉપર અથવા એવી જાતના બીજા કોઈ પણ ઉંચા પદાર્થો ઉપર પણ નહિ સુકવવા (૮૨૯)

કિંતુ તે વસ્ત્રો લઈને એકાંત સ્થળમાં જવું અને ત્યાં જીવજંતુરહિત સ્થળ જોઈ તપાસી પોંજી પ્રમાર્જી યતનાપૂર્વક તે વસ્ત્રો સુકવવા (૮૩૦)

એજ ખરેખર મુનિ અને આર્યાઓના આચારની સંપૂર્ણતા છે (૮૩૧)

## બીજો ઉદ્દેશ.

### ( વસ્ત્ર સંબંધી વધુ આજ્ઞાઓ )

મુનિ અથવા આર્યાએ વસ્ત્રોને સુધારવા કરવા નહિ, કિંતુ જેવા મળે તેવાંજ પહેરવાં; તથા ધોવા કે રંગવા પણ નહિ અને જો ધોએલા કે રંગેલાં હોય તો પેહેરવા નહિ અને ગ્રામાંતરે જતા પોતાનાં વસ્ત્રો સંતાડવાં નહિ. એ વસ્ત્રધારિ મુનિનો આચાર છે[1] (૮૩૨)

મુનિ અથવા આર્યાએ ભિક્ષા લેવા જતા યા ખરચુ ભૂમી જતાં યા ગ્રામાનુગ્રામ વિહાર કરતા સઘળા વસ્ત્ર સાથે લેવા અને જો થોડો કે ઘણો વરસાદ વરસતો જણાય તો પિંડૈષણા નામના અધ્યયનમાં કહ્યા મુજબ વર્તવું (૮૩૩)

---

આ સૂત્ર જિનકલ્પિ મુનિના માટે છે અને વસ્ત્રધારિ એવા વિશેષણથી સ્થવિર કલ્પિના માટે પણ ઘટી શકે છે ( વૃત્તિ )

से एगइओ मुहुत्तगं मुहुत्तगं पडिहारियं जीयं वत्थं जाएज्जा, जाव एगाहेण वा दुयाहेण वा तियाहेण वा चउयाहेण पंचाहेण वा विप्पवसिय उवागच्छेज्जा। तहप्पगारं वत्थं णो अप्पणा गिण्हेज्जा[1], णो अण्णमण्णस्स देज्जा, णो पामिच्चं कुज्जा, णो वत्थेण वत्थपरिणामं करेज्जा, णो परं उवसंकमित्तु एवं वदेज्जा "आउसंतो समणा, अभिकंखसि वत्थं धारेत्तए वा परिहरित्तए वा," थिरं वा णं संतं णो पलिच्छिंदिय पलिच्छिंदिय परिट्ठवेज्जा; तहप्पगारं ससंधितं[2] वत्थं तस्स चेव णिसिरेज्जा; णो अत्ताणं साइज्जेज्जा। (८३४)

से एगतिओ तहप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म "जे भयंतारो तहप्पगाराणि वत्थाणि ससंधियाणि मुहुत्तगं मुहुत्तगं जाइत्ता जाव एगाहेण वा दुयाहेण वा तियाहेण वा चउयाहेण वा पंचाहेण वा विप्पवसिय विप्पवसिय उवागच्छंति, तहप्पगाराणि वत्थाणि णो अप्पणो गेण्हंति णो अण्णमण्णस्स अणुवदंति, तं चेव, जाव, णो सातिज्जति, बहुवयणेण भासियव्वं (८३५)

से हंता "अहमवि मुहुत्तं पडिहारियं वत्थं जाइत्ता जाव एगाहेण वा दु-ति-चउ-पंचाहेण वा विप्पवसिय विप्पवसिय उवागच्छिस्सामि, अवियाइं एयं ममेव सिया" माइट्ठाणं संफासे। णो एवं करेज्जा। (८३६)

से भिक्खू वा भिक्खुणी वा णो वण्णमंताइं वत्थाइं विवण्णाइं करेज्जा, णो विवण्णाइं वण्णमंताइं करेज्जा; "अण्णं वा वत्थं लभिस्सामि त्ति" कट्टु णो अण्णमण्णस्स दे

१ वसस्वामी २ उपहतं

કોઈ મુનિ પાસેથી કોઈ મુનિ, એકદી યા એક બે ત્રણ ચાર કે પાંચ દિવસ સુધી વાપરવા માટે ઉધારૂ વસ્ત્ર માગી તેટલો વખત બીજે ગામ એટલો રહી આવી પાછો આવતાં તે વસ્ત્ર પાછું આપવા માંડે તો (જો તે વસ્ત્ર તે મુનિએ ત્યાં એટલા રહ્યાથી સૂતાં કરતાં બગાડ્યું હોય તો) તે તેવું પેહેલા મુનિએ પોતા સારૂં લેવુંજ નહિ, તથા લઇને બીજાને દેવુ નહિ, તથા ઉધારૂ કેરવી રાખવું નહિ કે હમણા તુંજ વાપર પછી મને બીજું દેજે, તથા તેના બદલે બીજું વસ્ત્ર બદલામા લેવુ નહિ, તથા બીજા મુનિને પણ એમ નહિ કહેવુ કે "આ વસ્ત્ર તમોને જોઇતું હોય તો લ્યો:" વળી તે વસ્ત્ર લાંબુ વખત ચાલી શકે તેવું મજબૂત હોય તો તેને તોડી ફાડીને પરઠવુ[1] નહિ—કિંતુ એવી જાતનુ વસ્ત્ર પાછું આપનાર મુનિનેજ સોંપવુ. (૮૩૪)

એજ પ્રમાણે ઘણા મુનિઓ પાસેથી ઘણા મુનિઓ વસ્ત્ર માગી બીજે ગામ એક બે ત્રણ ચાર કે પાંચ દિવસ રહી પાછા આવી વસ્ત્ર પાછા આપવા માંડે તો ઘણા મુનિઓએ તે વસ્ત્ર જો કઈ પણ બગડેલા હેય તો લેવા નહિ—કિંતુ તેમનેજ સોંપવા. (૮૩૫)

આવી વાત સાભળીને કોઈ મુનિ એવું વિચારે કે "હુ પણ કોઈ મુનિ પાસેથી ઉધારૂ વસ્ત્ર માગી બીજે ગામ જઈ આવું કે જેથી એ વસ્ત્ર બગડી પડ્યાથી મનેજ મળશે," તો તે મુનિ દોષ પાત્ર થાય છે માટે એમ નહિ વિચારવું. (૮૩૬)

મુનિ અથવા આર્યાએ શોભીતાં વસ્ત્રોને (ચોરોના ભયથી) કુશોભિતાં ન કરવાં.[2] કુશોભિતા વસ્ત્રોને સુશોભિત ન કરવા. "બદલામાં હુ બીજું વસ્ત્ર મેળવીશ" એમ વિચારી

૧ છોડી દેવુ નહિ ૨ ખુણસ્યતે તો તેવા વસ્ત્ર લેવાજ નહિ.

ज्जा, णो पामिच्च कुज्जा;' णो वत्थए वत्थपरिणामं करेज्जा, णो परं उवसंकमित्तु एवं वदेज्जा, "आउसंतो समणा, अभिकखसि मे वत्थं धारित्तए वा परिहरित्तए वा;" थिरं वा णं संतं णो पलिच्छिंदिय पलिच्छिंदिय परिट्ठवेज्जा, जहाचेयं वत्थं पावगं परो मन्नइ। पर च णं अदत्तहारिं[1] पडिपहे पेहाए तस्स वत्थस्स णिदाणे णो तेसिं भीओ उम्मग्गेण गच्छेज्जा। जाव अप्पुस्सुए जाव ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा। (८३७)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरासे विहं[2] सिया। से जं पुण विहं जाणेज्जा 'इमंसि खलु विहंसि बहवे आमोसगा वत्थपडियाए संपिंडिया,' णो तेसिं भीओ उम्मग्गेण गच्छेज्जा। जाव गामाणुगामं दूइज्जेज्जा। (८३८)

से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से आमोसगा पडियागच्छेज्जा, ते णं आमोसगा एवं वदेज्जा "आउसंतो समणा, आहरेत्त वत्थं, देहि निक्खिवाहि," जहा इरियाए[3] णाणत्तं वत्थपडियाए। (८३९)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं। (८४०)



१ अदत्तहारिणं तस्करं २ अटवीप्रायः पथा.। ३ ईर्याध्ययनवत् नानात्वं बोध्यं।

એક બીજાને વસ્ત્રો આપવા નહિ, વળી વસ્ત્રો ઉધારે પણ આપવાં નહિ, તથા એક વસ્ત્ર આપી બીજું વસ્ત્ર લેવું નહિ તથા બીજા મુનિને તે વસ્ત્ર લેવાનું પૂછવું નહિ, તથા વસ્ત્ર મજબુત છતાં "એ વસ્ત્ર બીજાઓને સારૂં નથી દેખાતું" એમ વિચારી તેના કટકા કરી પરઠવવું નહિ. વળી રસ્તે જતાં ચોરોને દેખી આડે માર્ગે નહિ ચાલવું, કિંતુ ધીરજથી યતનાપૂર્વક ચાલ્યા જવું (૮૩૭)

મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ જતાં વચ્ચે મોહોટું મેદાન આવી પડે અને ત્યાં એવું જણાય કે આ મેદાનમાં ઘણા લૂટારાઓ વટેમાર્ગુઓના કપડાલત્તા લૂટવા માટે ભરાઈ બેઠા છે, તો તેમનાથી બીહીજઈને આડે માર્ગે નહિ જવું કિંતુ ધીરજથી તેજ રસ્તે ચાલ્યા જવું (૮૩૮)

મુનિ અથવા આર્યાને ગ્રામાનુગ્રામ જતાં વચ્ચે લૂટારાઓ આવી મળે અને તેઓ કહે કે "આયુષ્મન્ તપસ્વી, આ વસ્ત્ર લાવ, દે, કે છોડી દે" તો જેમ ઇર્યાધ્યયનમાં કહેલું છે તેમ વર્ત્તવું (૮૩૯)

એ મુનિ અથવા આર્યાના આચારની સંપૂર્ણતા છે. (૮૪૦)



# पात्रैषणाख्यं पंचदश मध्ययनम्.

[ प्रथम उद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा पायं एसित्तए । सेज्जं पुण पायं जाणेज्जा-तंजहा,-अलाउपायं वा, दारुपायं वा, मट्टियापायं वा तहप्पगारं पायं जे णिग्गंथे तरुणे जाव थिरसंघयणे से एगं पायं धारेज्जा,[१] णो बीयं । (८४१)

से भिक्खू वा भिक्खुणी वा परं अद्धजोयणमेराए पायपडियाए णो अभिसंधारेज्ज गमणाए । (८४२)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुणं पायं जाणेज्जा, अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं, जहा पिंडेसणाए चत्तारि आलावगा । पंचमे बहवे समणमाहणा पगणिते तहेव । (८४३)

से भिक्खू वा भिक्खुणी वा अस्संजए भिक्खुपडियाए बहवे समणमाहण ( वत्थेसणा लावओ ) (८४४)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण पायाइं जाणेज्जा विरूवरुवाइं महद्धण-

१ जिनकल्पिकादिः

## અધ્યયન પંદરમું.

### પાત્રૈષણા.

### પહેલો ઉદ્દેશ.

( પાત્ર કેવાં અને શી રીતે લેવાં ? )

મુનિ અથવા આર્યાએ જ્યારે પાત્ર જોઇતુ હોય ત્યારે તુબીનું પાત્ર અથવા માટીનુ પાત્ર અથવા એવીજ તરેહનું બીજું કોઇ પણ પાત્ર લેવું; અને જે મુનિ યુવાન અને મજબુત બાંધાવાળો હોય તેણે માત્ર એકજ પાત્ર રાખવું.[१] (૮૪૧)

મુનિ અથવા આર્યાએ પાત્ર લેવા માટે બે ગાઉની હદથી બહેર ન જવું. (૮૪૨)

મુનિ અથવા આર્યાએ જે પાત્ર ગૃહસ્થે એકજ મુનિને માટે ઉદ્દેશિને તૈયાર કર્યું હોય તે નહિ લેવુ અહીં પિંડૈષણા નામના અધ્યયન પ્રમાણે ચાર આલાપક બોલી જવા. (૮૪૩)

તેમજ અનેક શ્રમણ-બ્રાહ્મણ માટેનો આલાપક વસ્ત્રૈષણા મુજબ જાણવો. (૮૪૪)

મુનિ અથવા આર્યાએ જે પાત્રો બહુ મૂલ્યવાળા જણાય જેવા કે લોઢાના, ત્રાબાનાં,

૧ આ નિયમ પણ જિનકલ્પિ સાધુને માટે છે, એમ ટીકાકાર જણાવે

मुल्लाइ, तजहा, अयपादाणि वा, तवपादाणि वा, सीसग–हिरण्ण–सुवण्ण–रीरिया–हारपुड[1]–पायाणि वा, मणि–काय–कंस–संख–सिंग–दंत–चेल–सेल–पायाणि वा, चम्मपायाणि वा, अण्णयराणि वा तहप्पगाराइं विरूवरूवाइं महद्धणमोल्लाइं पायाइं अफासुयाइं जाव णो पडिग्गाहेज्जा । (८४५)

से भिक्खू वा, भिक्खुणी वा से ज्जाइ पुण पादाइं जाणेज्जा विरूवरूवाइं महद्धणबंधणाणि वा, अयबंधणाणि वा, जाव चम्मबंधणाणि वा, तहप्पगाराइं महद्धणबंधणाइं अफासुयाइं णो पडिग्गाहेज्जा । इच्चेयाइं आयतणाइं उवातिकम्म । (८४६)

अह भिक्खू जाणेज्जा चउहिं पडिमाहिं पादं एसित्तए । तत्थ खलु इमा पढमा पडिमा.–से भिक्खू वा भिक्खुणी वा उद्दिसिय उद्दिसिय पाय जाएज्जा, तंजहा, लाउयपायं वा, दारुपाय वा, मट्टियापायं वा, तहप्पगार पाय सयं वा णं जाएज्जा, जाव पडिगाहेज्जा । पढमा पडिमा । (८४७)

अहावरा दोच्चा पडिमाः—से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए पायं जाएज्जा, तजहा, गाहावइं वा जाव कम्मकरी वा, से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा, भइणी ति वा, दाहिसि मे एत्तो अण्णयर पादं, तंजहा, लाउयपाद वा" जाव तहप्पगारं पाय सय वा ण जाएज्जा, परो वा से देज्जा जाव पडिगाहेज्जा । दोच्चा पडिमा । (८४८)

अहावरा तच्चा पडिमा,–से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण पादं जाणेज्जा सं-

1 લોહપાત્ર.

સીસાના, રૂપાનાં, સોનાનાં, પીતળના, પોલાદનાં, મણિનાં, કાચનાં, કાસાનાં, શંખનાં, શીંગડાના, દાંતનાં, કપડાના, પત્થરના, ચામડાના, કે એવી કોઈ પણ તરેહનાં બહુ મૂલ્યવાન પાત્રો હોય તે તેમણે ગ્રહણ કરવાં નહિ (૮૪૫)

વળી જે પાત્રો ઊપર લોઢા કે ચામડા કે કોઇ પણ તેવી ચીજના બહુ મૂલ્યવાન પટ્ટા લગાડેલા હોય તે પણ ગ્રહણ નહિ કરવા. એરીતે પાપના સ્થળથી અલગા રહી વર્ત્તવું (૮૪૬)

મુનિએ ચાર પ્રતિજ્ઞાઓથી પાત્ર ગવેષના જવું. તે ચાર પ્રતિજ્ઞાઓમાની પેહેલી પ્રતિજ્ઞા આ પ્રમાણે –મુનિ અથવા આર્યા અમુક જાતનું નામ લઈ તેજ પાત્ર માગે;–જેવું કે તુંબીપાત્ર, કાષ્ટપાત્ર, મૃત્તિકાપાત્ર, વગેરે. અને તે માગ્યાથી યા ગૃહસ્થ પોતાની મેળે આપે તો ગ્રહણ કરે. એ પહેલી પ્રતીજ્ઞા (૮૪૭)

બીજી પ્રતીજ્ઞા આ પ્રમાણે –મુનિ અથવા આર્યા અમુક જાતનુ પાત્ર ગૃહસ્થના ઘરે જોયા બાદ જ માગે અને તે મુજબ ગૃહસ્થ કે ચાકરડીને શરૂઆતમા જોઈ કહેકે "હે આયુષ્મન્ યા બહેન, આ તુંબીપાત્ર, કાષ્ટપાત્ર કે મૃત્તિકાપાત્ર વગેરેમાનુ અમુક પાત્ર મને આપશો" એ રીતે માગ્યાથી યા પોતાની મેળે ગૃહસ્થ કે ચાકર તે આપે તો ગ્રહણ કરે એ બીજી પ્રતિજ્ઞા (૮૪૮)

ત્રીજી પ્રતિજ્ઞા આ પ્રમાણે–મુનિ અથવા આર્યા, ગૃહસ્થે વાપરેલુ યા ગૃહસ્થના વાપરતા બે ત્રણ પાત્રોમાનુ એક પાત્ર માગ્યાથી યા પોતાની મેળે ગૃહસ્થે આપતા ગ્રહણ કરે

गत्तियं वा वेजयंतियं वा, तहप्पगारं पायं सयं वा जाव पडिग्गाहेज्जा। तच्चा पडिमा। (८४९)

अहावरा चउत्था पडिमा;-से भिक्खू वा भिक्खुणी वा उज्झियधम्मियं पायं जाणेज्जा; जं च-ण्णे बहवे समणमाहणा जाव वणीमगा णावकंखंति, तहप्पगारं पायं सयं वाणं जाव पडिग्गाहेज्जा। चउत्था पडिमा। (८५०)

इच्चेयाणं चउण्हं पडिमाणं अण्णयरं पडिमं ( जहा पिंडेसणाए ) (८५१)

से णं एताए एसणाए एसमाणं परो पासित्ता वदेज्जा "आउसंतो समणा एज्जासि तुमं मासेण वा" ( जहा वत्थेसणाए. ) (८५२)

से णं परो णेत्ता वदेज्जा, "आउसो त्ति वा भइणी ति वा आहरेयं पायं, तेल्लेण वा, घएण वा, णवणीएण वा, वसाए वा, अब्भंगेत्ता वा तहेव, सिणाणाइ तहेव, सीतोदगकंदादि तहेव। (८५३)

से णं परो णेत्ता वदेज्जा "आउसंतो समणा, मुहुत्तगं मुहुत्तगं अच्छाहि जाव, ताव अम्हे असणं वा उवकरेसु वा उवक्खडेसु वा, तो ते वयं आउसो सपाणं सभोयणं पडिग्गहगं दास्सामो. तुच्छए पडिग्गहए दिण्णे समणस्स णो सुट्ठु साहु भवति " से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भइणी ति वा, णो खलु मे कप्पइ आधाकम्मिए अ-

એ ત્રીજી પ્રતિજ્ઞા (૮૪૯)

ચોથી પ્રતિજ્ઞા આ પ્રમાણે:- મુનિ અથવા આર્યા જે પાત્ર ફેંકી દેવા જેવું હોય અને તેથી જેને બીજા કોઈ (બૌદ્ધ) ભિક્ષુક બ્રાહ્મણ કે ભીખારી લોક લે નહિ તેવું પાત્ર માગ્યાથી યા પોતાની મેળે ગૃહસ્થે આપતાં ગ્રહણ કરે; એ ચોથી પ્રતિજ્ઞા. (૮૫૦)

એ ચાર પ્રતિજ્ઞાઓમાની કોઈ પણ પ્રતિજ્ઞાને અંગીકાર કરનાર મુનિએ ઉત્કર્ષ ન કરવો કે " હું ઉગ્રતપનો કરનાર છું. યા, બીજો સાધુ એમ કરી શકે નહિ." કિંતુ "જિનાજ્ઞા પાળનાર સર્વ સાધુ મહાપુરૂષજ છે " એમ જાણી શુદ્ધ સંયમ પાળવો (૮૫૧)

આ રીતની તજવીજથી મુનિને પાત્ર માગતા જોઇ ગૃહસ્થ કહે કે " હે આયુષ્મન્ શ્રમણ, તમો એક મહિનો વીતે આવજો " ઇત્યાદિ સાંભળી મુનિએ જેમ પિંડેષણાધ્યયનમાં કહ્યું છે તેમ કરવું. (૮૫૨)

મુનિ કે આર્યાને તેડી જનાર ગૃહસ્થ કહે કે " હે આયુષ્મન્ શ્રમણ, યા બહેન, પેલેલું પાત્ર લાવ; કે જેથી તેને તેલ, ઘી, માખણ કે ચરબી ચોપડી યા સુગંધી ચીજો વડે સુવાસિત કરી યા ઊના કે તાઢા પાણીથી ધોઇ યા કંદ કે વનસ્પતિથી સ્વચ્છ કરી તમને આપશું." આવાં બોલ સાંભળી મુનિએ તરત તે બાબત મનાઈ પાડવી અને કહેવું કે " જો આપવા ચાહતા હો તો એમજ આપો." તેમ કહ્યા છતાં જો ગૃહસ્થ નહિ માને તો તે પાત્ર મુનિએ કે આર્યાએ લેવું નહિ. (૮૫૩)

તેડી જનાર ગૃહસ્થ કહે કે " હે આયુષ્મન્ શ્રમણ, તમે થોડીવાર ઊભા રહો,[1] તેટલામાં અમે આ ભોજનપાણી તૈયાર કરી લેશું; અને ત્યારે હે આયુષ્મન્ તમોને ભોજનપાણી સહિત પાત્ર આપીશું. કેમકે ખાલી પાત્ર સાધુને આપ્યાથી સારૂં ન દેખાય " આવે પ્રસંગે

1 કારણ કે અમારા પાસે બીજું વધતું પાત્ર નથી. (ટીકા).

सणे वा पाणे वा खाइमे वा साइमं वा, ओत्तए वा पायए वा । मा उवकरेहि मा उवक्खडेहि, अभिकंखसि मे दातुं, एमेव दलयाहि '। से सेव वयंतस्स परो असणं वा जाव उवकरेत्ता उवक्खडेत्ता सपाणं सभोयण पडिग्गहगं दलएज्जा, तहप्पगारं पडिग्गहं अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (८५४)

सिया सेवं परो णेत्ता पडिग्गहगं णिसिरेज्जा, से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भइणी ति वा तुमं चेव णं सतिय अंतोअंतेण पडिलेहिस्सामि" (८५५)

केवली बूया आयाण-मेयं। अंतो पडिग्गहंसि पाणाणि वा बीयाणि वा हरियाणि वा जाव अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पतिण्णा ज पुव्वामेव पडिग्गहगं अंतोअंतेण पडिलेहिज्जा । (८५६)

समडादि सव्वे आलावगा जहा वत्थेसणाए; णाणत्त,-तेल्लेण वा घएण वा णवणीएण वा वसाए वा सिणाणादि जाव अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय पडिलेहिय पमज्जिय तओ सजयामेव आमज्जेज्ज वा। (८५७)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ज सव्वट्ठेहिं सहिएहिं सया जएज्जासि त्ति बेमि । (८५८)



સાધુએ જોઇ તપાશી કહેવુ કે "હે આયુ'મન્ અથવા બેહેન. મને માગ માટે કરેલાં ખો-ર્ધપાણી કામ લાગવાના નથી. માટે મારા માટે તે તૈયાર કરતા ના. જો પાત્ર દેવા ચાહતા હો તો એમજ ખાલી આપો." આમ કહ્યા છતાં ગૃહસ્થ આહારપાણી તૈયાર કરી તે સહિત પાત્ર આપવા માડે તો તે અયોગ્ય જાણી ગ્રહણ કરવું નહિ (૮૫૪)

તેડી જનાર ગૃહસ્થ પાત્ર આપવા માંડે ત્યારે મુનિએ શરૂઆતમાં જોઇ કરી કહેવુ કે કે "હે આયુષ્મન્ યા બહેન, આ પાત્ર તમારૂં છતાજ હુ ચારે બાજુથી જોઇને લઇશ (૮૫૫)

જો જોયા મગર મુનિ પાત્ર લે તો કેવળજ્ઞાની કહે છે કે એથી કર્મબંધ થાય. કારણ કે કદાચ તે પાત્રના અંદર જીવજંતુ કે વનસ્પતિ (લીલફૂલ) પણ આવી જાય. તે માટે મુનિને ઊપર મુજબ ભલામણ છે કે તેણે શરૂઆતમાંજ પાત્રને બધી બાજુ જોઇ તપાશી ગ્રહણ કરવુ. (૮૫૬)

સઅડાદિ સર્વ આલાપક પિંડૈષણા મુજબ જાણવા. માત્ર એ વિશેષ છે કે જો તેલ, ઘી, માખણ, કે ચરબી વગેરથી ખરડેલ પાત્ર જણાય તો નિર્જીવ સ્થંડિલ ભૂમિમા જઇ જોઇ પોછી પ્રમાર્જી યતના પૂર્વક તેને ઘસી નાખવુ (૮૫૭)

એજ ખરેખર મુનિ અથવા આર્યાના આચારની સંપૂર્ણતા છે કે બધીબાબતોમાં સદા યત્ન પૂર્વક વર્તવુ. એમ હુ કહુંછુ. (૮૫૮)



[ द्वितीय उद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए पविसमाणे पुव्वामेव पेहाए पडिग्गहगं, अवहट्टु पाणे, पमज्जिय रयं, ततो संजयामेव, गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्ज वा पविसेज्ज वा। (८५९)

केवली बूया 'आयाण मेयं.' अंतोपडिग्गहंसि पाणे वा, बीए वा, रए वा परियावज्जेज्जा। अह भिक्खूण पुव्वोवदिट्ठा एस पतिण्णा, जं पुव्वामेव पेहाए पडिग्गहं, अवहट्टु पाणे, पमज्जिय रयं, ततो संजयामेव गाहावइ कुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा। (८६०)

से भिक्खू वा भिक्खुणी वा गाहावइ-जाव-समाणे सिया. से परो अभिहट्टु अंतो पडिग्गहगंसि सीओदगं परिभाएत्ता णीहट्टु[1] दलएज्जा, तहप्पगारं पडिग्गहगं[2] परहत्थंसि वा परपादंसि वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (८६१)

सेय आहच्च[3] पडिगाहिए सिया[4] से खिप्पामेव उदगंसि साहरेज्जा, सपडिग्गह-मायाए व ण परिट्ठवेज्जा, ससणिद्धाए चणं भूमीए णियमेज्जा। (८६२)

---

१ निस्सार्य. २ ( अत्र मूलसूत्रपुस्तके "तहप्पगारं पडिग्गहगं" इति लिखितं लभ्यते परं टीकाकारेण तथा प्रकार शीतोदक मिति व्याख्यातत्वात "तहप्पगारं सीओदगं" इति शुद्ध पाठः संभाव्यते. न ज्ञायते बालावबोधकारः कथं वृत्तिं नानुसृतः!) ३ कदाचित्. ४ प्रथमं तस्य दातु रुदकभाजने प्रक्षिपेत् तदनिच्छायां शेषसूत्र.

## બીજો ઉદ્દેશ.

### પાત્ર વિષે વધુ આજ્ઞાઓ.

મુનિ અથવા આર્યાએ આહાર લેવા માટે ગૃહસ્થના ઘરે જતાં શરૂઆતમાંજ પાત્રને જોઈ તપાશી, જીવજંતુ દૂર કરી, રજ પ્રમાર્જી યતનાપૂર્વક આહાર લેવા જવું આવવું (૮૫૯).

જો પાત્ર જોયા પ્રમાર્જ્યા વિના આહાર લેવા જાય તો કેવળજ્ઞાની કહે છે કે તેથી કર્મબંધ થાય છે. જે માટે કદાચ તે પાત્રની અંદર જીવજંતુ, લીલફૂલ કે રજ પણ રહેલી હોય માટે મુનિને ઉપર મુજબ ભલામણ છે કે તેણે શરૂઆતમાંજ પાત્રને જોઈ તપાશી પોંજીપ્રમાર્જી યતના પૂર્વક આહાર લેવા જવું આવવું. (૮૬૦)

મુનિ અથવા આર્યા ગૃહસ્થના ઘરે આહારપાણી લેવા ગએલા હોય, અને કદાચ ત્યાં તે ગૃહસ્થ પોતાના પાત્રમા તાડું પાણી નાખીને તે મુનિને આપવા માંડે તો તે ગૃહસ્થના હાથમાં કે પાત્રમાં રહેલું તેવું તાડું પાણી અયોગ્ય જાણીને ગ્રહણ કરવું નહિ. (૮૬૧)

કદાચ તે ભૂલચૂકથી લેવાઈ જાય તો તરતજ ( તે દેનાર ધણીને ત્યાં પાછું આપી આવવું પણ જો તે લેવાની તે ના પાડે તો ) બીજા કૂવા વગેરેના સરખી જાતના પાણીમાં તેને નાખી દેવું, તેમ ન બને તો પાત્ર સહિત પરઠવી દેવું; અથવા ભીનાશવાળી જમીનમાં ઢોળી આવવું. (૮૬૨)

સે ભિક્ખૂ વા ભિક્ખુણી વા ઉદઉલ્લં વા સસણિદ્ધં વા પડિગ્ગહં ણો આમજ્જેજ્જ વા જાવ પયાવેજ્જ વા । (૮૬૩)

અહ પુણ એવં જાણેજ્જા,–વિગઓદએ મે પડિગ્ગહે છિણ્ણસિણેહે, તહપ્પગારં પડિગ્ગહં તતો સંજયામેવ આમજ્જેજ્જ વા જાવ પયાવેજ્જ વા । (૮૬૪)

સે ભિક્ખૂ વા ભિક્ખુણી વા ગાહાવઇ. પવિસિઉકામે સપડિગ્ગહ–માયાએ ગાહાવઇકુલં પિંડવાયપડિયાએ પવિસેજ્જ વા ણિક્ખમેજ્જ વા । એવં બહિયા વિહારભૂમિં વા ગામાણુગામં દૂઇજ્જેજ્જા । (૮૬૫)

તિવ્વદેસિયાદિ જહા બીયાએ વત્થેસણાએ. ણવરં, એત્થ પડિગ્ગહતો । (૮૬૬)

એયં ખલુ તસ્સ ભિક્ખુસ્સ ભિક્ખુણીએ વા સામગ્ગિયં જં સવ્વટ્ઠેહિં સહિતેહિં સયા જએજ્જાસિ, ત્તિ બેમિ । (૮૬૭)



મુનિ અથવા આર્યાએ પાણીથી ભીંજેલું કે ભીનાશવાળું પાત્ર મશળવું કે સૂકવવું નહિ. (૮૬૩)

કિંતુ જ્યારે એવું જણાય કે મારા પાત્ર ઉપરનું પાણી કે ભીનાશ દૂર થયા છે, ત્યારે તે મશળવું કે સૂકવવું. (૮૬૪)

મુનિ અથવા આર્યાએ ગૃહસ્થના ઘેર આહાર લેવા જતાં પાત્રો સહિત જવું આવવું. અને એજ રીતે બાહેર વિહારભૂમિમા ગામોગામ ફરતા પણ પાત્રો સહિત ફરવું (૮૬૫)

મુનિએ પાત્ર લેવા જતા જો થોડો યા ઘણો વરસાદ વરસતો હોય તો જેમ પિંડૈષણામાં વિધિ બતાવી છે તેમ વર્તવું. (૮૬૬)

એજ ખરેખર મુનિ તથા આર્યાના આચારની સંપૂર્ણતા છે કે તેઓએ સર્વ બાબતમાં સદા યત્નવંત રહેવું, એમ હું કહું છું. (૮૬૭)



# अवग्रह-प्रतिमाख्यं षोडश मध्ययनम्.

[ प्रथम उद्देशः ]

" समणे भविस्सामि अणगारे अकिंचणे अपुत्ते अपसू परदत्तभोगी पावं कम्मं णो करिस्सामी ति, समुट्ठाए, सव्वं भंते अदिण्णादाणं पच्चक्खामि "। (८६८)

से अणुपविसित्ता गामं वा जाव रायहाणिं वा णेव सयं अदिन्नं गिण्हेज्जा; णेव-ण्णेणं अदिन्नं गिण्हाविज्जा; णेव-ण्णेणं अदिण्णं गिण्हंतं समणुजाणेज्जा। जेहि वि सद्धिं संपव्वइए, तेसिंपि याइं भिक्खू, छत्तयं[1] वा मत्तयं वा डंडगं वा जाव चम्मच्छेदणगं वा, तेसिं पुव्वामेव उग्गहं अणुण्णविय अपडिलेहिय अपमज्जिय णो गिण्हेज्ज वा पगिण्हेज्ज वा; तेसिं पुव्वामेव उग्गहं अणुण्णविय पडिलेहिय पमज्जिय गिण्हेज्ज वा पगिण्हेज्ज वा। (८६९)

१ वर्षाकल्पादि, यदिवा कारणिक. क्वचित् कुंकुणदेशादौ वतिवृष्टि संभवात् छत्रकमपि गृह्णीयात् (टीका)

## અધ્યયન સોળમું

### અવગ્રહ–પ્રતિમા.

### પહેલો ઉદ્દેશ

( રહેવાનું મકાન કેવું પસંદ કરવું.

" હું શ્રમણ છું માટે હું ઘર, દોલત, પુત્ર પરિવાર, તથા ચતુષ્પદાદિક સર્વ વસ્તુની મમતા છોડીને ભિક્ષાવૃત્તિથી બીજા પાસેથી જે કંઇ મળશે તેનાવડે નિર્વાહ કરતો થકો પાપકર્મ નહિ કરીશ, આ રીતે સાવધ થઇ હું એવી પ્રતિજ્ઞા લઉછું કે હે પૂજ્ય, મારે સર્વ જાતની બીજાએ નહિ આપેલી વસ્તુ ગ્રહણ કરવી નહિ " (૮૬૮)

આવા પ્રતિજ્ઞાવત મુનિએ ગામ કે શહેરમાં જઇ પોતે જાતે, બીજાએ નહિ આપેલી વસ્તુ લેવી નહિ; બીજાને કહિને લેવરાવવી નહિ, તથા જે લેતો હોય તેને ભલું માનવું નહિ કિં બહુના, જેઓની સાથે દીક્ષા લીધેલી હોય તેઓનાં પણ છત્રક,[1] માત્રક, દંડક, કે ચર્મછેદનક તેમની રજા લીધા શિવાય તથા જોયા પ્રમાર્જ્યા શિવાય નહિ લેવાં, કિંતુ, તેઓની રજા લઇ જોઇ પ્રમાર્જીને તે ગ્રહણ કરવા. (૮૬૯)

૧ વર્ષાકલ્પ નામનું કપડું અથવા કોંકણ વગેરે દેશોમાં બહુ વરસાદ હોવાથી કદાચ મુનિને તે કારણે છત્ર પણ રાખવું પડે (ટીકા).

से आगंतारेसु वा (४) अणुवीइ उग्गहं जाएज्जाः—जे तत्थ ईसरे जे तत्थ समाहिट्ठाए, ते उग्गहं अणुण्णवेज्जा, "कामं खलु आउसो, अहालंदं[1] अहापरिण्णातं[2] वसामो। जाव आउसंतस्स उग्गहं, जाव साहम्मियाए, ताव उग्गहं ओगिण्हिस्सामो, तेणपरं विहरिस्सामो।" (८७०)

से किं पुण तत्थोग्गहंसि एवोग्गहियंसि? जे तत्थ साहम्मिया संभोतिया[3] समणुण्णा उवागच्छेज्जा, जे तेण सयमेसियए असणे वा (४) तेण ते साहम्मिया संभोइया उवणिमंतेज्जा; णो चेव णं परवडियाए ओगिज्झिय ओगिज्झिय उवणिमंतेज्जा। (८७१)

से आगंतारेसु वा (४) जाव से किं पुण तत्थोग्गहंसि एवोग्गहियंसि? जे तत्थ साहम्मिया अण्णसंभोइया समणुण्णा उवागच्छेज्जा, जे तेणं सयमेसियए पीढे वा फलए वा सेज्जासंथारए वा, तेण ते साहम्मिए अण्णसंभोइए समणुण्णे उवणिमंतेज्जा; णो चेव णं परवडियाए ओगिज्झिय ओगिज्झिय उवणिमंतेज्जा। (८७२)

से आगंतारेसु वा (४) जाव से किं पुण तत्थोग्गहंसि एवोग्गहियंसि? जे तत्थ गाहावईण वा गाहावइपुत्ताण वा सूती वा पिप्पलए वा कण्णसोहणए वा णहच्छेदए वा तं अप्पणो एगस्स अट्ठाए पडिहारियं जाइत्ता, णो अण्णमण्णस्स देज्ज वा अणुपदेज्ज वा; सयं

---

१ यावन्मात्रं कालं. २ यावन्मात्रं क्षेत्रं. ३ एकसामाचारीप्रविष्टाः

મુનિએ જ્યારે મુસાફરખાના કે ઘર વગેરે સ્થળે પોતાને રહેવાની જગ્યા માગવી હોય ત્યારે પહેલાં "આ જગ્યા મને યોગ્ય છે" એમ વિચાર કરીને પછી ત્યાં જે માલક કે મુખી હોય તેઓની આ પ્રમાણે રજા લેવી —" હે આયુષ્મન્, જો આપની મરજી હોય તો જેટલા વખત લગી જેટલી જગા વાપરવા આપશો તેટલા વખત લગી તેટલી જગામાં અમે રહીશું. અને જ્યાં લગી હે આયુષ્મન્, તમારી પરવાનગી છે ત્યાં લગી જેટલા અમારા સમાનધર્મી સાધુ આવશે તેઓ સાથ રહીશું, ત્યારબાદ ચાલ્યા જઈશું " (૮૭૦)

રહેવાની જગા મેળવ્યા બાદ ત્યાં જે સદાચારરત સમાનધર્મી સાંભોગિક ( સાથે બેસી જમનારા ) સાધુઓ આવે તો તેઓને મુનિએ પોતે લાવેલા આહારપાણીથી નિમંત્રિત કરવા, પણ બીજાએ લાવેલા આહારપાણીથી બહુ બહુ ખેંચીને નિમંત્રણ ન કરવું. (૮૭૧)

રહેવાની જગા મેળવ્યા બાદ ત્યાં જે સદાચારરત સમાનધર્મી પણ અસાંભોગિક ( સાથે નહિ જમી શકનાર ) સાધુઓ આવે તો તેઓને મુનિએ પોતે લાવેલા બાજોઠ, પાટ, કે શય્યાના પાથરણાથી નિમંત્રિત કરવા, પણ બીજાએ લાવેલાથી બહુ બહુ ખેંચીને નિમંત્રણ ન કરવું. (૮૭૨)

રહેવાની જગા મેળવ્યાબાદ ત્યાં જે ગૃહસ્થ અથવા તેના પુત્રોની સોય, પિપ્પળક, કર્ણશોધનિકા કે નખચ્છેદનિકા મુનિએ પોતાના માટે માગી લાવેલી હોય તે બીજા મુનિઓને દેવી લેવી નહિ કિંતુ પોતાનું કામ કરીને તે વસ્તુ લઈ ગૃહસ્થને ત્યાં જઈ તે ચીજ પો-

करणिज्जं ति कट्टु से त्तमादाए तत्थ गच्छेज्जा, गच्छित्ता पुव्वामेव उत्ताणए हत्थे कट्टु भूमीए वा ठवेत्ता, 'इमं खलु, इमं खलु' त्ति आलोएज्जा, णो चेवण सय पाणिणा परपाणिंसि पच्चप्पिणेज्जा । (८७३)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उग्गहं जाणेज्जा अणतरहियाए पुढवीए ससणिद्धाए पुढवीए जाव संताणाए, तहप्पगारं उग्गहं णो उगिण्हेज्ज वा पगिण्हेज्ज वा। ८७४

से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उग्गहं जाणेज्जा थूणंसि वा (४) तहप्पगारे अंतलिक्खजाए दुब्बद्धे जाव णो उग्गहं उगिण्हेज्ज वा पगिण्हेज्ज वा । (८७५)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उग्गहं जाणेज्जा कुलियंसि वा जाव णो उगिण्हेज्ज वा (२) । (८७६)

से भिक्खू वा ( २ ) खंधंसि वा, अण्णयरे वा तहप्पगारे जाव णो उगिण्हेज्ज वा ( २ ) । (८७७)

सेज्जंपुण उग्गहं जाणेज्जा ससागारियं सागणियं सउदयं सइत्थिं सक्खुड्डं सपसुं सभत्तपाणं, णो पण्णस्स णिक्खमणपवेस-जाव-धम्माणुजोगचिंताए, सेवं णच्चा तहप्पगारे उवस्सए ससागारिए जाव सक्खुड्ड-पसु-भत्तपाणे णो उग्गहं उगिण्हेज्ज वा (२) (८७८)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उग्गहं जाणेज्जा गाहावइकुलस्स मज्झंमज्झेण गंतुं

તાના ખુલ્લા હાથમા ધરી અથવા જમીનપર ધરી ગૃહસ્થને કહેવુ કે "આ રહી તમારી ચીજ,આ રહી તમારી ચીજ" પણ પોતેપોતાના હાથે ગૃહસ્થના હાથમા મેલવી નહિ (૮૭૩)

મુનિ અથવા આર્યાએ જે મકાન સચિત્ત પૃથિવીવાળુ અથવા લીલી પૃથિવીવાળુ અથવા જીવજંતુવાળી પૃથિવીવાળું જણાય તેવુ મકાન રહેવા માટે ગ્રહણ કરવુ નહિ (૮૭૪)

મુનિ અથવા આર્યાએ જે મકાન લાકડાના થાભલા વગેરેપર આકાશમા જેવી તેવી રીતે બાધેલ હોય તેવુ મકાન ગ્રહણ કરવું નહિ. (૮૭૫)

મુનિ અથવા આર્યાએ જે મકાન (કાચી) ભીંતોપર બાધેલુ હોય તેવુ મકાન ગ્રહણ કરવું નહિ (૮૭૬)

મુનિ અથવા આર્યાએ જે મકાન ગઢ કે થાભલા વગેરેપર ઊચુ બાધેલ હોય તે અથવા તેવી જાતનાં બીજા કોઈ પણ મકાન ગ્રહણ કરવાં નહિ. (૮૭૭)

જે મકાનમા ગૃહસ્થ રહેલા હોય, અગ્નિ રહેલી હોય, પાણી રહેલુ હોય, સ્ત્રીઓ રહેલી હોય, બાળકો રહેલા હોય, જાનવરો રહેલા હોય. અથવા આહારપાણી રંધાતા હોય, અને તેથી કરીને જે પ્રાજ્ઞ પુરૂષને નીકળવા પેશવામાં કે ધર્મવિચારણા કરવામા અગવડ ભરેલું હોય તેવુ મકાન ગ્રહણ કરવું નહિ. (૮૭૮)

મુનિ અથવા આર્યાએ, જે મકાનમાં ગૃહસ્થોના સમુદાયમાથી થઇને દાખલ થઈ શકાતું

पर्वपोहिराए वो, णो पण्णस्स–जाव से एवं णच्चा तहप्पगारे उवस्सए णो उग्गहं उगिण्हेज्ज वा (२) (८७९)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उग्गहं जाणेज्जा–इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्ण अक्कोसंति वा–तहेव तेल्लादि–सिणादि–सीओदगवियडादि–णगिणादि य–जहा सेज्जाए आलावगा । णवर उग्गहवत्तव्वता । (८८०)

से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उग्गहं जाणेज्जा आइण्णसंलेक्खं णो पण्णस्स जाव चिंताए, तहप्पगारे उवस्सए णो उग्गहं उगिण्हेज्ज वा (२) (८८१)

एय खलु तस्स भिक्खुस्स (२) सामग्गियं । (८८२)

[ द्वितीय उद्देशः ]

से आगतारेसु वा (३) अणुवीइ उग्गहं जाएज्जा–जे तत्थ ईसरे समाहिट्ठाए ते उग्गहं अणुण्णविज्जा, "कामं खलु आउसो, अहालंदं अहापरिण्णायं वसामो, जाव आउसो; आउसतस्स उग्गहे, जाव साहम्मियाए, ताव उग्गहं उगिण्हिस्सामो, तेणपरं विहरिस्सामो " । (८८३)

હોય અને તેના લીધે પ્રાજ્ઞ પુરૂષને નીકળવા પેસવામાં અગવડ ભરેલું હોય તેવું મકાન નહિ લેવું (૮૭૯)

મુનિ અથવા આર્યાએ, જે મકાનમા ઘરધણી કે ચાકરડીઓ અરસપરસ લડતા હોય, તેજ મુજબ જ્યા તેલાદિકથી અભ્યંગન કરતા હોય, નહાતા હોય, અથવા નગ્ન થઈ રહેતા હોય તેવા મકાનમા રહેવુ નહિ (૮૮૦)

મુનિ અથવા આર્યાએ જે મકાન ચિત્રામણથી ભરપૂર હોય અને તેથી ધર્મધ્યાનને અનુકૂળ ન હોય તેવા મકાનમા રહેવું નહિ (૮૮૧)

એજ મુનિ અથવા આર્યાના આચારની સપૂર્ણતા છે કે સર્વ બાબતોમા સાવધાન રહેવુ. (૮૮૨)

## બીજો ઉદ્દેશ.

( રહેવાનું મકાન પસંદ કરવાની રીત તથા તે બાબતની સાત પ્રતિજ્ઞાઓ )

મુનિએ મુસાફરખાના વગેર સ્થળે વિમર્શ પૂર્વક અવગ્રહ ( મુકામ ) માગતા તે સ્થળના માલેક અથવા મુખીની આ પ્રમાણે રજા લેવી–" હે આયુષ્મન્, જેવુ સ્થળ અને જેવી તેના માલેકની રજા હોય તે પ્રમાણે અમે રહિએ છીએ માટે જ્યા સુધી તમો અહીં છો અથવા જ્યા લગી તમારી રજા છે ત્યા લગી અને જેટલા અમારા સંઘાતી આવશે તે પ્રમાણે અવગ્રહ ( મુકામ ) લેશું, ત્યાર બાદ ચાલ્યા જશું " (૮૮૩)

से किंपुण तत्थ उग्गहंसि पवोग्गहियंसि ? जे तत्थ समणाण वा माहणाण वा, दंडए वा छत्तए वा जाव चम्मच्छेदणए वा, तं णो अंतोहिंतो बाहिं णीणेज्जा; बहियाओ वा णो अंतो पवेसेज्जा; णो सुत्तं वा णं पडिबोहेज्जा; णो तेसिं किंचिवि अप्पत्तियं[1] पडिणीयं करेज्जा। (८८४)

से भिक्खू वा (२) अभिकंखेज्जा अंबवणं उवागच्छित्तए; जे तत्थ ईसरे जे तत्थ समाहिट्ठाए, ते उग्गहं अणुजाणावेज्जा "कामंखलु जाव विहरिस्सामो" (८८५)

से किंपुण तत्थोग्गहंसि पवोग्गहियंसि ? अह भिक्खू इच्छेज्जा अंबं भोत्तए वा, से जं पुण अंबं जाणेज्जा सअंडं जाव ससंताणं तहप्पगारं अंबं अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (८८६)

से भिक्खू वा (२) सेज्जंपुण अंबं जाणेज्जा अप्पंडं जाव संताणगं अतिरिच्छच्छिण्णं अवोच्छिण्णं अफासुयं जाव णो पडिग्गाहेज्जा। (८८७)

से भिक्खू वा (२) सेज्जं पुण अंबं जाणेज्जा अप्पंडं जाव संताणगं तिरिच्छच्छिण्णं वोच्छिण्णं फासुयं जाव पडिग्गाहेज्जा। (८८८)

से भिक्खू वा (२) अभिकंखेज्जा अंबभित्तयं[2] वा अंबपेसियं[3] वा अंबचोयगं[4] वा अंबसालगं[5] वा अंबदालगं[6] वा, भोत्तए वा पायए वा, सेज्जं पुण जाणेज्जा अंबभित्तगं-

१ मनसःपीडां २ आम्रार्द्धं ३ आम्रफालीं ४ आम्रच्छल्लीं ५ रसं ६ सूक्ष्मखण्डानि.

અવગ્રહ ( મુકામ ) લીધા બાદ શું કરવું ? ત્યાં જે શ્રમણો કે બ્રાહ્મણોના દંડ, છત્ર, કે ચર્મચ્છેદક શસ્ત્ર પડ્યા હોય તે અંદરથી બાહેર ન લાવવા, બાહેરથી અંદર ન મેલવા; તેઓ સૂતેલા હોય તો તેમને જગાવવા નહિ; તથા તેમને કંઈ પણ અણગમતુ કે પ્રતિકૂળ નહિ કરવું (૮૮૪)

સાધુ અથવા સાધ્વીએ આંબાના વનમાં ( મુકામ લેવા ) જતા તેના માલેક કે મુખીની પણ ઉપર મુજબજ રજા લેવી (૮૮૫)

આંબાના વનમાં મુકામ લીધા બાદ શું કરવું ? ત્યાં જો સાધુ આંબાના ફળ ખાવા ઇચ્છે [1] તો જે આંબાનું ફળ ( કેરી ) ઈંડા તથા કીડીઓથી ભરેલુ હોય તેવું અયોગ્ય ફળ નહિ લેવું. (૮૮૬)

સાધુ અથવા સાધ્વીએ જે આંબાનુ ફળ ઈંડા તથા કીડીઓથી રહિત છતાં કાપેલુ કે કટકા પાડેલુ ન હોય તે અયોગ્ય જાણી લેવું નહિ. (૮૮૭)

સાધુ અથવા સાધ્વીએ જે આંબાનુ ફળ ઈંડા તથા કીડીઓથી રહિત છતાં આડું અવળુ કાપેલું હોય કે તેના જૂદા જૂદા કટકા કરેલા હોય તેવું ફળ યોગ્ય જાણીને લેવું. (૮૮૮)

સાધુ અથવા સાધ્વીએ આંબાના ફળના અર્ધકટકા, અથવા ફાળ, અથવા છાલ, અથવા રસ, અથવા ઝીણા કટકા ખાવા પીવાના હોય તો જે કટકા વગેરે ઈંડા કે કીડીઓથી ભરેલાં

૧ કારણયોગે (ટીકા)

वा जाव अवदालग वा सअडं जाव संताणग अफासुय जाव णो पडिग्गाहेज्जा। (८८९)

से भिक्खू वा (२) सेज्जं पुण जाणेज्जा अंबभित्तग वा अप्पडं जाव संताणगं अतिरिच्छच्छिण्णं वा अवोच्छिण्ण वा अफासुय जाव णो पडिग्गाहेज्जा । (८९०)

से भिक्खू वा (२) सेज्ज पुण जाणेज्जा अंबभित्तग वा अप्पंडं जाव संताणगं तिरिच्छच्छिण्ण वोच्छिण्ण फासुय जाव पडिग्गाहेज्जा । (८९१)

से भिक्खू वा (२) अभिकखेज्जा उच्छुवणं उवागच्छित्तए; जे तत्थ ईसरे, जाव, उग्गहांसि । (८९२)

अह भिक्खू इच्छेज्जा उच्छुं भोत्तए वा पायए वा, से ज्जं उच्छु जाणेज्जा सअंडं जाव णो पडिग्गाहेज्जा । अतिरिच्छच्छिण्णं तहेव । तिरिच्छच्छिण्णं तहेव । (८९३)

से भिक्खू वा (२) सेज्जं पुण अभिकखेज्जा अंतरुच्छुयं[1] वा, उच्छुगंडियं वा, उच्छुचोयग वा, उच्छुसालग वा, उच्छुडालग वा, सअड जाव णो पडिग्गाहेज्जा । (८९४)

से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा अंतरुच्छुयं वा जाव डालगं वा सअंडं जाव णो पडिग्गाहेज्जा । (८९५)

से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा अंतरुच्छुयं वा जाव डालगं वा अप्पंडं जाव णो पडिग्गाहेज्जा अतिरिच्छच्छिण्णं। (८९६)

तिरिच्छच्छिण्णं तहेव पडिग्गाहेज्जा। (८९७)

---

१ पर्वमध्य ।

હોય તે અયોગ્ય જાણીને નહિ લેવા. (૮૮૯)

સાધુ અથવા સાધ્વીએ આંબાના ફળના અર્ધ કટકા વગેરે, ઇંડાં કે કીડીઓથી રહિત છતા આડાઅવળા કાપેલા કે છૂટા પાડેલા ન હોય તો અયોગ્ય જાણી નહિ લેવાં. (૮૯૦)

કિંતુ જો તે આમાના અર્ધ કટકા વગેર, ઇંડા કે કીડિઓથી રહિત છતા કાપેલા કૂપેલા કે છૂટા પાડેલા હોય તો લેવા (૮૯૧)

સાધુ અથવા સાધ્વીએ સેળડીના વનમાં મુકામ કરતા તેના માલેક કે મુખીની રજા લઈ રહેવુ (૮૯૨)

ત્યા જો સેલડી સાધુને ખાવી પીવી પડે તો જો સેલડી ઇંડાં કે કીડીઓથી ભરેલી હોય કે કાપેલી કૂપેલી ન હોય તે નહિ લેવી કિંતુ ઇંડા-કીડિઓથી રહિત છતા કાપેલી કૂપેલી કે છૂટી પાડેલી હોય તે લેવી (૮૯૩)

એજ મુજબ સેલડીની ગાડો, ગડેરી, ફાળિયા, રસ, કે કટકાં પણ ઇંડા-કીડીવાળાં કે કાપકૂપ વિનાના હોય તે ન લેવાં (૮૯૪-૮૯૫-૮૯૬)

કિંતુ ઇંડા કીડિઓથી રહિત છતા કાપેલાં કૂપેલા હોય તે લેવા. (૮૯૭)

से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा ल्हसुणवणं उवागच्छित्तए। तहेव तिण्णि आलावगा। णवरं ल्हसुण। (८९८)

से भिक्खू वा (२) अभिकंखेज्जा ल्हसुणं वा, ल्हसुणकंदं वा, ल्हसुणचोयगं वा, ल्हसुणणालगं वा, भोत्तए वा पायए वा, से जं पुण जाणेज्जा ल्हसुणं वा, जाव, ल्हसुणबीयं वा सअंडं जाव णो पडिग्गाहेज्जा। एवं अतिरिच्छच्छिण्णेवि। तिरिच्छच्छिण्णे पडिग्गाहेज्जा[1]। (८९९)

से भिक्खू वा (२) आगंतारेसु वा (२) जाव; उग्गहियंसि, जं तत्थ गाहावईण वा गाहावइपुत्ताण वा इच्चेयाइं आयतणाइं उवातिक्कम्म[2]। (९००)

अह भिक्खू जाणेज्जा इमाहिं सत्तहिं पडिमाहिं उग्गहं उगिण्हित्तए। (९०१)

तत्थ खलु इमा पढमापडिमा—से आगंतारेसु वा (२) अणुवीइ उग्गहं जाएज्जा, जाव, विहरिस्सामो। पढमा पडिमा। (९०२)

अहावरा दोच्चा पडिमा[3]—जस्सणं भिक्खुस्स एवं भवति, "अहं च खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गहं ओगिण्हिस्सामि; अण्णेसिं भिक्खूणं उग्गहिए उग्गहे उवल्लिस्सामि"। दोच्चा पडिमा। (९०३)

---

१ आम्रादिसूत्राणां नवकानां निशीथषोडशोद्देशका इवगन्तव्यः २ अवग्रहं गृहीत्वा जानीयादितिशेषः ३ द्वितीया प्रतिमा सामान्येन इयंतु गच्छांतर्गतानां संभोगिकानां असंभोगिकानां चोद्युक्तविहारिणां. यत स्तेन्योन्यार्थं याचंत इति.

સાધુ અથવા સાધ્વીએ લસણના વનમાં જતાં પણ એજ મુજબ વર્તવું. (૮૯૮)

સાધુ અથવા સાધ્વીએ લસણ, લસણનું કંદ, લસણની છાલ, કે લસણની નાળ ખાવા પીવા ઇચ્છતાં તે જો ઇંડાં-જીવડિઓથી ભરેલાં કે અપક્વ વગરનાં હોય તો ન લેવાં કિંતુ ઇંડાં-જીવડિઓથી રહિત છતાં કાપેલાં કૂપેલાં હોય તો લેવાં. (૮૯૯)

સાધુ અથવા સાધ્વીએ મુસાફરખાના વગેરે સ્થળોમાં નિવાસ કર્યા બાદ ત્યાં ગૃહસ્થોની ક્લેશજનક પ્રવૃત્તિથી દૂર રહી વર્તવું. (૯૦૦)

મુનિએ અવગ્રહ ( મુકામ ) લેતાં આએ સાત પ્રતિજ્ઞાઓ જાણવી જોઇએ:— (૯૦૧)

પહેલી પ્રતિજ્ઞા—મુસાફરખાના વગેરે સ્થળોમાં મુકામ માગી તેના માલેકની રજા લગી રહીશું. એ પહેલી પ્રતિજ્ઞા. (૯૦૨)

બીજી પ્રતિજ્ઞા[1]—કોઇ સાધુ એવો ઠરાવ કરે કે "હું બીજા સાધુઓના માટે અવગ્રહ માગીશ. અને બીજાઓએ લીધેલા અવગ્રહમાં રહીશ" એ બીજી પ્રતિજ્ઞા. (૯૦૩)

---

૧ બીજી પ્રતિજ્ઞા, ગચ્છમાં રહેલ સાંભોગિક યા અસાંભોગિક ઉદ્યુક્ત વિહારવાળાને હોય; કારણ કે તેઓ એક બીજા માટે માગે છે.

अहावरा तच्चा पडिमा[1].—जस्सणं भिक्खुस्स एवं भवति, " अहं च खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गहं ओगिण्हिस्सामि, अण्णेसिं च उग्गहिए उग्गहे णो उवल्लिस्सामि। तच्चा पडिमा। (९०४)

अहावरा चउत्था पडिमा[2]:—जस्सणं भिक्खुस्स एवं भवति, " अहंच खलु अण्णेसिं भिक्खूण अट्ठाए उग्गहं णो ओगिण्हिस्सामि, अण्णेसिं च उग्गहे उग्गहिए उवल्लिस्सामि।" चउत्था पडिमा। (९०५)

अहावरा पंचमा पडिमा[3].—जस्सण भिक्खुस्स एवं भवति " अहं च खलु अप्पणो अट्ठाए उग्गहं ओगिण्हिस्सामि, णो दोण्हं, णो तिण्ह, णो चउण्ह, णो पंचण्हं। पंचमा पडिमा। (९०६)

अहावरा छट्ठा पडिमा[4].—से भिक्खू वा (२) जस्सेव उग्गहे उवल्लिएज्जा, जे तत्थ अहासमण्णागते, तंजहा, इक्कडे जाव पलाले वा, तस्स लाभे संवसेज्जा; तस्स अलाभे उक्कुडुए वा णेसज्जिए वा विहरेज्जा। छट्ठा पडिमा। (९०७)

सत्तमा पडिमा,–से भिक्खू वा (२) अहासंथडमेव उग्गहं जाएज्जा; तंजहा, पुढविसिलं वा, कट्ठसिलं वा, अहासंथडमेव, तस्स लाभे संवसेज्जा, तस्स अलाभे उक्कुडुओ

1 तृतीया–एषा स्वाहालंदिकानां यतस्ते सूत्रार्थविशेष माचार्या दभिकांक्षंते, आचार्यार्थं याचते 2 चतुर्थी, इयंतु गच्छएवाभ्युद्यतविहारिणां जिनकल्पाद्यर्थं परिकर्म कुर्वतां. 3 पंचमी–इयंतु जिनकल्पिकस्य. 4 षष्टी, एषापि जिनकल्पिकादेः

ત્રીજી પ્રતિજ્ઞા[1]–કોઈ સાધુ એવો ઠરાવ કરે કે " હું બીજા સાધુઓના અર્થે અવગ્રહ ( મુકામ ) લઈશ, પણ બીજાઓના લીધેલા અવગ્રહમાં રહીશ નહિ. " એ ત્રીજી પ્રતિજ્ઞા (૯૦૪)

ચોથી પ્રતિજ્ઞા[2]–કોઈ સાધુ એવો ઠરાવ કરે કે " હું બીજા માટે અવગ્રહ નહિ લઈશ; પણ બીજાઓના લીધેલા અવગ્રહમા રહીશ. " એ ચોથી પ્રતિજ્ઞા (૯૦૫)

પાચમી પ્રતિજ્ઞા[3]–કોઈ સાધુ એવો ઠરાવ કરે કે હું ફક્ત મારા માટેજ અવગ્રહ લઈશ, શિવાય બે, ત્રણ, ચાર, કે પાચના માટે નહિ લઈશ " એ પાચમી પ્રતિજ્ઞા (૯૦૬)

છઠ્ઠી પ્રતિજ્ઞા[4]–કોઈ સાધુ અથવા સાધ્વી કોઈના અવગ્રહમા રહી જો ત્યાંજ ઇક્કડ કે પરાળ વગેરેની શય્યા મળે તો સુએ. નહિ તો ઉત્કટુક આસને અથવા બેસાને રાત્રિ કહાડે એ છઠ્ઠી પ્રતિજ્ઞા (૯૦૭)

સાતમી પ્રતિજ્ઞા–સાધુ અથવા સાધ્વી અમુક પ્રકારનોજ અવગ્રહ માગે. જેવા કે, પત્થરના તળવાળો યા કાષ્ટના તળવાળો વગેરે, અને તેવોજ જો મળે તો ત્યા સુએ નહિ તો બીજી

1 ત્રીજી પ્રતિજ્ઞા, આહાલંદિક મુનિને હોય, જે માટે તેઓ સુત્રાર્થનો અવશેષ આચાર્ય પાસેથી ચાહે છે તેમજ આચાર્ય માટે યાચે છે.

2 ચોથી પ્રતિમા, ગચ્છમા રહેલા અભ્યુદ્યત વિહારિ મુનિઓ જેઓ જિનકલ્પાદિકના માટે તૈયારી કરતા હોય તેમને હોય

3 પાચમી જિન-કલ્પિને હોય

4 છઠ્ઠી જિનકલ્પિ વગેરેને હોય

वा णेसज्जिओ वा विहरेज्जा । सत्तमा पडिमा (९०८)

इच्चेतासिं सत्तण्हं पडिमाणं अण्णयरं, जहा पिंडेसणाए । (९०९)

सुयं मे आउसं, तेणं भगवया एवमक्खायं; इह खलु थेरेहिं भगवंतेहिं पंचविहे उग्गहे पण्णत्तेः-तंजहा, देविंदोग्गहे, रायोग्गहे, गाहावइउग्गहे, सागारियउग्गहे, साहम्मियउग्गहे । (९१०)

एयं खलु तस्स भिक्खुस्स (२) सामग्गियं (९११)

( प्रथमा चूला समाप्ता )

---

તરેહનો મળતા ઉત્કુટુક આસને અથવા બેશીને રાત કહાડે એ સાતમી પ્રતિજ્ઞા (૯૦૮)

એ સાત પ્રતિજ્ઞાઓમાંની ગમે તે પ્રતિજ્ઞાથી વર્ત્તવું. આ સ્થળે આલોચનાદિક પિંડેષણા મુજબ જાણવો. (૯૦૯)

હે આયુષ્મન્, મેં સાંભળ્યું છે તે ભગવાને આ રીતે કહ્યું છે-સ્થવિર ભગવતોએ પાંચ પ્રકારનો અવગ્રહ કહ્યો છે, જેમકે,-દેવેંદ્રનો અવગ્રહ, રાજાનો[1] અવગ્રહ, ગાથાપતિનો[2] અવગ્રહ, સાગારિકનો[3] અવગ્રહ, અને સાધર્મિકનો અવગ્રહ, (૯૧૦)

એજ બધી સાધુ અથવા સાધ્વીના આચારની સંપૂર્ણતા છે કે સર્વ બાબતમાં તજવીજથી વર્ત્તવું. (૯૧૧)

( પહેલી ચૂલા પૂર્ણ થઇ )

---

૧ રાજ શબ્દે ચક્રવર્ત્તિ રાજા ઇહાં લેવો ૨ ગાથાપતિ શબ્દે જે જગ્યાનો જે રાજા હોય તે લેવો ૩ સાગારિક શબ્દથી ગૃહસ્થ લેવો

द्वितीया चूला

# स्थानंनाम सप्तदंश मध्ययनम्

[ एकोद्देश ]

से भिक्खू वा भिक्खुणी वा अभिकखेइ ठाणं ठाइत्तए; से अणुपविसेज्जा गामं वा, णगरं वा, जाव सण्णिवेसं वा। से अणुपविसित्ता गामं वा, जाव सण्णिवेसं वा, से ज्जं पुण ठाणं जाणेज्जा सअंडं जाव समक्कडासंताणयं, तं तहप्पगारं ठाणं अफासुयं अणेसणिज्जं लाभे संते णो पडिगाहेज्जा। एवं सेज्जागमेणं णेयव्वं। जाव उदयपसूयाइत्ति। (९१२)

इच्चेयाइं आयतणाइं उवातिकम्म अह भिक्खु इच्छेज्जा चउहिं पडिमाहिं ठाणं ठाइत्तए। (९१३)

तत्थिमा पढमा पडिमाः—"अचित्तं खलु उवसज्जेज्जा; अवलंबेज्ज काएण, विपरिकम्मादी[1]; सवियार[2] ठाण ठाइस्सामि"। पढमा पडिमा. (९१४)

अहावरा दोच्चा पडिमाः—अचित्तं खलु उवसज्जेज्जा; अवलंबेज्जा काएण। विप्परिकम्माइ; णो सवियार ठाण ठाइस्सामि। दोच्चा पडिमा। (९१५)

---

1 आकुंचनप्रसारणादि 2 पादविहरणं.

બીજી ચૂળિકા.

# અધ્યયન સતરમું.

સ્થાન.

## પહેલો ઉદ્દેશ.

( ઊભા રહેવા માટે જગ્યા કેવી પસંદ કરવી ? )

સાધુ અથવા સાધ્વીએ ઊભા રહેવા માટેની જગ્યા મેળવવા સારૂ ગામ નગર કે સન્નિવેશમા જતા જે સ્થાન ઇંડા-મકોડી વગેરેથી ભરેલુ જણાય તેવું સ્થાન મળતા છતાં અયોગ્ય ગણી નહી લેવું એ રીતે સઘળું શય્યાધ્યયન માફક જાણવું. યાવત્ જે સ્થાન પાણીથી પેદા થતા કંદાદિકથી વ્યાપ્ત હોય તેવું સ્થાન પણ નહિ લેવું (૯૧૨)

એ ઉપર બતાવેલા દોષજનક સ્થાનોથી દૂર રહી સાધુએ ચાર પ્રતિમાઓથી ઊભા રહેવાનું મુકરર કરવું (૯૧૩)

ત્યા પહેલી પ્રતિજ્ઞા આ પ્રમાણે—અચિત્ત સ્થળમાં રહેવું અચિત્ત વસ્તુનું અવલંબન કરવું, હાથ પગનું આકુંચન-પ્રસારણ કરવું, તથા થોડું ફરવાનું રાખવું. એ પહેલી પ્રતિજ્ઞા.(૯૧૪)

બીજી પ્રતિજ્ઞા—અચિત્ત સ્થળમાં રહેવું. અચિત્ત વસ્તુનું અવલંબન કરવું, હાથ પગનું આકુંચન-પ્રસારણ કરવું. કિંતુ ફરવાનું બંધ રાખવું એ બીજી પ્રતિજ્ઞા. (૯૧૫)

अहावरा तच्चा पडिमा:-अचित्तं खलु उवसज्जेज्जा, अवलंबेज्जा णो काएण; विप्परिक्कमाइ; णो सवियारं ठाणं ठाइस्सामि त्ति तच्चा पडिमा । (५१६)

अहावरा चउत्था पडिमाः-अचित्तं खलु उवसज्जेज्जा, णो अवलंबेज्जा काएण, णो विपरिकम्मादी, णो सविचारं ठाणं ठाइस्सामि, वोसट्ठकाए वोसट्ठकेसमंसुलोमणहे संणिरुद्धं वा ठाणं ठाइस्सामि त्ति; चउत्था पडिमा । (५१७)

इच्चेयासिं चउण्हं पडिमाणं जाव पग्गहियतरायं विहरेज्जा । णो तत्थ किंचिवि वदेज्जा । (५१८)

एवं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि । (५१९)

ठाणसत्तिक्कय समत्त पढमं.



ત્રીજી પ્રતિજ્ઞા-અચિત્ત સ્થળમાં રહેવું, અવલંબન કંઇ પણ ન કરવું, હાથ પગનું આકુંચન-પ્રસારણ કરવું; અને ફરવાનું બંધ રાખવું. એ ત્રીજી પ્રતિજ્ઞા (૫૧૬)

ચોથી પ્રતિજ્ઞા.-અચિત્ત સ્થળમાં રહેવું, અચિત્ત વસ્તુનું પણ અવલંબન ન કરવું, હાથ પગનું આકુંચન કે પ્રસારણ ન કરવું, તેમજ હરવું ફરવું પણ નહિ; કિંતુ શરીર તથા કેશ, સ્મશ્રુ, લોમ, અને નખોને (મુકરર વખત સુધી) વાસરાવીને એટલે કે મારા નથી એમ ગણીને નિ:પ્રકંપપણે રહેવું. એ ચોથી પ્રતિજ્ઞા (૫૧૭)

એ ચાર પ્રતિજ્ઞાઓમાંથી ગમે તે પ્રતિજ્ઞા ધારીને વર્તવું. કદાચ કોઈ એ પ્રતિજ્ઞાઓ નહિ ધારે તેનો અવર્ણવાદ ન કરવો. (૫૧૮)

એ સઘળી સાધુ તથા સાધ્વીના આચારની સંપૂર્ણતા છે કે તેમણે સર્વ બાબતોમાં સાવધાનપણે વર્તવું (૫૧૯)



# निषीथिका नामक मष्टादश मध्ययनम्.

[ एकोद्देश ]

से भिक्खू वा भिक्खुणी वा अभिकखति णिसीहियं गमणाए; से पुण णिसीहियं जाणेज्जा सअंडं सपाणं जाव मक्कडासंताणय, तहप्पगारं णिसीहियं अफासुयं अणेसणिज्जं लाभे संते णो चेतिस्सामि। (९२०)

से भिक्खू वा (२) अभिकंखइ णिसीहियं गमणाए; से जं पुण णिसीहियं जाणेज्जा अप्पंडं अप्पपाणं जाव मक्कडासंताणय, तहप्पगारं णिसीहियं फासुयं एसणिज्जं लाभे संते चेतिस्सामि। एवं सेज्जागमेणं णेयव्वं, जाव उदयपसूयाए त्ति। (९२१)

जे तत्थ दुवग्गा वा, तिवग्गा वा, चउवग्गा वा, पंचवग्गा वा, अभिसंधारेइ णिसीहियं गमणाए, ते णो अण्णमण्णस्स कायं आलिंगेज्ज वा विलिंगेज्ज वा चुंबेज्ज वा दंतेहिं वा णहेहिं वा अच्छिंदेज्ज वा। (९२२)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिए समिए सदा जएज्जा सेयमिणं मण्णेज्जासि त्ति बेमि. (९२३)

( णिसीहियासत्तिक्कयं समत्तं भिइयं )

---

१ स्वाध्यायभूमिः

## અધ્યયન અઢારમું.

### નિષીથિકા.[1]

### પહેલો ઉદ્દેશ.

( અભ્યાસ કરવા માટે જગ્યા કેવી પસંદ કરવી? )

સાધુ અથવા સાધ્વીએ સ્વાધ્યાય કરવા માટે ( પોતાનો ઉપાશ્રય છોડી ) બીજી જગ્યાએ જતાં તે જગ્યા જીવજંતુવાળી જણાય તો મળતાં છતાં અયોગ્ય ગણી નહિ લેવી. (૯૨૦)

સાધુ અથવા સાધ્વીએ સ્વાધ્યાય કરવા માટે ( પોતાનો ઉપાશ્રય છોડી ) બીજી જગ્યાએ જતાં તે જગ્યા જીવજંતુથી રહિત જણાય ને તે મળે તો યોગ્ય જાણીને લેવી. એ રીતે સઘળી બિના શય્યા નામના અધ્યયનના મુજબ લેવી. (૯૨૧)

જો ત્યાં બબે, ત્રણ ત્રણ, ચાર ચાર, કે પાંચ પાંચ સાધુઓ તેવી સ્વાધ્યાય ભૂમિમાં જાય તો ત્યાં તેમણે એક બીજાના શરીરને આલિંગન કે સ્પર્શ અથવા દંત કે નખથી છેદન નહિ કરવું. (૯૨૨)

એ સઘળી સાધુ તથા સાધ્વીના આચારની સંપૂર્ણતા છે કે તેમણે સર્વ બાબતોમાં સાવધાન રહી હમેશા ઉદ્યમવંત થઇ રહેવું. અને એજ કલ્યાણ કર્તા છે એમ માનવું. (૯૨૩)

---

૧ અભ્યાસ કરવા માટે બીજી જગ્યા

# उच्चार-प्रश्रवणं नाम एकोनविंश मध्ययनम्

[ एकोद्देशः ]

से भिक्खू वा भिक्खुणी वा उच्चारपासवणकिरियाए उव्वाहिज्जमाणे सयस्स पायपुंछणस्स[1] असतीए तओ पच्छा साहम्मियं जाएज्जा। (९२४)

से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण थंडिलं जाणेज्जा सअंडं सपाणं जाव मक्कडासंताणयं, तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९२५)

से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा अप्पपाणं अप्पबीयं जाव मक्कडासंताणयं, तहप्पगारंसि थंडिलंसि उच्चारपासवणं वोसिरेज्जा। (९२६)

से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जाः—अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स, अस्सिंपडियाए बहवे साहम्मिया समुद्दिस्स, अस्सिंपडियाए एगं साहम्मिणिं समुद्दिस्स, अस्सिंपडियाए बहवे समणमाहणवणीमगा पगणिय पगणिय समुद्दिस्स पाणाइं (४) जाव उद्देस्सियं चेतेति, तहप्पगारं थंडिलं पुरिसंतरकडं जाव बहिया णीहडं वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९२७)

---

१ पादपुञ्छनं समाध्यादिकमिति.

## અધ્યયન ઓગણીશમું.

### ઉચ્ચાર પ્રશ્રવણ.[1]

### પહેલો ઉદ્દેશ.

( સ્થંડિલ માટે કેવી જગા પસંદ કરવી ? )

સાધુ અથવા સાધ્વીએ ખરચુપાણીની પીડા થતાં પોતાંના માત્રકમાં તે કરવાં; પણ જો પોતા પાસે માત્રક ન હોય તો પછી બીજા સાધુના પાસેથી માગી લઈ તેમાં કરવા.(૯૨૪)

સાધુ અથવા સાધ્વીએ જે જગ્યા જીવ જંતુવાળી જણાય ત્યાં ખરચુપાણી કરવાં નહિ.(૯૨૫)

સાધુ અથવા સાધ્વીએ જે જગ્યા નિર્જીવને નિર્બીજ જણાય ત્યાં ખરચુપાણી કરવાં(૯૨૬)

સાધુ અથવા સાધ્વીને જે જગ્યા એવી જણાય કે આ જગ્યા એક અમુક સાધુના-માટે બનાવેલી છે યા એક અમુક સાધ્વીના માટે બનાવેલી છે યા ઘણી સાધ્વીઓના માટે બનાવેલી છે અથવા ઘણા શ્રમણ બ્રાહ્મણ કે ભીખારીઓમાંના દરેકના માટે પૃથક્ પૃથક્ ગણી ગણીને ઘણા જીવ જંતુની હિંસા પૂર્વક બનાવવામાં આવી છે. એ રીતે જે જગ્યા ઔદ્દેશિકદોષદુષ્ટ જણાય તેવી જગ્યા પુરૂષાંતરસ્વીકૃત અથવા અસ્વીકૃત છતાં તેમાં તેમણે ખરચુપાણી કરવા નહિ. (૯૨૭)

---

૧ ખરચુપાણી. ઝાડો પેશાબ,

से भिक्खू वा (२) से ज्ज पुण थंडिलं जाणेज्जा बहवे समण-माहण-किवण-वणीमग-अतिहि समुद्दिस्स पाणाइ (४) जाव उद्देसिय चेतेति, तहप्पगारं थंडिलं अपुरिसंतरकडं जाव बहिया अणीहडं वा, अण्णयरंसि वा तहप्पगारंसि[1] थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९२८)

अह पुण एवं जाणेज्जा पुरिसंतरकडं जाव बहियाणीहडं वा, अण्णयरंसि तहप्पगारंसि थंडिलंसि उच्चारपासवणं वोसिरेज्जा। (९२९)

से भिक्खू वा (२) से ज्ज पुण थंडिलं जाणेज्जा अस्सिंपडियाए कयं वा, कारियं वा, पामिच्चियं वा, छण्णं वा, घट्ठं वा, लित्तं वा, मट्ठं वा, संपधूवितं वा, अण्णयरंसि तहप्पगारंसि[2] थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९३०)

से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-इह खलु गाहावई वा गाहावइपुत्ता वा, कंदाणि वा मूलाणि वा जाव हरियाणि वा अंतातो वाहिं णीहरंति, बाहातो वा अंतो साहरंति, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९३१)

से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-खंधंसि वा पीढंसि वा, मंचंसि वा, मालंसि वा, अट्टंसि वा, पासायंसि वा,-अण्णयरंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९३२)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा अणंतरहियाए पुढवीए, ससणिद्धाए

1 यावतिके 2 उत्तरगुणाशुद्धे

સાધુ અથવા સાધ્વીએ જે જગ્યા ઘણા શ્રમણ, બ્રાહ્મણ, કૃપણ, ભિખારી, તથા મુસાફરોના માટે સામાન્યપણે કરવામા આવેલી જણાય, તેવી જગ્યા અપુરૂષાંતરકૃત અથવા વગર વપરાએલ હોતા તેમા ખરચુપાણી કરવા નહિ (૯૨૮)

પણ જો તેવી જગ્યા પુરૂષાતરકૃત અથવા વપરાયલ જણાય તો તેમાં ખરચુપાણી કરવાં (૯૨૯)

સાધુ અથવા સાધ્વીએ, જે જગ્યા તેમના માટે જ કરેલી હોય યા કરાવેલી હોય, યા ભાડે રાખેલી હોય, યા છજાવેલી હોય, યા સમગવેલી હોય, યા લીંપાવેલી હોય, યા ટેકરા ભાંગી સરખી કરાવેલી હોય, યા ધૂપ આપીને સુગંધિત કરેલી હોય તેવી જગ્યામાં ખરચુપાણી કરવાં નહિ (૯૩૦)

સાધુ અથવા સાધ્વીને જે જગ્યા એવી જણાય કે આ જગ્યામાં ગૃહસ્થો કે ગૃહસ્થોના પુત્રો કંદ, મૂળ, બીજ કે લીલોતરી અંદરથી બાહેર લાવે છે યા બાહેરથી અંદર લાવે છે, તેવી જગ્યામાં તેમણે ખરચુપાણી કરવાં નહિ. (૯૩૧)

સાધુ અથવા સાધ્વીએ થાંભલા, બાજોટ, માંચા, માળ, અગાસી, પ્રાસાદ કે તેવી જાતની જગ્યાઓપર ખરચુપાણી કરવાં નહિ. (૯૩૨)

સાધુ અથવા આર્યાએ સચિત્તમાટીવાલી જમીનમા, લીલીમાટીવાલી જમીનમાં, કાચી

पुढवीए, ससरक्खाए पुढवीए, मट्टियामक्कडाए, चित्तमंताए, सिलाए चित्तमंताए, लेलुए चित्तमंताए, कोलावासंसि[1] वा दारुयम्मि वा, जीवपइट्ठियम्मि वा जाव मक्कडासंताणयंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९३३)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा-इह खलु गाहावई वा गाहावइपुत्ता वा, कंदाणि वा जाव बीयाणि वा परिसाडिंसु वा परिसाडिंति वा परिसाडिस्संति वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९३४)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा-इहखलु गाहावई वा गाहावइपुत्ता वा, सालीणि वा, वीहीणि वा, मुग्गाणि वा, मासाणि वा, कुलत्थाणि, जवाणि वा, जवजवाणि वा, पतिरिंसु[2] वा पतिरिंति[3] वा पतिरिस्संति[4] वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९३५)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा-आमोयाणि[5] वा घसाणि[6] वा, भिलुयाणि[7] वा, विज्जुलाणि[8] वा, खाणुयाणि वा, कडयाणि वा,[9] पगडाणि[10] वा, दरीणि वा, पदुग्गाणि[11] वा, समाणि वा विसमाणि वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। (९३६

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा-माणुसरंधणाणि वा महिसकरणाणि वा वसभकरणाणि वा अस्सकरणाणि कुक्कुडकरणाणि वा लावयकरणाणि वा वट्टयकरणाणि वा

---

१ घुणवासे २ उप्तवंतः ३ वपन्ति ४ वप्स्यति. ५ आमोकानि कचवरपुंजाः ६ घसा बृहत्योभूमिराजयः ७ श्लक्ष्णभूमिराजयः ८ पिच्छलानि ९ इक्षुयोनिकादिदंडकः १० प्रगर्त्ता महागर्त्ता ११ कुड्यप्राकारादीनि

માટીવાળી જમીનમાં, સચિત્તશિળામાં, સચિત્તપત્થરમાં, ઘીંસવાળા લાકડાપર અથવા એવી જાતના જીવ જંતુસહિત સ્થળમાં ખરચુપાણી નહિ કરવાં. (૯૩૩)

સાધુ અથવા સાધ્વીએ જે જગ્યામાં ગૃહસ્થ કે ગૃહસ્થપુત્રોએ કંદ, મૂળ, કે બીજ ભર્યાં હતા યા ભરે છે યા ભરશે તેવી જાતના સ્થળમા ખરચુપાણી નહિ જવું (૯૩૪)

સાધુ અથવા સાધ્વીએ જે સ્થળમાં ગૃહસ્થ યા ગૃહસ્થપુત્રોએ, ભાત, જવ, મગ, અડદ, કુલથી, જવ, તથા જવજવ વાવ્યા હોય વાવતા હોય કે વાવવાના હોય તેવા સ્થળે, ખરચુપાણી નહિ કરવાં. (૯૩૫)

સાધુ અથવા સાધ્વીએ, કચરાના ઢગલામાં, બહુ ફાટેલી જમીનમાં, થોડી ફાટેલ જમીનમા, કાદવમાં, જ્યાં થાંભલાઓ હોય ત્યા, જ્યાં સેલડી કે જારના સાંઠા પડ્યા હોય ત્યાં, ગર્તાઓમાં, ગુફાઓમાં, અથવા કોટકિલ્લામાં તેઓ સપાટ યા ખરબચડા છતાં ત્યાં ખરચુપાણી નહિ કરવા. (૯૩૬)

સાધુ અથવા સાધ્વીએ જે સ્થળમાં માણસોમાટે રાંધવા કરવાનાં કામ થતાં હોય અથવા જ્યાં ભેંસ, પાડા, બળદ, ઘોડા, કૂકડા, લાવક, બતક, તિત્તર, કબૂતર, કે કપિંજળ

तित्तिरकरणाणि वा कवोयकरणाणि वा कपिंजलकरणाणि वा–अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । (९३७)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा वेहाणसट्ठाणेसु वा गिद्धपिट्ठट्ठाणेसु वा तरुपतणट्ठाणेसु वा मेरु[1]पवडणट्ठाणेसु वा विसभक्खणयट्ठाणेसु वा अगणिकडयट्ठाणेसु वा–अण्णयरंसि तहप्पगारंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । (९३८)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा–आरामाणि वा उज्जाणाणि वा वणाणि वा वणसंडाणि वा देवकुलाणि वा सभाणि वा पवाणि वा–अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । (९३९)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा–अट्टालयाणि वा चरियाणि वा दाराणि वा गोपुराणि वा–अण्णयरंसि तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । (९४०)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा–तियाणि वा चउक्काणि वा चच्चराणि वा चउम्मुहाणि वा–अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । (९४१)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा इंगालडाहेसु वा खारडाहेसु वा मडयडाहेसु वा मडयथूभियासु वा मडयचेइएसु वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । (९४२)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा–णदियाययणेसु वा पंकाययणेसु वा

[1] मेरुश्चात्र पर्वतोभिधीयते

વગેરે રાખવામા આવતા હોય તેવા સ્થળે ખરચુપાણી નહિ કરવાં (૯૩૭)

સાધુ અથવા સાધ્વીએ જે ઠેકાણે માણસો ફાંસુ લેતા હોય અથવા જ્યાં પોતાને ગૃદ્ધભક્ષણ કરાવતા હોય અથવા જ્યા ઝાડ ઉપરથી પડતા હોય અથવા જ્યા પર્વત ઉપરથી ઝંપાપાત કરતા હોય અથવા જ્યા વિષ ખાઇ મરતા હોય અથવા જ્યાં અગ્નિમાં પ્રવેશ કરતા હોય તેવા સ્થળે ખરચુપાણી નહિ કરવા. (૯૩૮)

સાધુ અથવા સાધ્વીએ, બાગ, બગીચા, વન, લઘુવન, દેવળ, સભા, કે પાણી પીવાના પ્રપા વગેરે સ્થળે ખરચુપાણી નહિ કરવા. (૯૩૯)

સાધુ અથવા સાધ્વીએ કિલ્લાના કોઠા, કોટ તથા સહેરના વચ્ચે ફરવા માટે રાખેલા માર્ગ, દરવાજા, ખડકીઓ, ઇત્યાદિ સ્થળે ખરચુપાણી નહિ કરવા (૯૪૦)

સાધુ અથવા સાધ્વીએ ત્રિક પ્રદેશમા, ચોકમા, ચૌટામા, ચોવાટામા કે એવી જાતના અન્ય સ્થળોમા ખરચુપાણી નહિ કરવા (૯૪૧)

સાધુ અથવા સાધ્વીએ, લીંબાડામા, ક્ષારની ભઠ્ઠીઓમા, મુડદા બાળતા હોય ત્યા, મરેલાઓપર જ્યા સ્તૂપ (ઘુમટ) કરેલા હોય ત્યાં, મરેલાઓપર જ્યા ચૈત્ય (દેવળો) કરેલા હોય ત્યાં, અથવા એવી જાતના અન્ય સ્થળોમા ખરચુપાણી નહિ કરવા (૯૪૨)

સાધુ અથવા સાધ્વીએ નદીના તીર્થસ્થાનોમા, કાદવના તીર્થસ્થળોમા, નગરપરનાથી

उग्वायणेसु वा सेयगवहंसि वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवण वोसिरेज्जा । (९४३)

से भिक्खू वा (२) सेज्जपुण थंडिलं जाणेज्जा-णवियासु वा मट्टियखाणियासु, णवियसु वा गोप्पलेहियासु गवादणीसु वा, खणीसु वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवण वोसिरेज्जा । (९४४)

से भिक्खू वा (२) सेज्जपुण थंडिलं जाणेज्जा—डागवच्चंसि[1] वा, सागवच्चंसि वा, मूलगवच्चंसि वा, हत्थंकरवच्चंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवण वोसिरेज्जा । (९४५)

से भिक्खू वा (२) सेज्जंपुण थंडिलं जाणेज्जा—असणवणंसि वा, सणवणंसि वा, धायईवणंसि वा, केयईवणंसि वा, अंबवणंसि वा, असोगवणंसि वा, णागवणंसि वा, पुण्णागवणंसि वा, चुण्णगवणंसि वा, अण्णयरेसु वा तहप्पगारेसु पत्तोवएसु वा, पुप्फोवएसु वा, फलोवएसु वा, बीओवएसु वा, हरिओवएसु वा, णो उच्चारपासवण वोसिरेज्जा ।(९४६)

से भिक्खू वा (२) सयपायंयं वा परपायंयं वा गहाय सेत्तमायाए एगंत मवक्कमेज्जा अणावायंसि असंलोइयंसि अप्पपाणंसि जाव मक्कडासंताणयंसि अहारामंसि वा उवस्सयंसि उच्चारपासवणं वोसिरेज्जा; वोसिरित्ता सेत्तमादाय एगंतमवक्कमेज्जा अणावायंसि जाव मक्कडासंताणयंसि अहारामंसि वा ज्झामथंडिलंसि वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि अचित्तंसि ततो सजयामेव उच्चारपासवणं परिट्ठवेज्जा । (९४७)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि । ९४८

उच्चारपासवणसत्तिक्कयं समत्त तइयं

---

1 डालप्रधानशाकं तद्वति

ચાલતા આવેલા પૂજનીય સ્થળોમા, કે પાણી સીંચવાની નીક વગેરે સ્થળોમા ખરચુપાણી નહિ કરવા (૯૪૩)

સાધુ અથવા સાધ્વીએ માટીની નવી ખાણોમાં, ગાયોને ચરવાના નવા ગૌચરસ્થળોમા, કે ખાણોમા ખરચુપાણી નહિ કરવા (૯૪૪)

સાધુ અથવા સાધ્વીએ ડાળવાળા સ્થળોમા, શાકવાળા સ્થળોમાં, કે મૂળાદિકવાળા સ્થળોમા ખરચુપાણી નહિ કરવાં (૯૪૫)

સાધુ અથવા સાધ્વીએ બીયાના વનમાં, સણીના વનમાં, ધાવડીના વનમાં, કેતકીના વનમા, આંબાના વનમા, અશોકના વનમા, નાગના વનમાં, પુન્નાગના વનમાં, ચૂર્ણકના વનમા, અથવા એવી જાતના બીજા પત્ર પુષ્પ ફળ બીજ તથા લીલોતરી સહિત સ્થળોમા ખરચુપાણી નહિ કરવા (૯૪૬)

સાધુ અથવા સાધ્વીએ પોતાનું અથવા બીજાનુ પાત્ર લઈ એકાંત સ્થળમાં જ્યાં કોઈ આવે નહિ તથા જ્યાં કોઈ દેખે નહિ તેવા નિર્જીવ સ્થળમાં ખરચુપાણી કરવાં-કરીને તે પાત્ર લઈ આરામ કે બળેલા સ્થળમાં અથવા એવી જાતના અન્ય અચિત્ત સ્થળમા યતના પૂર્વક પરઠવવા (૯૪૭)

આ બધું સાધુ તથા સાધ્વીના આચારનું સંપૂર્ણપણું છે કે તેમણે સર્વ બાબતોમાં સાવધાનપણાથી વર્તવું. (૯૪૮)

# शब्दनामकं विंशतितम मध्ययनम्.

[ एकोद्देश ]

से भिक्खू वा भिक्खुणी वा मुइंगसद्दाणि वा, नंदीमुइंग सद्दाणि वा, झल्लरिसद्दाणि वा, अण्णयराणि वा तहप्पगाराणि विरूवरूवाणि वितताइं सद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए। (९४९)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, वीणासद्दाणि वा, विपंचिसद्दाणि वा, बद्धीसगसद्दाणि वा, तुणयसद्दाणि वा, पणवसद्दाणि वा, तुंबवीणियसद्दाणि वा, ढुंकुणसद्दाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाणि सद्दाणि तताइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए। (९५०)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, तालसद्दाणि वा, कंसतालसद्दाणि वा, लत्तिय[1] सद्दाणि वा, गोहिय[2] सद्दाणि वा, किरिकिरिय[3] सद्दाणि वा, अण्णयराणि वा तहप्पगाराइं विरूवरूवाइं तालसद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए। (९५१)

१ लत्तिका कांशिका २ गोहिका भांडानां कक्षा. ३ किरिकिरिया वंशादिकंबिका.

## અધ્યયન વીસમું.

### શબ્દ.

### પહેલો ઉદ્દેશ.

( મુનિએ શબ્દમાં મોહિત ન થવું. )

સાધુ અથવા સાધ્વીએ મૃદંગ, નાંદીમૃદંગ, તથા ઝાલર વગેરેના વિતત શબ્દો સાંભળવા જવું નહિ. (૯૪૯)

સાધુ અથવા સાધ્વીએ વીણા, વિપંચી, બદ્ધીસક, તુનક, પણવ, તુંબવીણા, ઢંકુણ વગેરેના તત શબ્દો સાંભળવા જવું નહિ (૯૫૦)

સાધુ અથવા સાધ્વીએ તાળ, કંસતાળ, કંસિકા, ગોહિકા, કિરિકિરિકા વગેરેના તાલ શબ્દો સાંભળવા જવું નહિ. (૯૫૧)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, संखसद्दाणि वा, वेणुसद्दाणि वा, वंससद्दाणि वा, खरमुहीसद्दाणि वा, पिरिपिरियसद्दाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाइं सद्दाइं झुसिराइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए। (९७२)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, वप्पाणि वा, फलिहाणि वा, जाव सराणि वा, सरपंतियाणि वा, सरसरपंतियाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाइं सद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए। (९७३)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, कच्छाणि वा, णूमाणि वा, गहणाणि वा, वणाणि वा, वणदुग्गाणि वा, पव्वयाणि वा, पव्वयदुग्गाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाइं सद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए। (९७४)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, गामाणि वा, णगराणि वा, णिगमाणि वा, रायहाणिओ वा, आसमपट्टणसंणिवेसाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए। (९७५)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, आरामाणि वा, उज्जाणाणि वा, वणाणि वा, वणसंडाणि वा, देवकुलाणि वा, सभाणि वा, पवाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए। (९७६)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, अट्टाणि वा, अट्टालयाणि वा, चरियाणि वा, दाराणि वा, गोपुराणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए। (९७७)

સાધુ અથવા સાધ્વીએ શંખ, વેણુ, વંશ, ખરમુખી, પિરપિરિકા વગેરાના શુષિર શબ્દો સાંભળવા જવું નહિ (૯૭૨)

સાધુ અથવા સાધ્વીએ, ખેત્રોના ક્યારડા, ખાઇ, તળાવ, વગેરા સ્થળોમાં થતા શબ્દો સાંભળવા ત્યાં નહિ જવું.[1] (૯૭૩)

સાધુ અથવા સાધ્વીએ, જળબહુલ પ્રદેશ, વનસ્પતિની ઘટા, ઘીચ ઝાડી, વન, વનદુર્ગ, પર્વત, પર્વતદુર્ગ, ઇત્યાદિ સ્થળોમા થતા શબ્દો સાભળવા ત્યાં નહિ જવું. (૯૭૪)

સાધુ અથવા સાધ્વીએ ગામ, નગર, નિગમ, રાજધાની, આશ્રમ, પાટણ, કે સન્નિવેશ વગેરા સ્થળોમા થતા શબ્દો સાંભળવા નહિ જવું (૯૭૫)

સાધુ અથવા સાધ્વીએ, આરામ, ઉદ્યાન, વન, વનખંડ, દેવળ, સભા, પાનીયશાળા, વગેરા સ્થળોમાં થતા શબ્દો સાભળવા નહિ જવું. (૯૭૬)

સાધુ અથવા સાધ્વીએ, અગાસી, ભમતી, દરવાજા, કે ગોપુર વગેરા સ્થળોમાં થતા શબ્દો સાભળવા નહિ જવું (૯૭૭)

---

૧ (મૂળ પાઠમાં એમ છે કે ક્યારડા, ખાઇ, તળાવ વગેરે શબ્દો સાંભળવા નહિ જવું. એમ આગળ પણ જાણવું)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, तियाणि वा, चउक्काणि वा, चच्चराणि वा, चउम्मुहाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए। (९५८)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, महिसट्ठाणकरणाणि वा, वसभट्ठाणकरणाणि वा, अस्सट्ठाणकरणाणि वा, हत्थिट्ठाणकरणाणि वा, जाव, कविंजलट्ठाणकरणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्ज गमणाए। (९५९)

से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, महिसजुद्धाणि वा, वसभजुद्धाणि वा, अस्सजुद्धाणि, वा, हत्थिजुद्धाणि वा, जाव कविंजलजुद्धाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं, णो अभिसंधारेज्ज गमणाए। (९६०)

से भिक्खू वा भिक्खुणी वा अहावेगयाइं सद्दाइं सुणेति, तंजहा,–जुव्वट्ठाणाणि वा,[1] हयजूहियट्ठाणाणि वा, गयजूहियट्ठाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्ज गमणाए। (९६१)

से भिक्खू वा भिक्खुणी वा जाव सुणेति, तंजहा,–अक्खाइयट्ठाणाणि वा[2], माणुम्माणियट्ठाणाणि वा, महयाहयणट्ट–गीय–वाइय–तंति–तल–ताल–तुडिय–पडुप्पवाइयट्ठाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्ज गमणाए। (९६२)

से भिक्खू वा भिक्खुणी वा जाव सुणेति, तंजहा,–कलहाणि वा, डिंबाणि वा, ड-

1 पूर्वमिति द्वन्द्व वधूवरादिक तत्स्थानं वेदिकादि तत्र श्राव्यगेयादिशब्दश्रवणप्रतिज्ञया न गच्छेत। 2 आख्यायिकास्थानानि वा।

સાધુ અથવા સાધ્વીએ, ત્રિક (ત્રિભેટું), ચોક, ચોવાટું, કે ચોમુખ વગેરે સ્થળે થતા શબ્દો સાભળવા નહિ જવું (૯૫૮)

સાધુ અથવા સાધ્વીએ, મહિષસ્થાન, વૃષભસ્થાન, અશ્વશાળા, હાથીસ્થાન, તથા કપિંજલ વગેરે પક્ષીઓના સ્થાનમા થતા શબ્દો સાભળા નહિ જવુ. (૯૫૯)

સાધુ અથવા સાધ્વીએ પાડા, બળદ, ઘોડા, હાથી, કે કપિંજળ પક્ષિ વગેરેના યુદ્ધ થતા સાભળી ત્યાં સાભળવા નહિ જવુ, (૯૬૦)

સાધુ અથવા સાધ્વીએ વર કન્યાની ચોરીના સ્થાને, અથવા હાથી કે ઘોડાઓ જ્યાં રહેતા હોય તે સ્થાને શબ્દો સાભળવા નહિ જવુ (૯૬૧)

સાધુ અથવા સાધ્વીએ, વાર્ત્તાઓ થતી હોય તેવા સ્થળે, તોલ માપ થતા હોય તેવા સ્થળે. તથા જ્યાં મહોટાં નાચ ગીત કે વીણા–તાલ–મૃદંગાદિકના વાદિત્ર થતા હોય તે સ્થળે શબ્દો સાંભળવા નહિ જવું (૯૬૨)

સાધુ અથવા સાધ્વીએ જ્યા કલહ, ટંટાઓ, કે ડમર થતા હોય તેવા સ્થળે અથવા

मराणि वा, दोरज्जाणि वा, विरुद्धरज्जाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्ज गमणाए । (९६३)

से भिक्खू वा भिक्खुणी वा जाव सद्दाइं सुणेति खुड्डियं दारियं परिमुयं[1] मंडिया-लंकिय-निवुसमाणियं[2] पेहाए, एग पुरिसं वा वहाए णीणिज्जमाण पेहाए अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्ज गमणाए । (९६४)

से भिक्खू वा भिक्खुणी वा अण्णयराइं विरूवरूवाइं महासवाइं[3] एवं जाणेज्जा, तंजहा, बहुसगडाणि वा, बहुरहाणि वा, बहुमिलक्खूणि वा, बहु पच्चंताणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाइं महासवाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्ज गमणाए । (९६५)

से भिक्खू वा भिक्खुणी वा विरूवरूवाइं महुस्सवाइं एवं जाणेज्जा, तंजहा, इत्थीणि वा, पुरिसाणि वा, थेराणि वा, डहराणि वा, मज्झिमाणि वा, आभरणविभूसियाणि वा, गायंताणि वा, वायंताणि वा, णच्चंताणि वा, हसताणि वा, रमताणि वा, मोहंताणि वा, विपुलं असणपाणखाइमसाइमं परिभुजंताणि वा, परिभाइंताणि वा, विच्छड्डयमाणाणि वा, विग्गोवयमाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाइं महुस्सवाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्ज गमणाए । (९६६)

से भिक्खू वा भिक्खुणी वा णो इहलोइएहिं सद्देहिं, णो परलोइएहिं[4] सद्देहिं, णो

---

१ परिवृतां. २ नीयमानां अश्वादिना. ३ महाश्रवस्थानानि ४ पारापतादिकृतैः

જ્યાં બે રાજ્ય કે વિરૂદ્ધ રાજ્ય હોય તેવા સ્થળે શબ્દો સાંભળવા નહિ જવું. (૯૬૩)

સાધુ અથવા સાધ્વીએ સારી રીતે શણગારેલ નાની છોકરીને ઘણા જણોએ વીંટાયલી અને ઘોડાપર ચડાવીને લઇ જવાતી જોઇ, અથવા કોઇ પુરૂષને વધ કરવા લઇ જવાતો જોઈ ત્યાં સાંભળવા નહિ. જવું, (૯૬૪)

સાધુ અથવા સાધ્વીએ અનેક પ્રકારના મહા આશ્રવના સ્થાન, જેઓમાં ઘણાં ગાડાં, ઘણા રથ, ઘણા મ્લેચ્છ, કે ઘણા આજુબાજુના લોક એકઠાં થયાં હોય તેવા સ્થાનોમાં કાનથી શબ્દ સાંભળવાને નહિ જવું (૯૬૫)

સાધુ અથવા સાધ્વીએ અનેક પ્રકારના મહોત્સવો કે જેમાં સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ, બાળ, તથા જુવાનો શણગાર સજી ગાતા હોય, વજાવતા હોય, નાચતા હોય, હસતા હોય, રમતા હોય, મોહ પામતા હોય, તથા ઘણુ અશનપાનખાદિમસ્વાદિમરૂપ આહાર જમતા હોય, અરસપરસ દેતા લેતા હોય, છાંડતા હોય, કે સાચવી રાખતા હોય તેવા મહોત્સવોના સ્થળે શબ્દ સાંભળવા નહિ જવું. (૯૬૬)

સાધુ અથવા સાધ્વીએ સ્વજાતિના શબ્દોવડે અથવા વિજાતીયના શબ્દોવડે, સાંભળેલા

सुतेहिं सद्देहिं, णो असुतेहिं सद्देहिं, णो दिट्ठेहिं सद्देहिं, णो अदिट्ठेहिं सद्देहिं, णो सज्जेज्जा, णो रज्जेज्जा णो गिज्झेज्जा, णो मुज्झेज्जा, णो अज्झोवज्जेज्जा । (९६७)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि । ९६८

सद्दसत्तिक्कयं चउत्थं.



શબ્દો વડે અથવા વગર સાંભળેલા શબ્દો વડે, તેમજ દીઠેલા શબ્દો વડે અથવા અણદીઠેલા શબ્દોવડે, આસક્ત, રક્ત, ગૃદ્ધ મોહિત, કે તન્મય ન થવું. (૯૬૭)

એજ તે સાધુ અથવા સાધ્વીનો પરિપૂર્ણ આચાર છે કે તેમણે બધી બાબતોમાં સદા યત્નવંત રહેવું. (૯૬૮)



# रूपाख्य मेकविंशतितम मध्ययनम्.

[ एकोद्देशः ]

से भिक्खू वा (२) अहावेगयाइं रूवाइं पासइ, तंजहा, गंथिमाणि[1] वा, वेढिमाणि[2] वा, पूरिमाणि[3] वा, संघाइमाणि[4] वा, कट्ठकम्मणि वा[5], पोत्थकम्माणि वा, चित्तकम्माणि वा, मणिकम्माणि वा, दंतकम्माणि वा, मालकम्माणि वा, पत्तच्छेज्जकम्माणि वा, विविधाणि वा वेढिमाइं, अण्णयराइं तहप्पगाराइं विरूवरूवाइं चक्खुदंसणपडियाए णो अभिसंधारेज्ज गमणाए । (९६९)

एवं णेयव्वं जहासद्दपडियाए सव्वा वाइत्तवज्जा रूवपडियावि । (९७०)

( रूवसत्तिक्कयं पंचमं )

---

1 ग्रथितपुष्पादिनिर्मितस्वस्तिकादीनि 2 वस्त्रादिनिर्वर्तितपुत्तलिकादीनि. 3 यान्यंतः पुरुषाद्याकृतीनि. 4 चोलकादीनि 5 रथादीनि.

## અધ્યયન એકવીસમું.

### રૂપ

### પહેલો ઉદ્દેશ

(રૂપ જોઇ મોહિત ન થવું.)

સાધુ અથવા સાધ્વીએ, ફૂલથી રચેલ સ્વસ્તિકાદિક, વસ્ત્રવડે રચેલ પુતળીઓ, પુતળાઓ, રૂપડાંઓ, લાકડકામ, પુસ્તકો, ચિત્રકામ, મણિકામ, દાંતકામ, માળાઓ, કોતરકામ વગેરે અનેક કરામના કામો આંખથી જોવાના ઇરાદે જોવા નહિ જવું. (૯૬૯)

એ પ્રમાણે શબ્દાધ્યયનની માફકજ રૂપાધ્યયનની બિના જાણી લેવી. (૯૭૦)

# परक्रियाख्यं द्वाविंश मध्ययनम्



( एकोद्देश )

'परकिरियं अज्झत्थियं[1] संसेसियं[2] णो तं सातिए,[3] णो तं नियमे[4] । (९७१)

से[5] से[6] परो पाए आमज्जेज्ज वा, णो तं सातिए, णो तं नियमे । से से परो पायाइं संवाहेज्ज वा, पलिमद्देज्ज वा, णो तं सातिए, णो तं नियमे । से सेपरो पादाइं फुसेज्ज वा, रएज्ज वा, णो तं सातिए, णो तं नियमे । से से परो पादाइं तेल्लेण वा, घएण वा, वसाए वा, मक्खेज्ज वा, भिलिंगेज्ज वा, णो तं सातिए, णो तं नियमे । से से परो पादाइं लोद्धेण वा, कक्केण वा, चुण्णेण वा, वण्णेण वा, उल्लोलेज्ज वा, उव्वलेज्ज वा, णो तं सातए, णो त नियमे । से से परो पादाइं, सीतोदगवियडेण वा, उसिणोदगवियडेण वा, उच्छोलेज्ज वा, पधोएज्ज वा, णो त सातिए, णो तं नियमे । से से परो पादाइं अण्णयरेण विलेवणजातेण आलिंपेज्ज वा, विलिंपेज्ज वा, णो तं सातिए णो त नि-

१ आध्यात्मकीं आत्मनि क्रियमाणां २ सांश्लेषिकीं ३ स्वादयेत् अभिलषेत् ४ नियमयेत्–कारयेत् वाचा कायेनच. ५ तस्य ६ स परः

# અધ્યયન બાવીશમું.

## પરક્રિયા.



## પહેલો ઉદ્દેશ

(બીજાની ક્રિયામાં મુનીએ કેમ વર્ત્તવુ.)

મુનિના શરીરમાં કોઇ ગૃહસ્થ કર્મબંધજનક ક્રિયા કરે તો તે મુનિએ ઇચ્છવું નહિ અને નિયમવું[1] પણ નહિ. (૯૭૧)

(દાખલા તરીકે) કોઇ ગૃહસ્થ[2] મુનિના પગ સાફ કરે, ચાંપે, ઘસે, અડકે, રંગે, તેલ ઘી, કે ચરબીથી મસળે કે ચોપડે, લોદર ક્ષાર લોટ કે ભૂકાવડે ઉઘટે કે લીપે, ઠંડા કે ગરમ પાણીથી છાંટે કે ધુવે, ગમે તે જાતના વિલેપનવડે લીપે, ગમે તે જાતનાધૂપથી ધૂપિત કરે,

૧ ઇહાં ટીકાકાર તથા બાળાવબોધકર્ત્તા "નિયમવું" એ પદનો અર્થ એવો કરે છે કે ઇચ્છવું નહિ તે મનવડે ચહાવું નહિ અને નિયમવું નહિ તે વચન તથા કાયાવડે કરાવવું નહિ પરંતુ ઇંગ્રેજી ભાષાંતર કર્ત્તા એમ અર્થ કરે છે કે ઇચ્છવુ નહિ અને "નિયમવુ" એટલે અટકાવવું પણ નહિ.
૨ ધર્મશ્રદ્ધાથી (ટીકા)

यमे । से से, परो पाढाइ अण्णयरेण धूवजाएण धूवेज्ज वा, पधूवेज्ज वा णो तं सातिए, णो त नियमे । से से परो पादाओ खाणु वा कटय वा णीहरेज्ज वा, विसोहेज्ज वा, णो त सातिए, णो तं नियमे । से से परो पादाओ पूयं वा सोणियं वा णीहरेज्ज वा विसोहेज्ज वा, णो त सातिए, णो त नियमे । (९७२)

से से परो कायं आमज्जेज्ज वा पमज्जेज्ज वा, णो तं सातिए णो तं नियमे। से से परो कायं संवाहेज्ज वा, पलिमद्देज्ज वा, णो तं सातिए, णो तं नियमे। से से परो कायं तेल्लेण वा घएण वा वसाए वा मक्खेज्ज वा, अब्भगेज्ज वा, णो त सातिए, णो त नियमे। से से परो काय लोद्देण वा कक्केण वा चुण्णेण वा वण्णेण वा, उल्लोलेज्ज वा, उव्वलेज्ज वा, णो त सातिए णो त नियमे। से से परो कायं सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पहोएज्ज वा, णो त सातिए, णो तं नियमे। से से परो कायं अण्णयरेणं विलेवणजातेण आलिंपेज्ज विलिंपेज्ज वा, णो तं सातिए णो तं नियमे। से से परो कायं अण्णयरेणं धूवणजातेण धूवेज्ज वा पधूवेज्ज वा, णो तं सातिए णो तं नियमे। (९७३)

से से परो कायंसि वणं आमज्जेज्ज वा, पमज्जेज्ज वा, णो तं सातिए णो तं नियमे। से से परो कायंसि वणं संवाहेज्ज वा पलिमद्देज्ज वा णो तं सातिए णो तं नियमे। से से परो कायंसि वणं तेल्लेण वा घएण वा वसाए वा मक्खेज्ज वा भिलंगेज्ज वा, णो तं सातिए णो तं नियमे। से से परो कायंसि वणं लोद्देण वा कक्केण वा चुण्णेण वा वण्णेण वा उल्लोडेज्ज वा, उव्वलेज्ज वा, णो तं सातिए णो तं नियमे । से से परो कायंसि वणं सीतोदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा, पधोवेज्ज वा, णो तं सातिए, णो तं नियमे । से से परो कायंसि वण अण्णयरेण सत्थजातेणं अच्छिदेज्ज वा विच्छिदेज्ज वा णो तं सातिए, णो तं नियमे। से से परो अण्णयरेणं सत्थजातेणं अच्छिदित्ता, पूयं वा सोणिय वा, णीहरेज्ज वा विसोहेज्ज वा, णो त सातिए णो तं नियमे। (९७४)

से से परो कायंसि गडं वा, अरतियं वा, पुलयं वा, भगंदलंवा, आमज्जेज्ज वा पमज्जेज्ज वा, णो त सातिए, णो तं नियमे। से से परो कायंसि गडं वा, अरतिय वा, पुलयं वा, भगंदलं वा संवाहेज्ज वा पलिमद्देज्ज वा, णो त सातिए णो त नियमे। से से परो कायंसि गडं वा जाव भगंदलं वा तेल्लेण वा घएण वा वसाए वा मक्खेज्ज वा भिलिंगेज्ज वा, णो तं सातिए णो त नियमे। से से परो कायसि गंडं वा जाव भगंदलं वा लोद्देण वा कक्केण वा चुण्णेण वा वण्णेण वा उल्लोडेज्ज वा उव्वलेज्ज वा, णो तं साति-

અથવા પગમાથી ખીલુ કે કાટું કહાડી ચોખુ કરે અથવા પરૂ કે લોહી કહાડી ચોખું કરે તો તેને ઇચ્છવુ પણ નહિ અને નિયમવું પણ નહિ (૯૭૨)

એજ રીતે મુનિના શરીર, શરીરમા રહેલા વ્રણ (ચાઠા), ગડ (ગુમડાં), અર્શ, વાળાં તથા ભગંદર વિષે પણ પ્રત્યેક બાબતમાં સમજી લેવું (૯૭૩-૯૭૪-૯૭૫)

ए णो त नियमे। से से परो कायसि गंड वा जाव भगदलं वा, सीतोदगवियडेण वा उ-सिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पधोवेज्ज वा, णो त सातिए णो त नियमे। से से परो कायसि गंड वा जाव भगदलं वा अण्णयरेणं सत्थजाएणं अच्छिंदेज्ज वा विच्छिंदेज्ज वा, से से परो अण्णयरेणं सत्थजाएणं अच्छिंदित्ता वा विच्छिंदित्ता वा पूयं वा सोणियं वा णीह-रेज्ज वा विसोहेज्ज वा, णो त सातिए णो तं नियमे। (९७५)

से से परो कायाओ सेयं वा जल्लं वा णीहरेज्ज वा विसोधेज्ज वा, णो तं सातिए णो तं नियमे। (९७६)

से से परो अच्छिमलं वा, कण्णमलं वा, णहमलं वा, णीहरेज्ज वा विसोहेज्ज वा णो तं सातिए० (९७७)

से से परो दीहाइं वालाइं, दीहाइं रोमाइं, दीहाइं भमुहाइं, दीहाइं कक्खरोमाइं दीहाइं वत्थिरोमाइं, कप्पेज्ज वा संठवेज्ज वा, णो त सातिए० (९७८)

से से परो सीसाओ लिक्खं वा जूयं वा णीहरेज्ज वा विसोहेज्ज वा, णो तं सा-तिए० (९७९)

से से परो अंकंसि वा पलियंकंसि वा तुयट्टावेज्जा, पादाइं आमज्जेज्ज वा पमज्जेज्ज वा–एवं हेट्ठिमो गमो पायादि भाणियव्वो। से से परो अंकंसि वा पलियंकंसि वा तुयट्टा-वेत्ता हारं वा, अद्धहारं वा उरत्थं वा, गेवेयं वा, मउडं वा, पालंबं वा, सुवण्णसुत्तं वा, आविंधेज्ज वा, पिणिधेज्ज वा, णो त सातिए० (९८०)

से से परो आरामंसि वा उज्जाणंसि वा णीहरित्ता वा पिसोहित्ता वा पायाइं आ-मज्जेज्ज वा, पमज्जेज्ज वा, णो त सातिए० (९८१)

વળી કોઇ ગૃહસ્થ મુનિના શરીરથી મળ ઉતારે કે તેને સાફ કરે કે અક્ષિમલ, કર્ણમલ અથવા નખમલ ઉતારે કે સાફ કરે તો તે પણ ઇચ્છવું કે નિયમવું નહિ (૯૭૫–૯૭૭)

વળી કોઇ મુનિના વાલ, રોમ, ભવા, કાખના રોમ, તથા ગુહ્ય પ્રદેશના રોમ લાંબા દેખી કાપે કે સુધારે તો તે પણ ઇચ્છવું કે નિયમવું નહિ (૯૭૮)

વળી કોઇ મુનિના માથામાંથી લીખ કે જૂ કાઢે કે શોધે તો તે પણ ઇચ્છવું કે નિ-યમવું નહિ (૯૭૯)

વળી કોઈ મુનિને ખોલામાં કે પલંગ પર સુવાડી પગ વગેરેની પૂર્વોક્ત ક્રિયા કરે અથવા હાર, અર્ધહાર, ઉરઃસ્થ આભરણ, ગ્રૈવેયાભરણ, મુગટ, પ્રલંબ (માળા) કે સુવર્ણસૂત્ર (સોનાનો દોરો) પહેરાવે તો તે પણ ઇચ્છવું કે નિયમવું નહિ (૯૮૦)

એજ રીતે કોઇ મુનિને આરામ કે ઉદ્યાનમાં લઇ જઇ પગ વગેરેની પૂર્વોક્ત ક્રિયા કરે તો ત્યાં પણ તેમજ સમજવું (૯૮૧)

एवं णेतव्वा अण्णमण्णकिरियावि । (९८२)

से से परो सुद्धेणं वतिबलेणं[1] तेइच्छं[2] आउट्टे, से से परो असुद्धेणं वतिबलेणं तेइच्छं आउट्टे, से से परो गिलाणस्स सचित्ताई कंदाणि वा मूलाणि वा तयाणि वा हरियाणि वा, खणेण वा कड्ढेण वा कड्ढावेण वा, तेइच्छं आउट्टेज्जा, णो तं सातिए. (९८३)

कट्टु वेयणा,[3] पाणभूतजीवसत्ता वेयणं वेदेंति । (९८४)

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं, जं सव्वट्ठेहिं सहिते समिते सदाजए, सेय मिणं मण्णेज्जासि त्ति बेमि. (९८५)

( परकिरियासत्तिक्कयं समत्तं छट्ठं )

---

१ वाग्बलेन-मंत्रादिसामर्थ्येन २ चिकित्सां. ३ कृत्वा वेदनाः (परेषां.)

આજ રીતે અન્યોન્ય ક્રિયા ( મુનિઓમાં એકબીજા તરફથી કરેલી ક્રિયા ) બાબત પણ સમજી લેવું. (૯૮૨)

કોઈ ગૃહસ્થ શુદ્ધ કે અશુદ્ધ વચનબળ ( મંત્ર ) થી, અથવા કંદ, મૂળ, છાલ, કે લીલોતરી કહાડી કે કઢાવી લાવી માંદા મુનિની ચિકિત્સા કરે તો તે પણ ઇચ્છવું કે નિયમવું નહિ. (૯૮૩)

કારણ કે દરેક પ્રાણુ-ભૂત-જીવ-સત્વ ( પૂર્વે ) બીજાને ઉપજાવેલ વેદના હમણા પોતે ભોગવે છે. ( એમ વિચારવું ) (૯૮૪)

એજ ખરેખર સાધુ તથા સાધ્વીના આચારની સંપૂર્ણતા છે કે તેમણે સર્વ બાબતોમાં સદા યત્નવંત રહેવું, અને એજ શ્રેય માનવું, એમ હું કહું છું (૯૮૫)



# अन्योन्यक्रियाख्यं त्रयोविंशतितम मध्ययनम्

( एकोद्देश )

से भिक्खू वा भिक्खुणी वा अण्णमण्णकिरियं अज्झत्थियं[1] संसेइयं[2], नो तं सातिए, नो तं नियमे । (९८६)

से मे अण्णमण्णो पाए आमज्जेज्ज वा पमज्जेज्ज वा णो त सातिए, णो तं नियमे । (९८७)

सेसं तं चेव. (९८८)

एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं (९८९)

( अन्नुन्नकिरियासत्तिक्कयं समत्तं सत्तमं )

१ आध्यात्मिकीं २ सांश्लेषिकीं.

## અધ્યયન ત્રેવીસમું

### અન્યોન્ય ક્રિયા

### ઉદ્દેશ પહેલો.

( મુનિઓએ અરસપરસ થતી ક્રિયામાં કેમ વર્ત્તવું ? )

સાધુ અથવા સાધ્વીએ પોતામાં કરાતી અન્યોન્ય કર્મબંધકારક ક્રિયા પેટે ઇચ્છવું કે નિયમવું નહિ. (૯૮૬)

ઇહાં પણ પરક્રિયામાં વર્ણવેલા પગ વગેરેના દરેક આલાપક લાગુ પાડવા. (૯૮૭-૯૮૮)

એ સર્વ મુનિ તથા આર્યાના આચારની સંપૂર્ણતા છે કે તેમણે બધી બાબતોમાં યત્નવંત થઈ વર્તવું. (૯૮૯)

तृतीया चूला.

# भावनाख्यं चतुर्विंशतितम मध्ययनम्

तेणं कालेणं तेणं समएणं, समणे भगवं महावीरे पंचहत्थुत्तरे[1] यावि होत्था:-हत्थुत्तराहिं चुए-चइत्ता गब्भं वक्कंते; हत्थुत्तराहिं गब्भाओ गब्भं साहरिए; हत्थुत्तराहिं जाए; हत्थुत्तराहिं सव्वओ सव्वत्ताए मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वइए, हत्थुत्तराहिं कसिणे पडिपुण्णे अव्वाघाए निरावरणे अणंते अणुत्तरे केवलवरणाणदंसणे समुप्पन्ने। साइणा भगवं परिनिव्वुए। (९९०)

समणे भगवं महावीरे, इमाए ओसप्पिणीए सुसमसुसमाए समाए वीतिक्कंताए, सुसमाए समाए वीतिक्कंताए, सुसमदुसमाए समाए वीतिक्कंताए, दुसमसुसमाए समाए बहुवीतिक्कंताए, पण्णत्तरीए वासेहिं, मासेहिय अद्धणवमेसेहिं, जे से गिम्हाणं चउत्थे मासे अट्ठमे पक्खे आसाढसुद्धे-तस्सणं आसाढसुद्धस्स छट्ठीपक्खेणं हत्थुत्तराहिं णक्खत्तेणं जोगोवगएणं, महाविजय-सिद्धत्थ-पुप्फुत्तर-पवरपुंडरीय-दिसासोवत्थिय-वद्धमाणाओ महाविमाणाओ, वीसं सागरोवमाइं आउयं पालइत्ता आउक्खएणं भवक्खएणं ठितिक्खएणं चुए; चइत्ता

१ हस्त उत्तरो यासां उत्तरफाल्गुनीनां ता हस्तोत्तराः ताश्च पंचसु स्थानेषु संवृत्ता यस्य स पंचहस्तोत्तर.

ત્રીજી ચૂલિકા

# અધ્યયન ચોવીસમું

## ભાવના

( મહાવીર ચરિત્ર તથા પાંચ મહાવ્રતોની ભાવનાઓ. )

તે કાલે તે સમયે શ્રમણ ભગવાન મહાવીરને સંબંધે પાંચવાર ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર આવ્યું: તે એમ કે ઉત્તરાફાલ્ગુનીમાં ગર્ભથી ગર્ભાન્તરમાં અવતર્યા, ઉત્તરાફાલ્ગુનીમાં જન્મ્યા. ઉત્તરાફાલ્ગુનીમાં સર્વ (વસ્તુ) થી મૂકીને (અલગા થઈ) મુંડપણું ધરી ઘરવાસ છોડી અણગાર થયા, અને ઉત્તરાફાલ્ગુનીમાંજ સંપૂર્ણ પ્રતિપૂર્ણ વ્યાઘાતરહિત આવરણરહિત અનંત ઉત્કૃષ્ટ કેવળજ્ઞાનદર્શન પામ્યા. માત્ર ભગવાનનું નિર્વાણ સ્વાતિનક્ષત્રમાં થયું (૯૯૦)

શ્રમણ ભગવાન મહાવીર આ અવસર્પિણીના સુષમસુષમા, સુષમા, અને સુષમદુઃષમા એ ત્રણ આરા વ્યતીત થતાં અને ચોથા દુઃષમસુષમાના પણ માત્ર ૫ચોતેર વર્ષ અને સાડાનવમાસ બાકી રહેતાં ઉનાળાના ચોથા માસે આઠમા પક્ષે અષાડ સુદી છઠ્ઠના દિને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રે પુષ્પોત્તર મહાવિમાન કે જેને મહાવિજય, સિદ્ધાર્થ, પ્રવરપુંડરીક, તથા દિશાસૌવસ્તિક પણ કહે છે ત્યાંથી વીસ સાગરોપમ આયુ પૂરું કરી આયુ, ભવ, તથા સ્થિતિનો ક્ષય થતાં ચ-

इहखलु जंबुद्दीवे दीवे, भारहे वासे, दाहिणड्ढभरहे, दाहिण-माहणकुंडपुरसंणिवेससि, उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स, देवाणंदाए माहणीए जालंधरायणसगोत्ताए सीह-ब्भवभूएणं अप्पाणेणं कुच्छिंसि गब्भं वक्कंते। (९९१)

समणे भगवं महावीरे तिणाणोवगए यावि होत्था। चइस्सामि त्ति जाणइ; चुए मित्ति जाणइ, चयमाणे ण जाणइ; सुहुमे ण से काले पण्णत्ते। (९९२)

तओणं समणे भगवं महावीरे अणुकंपतेणं देवेण "जीय मेयं" ति कट्टु, जे से वासाणं तच्चे मासे पंचमे पक्खे आसोयबहुले, तस्सणं आसोयबहुलस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं णक्खत्तेणं जोगोवगतेणं, बासीतीहिं रातिदिएहिं वीतिक्कंतेहिं तेसीतिमस्स रातिंदियस्स परियाए वट्टमाणे, दाहिण-माहणकुंडपुरसंणिवेसाओ उत्तर-खत्तियकुंडपुरसंणिवेसंसि, णायाणं खत्तियाणं सिद्धत्थस्स खत्तियस्स कासवगोत्तस्स तिसलाए खत्तियाणीए वासिट्ठसगोत्ताए असुभाणं पोग्गलाणं अवहार करेत्ता सुभाण पोग्गलाणं पक्खेवं करेत्ता कुच्छिंसि गब्भं साहरिए। जे विय तिसलाए खत्तियाणीए कुच्छिंसि गब्भे, तंपिय दाहिण-माहणकुंडपुरसंणिवेसंसि उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स देवाणंदाए माहणीए जालंधरायणसगोत्ताए कुच्छिंसि गब्भं साहरिए।(९९३)

समणे भगवं महावीरे तिण्णाणोवगए यावि होत्थाः-साहरिज्जिस्सामि त्ति जाणइ, साहरिएमित्ति जाणइ; साहरिज्जमाणे वि जाणइ, समणाउसो। (९९४)

ચ્યવીને ઇહાં જંબુદ્વીપમાં ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમાં દક્ષિણ બ્રાહ્મણકુંડપુરસ્થાને કોડાલગોત્રી ઋષભદત્ત બ્રાહ્મણના ઘરે જાલંધરાયણ ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુખે સિંહના બચ્ચાની માફક અવતર્યા. (૯૯૧)

શ્રમણ ભગવાન મહાવીર આ વેલાએ ત્રણજ્ઞાન સહિત હતા. તેથી હું ચવીશ એવું જાણતા; ચવ્યો છું એ પણ જાણતા; પણ ચવતી વેલા નહિ જાણતા, કારણ ચવવાનો કાલ ઘણો સૂક્ષ્મ કહેલ છે (૯૯૨)

ત્યારબાદ શ્રમણ ભગવાન મહાવીરને અનુકંપાવાન એટલે ભક્તિવાલા દેવતાએ પોતાના જીત એટલે હમેશના આચારને અનુસરી વર્ષાઋતુના ત્રીજા માસે પાંચમા પક્ષે આસો વદિ ૧૩ ના દિને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રે બ્યાસી દિન વીત્યાકેડે ત્યાસીમા દિને દક્ષિણ બ્રાહ્મણકુંડપુર સ્થાનથી ઉત્તરમા આવેલા ક્ષત્રિયકુંડપુરસ્થાનમા જ્ઞાતવંશી કાશ્યપગોત્રીય સિદ્ધાર્થ ક્ષત્રિયના ઘરે વાશિષ્ટગોત્રવાળી ત્રિશલા ક્ષત્રિયાણીની કુખે અશુભ પુદ્ગલો અપહરી શુભ પુદ્ગલોનો પ્રક્ષેપ કરી ગર્ભમા દાખલ કર્યા (૯૯૩)

આ વેળાએ પણ શ્રમણ ભગવાન મહાવીર ત્રણજ્ઞાનવંત હોવાથી હે આયુષ્મન્ શ્રમણો, ગર્ભાંતરમા મારૂં સંહરણ થશે, થયું તથા થાય છે એ ત્રણે કાલ જાણતા. (૯૯૪)

तेणं कालेणं तेणं समएणं तिसला खत्तियाणी, अह अन्नया कयाइ णवण्हं मासाणं बहुपडिपुण्णाणं अट्ठट्ठमाणं राइंदियाणं वीतिक्कंताणं, जे से गिम्हाणं पढमे मासे दोच्चे पक्खे चित्तसुद्धे, तस्स णं चित्तसुद्धस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं जोगोवगतेणं, समणं भगवं महावीरं आरोयारोयं पसूया। (९९५)

जंणं राइं तिसला खत्तियाणी समणं भगवं महावीरं आरोयारोयं पसूया, तं णं राइं भवणवइ–वाणमंतर–जोइसिय–विमाणवासि–देवेहि य देवीहि य उवयंतेहि य उप्पयंतेहि य एगे महं दिव्वे देवुज्जोए देवसण्णिवाते देवकहक्कहे उप्पिंजलगभूतयावि होत्था। (९९६)

जं णं रयणिं तिसला खत्तियाणी समणं भगवं महावीरं आरोयारोयं पसूया, तं णं रयणिं बहवे देवा य देवीओ य एगं महं अमयवासं च, गंधवासं च, चुण्णवासं च, पुप्फवासं च, हिरण्णवासं च, रयणवासं च, वासिंसु। (९९७)

जंणं रयणिं तिसला खत्तियाणी समणं भगवं महावीरं आरोयारोयं पसूया, तंणं रयणिं भवणवइ–वाणमंतर–जोतिसिय–विमाणवासिणो देवाय देवीओ य समणस्स भगवओ महावीरस्स कोतुगभूतिकम्माइं तित्थयराभिसेयं च करिंसु। (९९८)

जतोणंपभिर्ति भगवं महावीरे तिसलाए खत्तियाणीए कुच्छिंसि गब्भं आहुए, ततोणं पभितिं तं कुलं विपुलेणं हिरण्णेणं सुवण्णेणं धणेणं धण्णणं माणिक्केणं मोत्तिएणं संखसिलप्पवालेणं अतीव अतीव परिवड्ढइ। ततोणं समणस्स भगवओ महावीरस्स अम्मापियरो एयमट्ठं जाणित्ता, णिव्वत्तदसाहंसि वोक्कंतंसि सुचिभूतंसि विपुलं असणपाणखाइमसाइमं उव-

તે કાલે તે સમયે ત્રિશલા ક્ષત્રિયાણીએ નવમાસ પૂરા થયા બાદ સાડા આઠ દિન વીતે છતે ઉનાળાના પેલા માસે બીજે પક્ષે ચૈત્ર સુદિ ૧૩ ના દિને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રે શ્રમણ ભગવાન મહાવીરને ક્ષેમકુશલે જન્મ આપ્યું. (૯૯૫)

જે રાતે ત્રિસલા ક્ષત્રિયાણીએ ભગવાનને જન્મ આપ્યું તે રાતે ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષિક તથા વિમાનવાસિ દેવદેવીઓના ઉતરવા તથા ઉપડવાથી એક મહાન દિવ્ય દેવોનો ઉદ્યોત, દેવોનો મેળાવડો, દેવોની કથ કથા (વાતચીત) તથા પ્રકાશ થઇ રહ્યો હતો. (૯૯૬)

વળી તે રાતે ઘણા દેવદેવીઓએ એક મહોટી અમૃતની વૃષ્ટિ, ગંધની વૃષ્ટિ, ચૂર્ણની વૃષ્ટિ, ફૂલની વૃષ્ટિ, સોનારૂપાની વૃષ્ટિ તથા રત્નોની વૃષ્ટિ વર્ષાવી. (૯૯૭)

અને એજ રાતે ચારે જાતના દેવદેવીઓએ મળી ભગવાન મહાવીરનું કૌતુકકર્મ, ભૂતિકર્મ, તથા તીર્થંકરાભિષેક કર્યો. (૯૯૮)

જ્યારથી ભગવાન મહાવીર ત્રિશલા ક્ષત્રિયાણીની કૂખે આવ્યા ત્યારથી તેમનું કુલ ઘણા સોનારૂપા, ધનધાન્ય, માણેક મોતી, તથા (ઉત્તમ જાતના) શંખ પત્થર અને પરવાળાથી બહુ બહુ વધવા માડ્યું. તેથી ભગવાનના માબાપે એ અર્થ જાણીને દશદિવસ વ્યતિક્રાંત થતાં

क्खडावति, विपुलं असणपाणखाइमसाइम उवक्खडावेत्ता मित्तणातिसयणसंबंधिवग्गं उव-णिमंतेति, उवणिमंतेत्ता बहवे समणमाहणकिवणवणीमगाभिच्छंडगपंडगारतीणं विच्छड्डेंति विग्गोवेंति विस्साणेति दातारेसु ण दायं पज्जभाएंति, विच्छड्डित्ता विग्गोवित्ता विस्साणित्ता दायारेसु ण दायं पज्जाभाइत्ता मित्तणाइसयणसंबंधिवग्गं भुंजावेंति, मित्तणाइसयणसंबंधि-वग्गं भुंजावेत्ता मित्तणाइसयणसंबंधिवग्गेण इमेयारूवं णामधेज्जं करेंति–जओण पभिइं इमे कुमारे तिसलाए खत्तियाणीए कुच्छिंसि गब्भे आहूए, ततोण पभिइं इमं कुलं, विपुलेणं हिरण्णेण, सुवण्णेण, धण्णेणं, धणेण, माणिक्केण, मोत्तिएणं, संखसिलप्पवालेण, अतीव अतीव परिवड्ढइ–त होउणं कुमारे " वद्धमाणे " । (९९९)

तओण समणे भगवं महावीरे पंचधातिपरिवुडे–तजहा, खीरधाईए, मज्जणधाईए, मंडावणधाईए, खेल्लावणधाईए, अंकधाईए–अंकाओ अंकं साहरिज्जमाणे रम्मे मणिकोट्टि-मतले, गिरिकंदरसमल्लीणे व चंपयपायवे, अहाणुपुव्वीए संवड्ढइ । (१०००)

तओणं समणे भगवं महावीरे विण्णायपरिणये विणियत्तबालभावे अणुस्सयाइं, उरा-लाइं माणुस्सगाइं पंचलक्खणाइं कामभोगाइं सद्दफरिसरसरूवगंधाइं परियारेमाणे ओमं चति विहरति । (१००१)

समणे भगवं महावीरे कासवगोत्ते; तस्सणं इमे तिण्णि णामधेज्जा एव माहिज्जंति.–अम्मापिउसंतिए " वद्धमाणे, " सहसमुदिए " समणे; " भीमभयभेरवं उरालं अचेलयं परी-सह सहइ त्ति कट्टु देवेहिं से णामं कयं " समणे भगवं महावीरे " । (१००२)

ચોખાઇ અને પવિત્રતા થતાં ઘણુ અસનપાનખાદિમસ્વાદિમરૂપ આહાર તૈયાર કરાવી, મિત્ર, જ્ઞાતિ, સ્વજન તથા સબધિવર્ગને નોતરી ઘણા શ્રમણ બ્રાહ્મણ કૃપણ ભિખારી આધલા પાંગલા અને દર્દીઓને આહાર આપી તેમજ પોતાની ન્યાતમાં વેચી કરીને પછી ( નોતરેલા ) મિત્રજ્ઞાતિ સ્વજન સબધિઓને જમાડી કરીને તેમની રૂબરૂમા કુલની થતી વૃદ્ધિ જણાવીને કુમારનુ "વર્ધમાન" એવુ નામ આપ્યુ (૯૯૯)

હવે શ્રમણ ભગવાન્ મહાવીરના માટે પાચ ધાત્રી (દાઇઓ) રાખવામા આવી, જેવી કે દૂધ ધવાડનાર ધાત્રી, સ્નાનકરાવનાર ધાત્રી, સણગાર કરાવનાર ધાત્રી, ખેલાવનાર ધાત્રી, અને ખોલામા સભાલનાર ધાત્રી. એ પાચ ધાત્રીયોથી પરિવર્યા થકા અને એકના ખોલામાંથી બીજાના ખોલામા જતા થકા રમ્ય રત્નતળવાળા મકાનમા રહી ગિરિગુફામા [પવનથી] બચી રહેલા ચપકવૃક્ષની માફક અનુક્રમે વધવા લાગ્યા (૧૦૦૦)

ત્યારબાદ શ્રમણ ભગવાન્ મહાવીરે વિશેષજ્ઞાન અને અનુભવવાળા હોઇ બાલ્યાવસ્થા વીતા અનુત્સુકપણે ઉત્તમ પ્રકારના મનુષ્યસબધી શબ્દ–સ્પર્શ–રસ–રૂપ–ગધ એ પાચે પ્રકારના કામભોગ ભોગવતા થકા કાળ વ્યતિક્રમ કર્યો. (૧૦૦૧)

ભગવાન્ કાશ્યપગોત્રીય હતા. તેમના આ ત્રણ નામ બોલાય છે – માબાપે વર્દ્ધમાન એવુ નામ પાડયુ, સહજગુણોથી શ્રમણ એવુ નામ પડયુ, અને ભયકર મહાન્ અચેલ પરીષહ સહન કરતાં દેવોએ "શ્રમણ ભગવાન્ મહાવીર" એવુ નામ કર્યુ (૧૦૦૨)

समणस्स भगवओ महावीरस्स पिता कासवगोत्तेणं; तस्सणं तिण्णि णामधेज्जा एव माहिज्जंति, तंजहा–सिद्धत्थेति वा, सेज्जंसेति वा, जसंसे ति वा। (१००३)

समणस्स णं भगवओ महावीरस्स अम्मा वासिट्ठस्सगोत्ता; तीस्सेणं तिण्णि णामधेज्जा एव माहिज्जंति, तंजहा–तिसला ति वा, विदेहदिण्णा ति वा, पियकारिणी ति वा। (१००४)

समणस्स णं भगवओ महावीरस्स पित्तियए सुपासे कासवगोत्तेणं। समणस्स णं भगवओ महावीरस्स जेट्ठे भाया णंदिवद्धणे कासवगोत्तेणं। समणस्स णं भगवओ महावीरस्स जेट्ठा भइणी सुदंसणा कासवगोत्तेणं। समणस्स णं भगवओ महावीरस्स भज्जा जसोया गोत्तेण कोडिण्णा। समणस्स णं भगवओ महावीरस्स धूया कासवगोत्तेणं; तीसे णं दो णामधेज्जा एव माहिज्जंति, तंजहा–अणोज्जा ति वा, पियदंसणा ति वा। समणस्स णं भगवओ महावीरस्स णत्तुई कोसियगोत्तेणं; तीसे णं दो णामधेज्जा एव माहिज्जंति, तंजहा–सेसवई ति वा, जसवती ति वा। (१००५)

समणस्सणं भगवओ महावीरस्स अम्मापियरो पासावच्चिज्जा समणोवासगा यावि होत्था; तेणं बहूइं वासाइं समणोवासगपरियागं पालयित्ता छण्हं जीवनिकायाणं संरक्खणनिमित्तं आलोइत्ता निंदित्ता गरहित्ता पडिक्कमित्ता अहारिहं उत्तरगुणपायच्छित्तं पडिवज्जित्ता कुसमंथारं दुरुहित्ता भत्तं पच्चक्खाइंति; भत्तं पच्चक्खाइत्ता अपच्छिमाए मारणंतियाए सरीरसंलेहणाए झुसियसरीरा कालमासे कालं किच्चा तं सरीरं विप्पजहित्ता अच्चुए कप्पे देवत्ताए उववण्णा; तओणं आउक्खएणं ठिइक्खएण चुए, चवित्ता महाविदेहे वासे चरिमेणं ऊसासेणं सिज्झिस्संति, बुज्झिस्संति, मुच्चिस्संति, परिणिव्वाइस्संति, सव्वदुक्खाणं अंतं करिस्संति। (१००६)

ભગવાનના પિતા કાશ્યપ ગોત્રીય; તેમના ત્રણ નામ છે:–સિદ્ધાર્થ, શ્રેયાંસ, યશસ્વી (૧૦૦૩)

ભગવાનની માતા વાશિષ્ટ ગોત્રની; તેના ત્રણ નામ છે:–ત્રિશલા, વિદેહદિન્ના, પ્રિયકારિણી. (૧૦૦૪)

ભગવાનના કાકા સુપાર્શ્વ, મોટા ભાઈ નંદિવર્ધન, મોટી બ્હેન સુદર્શના, એ બધા કાશ્યપ ગોત્રીય હતા. ભગવાનની ભાર્યા યશોદા કૌડિન્ય ગોત્રની હતી. ભગવાનની પુત્રી કાશ્યપગોત્રની તેના બે નામ છે.—અનવદ્યા, પ્રિયદર્શના. ભગવાનની દૌહિત્રી કૌશિક ગોત્રની તેના બે નામઃ–શેષવતી, યશોમતી. (૧૦૦૫)

ભગવાનના માબાપ પાર્શ્વ સંતાનીય[1] શ્રમણોના ઉપાસક હતા. તેઓ ઘણા વર્ષ શ્રમણોપાસકપણું પાળી છકાયના જીવની રક્ષાર્થે (પાપની) આલોચના[2] કરી નિંદી ગર્હી પડિક્કમી યથાયોગ્ય પ્રાયશ્ચિત લઈ દર્ભસંસ્તારક ઉપર બેશી ભક્તપ્રત્યાખ્યાન[3] કરી છેલ્લી મરણપર્યંતના શરીર–સંલેખના[4] વડે શરીર શોષી કાલસમયે કાલ કરી ને શરીર છોડી અચ્યુત કલ્પમાં[5] દેવપણે ઉત્પન્ન થયાં. ત્યાંથી આયુક્ષય થતાં ચવીને મહાવિદેહ ક્ષેત્રમાં છેલ્લે ઉસાસે સિદ્ધબુદ્ધ મુક્ત થઈ નિર્વાણ પામી સર્વ દુઃખનુ અંત કરશે (૧૦૦૬)

---

૧ પાર્શ્વનાથની પરંપરાના ૨ યાદગિરી ૩ આહારનો ત્યાગ ૪૫ અગમ્ય. ૪ શરીર–શોષક. ૫ બારમા દેવલોકમાં (આવશ્યક નિર્યુક્તિમાં ચોથા દેવલોકમાં ગયા એમ કહ્યુ છે)

तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे णाये णायपुत्ते णायकुलणिव्वत्ते विदेहे[1] विदेहदिण्णे[2] विदेहजच्चे[3] विदेहसुमाले[4], तीसं वासाइं विदेहंसि[5] कट्टु अगारमज्झे वसित्ता अम्मापिऊहिं कालगएहिं देवलोग मणुपत्तेहिं समत्तपइण्णे, चिच्चा हिरण्णं, चिच्चा सुवण्णं, चिच्चा बलं, चिच्चा वाहणं, चिच्चा धणधण्णकणयरयणसंतसारसावदेज्जं[6], विच्छड्डेत्ता, विगोवित्ता, विस्साणित्ता, दायारेसुणं दायं पज्जाभातित्ता, संवच्छरं दाणं दलइत्ता, जे से हेमंताणं पढमे मासे पढमे पक्खे मग्गसिरबहुले, तस्सणं मग्गसिरबहुलस्स दसमीपक्खेणं हत्थुत्तराहिं णक्खत्तेणं जोगोवगतेण अभिणिक्खमणाभिप्पाए यावि होत्था । (१००७)

संवच्छरेण होहिंति, अभिणिक्खमणं तु जिणवीरदाणं;
तो अत्थि संपदाण, पवत्ती पुव्वसूराओ । १ (१००८)

एगा हिरण्णकोडी, अट्ठेव अणूणया सयसहस्सा;
सूरोदयमादीयं, दिज्जइ जा पायरासोत्ति । २ (१००९)

तिण्णेव य कोडिसया, अट्ठासीतिंच होंति कोडीओ,
असियं च सयसहस्सा, एयं संवच्छरे दिण्णं । ३ (१०१०)

---

१ विशिष्टदेहः २ विदेहदिन्ना त्रिशल्या तस्या अपत्यं ३ विदेहजायाः जाता अर्चा शरीरं यस्य सः यद्वा विदेहः कंदर्पः यस्यो यस्य सः ४ विदेहे गृहवासे सुकुमालः ५ विदेहे गृहवासे ६ स्वापतेयं द्रव्यं.

તે કાલે તે સમયે જગત્ખ્યાત, જ્ઞાત (સિદ્ધાર્થ) પુત્ર, જ્ઞાતવંશોત્પન્ન, વિશિષ્ટદેહધારી, વિદેહા (ત્રિશલા) પુત્ર, કંદર્પજેતા, ગૃહવાસથી ઉદાસ એવા શ્રમણ ભગવાન્ મહાવીરે ત્રીશ વર્ષ ઘરવાસમાં વસી, માબાપ કાલગત થઇ દેવલોક પહોચતાં પોતાની પ્રતિજ્ઞા સમાપ્ત થઈ જાણી, સોનું રૂપું, સેનાવાહન, ધનધાન્ય, કનકરત્ન, તથા દરેક કીમતી દ્રવ્ય છોડી (દાનાર્થે) પાધરૂકરી, દાન દઈ, સીઆલાના પેલા માસમાં પેલે પક્ષે માગશર વદિ ૧૦ ના દિને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રના યોગે દીક્ષા લેવાનો અભિપ્રાય કર્યો. (૧૦૦૭)

( દોહરા. )

વર્ષાંતે લેનાર છે, દીક્ષા જિનવરરાય
તેથી સૂરજ ઊગતા, દાનપ્રવૃત્તિ કરાય ૧ (૧૦૦૮)

પ્રતિદિન સૂર્યોદય થકી, પહોર એક જ્યાં થાય
એક ક્રોડ આઠ સહસ, સોના મ્હોર અપાય. ૨ (૧૦૦૯)

વર્ષ એકમાં ત્રણુશો, અને અઠ્યાશી ક્રોડ
એંસી હજાર મ્હોરની, સંખ્યા પૂરી જોડ ૩ (૧૦૧૦)

वेसमणकुंडलधरा, देवा लोगंतिया महिड्ढीया
बोहिंति य तित्थयरं, पण्णरससु कम्मभूमीसु । ४ (१०११)

बंभमि य कप्पंमि य, बोद्धव्वा कण्हराइणो मज्झे
लोगंतिया विमाणा, अट्ठसुवत्था असंखेज्जा । ५ (१०१२)

एते देवणिकाया, भगवं बोहिंति जिणवरं वीरं
सव्वजगज्जीवहियं, अरहं तित्थं पवत्तेहि । ६ (१०१३)

तओणं समणस्स भगवओ महावीरस्स अभिणिक्खमणाभिप्पायं जाणेत्ता भवणवइ-वाणमंतर-जोइसिय-विमाणवासिणो देवाय देवीओ य सएहिं सएहिं रूवेहिं, सएहिं सएहिं णेवत्थेहिं, सएहिं सएहिं चिंधेहिं, सव्विड्ढीए, सव्वजुत्तीए, सव्वबलसमुदएणं, सयाइं सयाइं जाणविमाणाइं दुरुहंति, सयाइं सयाइं जाणविमाणाइं दुरुहित्ता अहाबादराइं पोग्गलाइं परिसाडेंति, अहाबादराइं पोग्गलाइं परिसाडित्ता अहासुहुमाइं पोग्गलाइं परियाइंति, अहासुहुमाइं पोग्गलाइं परियाइत्ता उड्ढं उप्पयंति, उड्ढं उप्पइत्ता ताए उक्किट्ठाए सिग्घाए चवलाए तुरियाए दिव्वाए देवगईए अहेणं उवयमाणा उवयमाणा तिरिएणं असंखेज्जाइं दीवसमुद्दाइं वीतिक्कममाणा वीतिक्कममाणा, जेणेव जंबुद्दीवे तेणेव उवागच्छंति, उवागच्छित्ता जेणेव उत्तरखत्तियकुंडपुरसंणिवेसे तेणेव उवागच्छंति, तेणेव उवागच्छित्ता जेणेव उत्तरखत्तियकुंडपुरसंणिवेसस्स उत्तरपुरत्थिमे दिसिभाए तेणेव झत्ति वेगेण उवट्ठिया। (१०१४)

तओणं सक्के देविंदे देवराया सणियं सणियं जाणविमाणं ठवेति, सणियं सणियं विमाणं ठवेत्ता सणियं सणियं जाणविमाणाओ पच्चोतरति, सणियं सणियं जाणविमाणाओ पच्चोतरित्ता एगंत मवक्कमेति, एगंत मवक्कमेत्ता महया वेउव्विएणं समुग्घाएणं समोहणंति,

કુંડળધારી વૈશ્રમણ, વળી લોકાંતિક દેવ
કર્મભૂમિ પંદર વિષે, પ્રતિબોધે જિનદેવ. ૪ (૧૦૧૧)

બ્રહ્મકલ્પ સુરલોકમાં, કૃષ્ણરાજીના માંહિ
અસંખ્યાત લોકાંતિકો-તણા વિમાન કહાય ૫ (૧૦૧૨)

એ દેવો જિન વીરને, સમજાવે એ વાત
સર્વ જીવહિત તીર્થ તું, પ્રવર્તાવ સાક્ષાત્. ૬ (૧૦૧૩)

તે પછી ભગવાનનો નિષ્ક્રમણાભિપ્રાય જાણીને ચારે નિકાયના દેવો પોતપોતાના રૂપ, વેશ, તથા ચિન્હો ધારણ કરી સઘળી ઋદ્ધિ, દ્યુતિ, તથા બળ સાથે પોતપોતાના વિમાનો પર ચડી બાદર પુદ્ગલો પલટાવી સૂક્ષ્મ પુદ્ગલોમાં પરણમાવી ઊંચે ઊપડી અત્યંત શીઘ્રતા અને ચપળતાવાળી દિવ્ય દેવગતિથી નીચે ઊતરતા તિર્યક્ લોકમાં અસંખ્યાતા દ્વીપસમુદ્ર ઉલ્લંઘીને જ્યાં જંબૂદ્વીપ છે ત્યાં આવી ક્ષત્રિયકુંડ નગરના ઇશાન કોણમાં ઊતાવળા આવી પહોચ્યા (૧૦૧૪)

ત્યારબાદ શક્ર નામે દેવના ઇંદ્રે ધીમે ધીમે વિમાનને ત્યાં થાપી, ધીમે ધીમે તેમાંથી ઊતરી, એકાંતે જઇ મોહોટો વૈક્રિય સમુદ્દ્ઘાત કરી એક મહાન્ મણિ-સુવર્ણ-તથા રત્નજડિત, શુભ, મનોહર રૂપવાળું દેવચ્છંદક વિકુર્વ્યું (બનાવ્યું) તે દેવચ્છંદકની વચ્ચોવચ્ચ મધ્યભાગે

महया वेउव्विएणं समुग्घाएणं समोहणित्ता, एगं महं णाणामणिकणगरयणभत्तिचित्तं सुभं
चारुकंतरूवं देवच्छंदयं विउव्वति, तस्सणं देवच्छंदयस्स बहुमज्झदेसभाए एगं महं सपाय-
पीढं सीहासणं णाणामणिकणयरयणभत्तिचित्तं सुभं चारुकंतरूवं विउव्वइ, विउव्वित्ता जे-
णेव समणे भगवं महावीरे तेणेव उवागच्छति; तेणेव उवागच्छित्ता समणं भगवं महावीरं
तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ, समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणं पयाहिणं
करेत्ता समणं भगवं महावीरं वंदति णमंसति; वंदित्ता णमंसित्ता समणं भगवं महावीरं
गहाय जेणेव देवच्छंदए, तेणेव उवागच्छति; उवागच्छित्ता सणियं सणियं पुरत्थाभिमुहे सी-
हासणे णिसीयावेइ; सणियं सणियं पुरत्थाभिमुहं णिसीयावेत्ता सयपागसहस्सपागेहिं तेल्ले
हिं अब्भंगेति; अब्भंगेत्ता गंधकासाइएहिं उल्लोलेति; उल्लोलित्ता सुद्धोदएणं मज्जावेइ; मज्जा-
वित्ता जस्स य मुल्लं सयसहस्सेहिं ति पडोलभित्तए पमाहिएणंण सीतएणं गोसीसरत्तचंदणेणं
अणुलिंपति; अणुलिंपित्ता इसि णिस्सासवातवोज्झं वरणगरपट्टणुग्गतं कुसलणरपसंसित अ-
स्सलालापेलवं छेयायरियकणगखचियंतकम्म हंसलक्खणं पट्टजुयलं णियंसावेइ; णियंसावेत्ता
हारं अद्धहारं उरत्थं एगावलिं पालंब-सुत्तपट्ट-मउड-रयणमालाइं आविधावेति, आविंधावेत्ता
गंठिम-वेढिम-पूरिम-संघातिमेण मल्लेणं कप्परुक्खमिव समालंकेति; समालंकेत्ता दोच्चंपि म-
हया वेउव्वियसमुग्घाएणं समोहणइ; समोहणित्ता एगं महं चंदप्पभं सिवियं सहस्सवा-
हिणिं विउव्वइ:-तंजहा, ईहामिय-उसभ-तुरग-णर-मकर-विहग-वाणर-कुंजर-रुरु-सरभ
चमर-सद्दूल-सीह-वणलय--विचित्तविज्जाहरमिहुणजुगल--जंतजोग--जुत्तं अच्चीसहस्समा-

એક તેવુજ રમણીય પાદપીઠિકાસહિત એક મહાન્ સિંહાસન વિકુર્વ્યું પછી જ્યાં
ભગવાન્ હતા ત્યાં આવીને ભગવાનને ત્રણવાર પ્રદક્ષિણા કરી વાંદી નમી ભગવાનને
લઇ જ્યાં દેવચ્છંદક હતું ત્યા આવી ધીમે ધીમે પૂર્વદિશાસામે ભગવાનને સિંહા-
સનમાં બેસાડયા પછી શતપાક[1] અને સહસ્રપાક[2] તેલોવડે મર્દન કરી ગંધકાષાયિક[3] વસ્ત્રવડે
લુછીને પવિત્ર પાણીથી નવરાવી, લક્ષમૂલ્યવાળુ થડું રક્તગોશીર્ષચંદન ઘસી તૈયાર કરી તે-
નાવડે લેપન કર્યું. ત્યારબાદ નિશ્વાસના લગારેકવાયુથી ચલાયમાન થનારાં, વખણાયલા નગર
કે પાટણમાં બનેલાં, ચતુરજનોમાં વખણાએલા, ઘોડાની લાળ જેવા મનહર, ચતુર કારીગરો-
એ સોનાથી ખચેલા, હંસ સમાન સ્વચ્છ બે વસ્ત્રો પહેરાવ્યા પછી હાર, અર્ધહાર, ઉરસ્થ,
એકાવળિ, પ્રાલંબ,[4] સૂત્રપટ્ટ,[5] મુકુટ, તથા રત્નમાળાદિ આભરણો પહેરાવ્યા પછી જૂદી જૂદી
જાતની ફૂલની માલાઓથી પુષ્પતરૂના માફક સણગાર્યા. પછી ઇંદ્રે પાછાં બીજીવાર વૈક્રિયસ-
મુદ્ઘાત કરી હજાર જણ ઉપાડી શકે એવી એક મહાન્ ચંદ્રપ્રભા નામે શિબિકા[6] વિકુર્વી. એ
શિબિકાનું વર્ણન આ પ્રમાણે છે–એ શિબિકા ઈહામૃગ,[7] બળદ, ઘોડા, નર, મગર, પક્ષી, વાનર,
હાથી, રૂરૂ[8], સરભ, ચમરીગાય, વાઘ, સીંહ, વનની લતાઓ, તથા અનેક વિદ્યાધરયુગ્મના
યંત્રયોગે કરી યુક્ત હતી તથા હજારો તેજરાશિઓથી ભરપૂર હતી, રમણીય અને ઝગ-
ઝગાયમાન હજારો ચિત્રામણોથી ભરપૂર અને દેદીપ્યમાન અને આંખથી સામે નહિ જોઇ શકાય
તેવી હતી, અનેક મોતીઓથી વિરાજિત સુવર્ણમય પ્રતરવાળી હતી, તથા ઝૂલતી મોતી-

---

૧-૨- સો તથા હજાર ઔષધિઓના પાકથી થએલ ૩ સુગંધવાસિત અને પીલારંગના
૪ લંબાયમાન માળા ૫ કંદોરો. ૬ પાલખી. ૭ ગાડરામૃગ ૮ અષ્ટાપદ

